# સ્ત્રીબોધ.

સ્તક ૬૫ મું. ]  જાન્યુઆરી, ૧૯૨૧.  [ અંક ૧ લો.

## ગૃહજીવનની સુંદરતા.

મૂળ અંગ્રેજીમાં લેખક રેવરંડ. જે. આર મીલર. ડી. ડી

[ અનુવાદક—ગ. કેશવપ્રસાદ દેસાઈ. ]

### પરિણિત જીવન.

ઘરોની વસ્તિ ઉપર લગ્નની જે મંગલાશિષ વરસે છે તે પર્વત પડતા ઝાકળ, વરસાદ જેવી છે, આ વરસાદથી હજારો ઝરણા ય છે, અને આ સુંદર ખીણોમાંથી વહેતા હજારો વહેળીયાના ) જતા કીનારા ઉપરની ઘાસ લીલીછમ રહે છે, અને અસંખ્ય મધુરો પમરાટ પ્રસરાવે છે.

ના પણ કેટલાએક જોડાય છે. અથવા તો આ કારણો, લગ્ન સમય પછીના પણ હોય છે, કારણ કે જેઓ પરિણિત જીવનનું ઉચ્ચ સુખ ભોગવી શકે તેમ હોય છે, તેઓમાંના ઘણાં, સુખી જીવનની ગુપ્ત વાત શીખ્યા નથી હોતાં તેથી તે ઉચ્ચ સુખ ભોગવી શકતા નથી.

આમાંની પ્રથમ ભૂલ ના થાય તે માટે, જેઓ લગ્ન કરવાનાં હોય તેમણે લગ્નની પવિત્રતા તથા ગંભિરતા બરોબર સમજવી જોઇએ. લગ્ન તો દૈવિ કાયદો છે, અને ઇશ્વરે મનુષ્યને ઉત્પન્ન કર્યાં તેની સાથેજ તે કાયદાનું નિર્માણ કર્યું હતું. એ કાંઇ મનુષ્યે સમયના વહેવા સાથે, પોતાની સગવડ માટે, કરેલી ગોઠવણ નથી. એ કાંઇ કોઇ પૃથ્વી ઉપરના ધારાશાસ્રીએ રચેલો કાયદો નથી. એ કાંઇ મનુષ્યને જંગલી સમયમાં પડી ગયેલી ટેવ નથી. લગ્ન ઉપર તો દૈવી ઇચ્છાની અને દૈવી આદેશની છાપ છે.

એક સગપણ તરિકે પૃથ્વી ઉપર તે અતિ નિકટનું અને પરમ પવિત્ર છે. બાળક અને માવિતરનું સગપણ ઘણું ગાઢ છે. શાસ્રમાં બાળકને પોતાના માતપિતાને માન આપવાનું, તેમને પૂજ્ય ગણવાનું, તેમને વળગી રહેવાનું, અને હરેક રીતે તેમનું જીવન આનંદપૂર્ણ કરવાનું કહ્યું છે. અને તે છતાંયે પિતૃપ્રેમ કરતાં દાંપત્ય પ્રેમને ઉચ્ચ કોટીએ મૂક્યો છે, કારણ કે પોતાના માતપિતાને મૂકીને, પોતાનું જૂનું ઘર તજીને મનુષ્યે પોતાની સ્રી સાથે રહેવાનું છે. લગ્ન પછી પતિની ઉચ્ચમાં ઉચ્ચ ફરજ પોતાની પત્નિ પ્રત્યે છે અને પત્નિની પતિ પ્રત્યે છે, બન્નેયે એકબીજાને અર્થેજ જીવન ગાળવાનું છે. જીવન સાટે જીવન અર્પવાનું છે. ગૃહના લાભ આગળ બીજા સર્વ લાભ લગ્ન પછી ગૌણ ગણવાના છે.

રામચંદ્રજી વનવાસ જવા નિકળ્યા, ત્યારે તેમણે કૌશલ્યા માતાની તો રજા લઇ તેમને ઘેર રહેવા કહ્યું, પણ સીતાજીને તો પોતાની સાથે લઇ ગયા.

લગ્ન સંબંધ ન તુટે તેવો છે. બંન્ને જણ સત્ય રીતે, પૂર્ણ પણે એકજ બને છે. તે પહેલાં તે બંને અધુરાં હોય છે, લગ્ન, એ અર્ધને એક સમગ્ર કરે છે. તેથી જીવનો એવાં તો ખરેખરાં, અને ઘટ્ટ એક થઇ જાય છે કે તે પછી બે નહિ પણ એકજ જીવન બની જાય છે; એવાં એકજાની થાય છે કે મૃત્યુ શીવાય બીજું કાંઇ તેમને જુદાં પાડી શકેજ નહિ. લગ્ન એ કાંઇ એક યા બીજા પક્ષની મરજીથી તોડી શકાય

તેવો કરાર નથી. લગ્ન થયાં પછી કોઇક વાર કદાચ એમ પણ માલુમ પડે કે બે જણા એક બીજાને ખરેખર અનુકુળ નથી; પહેલાં ન જણાયેલી ટેવો કે વર્તણુક એક પક્ષને બીજામાં માલૂમ પડે, અને લાગ આવે કે તે સબંધથી સુખ મળવું અશક્ય છે; પતિ ક્રુર કે તકરારી હોય અથવા પત્નિ મીજાસી, ઉડાઉ કે બેઆબરૂ હોય; તો પણ શાસ્ત્રો સ્પષ્ટ પણે કહે છે કે લગ્ન એકવાર થયું તે તોડી શકાયજ નહિ. ખ્રિસ્તિ શાસ્ત્રમાં એકજ ગુના માટે ( બિન વફાદારી માટે ) એમ લખ્યું છે કે ગુનેહગારને મરેલા તુલ્ય માની લઇને લગ્ન કરાર તોડવાની પક્ષને છુટ છે. આ શીવાય ખ્રિસ્તિના બોધમાં પણ લગ્નબંધથી તોડવા માટે બીજું કાંઇજ પ્રમાણ નથી. જ્યારે લગ્નવેદી સમક્ષ, ઈશ્વરની તથા મનુષ્ય સાક્ષીઓની હાજરીમાં, બે જણા એકબીજાનો હાથ ઝાલી પતિ પત્નિ થવાના સોગન લે છે, ત્યારે તે હાથ છોડાવનાર ફક્ત મોતજ હોઇ શકે. જીવનના અંત સુધી પવિત્ર રીતે એક બીજાનું સુખ સાચવવાનું અને ભલું કરવાનું તેઓ પણ લે છે.

લગ્ન સબંધની પવિત્રતા, તથા અખંડિતતા ધ્યાનમાં લઇને તથા તે સાથે ગુંથાએલી બીજી અનેક નાની મોટી બાબતો વિચારીને, એટલું તો લગ્ન પહેલાં જોવુંજ જોઇએ કે લગ્નથી જોડાનાર બન્ને જણા એક બીજાને અનુકુળ થઇ જશે, તેમનું જોડાણ સંપૂર્ણ બનશે, તથા એક બીજાને રીતસરના પણ સુખી કરશે. આ બાબત સ્પષ્ટ લાગે છે તો પણ તે ધ્યાનમાં રખાતી નથી તેથી તે તરફ લક્ષ આપવું જોઇયે. જો લગ્ન પહેલાં પ્રમાણિક પણે તેનો વિચાર થાય તો લગ્ન થયા પછી પસ્તાવાનું ઘણું ઓછું થઇ જાય.

અને લગ્ન સબંધીના વિનયો વિષે બે શબ્દ યોગ્ય રીતે કહેવા જોઇયે. લગ્ન દિવસ આપણા જીવનમાં એક સ્મરણીય અને પવિત્ર દિવસ તરિકે ગણાવો જોઇયે. જીવનમાં અંત સુધી તે દિવસના આશિર્વાદ બાકીના સઘળા દિવસો ઉપર ઉતરવા જોઇયે. આપણા જીવન પંચાંગમાં પ્રેમ અને આભારના પ્રકાશથી તે દિવસ બીજા સર્વ દિવસો કરતાં ઉજવળ દેખાવો જોઇયે. વૃદ્ધવયમાં પણ સુખી લગ્ન જીવન ગાળનાર લગ્ન પછીનું સ્મરણ, એક તારાની માફક ઝગઝગતું રહેવું જોઇયે. આ કારણથી લગ્ન પ્રસંગને પણ બને તેટલો પ્રોત્સાહિત બનાવવો જોઇયે કે જેથી જીવનના બીજા સર્વ દિવસો અને પર્વો કરતાં તે વધુ પ્રકાશીત

વાનું નથી; તેમ થતાં તેની સાથે ઉત્તર જીવનમાં સાનંદ સ્મરણ કરવા જેવું કાંઇ બિનાઓ સુંથાયલી હોતી નથી. તેમ છેકજ હોહાટ અને ગડગડાટવાળી ક્રીયાઓ અને ઉત્સાહો રાખવામાં આવે તો પણ તેમાં ઉત્સાહ દબાઇ જાય છે; લગ્નસમયનો આનંદ કાંઇ હોહાટ ભર્યો દેખાડવા આનંદ હોઇ શકેજ નહિ. એ તો શાંત અને ઉંડો આનંદ હોય.

લગ્ન સમયે પરણનાર યુગલની પાસે તેમના તનના મિત્રોજ—જેમનો વાસ તેઓ લગ્ન પછી પણ રાખવા ઇચ્છતા હોય તેઓજ—હોવા જોઇયે. આ સમય કાંઇ ઉપલકીયા મિત્રોનો નથી; ડોળઘાલુ મિત્રોનું કામ નથી. આ પ્રસંગે સર્વ સંજોગો—આનંદ પ્રસંગો, લગ્નક્રિયા, આચાર, ભેટ તથા અભિનંદનો, એવા ક્રમમાં ગોઠવવાં જોઇયે કે ગડબડ ઘોટાળો થાય નહિ, કે કોઇના ઉંચા મન થાય નહિ. આ પ્રસંગે બધીજ વ્યવસ્થા એવી સુંદર થવી જોઇએ કે સદાને માટે તેની છાપ આનંદલહેરીજ રહે. આ બાબતો નજીવી લાગશે પણ લગ્ન સમયના ચહેરો બધા સુખીજ હોવા જોઇયે. ઉત્તર જીવનમાં લગ્ન પ્રસંગનું સ્મરણ માત્ર થતાંજ આનંદોર્મિ ઉછળી આવે તેમ ગોઠવણ થવી જોઇયે. એક પણ બનાવ—એક નાની પણ બાબત—એવી ના બનવી જોઇયે કે તે પ્રસંગની સંપૂર્ણતા—શાંતિ—અને આનંદમાં સ્હેજ પણ ખલેલ નાંખે.

(અપૂર્ણ.)

---

# કન્યાશાળામાં અભ્યાસક્રમ.

(લેખકઃ—મીસ નીડહેમ પ્રીન્સીપાલ મહારાણી ગર્લ્સ સ્કુલ વડોદરા.)

હિંદી કન્યાઓ માટેની માધ્યમિક શિક્ષણ સંસ્થાઓમાં અત્યારે મુખ્ય જરૂર એ છે કે તેના ધ્યેય અને ક્રમ નિશ્ચિત ન કરી નાંખતાં તેમાં ફેરફાર કરી શકાય તેમ રાખવું જોઇએ. અત્યારે હિંદમાં બહુજ થોડી સ્ત્રીઓ કૉલેજની મેટ્રિક પરીક્ષા સુધીનો અભ્યાસ ચાલુ રાખે છે, તો પણ લગભગ બધીજ કન્યા હાઇસ્કૂલોમાં તે માટેનું શિક્ષણ આપવામાં આવે છે. સત્તાવાળાઓ સ્ત્રીઓની જરૂરીઆતો સંતોષવા માટે પુષ્કળ પૈસા અને સમયનો વ્યય કરે છે તે તો વ્યાજબીજ છે. કૉલેજોમાં કેળવણી લીધેલી સ્ત્રીઓ હિંદનું ભવિષ્ય ઘડવામાં ઘણો ભાગ ભજવશે. સ્ત્રીઓમાં કેળવણી, વૈદકજ્ઞાન, સાહિત્ય તથા સમાજસેવાનું કાર્ય તેઓજ કરશે. તેને આ મોટા કાર્ય માટે તૈયાર કરવા સારૂં અમે તેટલી મહેનત થાય; અમે તેટલો સમય જાય, કે અમે તેટલો ખર્ચ થાય, તો પણ વધારે નથી. પરંતુ આ કન્યાઓની કેળવણી માટે એટલે કે જે કન્યાઓ કૉલેજનું શિક્ષણ લેવાની છે તેમને માટે–સામાન્ય કન્યાઓ, જેઓ પંદરેક વર્ષની ઉમરમાં નિશાળ છોડી જવાની છે, તેમને નુકશાન કરવું જોઇએ નહિ. આ બીજા વર્ગની કન્યાઓનું કાર્યક્ષેત્ર, વિશાળ દુનિયા નહિ પણ તેમનું ઘરજ થવાનું છે.

"નુકશાન" એ શબ્દ વાપરવામાં ભય છે તે હું જાણું છું, કારણ કે ઘણી વાર આ કન્યાઓને અપાતું શિક્ષણ કેવળ નકામું છે, એમ અતિશયોક્તિ પૂર્ણ કથન સંભળાય છે. પરંતુ તેમને અપાતું શિક્ષણ નકામું તો નથીજ. ઘણું ખરૂં શિક્ષણ તો તેમને જરૂરનુંજ છે. પરંતુ અંગ્રેજી ત્રીજા ધોરણ પાછીનો લગભગ એક તૃતિઆંશ સમય હાલ કરતાં સારી રીતે ઉપયોગમાં લઇ શકાય. આ કન્યાઓને ખરી જરૂર વ્યવહાર અને અભ્યાસથી, ગૃહવ્યવસ્થા તથા આરોગ્ય શાસ્ત્રનું વૈજ્ઞાનિક જ્ઞાન મેળવવાની, નામું અને હીસાબ રાખતાં શીખવાની, સ્વભાષાના તથા અંગ્રેજી સાહિત્યમાં રસ લેવાની, તથા કેળવાયલા કુટુંબોમાં જે જે વિષયોની સામાન્ય ચર્ચા ચાલે તેમાં ભાગ લઇ શકે તેટલું જ્ઞાન મેળવવાની છે.

આ પરિણામ આણવા માટે આ બે તરેહની કન્યાઓ માટે જુદી

પાંચમા ધોરણ પછી હાઇસ્કુલમાં બે વિભાગ કરી નાંખવા જોઇએ. એક વિભાગમાં જે કન્યાઓ હાઇસ્કુલનો ક્રમ પૂરો કરી આગળ જવા માંગતી હોય તેમને રાખવી અને બીજામાં જે કન્યાઓ અધવચેથી છોડી જવાની હોય તેમને રાખવી. દરેક વિભાગનું ધોરણ એકનું એકજ કહેવાય અને કેટલાએક સામાન્ય વિષયોમાં તેઓ સાથેજ અભ્યાસ કરે. આ સામાન્ય વિષયોમાં ઇતિહાસ, ભૂગોળ, અંગ્રેજી, ગુજરાતી, કલાજ્ઞાન, વિજ્ઞાન ( ઘરગથ્થુ અને સામાન્ય ) આવી જાય. પરંતુ જે વિભાગની કન્યાઓ મેટ્રીકમાં બેસવાની હોય તે વિભાગની કન્યાઓજ ગણિત તથા બીજી ભાષા ( સંસ્કૃત યા ફ્રેંચ વગેરે ) નો અભ્યાસ કરે અને બીજા વિભાગની બાળાઓ તેજ સમયમાં ગૃહવ્યવસ્થા તથા ગૃહ-વિજ્ઞાન, આરોગ્યશાસ્ત્ર, નાચું અને સાહિત્યનો ઉંડો અભ્યાસ કરે. આ રીતે શિક્ષકની સંખ્યામાં જુજ વધારો કરવાથી, આ બન્ને વર્ગની બાળાઓ એકજ સંસ્થામાં અને એક બીજાના સહવાસમાં રહીને અભ્યાસ કરી શકશે તથા કોઇ પણ વર્ગને બીજા વર્ગ માટે જરાયે નુકશાન વેઠવું પડશે નહિ તથા તેઓ એક સંસ્થામાં રહેવાનો લાભ મેળવી શકશે.

નોંધ:—ઉપરનો લેખ આ વિદુષી બાઇએ ઘણા સમય ઉપર અંગ્રેજીમાં અમને મોકલી આપ્યો હતો. તેને પ્રસિદ્ધ કરતાં મોડું થયું માટે ક્ષમા માગીયે છીએ. તેમના વિચારો ખાસ ધ્યાન આપવા યોગ્ય છે. માધ્યમિક શિક્ષણ લેતી બાળાઓમાં બે વર્ગ તો છેજ. એક કોલેજમાં જઈ–દાક્તર વગેરે થઇ વિશાળ દુનિયામાં જશે. તે વર્ગ નાનો છે પણ સમાજને બહુ ઉપયોગી છે. બીજો ટુંક સમયમાં ઘરસંસારમાં પડી જનાર છે. તે મોટો છે અને ભવિષ્યની પ્રજા ઉપર ઘણી અસર કરે તેવો છે. બન્ને વર્ગ તરફ ધ્યાન આપવાનો એક સરળ રસ્તો ઉપરના લેખમાં બતાવ્યો છે. પરંતુ આ લેખમાં શિક્ષણ કઇ ભાષાદ્વારા આપવું જોઇયે તે વિષે ઇશારો કર્યો નથી. અત્યારની મેટ્રીકની પરીક્ષા સામે આ એક વાંધો છે, માતૃભાષા દ્વારા શિક્ષણ અપાય તોજ ટુંક સમયમાં કન્યાઓને સંગીન જ્ઞાન મળે. મોટા શહેરોમાં આ લેખની સૂચના મુજબ કન્યા–હાઇસ્કુલોમાં બે વિભાગ થાય તો ઠીક. પરંતુ નાના ગામોમાં તો અમદાવાદ મહિલાવિદ્યાલયના ધોરણ ઉપરજ સંસ્થાઓ શરૂ થાય તો કામ વધારે સરળ થાય એમ અમારૂં ધારવું છે. રાષ્ટ્રીય શિક્ષણના નેતાઓએ આ વિષય ઉપર હજી ધ્યાન આપ્યું નથી તે શોચનીય છે.

અધિપતિ–" સ્ત્રીબોધ "

---

# "વધી પડેલી" કુમારીકાઓ.

[ ચાલુ વાર્તા. ]

લખનારઃ—પુતલીબાઇ.

## પ્રકરણ ૨૯ મું.

### એક કજીઓ.

ગયા અંકમાં આપણે માધવ તથા રાધા વચ્ચે વિચારોની આપલે થતી જોઇ તે પછી માધવ મહીના એક સુધી ભાવનગર ગયો હતો ત્યાંથી પાછો ફરતો તે એક સાંજે મંગલા રાધાને મળવા મહેર ગયો પણ બારણા પરથી પાછો ફર્યો કેમકે ખબર મળી કે "મંગળા બાઇ સીક છે તેથી સુતેલાં છે, અને રાધાબાઇ બહાર ગયાં છે."

બીજે દહાડે સવારે વર્તમાનપત્ર વાંચતાં માધવની નજર એક યુરોપીયન સ્ત્રીએ કરેલા આપઘાતની ખબર ઉપર પડી, અને જરા વાંચતાં તે કમનસીબ સ્ત્રીની એકજ મિત્ર તરીકે જુબાની આપનાર તરીકે તેણે મંગલાનું નામ જોયું. "હવે સમજ પડી" તે મનમાં બોલ્યો; "કે કાલે મંગલા કેમ સીક હતી, બાપડી ભલી અને દયાળુ છે, તે એને ઘણું લાગ્યું હશે." એ પછી ઠરાવ કીધો કે સાંજે જઇને રાધાથી ખબર મેળવવી કે મંગલા કેમ છે, અને તેમ ગયો પણ બન્ને બહાર ગઇ છે એવી ખબર મળી. પાછો નહિં ફરતાં તે દરિયે કિનારે ગયો કે "જોઉં, એક યા બીજી, યા બન્ને, મળશે, અને આમતેમ આંટા માર્યા, પણ કોઇ બાનુઓ ફરવા આવેલી દેખાઇ નહિ, ફક્ત દુર રેતીપર થોડાંક છોકરાં તેમની દાયાઓ સાથ રમતાં દેખાયાં, માટે નિરાશ થઇ બાજટ ઉપર બેઠો અને પોતાની લાગણીનું પૃથક્કરણ કરી જોયું તો મંગલાને ન મળવાની નિરાશા લાગી નહિ હતી, પણ રાધાને નહિ મળવાથી ઘણી લાગેલી હતી. "એ વાતો ઘણી હુંશિયારીથી

તો જરા વાતો કરીએ, એમ તે પુછતો હતો તેટલામાં પેલાં
tો ખાબોચીઆંના બે નબુને આંગળે લગાડી હસતી કુદતી રાધા રેતીના
ગા ઉપર ચઢી આવી સામીજ ઉભી.

તે ઉભો થયો, ટોપી કાઢી, નમ્યો અને આગળ જઈ બોલ્યો
માહો! તમે અહિં છો કે? હું ઘેર જઇ આવ્યો! મંગલા પણ
નહિ, કેમ હવે સારી પેઠે તો છે ને?"

"મને ખબર નથી, હશે."

"કેમ વારૂ?" માધવ સામુ જોવા લાગ્યો, "કાલે તો મને
મળેલા કે સીક છે, માટે હું આજે પુછું છું."

"કોણ જાણે હોય બી." એમ કહી રાધાએ પીઠ ફેરવી એટલે
ર બીધો કે ચાલી જશે, માટે વાત વધારી.

"ગઇ કાલે એની દેહ બગડવાનું કારણ પણ મોટું હતું તો,
પેપરમાં હેવાલ વાંચ્યો;-તમારાં મન ઉપર પણ તે બનાવથી માઠી
ર થઇ હશે"

"મારાં મન ઉપર તે વાતથી કંઇજ અસર થઇ નથી, મી.
દી," તે બોલી.

"માફ કરજો મિસ રાધા, પણ મારા માનવામાં નથી આવતું
રવા બનાવથી તમારા જેવા કોમળ હૈડા ઉપરે કંઈજ અસર
થાય."

"મી. ત્રીવેદી, હું કોઇ દહાડો જુઠું નથી બોલતી" રાધા તાણીથી
ી, "સાહેબજી, મને ઘેર જવું છે," અને એમ બોલી વળી પાછી
. માધવ પાછળ દોડયો, "મિસ રાધા, તમે મારી સાથે કાં ગુસ્સો
છો? તમને જે વાત નહિ ગમતી હોય તે હું નહિ કઇ, પણ
મને કહો તો હું જાણું ને? હું કેમ જાણું કે આ બનાવની વાત
સાંભળવા નથી માંગતા?"

રાધા હસી, હાથ લાંબો કીધો, "માફ કરજો હોં, મને તમારી
ર ગુસ્સે થવાનું કંઇ કારણ નથી, પણ મારો સ્વભાવ બગડેલો છે."

માધવે હાથ લીધો, જરા પકડી રાખીને બોલ્યો, "હું પણ માફ
છું, બોલો માફ કીધું?"

રાધાએ હાથ છોડાવવાની કોશિશ કીધી જેથી માધવને તે પકડી
ાની વધારે મરજી થઇ-પકડી રાખવામાં તેને ખુશી ઉપજી.

"હવે એમ ચેડાં ના કાઢો ને! મારો હાથ છોડો, મારે જવું

છે," તે જરા ગુસ્સાથી બોલી, તોપણ માધવને લાગ્યું કે તેના ચહેરા ઉપર રતાશ થયો ખરો, અને હોઠ જરા હાસ્યમાં ઉઘડયા.

"લો હાથ છોડું છું, પણ મને જરા જવાબ આપો કે મંગલા શું ગઈ કાલે સીક હતી?"

"તે હું જાણતી નથી, બે ત્રણ દહાડા થયા હું મંગલા સાથે બોલીજ નથી!"

"શું? તમે બોલતાં નથી એકમેક સાથે?" તેણે અજાબ થઈ રાધાના ચહેરા તરફ જોયું.

"તે મારી સાથે બોલતી નથી, એટલે હું કેમ બોલું? એ રીતે તે કંઇ કામ થાય? હું ધારૂં છું કે અમને છૂટાં થવું પડશે."

"છુટાં? એ શું બોલો છો? તમે બે સખીઓએ તો મોટું કામ માથે ઉઠાવ્યું છે ને છૂટાં પડશો તો તે કેમ ચાલશે? તમે બન્ને એક વિચારનાં હતાં અને થયું શું કે આમ લડયાં?"

"લડયાં તો નથી," રાધા બોલી, "પણ જો તમે સાંભળવા માગતા હો તો બધી વાત કહું."

"હા, કહો ચાલો, આપણે સામા બાંકડ ઉપર બેસીએ."

---

## પ્રકરણ ૩૦ મું.

---

### મતફેરનું કારણ.

"મી. ત્રીવેદી, તમે સાંભળવાજ માગો છો તો હું તમને કહીશ કે તમે જે બનાવની ખબર પેપરોમાં વાંચી, તેજ બનાવને લીધે અમો બે વચ્ચે મતભેદ પડયો. એ છોકરીને આ ખાતામાં લેવાની પહેલાં મારી સૂચના હતી પણ પછી તેની ચાલચલણ મને ગમેલી નહી. અને મંગલા તેના ઉપર ફીદા ફીદા થઇ ગઇ. તે હુશિયાર, બોલકણી દેખાવડી હતી ખરી, પણ તેમજ લોભી પણ હશે, નહિ તો એક મુસલમાનની પરણેતર જીવતી હોવા છતાં તેની સાથે પરણત નહિ."

"મુસલમાન? આહા, તેમને શું છે? તેમનો ધર્મ તમને ચાર બઇરી પરણવાની છૂટ આપે છે."

"હા, પણ તે તો ખ્રિસ્તી હતી તો તેને એ વાતની છીટ રાખવી

જોઇતી હતી, એમાં બે આબરૂ થવાનું છે એ સમજવું જોઇતું હતું. તેને બદલે જવી તેણે પરણવાની સૂચના કરી કે કુદકો માર્યો. પરીણામમાં દુઃખી થઈ અને આબરૂ ખોઈ."

"માફ કરજો, મિસ રાધા, પણ મારા વિચાર પ્રમાણે એક મુસલમાન બે કે ચાર બાયડી કરવામાં નથી ધર્મનો કાયદો તોડતો કે નથી સંસારી તોડતો, એમ જાણવાથી તે પરણી-હશે, તેમાં તેનો વાંક શો?"

"તમે પણ ત્યારે તો મંગલાનાજ વિચારના છો હો! મંગલા પણ એજ તકરાર લાવી હતી. તે શયતાને તેને કાઢી મૂકી અને રખડતી કીધી, ત્યારે એ તો તેને વિદ્યાલયમાં પાછી લેવા નીકળી! હું સામી થઈ, મેં કહ્યું કે "આપણું નામ બગડશે, ત્યારે પણ મંગલા મારી સાથ રીસાઇ હતી; તોપણ મેં મારો વિચાર બદલ્યો નહિ. હવે જ્યારે તે સ્રીએ આપઘાત કીધો ત્યારે મંગલા કહે છે કે એ પાપ મારે લીધે થયું—"

"મંગલાએ છેક એમ બોલવું નહિ જોઇએ, તમે પાછી નહિ લીધી એ વિદ્યાલયનું ભલું ચાહીને, તેથી એમ નહિ કહેવાય કે એ પાપ તમારે માથે—"

"હું એક પળ પણ માનતી નથી કે એ પાપનો દોષ મારે માથે ચઢે છે, પણ જો મંગલાના એવાજ વિચાર હોય તો અલબત, અમારાથી સાથે રહેવાય નહિ, અમારે છૂટાં પડવુંજ જોઇએ."

"ના, ના, એ તો ઓલશીજમાં, જો મારાથી કંઇ બનતું હોય તો કહો, કે હું ઠંડું, અને તમે બે સખીઓને છૂટી પડવા નહિ દઉં, તમે કહો તો હું મંગલાને સમજાવી એની ભૂલ દેખાડું, કે જેથી તમો બન્ને વચ્ચે પાછી સુલેહ થઈ જાય?"

"એની ભૂલ? તમે કહો છો કે એની ભૂલ છે? તો તમે હવડાં થોડા વખત ઉપર એનાં મત સાથ મળતા થયા હતા?"

"નહિં, મિસ રાધા, તમે ભૂલો છો, હું મળતો થયો તે એક વાતમાં, અને એની ભૂલ જોઉં છું તે બીજી વાતમાં. આ પાપી કર્મનું પાપ તમારે માથે એમ મંગલા કહેતી હોય તો તેમ માનવામાં હું એની સાથ એકમત થયોજ નથી, તમારા ભલા સ્વભાવ પ્રમાણે બચિત તમે એવું કર્યું તો નહિંજ કરી શકો કે જેથી એક આપઘાતનું

-પાપ તમારે માથે ચઢે, અને મંગલાને એ સમજાવી એની ખાતર કરવા માંગું છું કે એવુ એવા શબ્દો બોલવાજ નહિં જોઇતા હતા.'

"એમ તમે માનતા હો. અને એમ તમે મંગલાને કહો તો હું ઘણી ઉપકારી થાઉં."

"અને મારી સાથ ગુસ્સો નહિં કરો? મિસ રાધા તમે મારા પર કેટલાં ખફા થયાં! ચાલીજ જતાં હતાં, અને હું તમને જોઇ કેટલો ખુશી થયો તે શું કહું? તમને પેલાં છોકરાંઓ સાથ રમતાં હસતાં જોવાથી મને જે આનંદ થયો તેનું વર્ણન હું કરી શકતો નથી આપણે છેલ્લાં મળ્યાં તેને મહીનો થઇ ગયો અને હું કેવો ઉલટભર તમને મળવા આવેલો."

પણ માધવે મનમાં ગોઠવી રાખેલી આ પ્રેમ વાતો ઉપર રાધાનું જરા પણ ધ્યાન હતું નહિં, તે તો કંઇ દૂર જોતી હોય તેમ બેસી રહી, અને કોઈ દૂરની વાતના વિચારમાં તેને લીન થયલી જોઇ માધવે વાત ફેરવી નાખી.

"મંગલાને તે છોડી એટલી બધી પ્રિય થઇ પડેલી શું?"

"હા ઘણી."

"ત્યારેજ તો એ બનાવથી એના મન પર માઠી અસર થઈ હશે એને લાગ્યું હશે કે જો રાધાએ એ છોડીને પાછી આશ્રમમાં લેવા દીધી હોત તો તે આટલી દુઃખી થઇ મરત નહિં."

"હું સામી થઇ, પણ તેથી મંગલાને પોતાની મરજી પ્રમાણે ચાલતી અટકવાની જરૂર નહિં હતી, તે ચાહત તો મારો વાંધો બાજુએ મેલી તેને આશ્રમમાં લાવત."

"ના, હું મંગલાનો સ્વભાવ જાણું છું તે પ્રમાણે એ કદી પણ એવું કરે નહિં. તમને અણગમતાં માણસને ઘરમાં લાવી કલેશ વધારે નહિં."

"વારૂ, ત્યારે એક ન ધારેલો બનાવ બન્યો ત્યારે બધો વાંક મારો એમ કહી કલેશ કરવો જોઇએ? મારો વાંક નહિં હોય ને કોઇ મને બોલે તે મારાથી ખમાય નહિં!"

"મને લાગે છે, મિસ રાધા, કે તમે જરા સખત છો. માણસાઈ-સ્વભાવની નબળાઇઓ—જે થોડી કે ઘણી સર્વમાં હોય—તે કબૂલ રાખી

"જ્યાં વિદ્યાલયની આબરૂની વાત આવી ત્યાં એમ નાખતી કરાય[*] તો લાંબા દહાડા ટકાય નહિં, સમજ્યા? મંગલા નરમ દિલની છે, તેને દયા લાગી આવે છે ખરી, પણ દયાજ કર્યા કરીએ તો "ડીસીપ્લીન"[*] નહિં રહે, સૌજ કાલાવાલા કરે કે ધારો તોડો, તો પછી ધારા કાયદા કાનૂનો જેવું કંઈ રહેજ નહિં."

"દયા કરવાથી કોઇ વાર બગડેલું માણસ ઉપકારી થઇ સારા રસ્તા પર આવી જાય છે, હવે તમને શું પસ્તાવો નથી લાગતો કે હું એટલી સખત નહિં થાત તો મંગલા પોતાનાં મનની લાગણી પ્રમાણે કરત અને આ છોડી બચી જાત?"

"જરા—જરા બી નહિં! પસ્તાવો શેનો? મેં તો જે વાજબી હતું તે કહેલું."

માધવને આ મનની મજબૂતીનો પૂરાવો ઘણો આવકારદાયક લાગ્યો, તે જરા હસ્યો અને બોલ્યો, "તમારાં મનની એવી મજબૂતી હું ખરેજ વખાણું છું, અમો જેવાં સાધારણ માણસ તો દયાથી દોરવાઇ જઇએ અને ધારાના ન ધારા કરી મેલીયે—"

"મી. ત્રીવેદી, હવે ઘણું થયું, મને તમારો વખાણ જોઇતાં નથી, મેં તે માગ્યાં નથી, અને જો તમે "આયરનીમાં બોલતા હો—તો જાઓ કોઇ બીજાની મશકરી કરો, મને એવી મશકરી ગમતી નથી! હું હવે ઘેર જાઉં છું," અને એકાએક ઉઠી એમ બોલી, જરા નમીને ચાલીજ ગઇ.

માધવ આથી મનમાં મલકાયો,—રાધાને ચીઢવતાં તેને હંમેશ મજાહ મળતી—અને તેથી હસ્તે ચહેરે તે તેનોજ વિચાર કરતો સ્ટેશન ઉપર ગયો. "સરસ મજબૂત મનની, અને મજબૂત તનની સ્ત્રી છે. મને લાગે છે, એનાં માબાપે એને નાનપણથી સ્વતંત્રપણે ફરતી, વિચારતી, અને બોલતી રાખેલી હોવી જોઇએ—એ ઇંગ્રેજી માતાનુંજ પરિણામ—આપણા દેશની સ્ત્રીઓ એવી હોયજ નહિં. પોષાકની બાબતમાં પણ સ્વતંત્ર છે. સાદાઇથી પોષાક સજે છે—ફેશનોની ગુલામગીરી કરતી નથી, પોતાની મરજી પ્રમાણેનું પહેરે છે, અને એકલી ફરે છે, તેથી કેવી દમામદાર દેખાય છે! એવીજ સ્ત્રીઓ મને તો ગમે," અને પછી લાંબો વખત તેનાં મગજમાં તુરંગો આવ્યા કીધા કે એવી સ્ત્રીને જીતી પોતાની કરી લેવામાં કેટલું સુખ મળે વગેરે. એવી સ્ત્રી પડખે હોય

* ચાવો. * મશકરી.

તો પુરૂષ કેવો હિંમતવાન થાય, આગળ વધે, અને સંસારનું, તેમ
દેશનું કલ્યાણ થાય, આપણા દેશમાં તો સ્ત્રીઓનું સ્વતંત્રપણું ખુંચ
લઈ જમાનાઓ સુધી પરતંત્ર બનાવેલી—તેમને હવે આજે જરા બહ
ફરવાની, બોલવા ચાલવાની છૂટ મળી છે તો તેઓ કયાંથી આ
થાય ! આપણી સ્ત્રીઓને એવી થતાં હજી ઘણી વાર." વગેરે.

મુંબઇ પહોંચ્યો ત્યાં સુધી માધવ રાધાને ભૂલી શકયો નહિ
તેને વિચાર આવ્યો કે હવે મારે પરણવું તો કાં નહિ હું એના
વિચાર કરૂં ? એ મને કબૂલ કરે ? જો હું પરિચય વધારૂં તો ? પ
મીજાજ એટલો છે ! એ તો એનું મન પીગળે, મારા તરફ પ્રેમ
લાગણી થાય, તોજ વશ થાય, નહિં તો એવી સ્ત્રી ભારી પડે. વ
થાય તોજ એવીથી સુખ મળે, બાકી પ્રેમ વગર જો પૈસાથી કે બીજ
રીતે આકર્ષાઇને પરણું તો જન્મ ભર દુઃખી થવાનું, હાર પામવાનું
ફજેત થવાનું થાય. વળી મારૂં મન પણ વશ થવું જોઇએ, જો
ફકત એના દમામ ઉપર, એના ગુણ લક્ષણો પર મોહી પડું, અને
મારૂં દિલ એને હું અર્પણ કરી નહિં શકું તો પછી વળી હું કેવ
છું તે હું જાણું છું—અને તેના મનની કેટલીક જુની વાતો તેને યા
આવી, બે નણ જુવાન અબળાઓની છબી તેની નજર સામે તરી આવી
તે જરા હસ્યો, જરા પસ્તાયો, જરા દલગીર થઇ, " પેલી કયાં હશે
પેલીનું શું થયું હશે ?" એવા કંઇક ખ્યાલોમાં પડયો, તેટલામ
મુંબઇ આવ્યું.

---

## પ્રકરણ ૩૧ મું.

---

### રાધા છુટી પડવા માંગે છે.

રાધા ઘેર જઇ તેવી પોતાના ઓરડામાં ગઇ, અને રાતના ખ
ણાનો ઘંટો વાગ્યો ત્યારેજ બહાર નિકળી જમવાના ઓરડામાં ગઇ
જયાં મંજલા બેઠેલી હતી. બન્ને એકમેકને નમીને બેઠા અને જરૂ
જોગીજ વાતચીત કીધી. પણ રાધાએ જોયું કે મંજલા ઘણીજ દુઃખ
દેખાય છે, તેના ચહેરા ઉપર ફીકાશ છે, તેની આંખોમાં રૂદાશ દે
રહેલી હોય તેમ.

મંગળા ઉઠીને દીવાનખાનામાં જઇ એકલી બેઠી, રાધા અગાસી જઇ લાંબેનો દેખાવ જોતી ઉભી. અર્ધો કલાક વિત્યા કેડે તે મં-ળા આગળ જઇ ઉભી. "મંગલા ડીયર," તે બોલી "મેં ઘણો ચાર કીધો છે, અને હવે તને કહું છું કે મને લાગે છે કે મારે અને કેતું નહિં જોઇએ, આપણ વચ્ચે મતફેર પડયો એટલે આપણે જુદાંજ ડવું વાજબી છે."

"જેમ તારી મરજી," મંગલા રીશ વગર બોલી "હું જોઇશ, ણી એક આરેડો શોધી કાઢીશ, કામને વખતે આવીશ, ને પાછી ઇશ, મને કામ ઉપર ચાલુ રાખવાની તારી મરજી હશે તો."

"હું તને કામ ઉપર ચાલુ રાખું એવું કેમ તું બોલે છે રાધા? ાપણ બન્નેએ મળીને જે કામ ઉભું કીધેલું તે ઉપર રાખવા નહિ ખવાનું મારા હાથમાં કેમ હોય?"

"એ તો તારી લાયકી છે બેન, બાકી જો તું આવે તો આ સ્થા ચલાવવા કોઇ બીજીને લઇ મને રૂખસદ આપે, એ તો જયાં ધી આપણ વચે મિત્રાચારી હતી ત્યાં સુધી આપણે સરખી ભાગીયણો- પેઠે સંસ્થા ચલાવી, હવે દોસ્તી તુટી એટલે એ સંબંધ પણ તુટયો."

"મેં દોસ્તી તોડી નથી, હું તને હજી પણ મારી મિત્ર માનું," હવે મંગળા પણ ઉભી થઇને બોલી, "તેં મોહ ચઢાવ્યું તેમાં શું કરૂં?"

"મારાથી કોઇના તાણા ટપલા ખમાય નહિં બા! દબી વગર કે!"

"એવા તે શું મેં તને તાણા ટપલા કીધા વારૂ? તું જાણે છે ખરી કે હું કોઇ દહાડે ઉશકેરાઇને આડું અવળું બોલતી નથી."

"તે તો હું જાણું છું, પણ તેં મારાપર ખોટું આળ મૂકયું, મેં સુચના કીધી તે તેં માન્ય રાખી એટલે સમ્મતી થઈ; પછી જયારે રાબ પરિણામ નિપજયું ત્યારે એકલીનો મારોજ વાંક કાંય? તું મારા ા પ્રમાણે ચાલી તે તારાં મનની ખાતરી થઇ હશે તોજ છે? તો ી મારાપર તોહેમત શા માટે મૂકવું? મેં તો મારાં અંતઃકરણમાં ખરૂં લાગેલું તે તને કહેલું."

"તારાં અંતઃકરણને જે ખરૂં લાગેલું તે મને નહિ લાગેલું ત્યારે કેમ મારી નાપસંદગી જાહેર નહિ કરૂં? તારાં અંતકરણ પ્રમાણે તો મારી પ્રમાણે હું નહિ બોલું? પણ જો રાધા, ખરૂં કહું રે,

મને તારાપર શા માટે ગુસ્સો આવ્યો? તારામાં દયાનો અંશ નથી એવું મને દેખાયું. એવો બનાવ બનવા પછી પણ તેં દયા કે દિલગીરી નહિં દેખાડી, જરા પણ."

"મને દયા કે દિલગીરી નહિં લાગે તેથી ખોટી દેખાવું?"

"ખોટી શા માટે? ખરી લાગવી તો જોઇએ, પણ રાધા, મને કહેવા દે; કે તું તારૂં હૈડું ઘણુંજ સખત બનાવે છે, તું જાણે છે કે દયાળુ થવું એ નબળાઇની નિશાની છે, પણ જાણજે કે તેમ નથી. બેરાંના ભલાને માટે કામ કરવા નિકળેલી સ્ત્રીમાં દયાનો ગુણ અવશ્યનો છે. સ્ત્રીને સ્ત્રીઓનું લાગવું જોઇએ, ત્યારેજ તે સ્ત્રીઓનું ભલું કરી શકે—"

"હું તને જવાબ દઇ શકતી નથી, મંગલા, કેમકે હું બોલીશ તો મારાથી એવું બોલાશે કે તારૂં દીલ દુઃખાય, માટે હું મુગી રહું છું, બસ એટલી મારી અરજ તું કબૂલ રાખ કે આપણે છૂટા પડીએ."

"એ વાત મારાથી એકદમ કબૂલ કરાતી નથી, આપણે છૂટાં પડીએ તો વિદ્યાલયને ઘણું ગેરફાયદા થાય, તેનો તો વિચાર કરવો જોઇએ?"

"હું વિદ્યાલયને લગતું કામ—જે તું મને કહે તે કરવા ના પાડતી નથી; પણ તને અપ્રિય થવા પછી મારાથી તારી સાથે રહેવાસ નહિં."

"અપ્રિય? એ શું બોલે છે? તું મને અપ્રિય થઇજ નથી, તું સામી મને ધિક્કારે છે, કેમકે હું તારા જેટલી મજબુત મનની નથી, તું મને એક નબળાં મનની ડોસી ગણી ધિક્કારે છે તે હું જાણું છું." મંગલા જરા હસી. પણ રાધા હસી નહિં, બન્ને થોડો વખત ચુપજ રહ્યાં. થોડી વારે મંગલા બોલી "રાધા કાલે રવીવાર છે, માટે આજે સાંજની ટ્રેને હું લાનોલી મારા મામાને ઘેર જઉં છું, તેટલામાં તું પણ કોઇ સારી જગ્યાએ ફરવા જજે કે આ બધો કડવાસ ભૂલાઈ જવાય, અને માનજે કે મને તારાપર ગુસ્સો નથી આવ્યો, કે તું મને અપ્રિય નથી થઇ. ફરીથી કહું છું કે આ વાતમાં તેં જે નિર્દયપણું દેખાડયું તેથી મારા મન ઉપર માઠી અસર થઇ છે, પણ હું જાણું છું કે તું અંતે નિર્દય નથી, ફક્ત તું એમ ધારે છે કે દયા કરવી એ નબળાઇ બતાવવા બરાબર છે માટે તું દયા બતાવતી નથી."

"એજ, એજ બતાવે છે કે તું જાણી જોઇને તારૂં હૈડું સખત બનાવે છે. તને દયા નહિં લાગી એમ તું કહે છે ? ધાર કે એ છોડી તારી નાની બેન હોત ? તો તને દયા નહિં લાગત તેની ?"

"હા, બેન હોત તો મને દયા લાગત, અને મારા દુઃખને લીધે હું બધા કાયદા કાનૂનો પણ ભૂલી જાત તે હું કબૂલ કરૂં છું, પણ હું સારા નસીબે તેની બેન નથી તેથીજ એક પારકી તરીકે તેના તરફ જોઉં છું-અને મને દયા નથી આવતી પણ ગુસ્સો આવે છે, અને એવા વાંકો તરફ દયાથી દોરવાઇ ન જતાં ખરૂંજ હોય તે કરવું જોઇએ, ત્યારેજ મહત્વનાં કામો કરાય."

"અફસોસ ! તું કેટલી નાદાન છે, રાધા ! હું તારા કરતાં દસ વર્ષ વડી છું, એટલુંજ નહિં, પણ મારાપર ઘણી લીલી સુકી પડેલી છે, માટે આપણા વિચારોમાં ફેર છે, પણ તેથી કંઇ આપણે એક મેકનાં શત્રુ નથી, ના, વ્હાલી રાધા, તારી સંગત અને સંબંધ મને ઘણુંજ અગત્યનાં છે, હું તારાથી જરા પણ છૂટી રહી શકું નહિં, કોઇ વાર તારી મનની મજબૂતી મારા નબળા મનને ઘણી કામ આવે છે, અને તેમ કોઇવાર તું પણ મારી કિંમત પીછાણશે. ચાલ હવે, હું તૈયારી કરવા જાઉં છું," મંગલાએ હાથ લાંબો કીધો, પરમ દહાડે આપણે પાછાં મળીશું ત્યારે નવા દેખાવો અને નવી વાતોની અસરથી આપણે પાછાં આપણાં આગલાં સ્વરૂપમાં એકમેકને ભેટીશું અને સંપ-થી કામે વળગીશું.

બન્ને શેકહેન્ડ કરી છૂટાં પડયાં.

## પ્રકરણ ૩૨ મું.

### એક ભાષાણ.

સોમવારને દિવસે લનોલીથી પાછી ફરી મંગલા પોતાને કામે વળગી, રાધા સંસ્થાનાં કંઇ કામ સારૂ કોર્ટમાં ગઇ, તે સાંજ સુધી મળી નહિં. સોમવાર મંગલાનાં ભાષાણનો દહાડો હતો. દર અઠવાડીયે તે પોતાના આશ્રમમાં એક ભાષાણ આપતી હતી કે જ્યાં પધારવાની

કે છોડીઓ આવીને બેસતી. આજનાં ભાષણની બાબત " સ્ત્રીઓના લાભ તે પ્રજાના લાભ " એ હતી. કોઇ થોડા બીજા પ્રકારનાં આવેલાં હતાં કેમકે આસપાસનાં લોકમાં મંગલા અને તેનું કાર્ય જાણીતું થયલું હતું. મંગલા વાક્‌ચાતુર્ય દેખાડવા માટે બોલતી નહિં પણ ઘણી સેહલ સરલ એબારતમાં–જાણે વાત કરતી હોય તેમ પોતાના મનના વિચારો સડસડાટ જણાવી દેતી. આજે ભાષણ શરૂ કરતાં તેણે પોતાની બેન-પણીઓને કહ્યું કે "બેનો આજે ભાષણ શરૂ કરવા અગાઉ હું તમને કહેવા માગું છું કે મને એક નનામો કાગળ મળ્યો છે, કે જે ઉપર મારે બે બોલ બોલવા પડશે, જો કે સાધારણ રીતે તો નનામા કાગળ કચરાની ટોપલીને સ્વાધીન થવા જોઇએ. આ કાગળ કોઇ ઓફીસના કલાર્કે લખેલો દેખાય છે કેમકે તે ફરીઆદ કરે છે કે મેં સ્ત્રીઓને કેળવી સ્વતંત્ર ધંધા કરાવવાની સંસ્થા કાઢી ઓફીસોમાં કામ કરતા કલાર્કો કારકુનો વગેરેના હકમાં ભારે નુકશાન કીધું છે. તે ઇંગ્રેજી ખોટું લખે છે અને જોડણીમાં ભૂલો છે, કદાચ અધુરી કેળવણીવાળો યુરેશીઅન હોય કે કોઇ હીંદુ હોય, જુઓ હું વાંચું છું. તે લખે છે–

"મંગલા બાઇ, તમે ધારો છો કે તમે સ્ત્રીઓને કેળવવાની સંસ્થા કાઢી દેશને કેટલાક મોટો લાભ કરો છો, પણ જાણતાં નથી કે એથી કેટલો ગેરફાયદો થાય છે. સ્ત્રીઓ ઘરકામ ચૂકી, બચ્ચાંની સંભાળની ફરજો ભૂલી ઉદર પોષણ કરવા ઓફીસોમાં જાય છે, પણ ત્યાં કોઇ કેવા અને કોઇ કેવાની વચ્ચે તેમને બેસવું પડે છે, તેમની આબરૂ જાય છે, કોઇવાર તેમાંથી આપઘાત કરવાની તેમને ફરજ પડે છે, તે તો તમને સારી પઠે રોશન છે. સ્ત્રીઓ બધાજ ધંધામાં પુરુષોની હરીફાઇ કરશે તો પછી પુરુષો શું કરશે? હવડાંજ જુવોને, સ્ત્રીઓ ટાઇપરાઇ-ટરનું અને કલાર્કનું કામ કરે છે તેથી કલાર્કોના પગાર ઘટી ગયા છે. એ સ્ત્રીઓ ન હોત તો અમે બધા મળી 'સ્ટ્રાઇક' કરી અ-મારા પગાર વધરાવત...આમ જ્યારે મરદોના પગાર ઘટી જાય ત્યારે તેઓ પરણે તે કેમ? તો પછી તમો સ્ત્રીઓમાં કુંવારાપણું વધ્યુંજ જશે તે યાદ રાખજો, અને હવે સ્ત્રીઓને મરદોના ધંધામાં હરીફાઇ કરવા મોકલવાથી પરહેજ રહેજો. સ્ત્રીઓને માટે ઘણાં કામ પડેલાં છે, તેઓ ગવરનેસ થાય, નર્સ થાય. કે ડાકટર પણ થાય તો તેઓ પ્રસુ

હવે આ લખનારની મને દયા આવે છે. હા ખરૂં છે કે એક તો કલાર્કનો પગારજ થોડો તેમાં હરીફાઈ વધે તો એમને ભારી પડે, પણ ત્યારે કરવું કેમ? આપણને તો સંસારમાં સુધારો કરવો છે, સ્ત્રીઓની પંક્તિ ચડાવવી છે, એટલે તેમને પુરુષોની સામે હરીફાઇ કરવા મોકલવીજ પડે છે. એમ કરીશું તોજ તેઓ સ્ત્રીઓને માન આપશે. મારી મતલબ સ્ત્રીઓને ઉદરપોષણ કરતીજ બનાવવાની નથી, પણ તેમનો દરજ્જો ચઢાવવાની છે, તેઓ પણ અક્કલ હુશિયારીવાળી, પરમાત્માને જવાબદાર એવો આત્મા ધરાવનારી, વ્યકતીઓ છે એવું પુરુષોને દેખાડવાની છે, અને તેથીજ હું સ્ત્રીઓને જે ગમે તે ધંધા શીખવાને ઉત્તેજન આપું છું. આજસુધી તો એમજ મનાતું હતું કે સ્ત્રી એક હલકી બુદ્ધિવાળું, તુચ્છ પ્રાણી છે, જેમ પીંજરામાં પોપટ, મેના પાળીને તેને રમાડીયે, તેનાથી રમિયે, તેમ સ્ત્રી છે, પણ હવે કોઈ એમ કહી શકશે? જ્યારે સ્ત્રીઓ ડોક્ટર થઇ, વકીલ થઈ, વ્યાપારી થઇ, સરકારી અમલદાર થઈ બહાર પડે છે, ત્યારે?-હર્નડાંજ કેટલીક ડોક્ટર થઈ છે, કેટલીક વ્યાપારી ઓફીસોમાં સારી રીતે કલાર્ક તરીકે કામ કરે છે અને યુરોપ અમેરિકામાં બેંકોમાં નામું રાખવાનાં અને બીજાં જોખમદાર કામ પણ કરે છે.

હું કબુલ કરૂં છું કે સ્ત્રીઓ જો ફક્ત શિક્ષક, નર્સ અને ગવરનેસ, યા ડોક્ટર થવાનીજ નેમથી કેળવણી લે, અને બીજા ધંધાઓમાં નહિ પેસે તો પણ તેમને માટે ઘણું ઘણું કામ પડેલું છે. પણ મારી મતલબ તો એ છે કે બધાજ ધંધાઓમાં પુરૂષની બરાબર સ્ત્રી પણ કામ કરે અને તેમને દેખાડી આપે કે સ્ત્રી એક તુચ્છ પ્રાણી નથી, એક રમવાનું રમકડું નથી. હવે જો કોઈ એવું ધંધામાં હરીફાઇ કરવી હોય તો તે ધંધાની કેળવણી ખરાખર લેવી જોઇએ. મેં પોતે નામું શીખવાની (Clerkship) કેળવણી લીધેલી છે એટલે જો હું મદદનીશ રાખું છું તો શીખેલીજ શોધું છું. વગર કેળવણી-ટ્રેનીંગે-નામું રાખનારની હું સેવા પરમતી નથી તેમજ બીજા ધંધાઓનું સમજવું. જેનો તમે જે ધંધા સેવા માંગતા હો તેનું ટ્રેનીંગ ખરાખર લો, ત્યારેજ તમારૂં કામ શીખી શકો કે કોઈ ઓછું નહિ કહે. જુવો અ બેરાનાં કામ!

પુરૂષોએ કેટલાક કામ બૈરાંનાંજ કરી મુક્યાં છે. ઘરમાં કામ ... પાણી લાવવું, રાંધવું, ધોવું, એ બધાં બૈરાનાં કામ ગણાય છે,

અને જો કોઇ પુરૂષને કરવું પડયું તો તે ખાયલામાં ખપે છે. હું કહું છું કે કોઇ કામ એવાં નથી કે જે બન્ને જાતીઓ સરખી રીતે કરી નહિં શકે. જે કામ બૈરાં કરે છે તે હલકાં, ને પુરૂષો કરે છે તે ઉંચાં, એમ વિચારવાનો વહિવટ પડી ગયો છે. હા, બેનો, કવિઓ કહી ગયા છે–રસ્કીન જેવો લખી ગયો છે કે સ્ત્રીનું કામ ઘર સંભાળવાનું છે, ઘરને વાજતું ગાજતું સુખી સંતોષી કરવાનું છે, તે બધું ખરૂં, પણ આજે દુનિયા કેવી છે? કયાં છે દરેક સ્ત્રીને માટે વર અને ઘર? અલબત હિંદુઓ બાળલગ્નથી દરેક સ્ત્રીને વર અપાવે છે, કોઇને કુંવારી રાખતાં નથી, પણ બધીઓ પરણે છે–તેમનાપર લગ્ન-ક્રિયા થાય છે એટલું જ–સંધીઓને ઘરની રાણી થઇ ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલે બેસવાનું સુવાનું મળતું નથી. કેટલીક જુવાનીમાં રાંડે છે કેટલીક વરને નાપસંદ પડવાથી માબાપને માથે પડે છે. અને હિંદુઓમાં જુવાનીમાં મરણ પામે છે. હવે એ બાળલગ્નની રસમ કંઇ લાંબો વખત ચાલવાની નથી. હમણાથીજ આ રસમ સામે પોકાર મચી રહ્યો છે, માટે બાળલગ્ન બંધ પડશે ત્યારે આપણામાં પણ પારસીઓ ઇંગ્રેજોની પેઠે કુમારીકાઓ મોટી થશે, તેનો વિચાર રાખવો જોઇએ. અલબત સ્ત્રીઓને માટે પરણેલી જીંદગી, બાળકોનું સુખ, અને પતિનું છત્ર પસંદ કરવા જોગ છે, પણ આજના વખતમાં એ મળે છે કયાં? આજના વધી પડેલા ખર્ચો અને શરીરની નિર્બળતાને લીધે, બીજી કોમોમાં પુરૂષો પરણવાથી પછરેજ રહે છે તે આપણે જાણીયે છિયે, આગળ ચાલતાં ફરજીઆત લગ્ન નિકળી જશે એટલે આપણાં હિંદુઓમાં પણ એમ થશે; આજે હિંદુઓમાં કુમારીકાઓ નથી એમ કહેવાય નહિં હિંદુઓમાં બાળ વિધવાઓ છે તે કુમારીકાઓજ છે, અને તે પણ એવી કે જેમને પરણવાની આશાજ નથી. એવીઓનું આજની મોંઘવારીના વખતમાં પાળન થવું પણ મુશ્કેલ પડે છે. જયાં ભાઇબાપ પાળતા હતા ત્યાં પણ વિઘ્ન નિકળે છે. સાવકી મા કે ભાભી કહે છે કે "હું કેમ એ માથે પડેલીને વેઠું, સગો બાપ કે ભાઇ કહે છે કે 'મારાથી ખર્ચ પોષાતો નથી.'" એવા વખતમાં જો વિધવાઓને સારી કેળવણી હોય તો તેઓ સંસારને ઉપયોગી થઇ પડવા ઉપરાંત સ્વતંત્ર અભિમાની, બાહોશ સ્ત્રીઓ બને; અને પુરૂષોની ખાતરીજ થઇ જાય કે જેને

મેદાને પડો, લડવું પડે તો લડો, વઢવું પડે તો વઢો પણ ઘરનાં ખુણાં પકડી નકામી બેસી ન રહેતાં કોઇ હુન્નર, કોઇ વિદ્યા, સંપાદન કરો અને જરૂર પડે તો ઉદર પોષણ કરો અને પૈસાની જરૂર નહિં હોય તો દેશની, પ્રજાની, કે ન્યાતની સેવા કરો. પણ "અમે તો નિર્બળ, અમે તો બુદ્ધિહીણ અમને શું આવડે? અમથી શું થાય?" એમ બોલી બેસી ન રહો. હા! તમારામાંથી જેમને નર્સ, ડૉક્ટર કે શિક્ષક થવું હોય તે ભલે થાય, પણ એટલી હદમાંજ સ્ત્રીનું ઉપયોગીપણું અટકી રહેવું નહિં જોઇએ. હવે તો આપણી સ્ત્રીઓએ એવી કેળવણી, એવો ટ્રેનીંગ લેવાં જોઇએ કે જેથી કોઈ ધંધો એવો ન રહે કે જેમાં સ્ત્રીઓ પુરૂષની બરાબર કામ ન કરી શકે. આજની લડાઇમાં સ્ત્રીઓએ કેવું કેવું કરી બતાવ્યું તે તમે જાણો છો. શત્રુથી દેશને બચાવવા સારૂ ઇંગ્લન્ડની સ્ત્રીઓએ દારૂગોળો બનવવાનું મુશ્કેલ કામ પણ કીધું, અને રશીઆમાં તો કેટલીક લડવા પણ ગઇ. માટે જો સ્ત્રીઓએ પુરૂષોની બરાબર સ્વતંત્ર થવું હોય તો તેઓએ "હું નબળી છું હું નાની છું." એમ ધારી બેસી નહિં રહેવું જોઇએ, પણ હિંમતથી બહાર પડી સર્વ કામમાં ધણી પિતા કે ભાઇને મદદ કરવા લાગી જવું જોઇએ કે જેથી આપણા દેશમાંથી આળસાઇ જાય તો સાથે દરીદ્રતા પણ દુર થાય, હુન્નર ઉદ્યોગ અને તેથી નિપજતી સંપત્તિનો વધારો થાય, અને દ્રવ્ય વધવાથી દેશને ઘણા ઘણા બીજા લાભો થાય."

આટલું બોલી મંગલા જરા બેઠી, પછી પાછી ઉઠી બોલી, "આજે તો સ્થિતિ કેવી છે તે બેનો તમે જાણો છો. આજે તો સ્ત્રીઓ ગુલામગીરીમાં છે, જંજીરમાં છે, અને તે ગુલામગીરી ન્યાતના રીવાજોની છે. "અમારામાં રીવાજ નહિં તે બહાર કેમ નિકળીયે, અમારામાં રીવાજ નહિં તો શીખવા ભણવા કેમ જઇયે?" એમ કહી જુવાન સ્ત્રીઓ ઘરમાં પડી રહી કાળ વ્યર્થ ગુમાવે છે, વળી કેટલીક જાણે કંઇ જાતે રમકડાં હોય તેમ પુરૂષોને ખુશી કરવાનોજ પોતાની ફરજ સમજે છે અને તેઓ કમાનાર પુરૂષ એટલે તેમનાં દ્રવ્ય ઉપરજ પોતાનો આધાર માની, પુરૂષ કહે તેમ ચાલવાની પોતાની ફરજ સમજે છે. પણ બેનો, તમે આપબળથી પૈસા કમાવા માંડશો તો તમને એવી ગુલામગીરી કરવી પડશે નહિં, તમે સ્વતંત્ર થશો, સ્વમાન જાળવવા શીખશો, પૂરૂષના પ્રપંચોપર લોભાઇ પાપના આડા માર્ગે લેશો નહિં, ! પરસ્પર પ્રેમ બાઝયો તોજ પરણશો, કુંવારી સ્થિતિમાં રહેવામાં

નામોશી સમજશો નહિ, તેમ વળી કુંવારી સ્થિતિ હોવા છતાં કોઇ પૂરૂષની દ્રવ્યને ખાતર તેને વશ થશો નહિ. હા આપણે બહાર પડવાથી પૂરૂષોને તરત વેળા નુકશાન થશે ખરૂં, પણ જલદીથી તે જોશે કે આપણે કેવાં છીએ, અને તે આપણને માન આપશે. વળી સ્ત્રીઓ બળવાન, કારસાજી, પરાક્રમી થવાથી પ્રજા જે આજે બાળકીણ નિપજે છે તે બળવાન નિપજશે, જેવી માતા તેવાં બાળક થશે અને જે સ્વરાજ્ય મેળવવા માટે આજે કેટલીક તરફથી ફોકટનાં ફાંફાં મારવામાં આવે છે તે આપોઆપ હાથ આવશે. પરણેલી સ્ત્રીઓ ઘરબાર અને ખરચાંની વધારે સારી સંભાળ રાખી શકશે, રાકુમાર સ્વતંત્ર પણે ઉદર પોષણ કરશે, અથવા શહેરની મ્યુનીસીપાલીટી કે દેશની પાર્લામેન્ટમાં બેસી પુરૂષોને સારી સલાહ આપી–કેટલાંક કામો જાતી દેખરેખથી કરી કરાવી આવતા જમાનાને ઉપયોગી થઇ પડશે. આજ ઘેર ઘેર સ્ત્રીઓની નબળાઇને લીધે જુવાન સ્ત્રીઓ અને બાળકો કેટલા મરે છે તે આપણે જાણીએ છીએ અને ઘણો ખેદ પામીએ છીએ, પણ જ્યારે સ્ત્રીઓ પણ પુરૂષોની બરાબર મેહનત કરતી થશે ત્યારે સ્ત્રીનું મૂલ્ય વધશે–આજે તો "એક મુઈ તો બીજી તૈયાર, એમાં શું?" એમ કહી સ્ત્રીની માંદગી ઉપર ખર્ચ કરવાની પણ કેટલેક ઠેકાણે દરકાર હોતી નથી, ત્યારે તો બન્નેનું મૂલ્ય સરખું થશે, અને ભવિષ્યનાં બાળકોને ઘણો મોટો ફાયદો થશે. તથાસ્તુ".

આ ભાષણ પછી ઘણી સ્ત્રીઓ મંગલા આગળ આવી, કોઇએ કહ્યું કે "તમે સારૂં બોલ્યાં" કોઇએ કહ્યું કે "તમે શું એટલું બોલો છો! આપણા લોક કદી ન્યાતની રસમો છોડે? ધારા તોડે? આજે દીકરીઓને ભણાવતા નથી તો બીજું શું શીખવશે?" વગેરે બોલ્યાં અને ઘણાક વાદવિવાદ કરીને છૂટાં પડયાં.

સર્વે જવા પછી રાધા મંગલા આગળ આવી અને બોલી, "મંગલા તારા વિચારો જાણી હું ઘણી ખુશી થઇ છું."

મંગલા પાસે આવી. "તું ખુશી થઇ તેથી મને સંતોષ થયો, ચાલ હવે કહેની ના, કે આપણા વચ્ચે મતફેર છે. મોટી મહત્વની બાબતોમાં આપણે એકમેકને ઉચકી આપનારાં છીએ, એમ હવે તારી

"તારા વિચારો તો હું જાણતી હતી, મંગલા, પણ મારો મીજાજ ઠ. નયો હતો, ખચિત હું ખડોંસીલી છું, મને માફ કરજે."

"હા તું છે જરા ખડોંસીલી, પણ એતો હોય, ગુણ દુર્ગુણનું જ ાણસ બનેલું છે કોઇ સંપૂર્ણ નથી. વળી મારા વાંક શું થોડા છે તે માફ કરીશને? અને હવે આપણે બન્ને સંપીને રહીશુંને? બોલ?" ેમ કહી બન્ને ગળે વળગી, ભેટી, કીસ કીધી, અને રડીને છૂટી પડી.

(અપૂર્ણ.)

# ગર્વદમન.

ઉન્નત કુળમાં તે જન્મ્યો હતો. વિશુદ્ધતા માટે તે કુળ ઉદાહરણ ગણાતું.

નીતિના જીવનથી તે જીવતો. સંસ્કારથી પ્રફુલ્લ થતો, વિકાસ પામતો, તેનું જીવન નિષ્કલંક હતું.

કાળાન્તરે તેને ઇચ્છા થઈ. પિતૃગૃહ ત્યાગી સાગર યાત્રા માટે તેણે પ્રયાણ કર્યું.

સાગરના મોજાં પ્રચંડ હતા. તેની ગર્જના ગંભીર-નિષ્ઠુર હતી. તે નિષ્ઠુર છતાં રસીકના હૃદયને તે પ્રિય લાગતી. તે સાગરના પટપર ચાર કાફલા વિજયંતીર્થની યાત્રા કરવા જતા હતા. સાગરની પાર શું હતું તે અજ્ઞાત હતું.

પિતૃગૃહ મૂકી આ વિશુદ્ધ પુરૂષ સાગર યાત્રા કરવા નીકળ્યો. દિવસે સૂર્યપ્રકાશમાં અને રાત્રે તારાઓના તેજમાં તેની યાત્રાનો આરંભ થયો.

પિતૃગૃહ ત્યાગ્યું ત્યારે તેને ખેદ ન થયો કારણ તેના હૃદયમાં અભિલાષા-ઉત્સાહનો જ્વલંત તણખો ઝળકતો હતો.

સાગર તરવા તેની પાસે નૌકા હતી. નૌકા ન્હાની પણ વેગવતી હતી. દૂર દ્રષ્ટિ મર્યાદાને પણ પાર વહન કરતા બીજા કાફલાઓને ક્ષણથી પણ અલ્પ સમયમાં તેણે હઠાવી દીધા. આ ચાર પ્રચંડ કાફલાઓમાં હજારો નૌકાઓ વહન કરતી હતી.

સર્વ નૌકાઓને પાછળ મૂકી આ વીર પુરૂષ આનંદમાંને આનંદમાં યાત્રા કરવા લાગ્યો. આકાશ વાદળથી છવાયું. ચોપાસથી પવન ફુંકાયો સંકટના પગલાં સ્પષ્ટ સંભળાવવા લાગ્યા.

પળવાર આનંદ શમી ગયો. સમુદ્ર તરવાનો વિચાર અલોપ થયો. જ્યાં ભૂમિ નજરે પડે ત્યાં લંગર નાંખવાનું તેણે ઇચ્છયું.

પવનના સુસવાટાથી સાગરની ગંભીરતાનું ભાન થયું. પિતાના શાન્ત આવાસમાં સુખમય જીવન મૂકી સમુદ્રના કોઇ વેરાન ટાપુમાં નિવાસ કરવાનો વિચાર તેના હૃદયમાં પશ્ચાત્તાપ કરાવવા લાગ્યો. પણ પિતામાં ઉત્સાહ નહોતો. પોતામાં ઉત્સાહ હતો. પિતા તો નિષેધ

ભૂજબળથી બાથ ભીડવા તેણે પ્રયત્ન કર્યો. સર્વ પ્રયત્નો આગ્રહથી
કરવામાં આવ્યા. પણ સર્વ યત્નો નિષ્ફળ ગયા. વિજય તીર્થનો
પ્રતાપ ઘણો હતો. તેના અને વિજય તીર્થના સંબંધનાં તમામ બંધનો
[illegible]તા હતા. તેના ગર્વ અને આપખુદીથી બંધનોપર ઘણો આઘાત
[illegible] હતો અને તે આઘાતથી બંધનો તૂટી જવા લાગ્યા. વિજયતીર્થમાં
[illegible]ભળાટ થયો, હુલ્લડો થયા અને તે અશાંતિનો લાભ લઈ પ્રતિસ્પર્ધી
[illegible] ગયો. પ્રતિસ્પર્ધીનો વિજય થતાં વિજયતીર્થનો સદા માટે ત્યાગ
[illegible] તેને સમુદ્ર તરફ પલાયન કરવું પડ્યું.

તેણે પિતૃગૃહની વાટ લીધી પણ ત્યાં જતાં જતાંએ ઘણું ખમવું
[illegible]યું. પ્રતિસ્પર્ધી તેની પાછળ પડયો હતો. તેનો ગર્વ ઉતરવાની
[illegible]રી હતી. પિતૃગૃહે આવતાં માલૂમ પડયું કે પિતૃગૃહ પિતા વિનાનું
[illegible]. અહિં પ્રતિસ્પર્ધીથી નિર્ભય હોવા છતાં અશાન્તિ હતી.

ધીમે ધીમે ગર્વ ઉતરવા લાગ્યો. ગર્વ પલટાઇને અહંકાર થયો.
[illegible] પિતાથી પોતે વિશેષ હતો. એવો ભાવ તેનામાં હતો. આ અહં-
[illegible]રમાં ગોથાં ખાતો તે પિતાની શોધ કરવા લાગ્યો. પણ પિતાનો પત્તો
[illegible]લાગતાં તેને પશ્ચાતાપ થયો.

ગર્વ અને મહિમાના લોભમાં વૃદ્ધ પૂજ્ય પિતાને તે વીસરી ગયો
[illegible]. ગર્વ જતાં તેને પશ્ચાતાપનો દુઃખ થયો. માત્ર વિજયતીર્થ સાથે
[illegible]વાસને લીધે તેને કંઈક આશા આવી.

પિતૃગૃહ તેને શૂન્ય લાગવા માંડયું. સ્નેહાળ પિતાનો સ્નેહ યાદ
[illegible]વ્યો. સમુદ્ર યાત્રાની જે ઇચ્છા થઇ હતી તેના પ્રતિ તેને તિરસ્કાર
[illegible]વ્યો. અન્તે અહંકારની સાંકળ તૂટવા લાગી. આર્તસ્વરથી તેણે
[illegible]તાને પોકાર કર્યો.

પિતાએ તેનું મન પારખી લીધું. તેણે સંપૂર્ણ અનુભવના વિષ-
[illegible]ય પાઠનું સંપૂર્ણ અધ્યયન કર્યું છે એમ તેને ખાત્રી થઇ. એક અં-
[illegible]કારમય ભોંયરામાંથી પિતા બહાર આવ્યો. ગર્વહીન પુત્રને તે ભેટયો.
[illegible]તાનીની ઉછૃંખલતામાં વૃદ્ધ પિતાના કરેલા અનાદરને લીધે તેને ખરે-
[illegible]રો પશ્ચાતાપ થયો; અને પશ્ચાતાપ પછી તે પિતાના જેવીજ
[illegible]જયતા પામ્યો.

"એક બાળા"

---

આ પિતા તે બ્રહ્માંડમાં વ્યાપેલો પ્રત્યક્ષ છતાં અવિંત આત્માને પરોક્ષ
[illegible]તો, અંધકાર-અજ્ઞાનમય-ભોંયરાથી ઢંકાયેલો; ઇશ્વર અને તેનો અવિંત
[illegible] આત્મા હતો.

# સખી ! સેવાના પંથે સીધાવો.

(૧)

સખી ! સેવાના પંથે સીધાવો,
મનુ જીવનમાં ધન્ય એજ લ્હાવો,— સખી.

(૨)

પૂણ્ય યોગ મળ્યો આ અમૂલો,
અંક ભારતનો આજ દીપાવો,
જીવ્યું જન્મ્યુ સફલ કહાવો— સખી.

(૩)

આર્ય ધર્મ જે શાસ્ત્રમાં લખાયો,
જીવન મંત્ર જે બોધાયો,
વ્રત સેવાનાં સર્વદા સ્વીકારો— સખી

(૪)

જ્ઞાન ધ્યાન સમાધિ પૂજામાં,
ધર્મ કર્મ સ્વાધ્યાય બધામાં,
મુખ્ય ઉદ્દેશ દેશ સેવાનો— સખી

(૫)

સંત સજ્જનને સ્નેહથી વધાવો,
ભાઈ ભાંડુસમાં સંપ પ્રમાણો,
દીન જનનાં દુઃખ નિવારો— સખી

(૬)

દેશ સેવામાં સર્વ સમર્પો !
સહુ ધર્મ સહકાર સુહાવો !
સખી ! સંસારે સ્વર્ગ ઉતારો— સખી

સખી ! સેવાના પંથે સીધાવો,
મનુ જીવનમાં ધન્ય એજ લ્હાવો.

"નલીનીકાન્ત"

# એક બાલિકા.

---

આસો માસના સુદીના પહેલા પખવાડીઆમાં પહેલા નવ દિવસ રાત્રીના આવે છે. નવ રાત્રીના દિવસમાં એક કુમારિકા સવારના [illegible]રમાં દિવાકર આવતા પહેલાં ઉઠી અને પોતાનું કામ પરવારી [illegible]દર વસ્ત્રાભુષણ ધારણ કરી હાથમાં સુંદર મોતીની ગુંથેલી નાજુક [illegible]ખડી લઇ અને તેમાં અબીલ, ગુલાલ અક્ષત પુષ્પ વિગેરે પુજાની [illegible]મગ્રી લઇ પોતાની માની આજ્ઞા લઇ અંબિકાની ઉપાસના [illegible]વા ચાલી.

રસ્તો ગલીકુંચીવાળો હતો નહિ પણ ઘણો લાંબો હતો. અને [illegible]પાસ ખેતરોની હારો ચાલી જતી હતી. ઝાડ કોઇક ઠેકાણે માલુમ [illegible] હતાં. સૂર્યદેવના ચોપદારોએ નેકી પોકારી એટલે દુનિયાના બધા [illegible] પોતપોતાનું કામ કરવા લાગ્યા, અને તેવીજ રીતે ઉમા નામની બાલિકા પોતાનું કામ કરવા મંદીરમાં આવી.

મંદીરમાં પેસવાનાં બે બારણાં હતાં તેમાંથી જે ઠેકાણે માણસની [illegible] રહેતી હતી તે રસ્તેથી તે પસાર થઇ અંદર જતાં થોડોક રસ્તો [illegible] આવ્યો, અને ત્યાર પછી મંદીરનો ઘાટ શરૂ થયો. એ ઘાટ ઉપર [illegible] ચાલીએ એટલે મંદીરમાં જવાનો રસ્તો અને તે ઉપર ચઢવાનાં [illegible]થીઆં આવે છે, મંદીરના ઉપરનો ઘુમટનો ભાગ ઘણો નકશીદાર [illegible] સુંદર છે, અને નીચે આરસપહાણની ચકતીઓ જડેલી છે. માતાની [illegible] પુજારીએ કરી હતી. તેમના અંગ ઉપર સુંદર અને સ્વચ્છ વસ્ત્રા-[illegible]ણ ધારણ કરેલાં હતાં, અને વાઘના ઉપર સ્વારી કરેલી હતી. [illegible]બીકા પોતાની સેવા કરવા આવેલી બાળાને જાણે સાક્ષાત વરદાન [illegible]પતાં હોય નહિં અને તેના ઉપર અમીદૃષ્ટિથી નીરખતા હોય નહિ [illegible]નું જણાતું હતું. કુમારીએ આણેલા સાધનથી અંતઃકરણથી શ્રદ્ધા-[illegible]ક પુજા કરી નમન કરી સર્વનું કલ્યાણ ઇચ્છી મંદીરના એક [illegible]ણામાં ભોંયરૂં હતું. તેમાં ઉતરી અને માતાજીનું હૃદયપૂર્વક ધ્યાન [illegible]. અને તે કરી રહ્યા પછી પોતાને ઘેર જવા ઉઠી.

તે મંદીરની પાસેના ભવ્ય અને વિશાળ જંગલમાં એક નાનું

માણસો જતાં. વાઘ, વરુ, અને ફાડી ખાનારાં પશુઓનો ત્યાં બહુ ભ
હતો. ઘણા ગાઉ સુધી એ જંગલ પથરાએલું હતું. અને એ જંગલમાંથ
થોડે દુર જઇએ, એટલે સુગંધીદાર ફૂલોનાં નાનાં ઉપવનો આવેલ
હતાં. ત્યાર પછી સુંદર ચળકતાં પાણીનાં સરોવરો હતાં. અને તેમ
કમળનાં ફૂલો રાજ્ય કરતાં હોય તેમ જણાતાં હતાં. સરોવરો પાસે
તુલસીના કયારા હતા. અને નજીકમાં સુંદર પાંદડાંની બાંધેલી ઝુંપડ
હતી. અને તેના બારણા પાસે ચોકી કરવાને એક વાઘ બેઠો હતો અ
તે જાણે મોક્ષની ઇચ્છા રાખતો હોય તેમ દેખાતો હતો. ઝુંપડીના અં
દરના ભાગમાં એક નાના સરખા દેવાલયમાં સાક્ષાત માતાજી બીરાજેલ
હતાં. અને તે સમાધીમાં હતાં. અને તેમની સેવા કરવા એક વૃદ્ધ
માતા રહેતાં હતાં. વાઘેશ્વરીએ પોતાની પુજા કરવા આવેલી કુંમારિકા
બોલાવવા વૃદ્ધાને મોકલી.

બાળા ઘેર જતી હતી એવામાં બારણામાં વૃદ્ધા તેને મળી અને
પોતાની સાથે આવવા કહ્યું. તે બાળા તેની સાથે ગઇ. પાછળ વળું વેલ
રસ્તામાંથી વૃદ્ધા અને કુમારી પસાર થઇ ગયાં. પાંદડાંની ઝુંપડી પાસે
આવી અને તેમાં પેસે છે કે તેણે અંદર માતાજીને બીરાજેલાં જોયાં
માતાને નમસ્કાર કરી તે પાસે બેઠી. તેનું હૃદય બીકને લીધે
ધ્રુજતું હતું, પણ માતાજીએ તેને શાન્ત પાડી, અને સ્ત્રી ધર્મ વિ
ટુંકામાં બોધ આપ્યો અને તેને સમજાવ્યું કે "સ્ત્રીનો ધર્મ આદર
સ્ત્રી બનવું એ છે. આદર્શ સ્ત્રીત્વ એટલે સ્ત્રીમાં રહેલી ગુપ્ત કે વ્યક્ત
શક્તીઓ કેળવીને તેનો માનવ જીવનના વિકાસ અર્થે સદુપયોગ કરવે
તે છે. સગાં વહાલાંની સેવા કરવામાં જ કાંઈ સ્ત્રીત્વ સમાઇ રહ્યું નથી
કેળવાયેલી શક્તિઓનો સદુપયોગ જેટલો કરીએ તેટલો ઓછો છે
અમુક કાર્યો જે સ્ત્રીઓ માત્ર જ કરી શકે છે, તે કરવાની તાકાત કો
પણ પ્રાણીમાં નથી. કાંઈ પણ ખોટું કરતાં અનંત જગત સંચાલક
મહાશક્તિ નારાયણનો ડર રાખવો. તે પછી અંતઃકરણમાં આસ્થ
રાખી અંતરની વેદના ખમવાનો પ્રસંગ ન લાવવો, એટલે કે અંતઃકરણ
દુઃખાય તેમ કરતાં ડરવું અને ત્યાર પછી લોકોના કહેવા તરફ ધ્યાન
આપવું. લોકો એ આપણાં કર્મોનું દર્પણ છે, એ દર્પણમાં કદાચ આપ
ણું ખોટું પ્રતિબીંબ પણ પડે અને એમ હોય તો તેનું કારણ દુર કર
વાની ફરજ સમજવી. જગતની વસ્તુઓ ઘણી મોહક હોય પણ ખોટ
મોહમાં ન ફસવું એ ખાસ કરીને યાદ રાખવા જેવું છે. જગતની વસ્તુ

# સ્ત્રી સમાચાર.

( સંયોજક:—સૌ. શારદા દેસાઈ. )

**ટાટા કંપનીની ઉદારતા**—મુંબઈની અને કુરલાની પોતાની મીલોમાં કામ કરતી સ્ત્રી કામદારોને સોશીઅલ સરવીસ લીગની સુચનાથી મેસર્સ તાતા, કું. એ, સુવાવડનો ખાસ લવાજમ આપવાની યોજના કીધી છે તે મુજબ એવી સ્ત્રીઓને બે માસનો લવાજમ આપવામાં આવનાર છે. વળી બીમાર પડેલા કામદારોને મદદ કરવાની તેમજ અકસ્માતથી મરણ પામતા કામદારોના વારસોને ઓછામાં ઓછી રૂ. ૩૦૦) ની અને વધતામાં વધતી રૂ. ૧૦૦૦) ની મદદ આપવાની યોજનાઓ પણ આવતાં નવાં સાલથી અમલમાં મેલવામાં આવનાર છે.

**સુવાવડથી થતાં મરણો, તે અટકાવવાની કોશીષ**—સુવાવડ વખતે ઘણી સ્ત્રીઓનાં અકાળ મૃત્યુ થતાં હોવાથી અમેરીકામાં ગયા નવેમ્બર માસમાં બાળકો અને માતાઓનો બચાવ કરવા માટે મેડીકલ વીમેન્સ કલબમાં શેપર્ડ ટાવનર બીલ પસાર કરવાનો ઠરાવ થયો હતો.

**એક સીનફીનર બાઇને સજા**—હાલમાં ભાગ લેવાને માટે એક નામચીન બાઇ કાઉન્ટેસ મારકી વીકસને [illegible] કરવામાં આવી છે. ૧૯૨૬ માં ડબલીનના એક બળવામાં તેણીએ આગળ પડતો ભાગ લીધો હતો તે વખતે તેણીને મોતની સજા કરવામાં આવી

**મહીલા પરિષદ**—મદ્રાસથી જણાવવામાં આવે છે કે મીસીસ એચ. શ્રીનીવાસ આયંગરના પ્રમુખપણા નીચે ત્યાં સેનેટ હોલમાં મળેલી બાનુઓની કોન્ફરન્સે બાનુઓના હીતને લગતા સંખ્યાબંધ ઠરાવો પસાર કર્યા છે જેમાં એવી માગણી કરવામાં આવી છે કે છોકરાઓની માફક છોકરીઓની કેળવણી ફરજીઆત કરાવવી. બાનુઓ માટે વધુ લખીબી કોલેજો સ્થાપવી, નરસોની તાલીમ માટે વધુ હોસ્પીટલો ઉઘાડવી, બાનુઓને ચુંટણીમાં મત આપવાનો હક આપવો, અને જાહેર મંડળોમાં નીમાવા માટે તેમને લાયક ઠરાવવી.

**નાગર બાનુઓની પરીષદ**—બનારસમાં નાગર બાનુઓની પરીષદ ટાઉન હોલમાં મળી હતી. ગં. સ્વ. મણીબેન અમદાવાદવાળા મીસીસ ડાહ્યાભાઈ ઇજીવરામ અને ધાંગધ્રાવાળા મીસીસ ચીમનલાલ ચટ્ટેવાએ હાજર રહી આગળ પડતો ભાગ લીધો હતો.

**કપોળ મહીલા પરીષદ**—આ પરિષદ ભરવાની તજવીજ કરવા ભુલેશ્વર દેવજી વાડીમાં આવેલા શ્રી. નરોત્તમદાસ બેચરદાસના મકાનમાં કપોળ બાનુઓનો એક મેળાવડો ગોકળ લીલાવંતી મનોહરદાસ જીવણલાલ વરજીવનદાસના પ્રમુખપણા હેઠળ મળ્યો હતો. સભામાં પ્રમુખ ઉપરાંત કપોળ

# ગૃહવ્યવસ્થાની ગભરામણ.

( રા. કેશવપ્રસાદ દેશાઇ. )

રતનબેનની દિકરી કમળા નાનપણથીજ ભણવામાં ચાલાક હતી. રતનબેનના વખતમાં તો છોકરીઓને ભણાવવાની રીત બહુ નહોતી. તોપણ તેમને કાગળ લખી શકે તેટલું જ્ઞાન હતું. અને બીજી રીતે તો તે ઘણાંજ હોંશીયાર હતાં. ઘરનો કારભાર કરવામાં પ્રવિણ હતાં. અને એમની સ્વાદિષ્ટ રસોઇ તો ઓળખીતામાં એક કહેવત રૂપ હતી. વળી અનાજની સાચવણી કેમ કરવી, અથાણાં અને મુરબ્બા લાંબા સમય સુધી શી રીતે જાળવવાં, સળો લાગેલા ધાન્યને શી રીતે સમું કરવું, વગેરે બાબતો તેમને પુછવા તો પાડોશના બધાં બૈરાં આવતાં હતાં. આ ઉપરાંત નાનાં બાળકો માંદાં પડે તો તેની ઘણી ખરી દવાઓ પણ તે જાણતાં હતાં. રતનબેન આ બધું પોતાની બા પાસેથી શીખ્યાં હતાં. તે વખતમાં ઘણીખરી ડોશીઓને આ બધું જ્ઞાન હતું. ત્યાર પછી સ્થિતિ બદલાવા લાગી હતી. કારણ કે છોકરીઓને માથે નિશાળનો બોજો વધારે આવ્યો એટલે ઘરનાં કામની ઝીણવટથી તપાસ તેમનાથી થઇ શકે તેમ રહ્યું નહિ. વળી ઘરનાં ખેતરો પહેલાં તો ઘણાંને હતાં, એટલે સામટું અનાજ આવતું. આ અનાજને જાળવવાની જુક્તિ બધાં અનુભવથી જાણતાં હતાં. પણ પછી તો ગામડાં મૂકીને વસ્તિ મોટાં શહેરો તરફ આવી એટલે ખેતરોના દાણા આવતા બંધ થયા. વળી જગ્યાની છુટ ઓછી થઇ તથા દાણાની મોંઘવારી પણ વધી, એટલે લાંબુ અનાજ ભરવાનું પણ રહ્યું નહિ. મોટાં મોટાં સંયુક્ત કુટુંબો પણ તુટતાં ગયાં, એટલે બાળકો સંબધી અનુભવી જ્ઞાન પણ ઘટતું ગયું. અને તે સાથે આ સર્વ જ્ઞાન બીજી રીતે, તેમજ પુસ્તકમાંથી મેળવી શકાયા નહિ.

રતનબેનના વખતમાં આવી સ્થિતિ થવા માંડી હતી. પણ સુભાગ્યે એમને તો આ સર્વ જ્ઞાન પ્રાપ્ત થયું હતું. અને આ જ્ઞાનને લીધે સગાંમાં તેમજ પાડોશમાં સૌ એમને વારંવાર પુછવા આવતાં હતાં. પણ પૂછવાનું બધું બપ જોગું હતું. કોઇની દાનત આ બધું શીખી લેવાની નહોતી. અને કોઇ કદિ એમ કહેતું કે “ રતનકાકી, અમને આ બધું

શીખવોને;" તો તે કહેતા હતા કે, "આમાં શીખવાનું કાંઇજ નથી. તમારી ઉમર થશે ત્યારે તમને પણ આવડશે." અને રતનબેન એમજ જાણતાં હતાં કે આ બધું શીખવાની કાંઇ જરૂરજ નથી. એ તો બધાંને આવડેજ.

કમળા ઘણીજ ચાલાક હતી. એના બાપ એક જુના સમયના શાણા સુધારક હતા. એમને સંતાનમાં કેવળ કમળાજ હતી. અને એમની એક હોંશ એ હતી કે હું કમળાને દિકરાની માફક ભણાવું. કમળા છ વર્ષની થઈ કે એમણે તરતજ તેને નિશાળે મૂકી દીધી. અને એ લેસન બરોબર કરે તેની તેઓ ઘણીજ કાળજી રાખતા હતા. કમળા પણ ભણવાની હોંશીલી હતી અને બહુજ સારૂ લેસન કરતી હતી. પરિણામે ઘરના કામમાં તેનું લક્ષ નહોતું રહેતું અને એના બાપની બ્હીકે રતનબેન પણ એને ઘરના કામમાં લઇ શકતાં નહોતાં.

કમળા બાર વર્ષની થઇ ત્યારે એણે ગુજરાતીનો અભ્યાસ પૂરો કર્યો. તેના બાપે વળી તેને ઘેર થોડી થોડી અંગ્રેજી જ્ઞાનની પણ શરૂઆત કરી હતી. આ સમયમાં રતનબેન થોડા દિવસની માંદગી ભોગવી ગુજરી ગયાં. કમળાને આ ઘા ઘણો સખ્ત લાગ્યો. પણ તેના બાપે તેની એવી તો સંભાળ લેવા માંડી કે તે ઘા થોડા વખતમાંજ રૂઝાવા લાગ્યો. સગાંઓએ તો એમને સલાહ આપી કે હવે કમળાને નિશાળ મૂકાવી દઈ ઘરકામમાં પલોટો, એટલે તમારી ભીડ ભાગશે. અને પછી કોઇ લાયક ઘર શોધી કન્યાદાન આપો, અને પછી તમે પણ કન્યાદાન લો. તમારે છોકરો નથી એટલે વંશ તો રાખવોજ જોઈએ. પણ કમળાના બાપે આ લોકનું કહેવું સાંભળ્યું નહિ. એમણે તો પોતાની કમળાને દીકરોજ ગણી હતી. અને દીકરા જેટલું જ્ઞાન આપવા નક્કી કર્યું હતું. વળી તેઓ સુધારક હતા. કોઇ નાની તેર ચૌદ વર્ષની બાળકી સાથે પરણી-તેનો ભવ બાળવા તેઓ તૈયાર નહોતા. તેમણે પોતાના મૂળ વતન ગામડેથી એક પોતાથી મોટા રાંડેલાં બહેનને તેડાવ્યાં અને ઘરનો ભાર તેમને સોંપી દીધો. આ બહેને ખરી લાગણીથી આ ભાર ઉપાડી લીધો. અને કમળા નિશાળે જતી હતી તે એમને ગમતું નહોતું. લોકાનું લાઇનું મ્હોં રાખવા માટે કાંઇ બોલતા નહોતા.

કમળાને એના બાપે ગુજરાતી સાત ચોપડીયો પહેલાં ભણાવી હતી એટલે તેનો બુદ્ધિવિકાસ સારો થયો હતો. એકાદ વર્ષ એને નિશાળ સાથે ઘેર અંગ્રેજીનું જ્ઞાન આપી દઇને તેર વર્ષની થતાં તો,

ન્યાઓ ઉપર ચારિત્ર્યની છાપ પડવી જોઇયે તેમનામાં સ્વદેશાભિમાન ઉત્પન્ન કરવું જોઇયે. આ સર્વ મડમ મહેતીયો અને સરકારના કબજા નીચેની નિશાળોમાં થવું અસંભવ છે માટે હું તો નવી નિશાળજ કાઢીશ અને મારા સદકાર્યમાં પ્રભુ મને મદદ કરશે.

કમળાનો ઉત્સાહ, કમળાનો નિશ્ચય, જોઈ રાયજીને કાંઈ અવનવો અનુભવ થયો. પરંતુ જરા ટોળ કરવાના વિચારથી તે બોલ્યાઃ ઓહો મારી કમળા તો આજ દેવદૂત થઈ લાગે છે! ઉંઘમાં બોલાય છે કે જાગૃતિ છે?

કમળા કાંઇક આવેશથી બોલી, હું જાગૃત છું. પુરી જાગૃત છું. એટલુંજ નહિ પણ મારો અંતરાત્મા જાગ્યો છે. મેં ધાર્યું છે તે હું કરીશજ.

રાયજીયે ગંભિર મુખ કર્યું અને બોલ્યા, મારી કમળા આટલી દેશાભિમાની હશે, તેનો મને ખ્યાલ નહોતો. રસોડામાં રાંધતાં રાધતાં તેં બહુ બહુ વિચારો કર્યા લાગે છે પણ શું તારા ઉત્તમ કાર્યમાં મદદ કરવાની મારી ફરજ નથી? તારા નિશ્ચયે વળી મને પણ નિશ્ચય કરાવ્યો છે. મારૂં ક્ષેત્ર પણ કેલવણીનું છે તો હું સ્ત્રી કેલવણીને મદદ કેમ ના કરૂં. જો પુરૂષો સાથે અસહકાર કરવાનો તમારો વિચાર ના હોય તો હું તમને પૂર્ણ મદદ કરવા તૈયાર છું અને ભવિષ્યમાં તમે જો કોલેજ કાઢશો તો મારી હાલની જગાનું રાજીનામું આપીને હું તેમાં જોડાઇશ.

ના, ના, પુરૂષો સાથે અસહકાર કરે અમને કેમ પાલવે! કમળાએ કહ્યું. અમે તો સહકારથી કાર્ય કરીશું. અસહકાર તો હાલની ભૂલભરી કેલવણી પદ્ધતિ સાથે કરવાનો છે. અમારે સંસ્થા કાઢવાની છે તેમાં નાણાની મદદ જોઇશે, તે માટે પુરૂષની મદદ જોઇશે. વળી અંતરવ્યવસ્થા માટે પણ તમારી સલાહ જોઇશે. અને જો લોકો મારી યોજના ઉત્સાહથી વધાવી લે તો હું તો એક બોર્ડીંગ—વસતિગૃહ—પણ ચાલુ કરી દઉં. ગૃહવ્યવસ્થાનું ખરૂં શિક્ષણ તો બોર્ડીંગમાંજ અપાય. વળી નિયમિતપણું ત્યાંજ શીખવાય. ચારિત્ર્ય ઘટના પણ ત્યાંજ કરીયે. ઓહો જો બની શકે તો કરવાનું તો ઘણુંજ છે.

કમળા તો આમ ઘણાજ ઉત્સાહમાં આવી ગઈ હતી, અને આમ આમ પોતાની યોજના ઘડતી જતી હતી. અંતે રાયજીએ કહ્યું કે હવે તો પેટમાં કુરકુરીયાં બોલે છે. તારી યોજનાના વિચાર ભૂખે પેટ થઇ શકશે નહિ. માટે તારૂં ગમે તેવું રાંધેલું પણ ખાવાનું આપ.

બીજે દિવસથી કમળા અને રાયજીએ આ યોજનાં હાથ ધરા તે વિષે જુદા જુદા માણસો સાથે પુષ્કળ ચર્ચાઓ કરી અને દિવસે કમળાના વિચારોને લગભગ મળતા ધોરણ ઉપર એક યો ઘડી કાઢી જાહેરમાં મૂકી એક કમિટી નિમી, તેમાં લાગવગવાળા મ ણુસો ઘણા હતા. મી. રાયજી તેના મંત્રી બન્યા. કમળાએ ... સંસ્થા ઉભી કરી, અને તે તેની અધિષ્ઠાત્રી તથા વ્યવસ્થાપક નિમ શેઠિઆના નવા જુસ્સા તથા કમળા અને રાયજીના ઉત્સાહને લીધે થો કજ વખતમાં આ સંસ્થા ઘણીજ ખીલી. કમળાનાં સ્વપ્નાં સુ પ્રથમ વર્ષમાંજ વસતિગૃહ-બોર્ડીંગ-પણ સ્થપાયું અને તેમાં વીશ ન્યાઓ દાખલ થઇ ગઇ અને કમળાએ એક પોતાની જાણીતી વિશ્વાસુ બાઈ શિક્ષકને નોકરી છોડાવી તેની ઉપરી નીમી.

ગામમાં કમળાનું નામ ઘેર ઘેર જાણીતું થઇ ગયું અને ત્રણ વર્ષમાં રાયજીને પણ રાજીનામું આપી કોલેજમાં જોડાવું પડયું. સંસ્થાને અંગે તેનો સિદ્ધાંત પ્રચારક વિભાગ પણ નિમાયો અને તે જેવી પાંચ બીજી સંસ્થાઓ થોડાકજ વર્ષમાં ગુજરાતમાં સ્થપાઈ.

એક પૂર્ણિમાને દિવસે કમળા અને રાયજી પોતાની અગાસી બેઠા હતાં. ચંદ્ર પ્રકાશી રહ્યો હતો. રાંધવાની કે ઘરવ્યવસ્થાની ફુટ કમળાને નહોતી. કોઇ હતાં. દંપતીને સંસ્થામાંથી પૂરતો દરમા મળતો હતો એટલે ચિંતા નહોતી. રાયજીયે કહ્યું કમળા ! જો તું ગોળ શી રીતે વણી શકાય તે પ્રયત્નમાંજ, તથા સ્ત્રીએ ઘર સજા વું જોઇયે એ વિચારમાં ઘરમાંજ બેસી રહી હોત તો ? કમળા બો તો મને મારા કાર્યમાં પતિદેવનો સહકાર ના મળત. આ તો-કામમા પણ તમે સાથેજ. અમે સ્ત્રીઓ તો શક્તિઓ નવી સૃષ્ટિ રચનારીયે પણ તમારી મદદ જોઇયે, બોલો પ્રભુ ! આ મારી કન્યાઓ નવ સૃષ્ટિજ રચશે કની ?

વિરૂદ્ધ છે. વળી રૂગ્વેદમાં નામુચી રાજાએ પોતાની સ્ત્રીને શત્રુ સામે લડવા મોકલ્યાનું વૃત્તાંત પણ છે. તેણે અંતે શત્રુઓને હરાવ્યા પણ હતા. વળી રાણી સરમા નામે બળવાન સ્ત્રીયે લુંટારાને હરાવ્યા હતા.

અર્વાચીન ઇતિહાસમાં પણ સ્ત્રી રાજ્ય કર્તાઓના દાખલા છે.

**અર્વાચીન સમય.** અહલ્યાબાઇ હોલકર એક લોકપ્રીય અને સખળ રાજ્ય કરનાર હતી. તે ૧૮૫૭ ના બળવામાં બ્રિટીશ લશ્કર સામે યુદ્ધ કરવા ગઇ હતી અને કેટલાએક વખત સુધી તેણે શત્રુઓને હંફાવ્યા હતા. અંતે તે ૧૮૫૮ ના જુન માસમાં લડતા રણમાં પડી હતી. વળી થોડાં વર્ષો ઉપર પતીઆલાની ગાદી ઉપર અંગ્રેજ રાજ્યની મદદ વડે હંસ.કુંવર નામે રાણીને બેસાડી હતી. તે ઘણીજ લાયક રાજ્ય કર્તા નિવડી હતી, અને એક વર્ષના ટુંક સમયમાં તો ગયેલા રાજ્યતંત્રને વ્યવસ્થિત આણ્યું હતું. મુસલમાન રાજ્ય કર્તાઓમાં પણ નૂરઝહાં, તથા ચાંદબીબીનાં નામ સહેજે યાદ આવે છે, અને હજી પણ ભોપાલની ગાદી ઉપર બેગમજ રાજ્ય કરે છે.

**ખોટો ભય.** આ રીતે હિંદુઓના ધર્મ પુસ્તક, તેમજ હિંદુ મુસલમાનની લાયકાતને ટેકો આપે છે. માટે સ્ત્રીઓ મતાધિકાર ભોગવી શકશે નહિ, અથવા તો તે હક્ક ભોગવવા સામે વાંધો લેવામાં આવશે તેવો ભય રાખવો નકામો છે. સ્ત્રીઓમાં આ કાર્ય માટેની લાયકાત છે, આ કાર્યમાં સ્ત્રીઓની જરૂર છે, અને તેઓ આ કાર્યમાં ભાગ લે તે માટે ઇતિહાસ પુરાણનો ટેકો છે, માટે જેમના હાથમાં સત્તા છે તેમણે સ્ત્રીઓના હક્ક સ્વીકારવા જોઇયે, અને સ્ત્રીઓએ આ હક્ક માટે જુસ્સાભેર માંગણી કરી, તે મળે ત્યારે તે ભોગવવા માટે સ્વાર્થ ત્યાગથી તત્પર થવું જોઇયે.

સ્ત્રીબોધનો બાળકી

# બાળક.

પુસ્તક ૨. ]  જાન્યુઆરી, ૧૯૨૧.  [ અંક ૧

મારા નાના ભાઈબેંચો,

ગયે વરસે આ બાળવિભાગ શરૂ થયો હતો. આ બાર મહીનામાં તેમાં તમારે માટે વાતો તથા કવિતાઓ આપી હતી તે તમે વાંચી હશે. અને તમારા નાના ભાઇ બહેનોને પણ સંભળાવી હશે. આપણને કાંઇ આવડતું હોય, તે બીજાને શીખવીયે તેથી બહુજ મઝા આવે. આપણે એકલા એકલા શીખીયે તો એકલપેટા કહેવાઇયે.

આ બાળવિભાગ બધાં છોકરાંને ગમતો હશે એમ હું ધારૂં છું. કેટલાંએકે તો મને કાગળ પણ લખ્યા છે કે અમને તે બહુ ગમે છે. એકે જણે તો લખેલું છે કે બાળકો માટે આખું જુદું ચોપાનીયું નિકળશે કે નહિ ? અમે તો આવું જુદું ચોપાનીયું હમણુ કાઢવાના નથી. બાળવિભાગ બેગોજ ચાલુ રાખીશું. પણ હમણુ બેએક મહિનાથી મુંબાઇમાં છોકરાં માટે એક ચોપાનીયું નિકળેલુ છે. તે તમારે જોઇતું હોય તો મંગાવજો. તેનું નામ "બાલજીવન" છે. અને તે શેટે બીલ્ડીંગ, ક્લેર્માંન્ટન રોડ, મુંબાઇ નં. ૭. એ ઠેકાણે મળે છે. બાર મહિને રૂ. ૩-૦-૦ આપવા પડશે. અમે તેના બે અંક જોયા છે. તેમાં છબીઓ, વાતો, લેખ, અને કવિતાઓ મઝેની છે. કેટલાએક લેખો વાંચવામાં તમારે મોટાંની મદદ લેવી પડશે. તોપણ ચોપાનીયું સારૂં છે. એમજ જાણજો કે એક મેળામાંથી તમે સારૂં રમકડું લીધું હતું. અને એટલા રૂપીયા ના ખરચવા હોય તો આપણું આ "બાળક" તો છેજ. ચાલો હવે સાહેબજી

આવા સવાલથી શેઠ-શેઠાણીને લગાર નવાઇ લાગી પરંતુ ઘરડા કાકાને સંગીતનો શોખ નહિં હોય એમ ધારીને મન વાળ્યું. અને લક્ષ્મી બ્હેને કાકાના સવાલનો જવાબ આપતાં કહ્યું: "હાજી. મારી પુષ્પાને ફૂલની માળાઓ ગુંથતાં, દિવાનખાનામાં ફૂલ ગોઠવતાં, શીવતાં, ભરતાં અને ગુંથતાં પણ આવડે છે."

એ સાંભળીને પણ જાણે બાપાલાલ કાકાને સંતોષ થયો ન હોય, તેમ તરતજ એમણે પૂછયું: "અને બીજું કંઇ આવડતુંજ નથી ?"

કંચનલાલે કહ્યું: "એને થોડું ઘણું ચિત્રકામ આવડે છે, પરંતુ એના શિક્ષક કહે છે કે પુષ્પા ચિત્રકળામાં પાવરધી થશે."

બાપાલાલ કાકાના મનનું હેજુએ સમાધાન થયું નહિ. એટલે એમણે ત્રીજી વખત પૂછ્યું: "અને એને રસોઇ કરતાં, પીરસતાં, માંદાની માવજત કરતાં, બાળકોને તેડતાં એ બધું આવડતું નથી ?" જરૂર પડતાં ઘરનું બધું કામ કરવાની આવડત એને નથી આવી ?"

એ સાંભળીને લક્ષ્મી બહેન એકદમ બોલી ઉઠ્યાં: "ના રે કાકા' અમે ખાસ કરીને એને એવી નજીવી વાતો શીખવા દીધીજ નથી."

બાપાલાલ કાકાએ ગંભીર થઇને કહ્યું: "ત્યારે તો તમારી પુષ્પા કેળવાયલી કહી શકાયજ નહિ. કન્યાઓને લખતાં, વાંચતાં, રમતાં, ગાતાં, વગાડતાં, શીવતાં, ભરતાં અને ચિતરતાં આવડે એ બધું સારૂં છે; છતાં પણ કન્યાની સાચી કેળવણી તો ખાસ કરીને તો તે રસોઇ કરતાં, પીરસતાં, માંદાની માવજત

વીને ઉભા. ઉછેરતાં બરાબર જાણે. ભવિષ્યમાં ઉપયોગી

ખાસ અને સહુથી પહેલી જરૂર

ઉલટે માર્ગે ચાલ્યાં છો અને

ઉમરમાં આપવું ઘટતું હતું તે

કંચનલાલ શેઠ જરાક શરમાયા અને બોલ્યાઃ "મારા આપનું કહેવું ખરૂં છે. ખરેખર અમે ભૂલ કરી છે. સ્ત્રીઓ તમે કહો છો તે બધુંજ જ્ઞાન ખરેખરૂં જરૂરનું છે. કામ કરવામાં તથા જાત મહેનત કરવામાં શરમ નથી એ વા એમના મન ઉપર ઠસાવવીજ જોઈયે. ગાવું વગાડવું કે ચિતરવ એ તો ફુરસદનાં અને આનંદ મેળવવાનાં સાધન છે. હવે હું આજથીજ પુષ્પાને બીજા અભ્યાસ સાથે ઘરની વ્યવસ્થાની કેળવણી આપવાનો આરંભ કરાવીશ." (સીતારામ જે. શર્મા.)

# શેઠાણીઓ!! દયાળુ દેવિયો!!

તમો જીવદયાની આટલી બધી લાગણી.

કુતરાં, બિલાડાં, પોપટ, મેના જેવાં પશુ પક્ષીઓ તરફ રાખો. તેમને લાડથી નવરાવી ધોવરાવી ખવરાવો, પાળો, અને લાડથી રમાડો—

અને

તમારા દેશભાઈનાં માનવ સંતાનો અન્ન, વસ્ત્ર અને ઘર વિના રઝળે, ભૂખે મરી જાય, તો પણ તેમનાં સામી જરા મીઠી નજરે ન જુઓ, એક મુઠી અનાજ આપી ન બચાવો!!

## શું એ તમારૂં દયાળુપણું કે સ્ત્રીપણું કહેવાય?

આજથી તેમને બચાવવાની પ્રતિજ્ઞા લઇ કંઈ પણ દાન મોકલો.

રીપોર્ટ મફત મળે છે લખો—

મંત્રી હિંદુ અનાથાશ્રમ—નડીઆદ

## પોવેલનાં સુધારેલા ટ્રસીસ—



ઉનીઆની લાઇનમાંજ કમરના ઘેરાવાનું માપ મોકલી આપજો અને અમે જોઇ શકીશું કે તમને પણ બરાબર બેસતું ટ્રસ્સ મળી શકયું છે; જેનાથી તમને દુખાવો કે બેચેની નહિ લાગતો ઉલટો આરામ થશે.




વળી અમારા જોડકાનાં ઇલેસ્ટીક સસ્પેન્ડરો—લીનનનાં બરાબર બંધ વાળાં અને સગવડવાળા છે તથા જરા પણ સરી પડતાં નથી. આ સસ્પેન્ડરો છેલ્લી ઢબનાં બનાવેલાં છે અને તેથી પેહેરનારાઓને આશીર્વાદ સમાન છે. તે આપોઆપજ ફીટ થાય છે અને આંકડા કે બંધની જરૂર પડતી નથી.

વળી અમારી પાસે ઇલેસ્ટીક સ્ટોકીંગ્સના પણ જબરો સ્ટોક છે અને અમો ખાસ માપવાળા ઓર્ડરો ઉપર અમો ખાસ કાળજી આપીએ છીએ. વધુ વિગત માટે લખો:—સલાહ મફત આપવામાં આવે છે.



**એન. પોવેલની કંપની,**

લેમીંગ્ટન રોડ, મુંબઇ.

---

## સ્ત્રીઓની સુંદરતા વાળ છે.

વાળને સુંવાળા લાંબા ચકચીત કરવા માટે

કોહીનુર-ઓ-ડી-રોઝ-હેર ટોનીક વાપરો. કિંમત એક બાટલીના ૧-૪-૦.

બનાવનાર—કોહીનુર વર્કસ—માંડવી, મુંબઇ.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૬૫ મું.] ફેબ્રુઆરી, ૧૯૨૧. [અંક ૨ જો.


## રાષ્ટ્રીય કેળવણી અને સ્ત્રી શિક્ષણ.

દેશની રાજકીય પરિસ્થતિને લીધે છેલ્લા છએક માસથી રાષ્ટ્રીય કેળવણી થવી જોઇયે એમ રાજકીય આગેવાનો તરફથી સખ્ત હિલચાલ શરૂ થઇ છે. નિશાળો ઉપર સરકારનો સીધો કે આડકતરો અંકુશ હોય છે તેથી વિદ્યાર્થીઓ ઘણાજ દબાયલા રહે છે, તથા દેશ પ્રેમની ભાવના તેમનામાં બિલકુલ ખીલતી નથી, એમ આ આગેવાનોનું કહેવું છે. અને તે કારણથી લોકોના પૈસાથી, લોકોનાજ અંકુશ નીચેની, લોકોએજ નકી કરેલા ક્રમવાળી, શિક્ષણ સંસ્થાઓ હોવી જોઇયે એમ ધારી તેમણે તેવી સંસ્થાઓની સ્થાપના પણ કરવા માંડી છે. અને અમદાવાદમાં એક સ્વતંત્ર યુનિવરસીટીની–વિદ્યાપીઠની સ્થાપના પણ થઇ છે તેમ અમદાવાદ અને સુરતમાં બે નવી કોલેજો પણ સ્થપાઇ છે. અને તે ઉપરાંત કેટલીએક ચાલુ શાળાઓ સરકાર સાથેનો સબંધ તોડી, આ નવી રાષ્ટ્રીય વિદ્યાપીઠ સાથે જોડાઇ ગઈ છે.

દેશમાં જુદી જુદી જાતના કેળવણીના પ્રયોગો ચાલે તે બહુજ સારૂં છે. બનારસની હિંદુ યુનિવરસીટી તે એક આવો જુદો પ્રયોગજ છે. વળી પોતાના પ્રયોગોમાં સરકાર સાથેનો સંબંધ હરકત કરતા હોય તો તે સબંધ વિનાના પ્રયોગો કરવા તે પણ સારૂં છે. કારણકે પોતાની ઇચ્છા મુજબ પ્રયોગ કર્યો હોય તોજ તેની સફળતા કે નિષ્ફળતાની ખાત્રી થઇ શકે; માટે આ પ્રકારની સંસ્થાઓ નિકળે તેથી તો સર્વે કેળવણી પ્રિય માણસોએ આનંદ પામવા જેવું છે. અમેરિકામાં આવી સ્વતંત્ર વિદ્યાપીઠો ઘણી છે, અને તેથી ત્યાં કેળવણીનો વિકાસ ઘણોજ થયો છે. આપણા દેશમાં પણ ૧૯૦૫ થી કોઇક રાજકીય કારણોને લીધે આવા પ્રયત્નો શરૂ થયા હતા. તથા અમદાવાદમાં પણ બે

જીવન અર્પી દેનારને અભાવે તે પ્રયત્નો સફળ નિવડયા નહોતા, તે દિલગીર થવા જેવું છે.

અત્યારે જે જુદા પ્રયોગ તરફ લોકોનું વલનુ થયું છે તેનું મુખ્ય કારણ રાજકીય છે. પરંતુ કેલવણીના નેતાઓએ આ વલનુનો લાભ લઇ આ પ્રયોગને ખરેખરા કેળવણીના પ્રયોગો બનાવી દેવા જોઇયે. અને આ સર્વનું મૂળ કારણ રાજકીય છે એમ કહી તેથી દૂર રહેવું જોઇયે નહિ. નવી વિદ્યાપીઠમાં જે ક્રમ ઘડાય તે ક્રમ ઉપર ટીકાઓ કેલવણીની દૃષ્ટિયે કરવી જોઇયે, તથા તે સંબંધી જે કાંઇ સૂચનાઓ કરવી હોય તે પણ કરવી જોઇયે. ગમે તો કોઇ સરકારપ્રેમી કેલવણીકારના મનમાં એમ હોય કે ગુજરાત વિદ્યાપીઠની જરૂરજ નહોતી, અને ગુજરાત મહાપાઠશાળા કાઢવી નાજ જોઇયે, પણ તે છતાંયે આ સંસ્થાઓ નિકળીજ છે, અને વિદ્યાર્થીઓ ત્યાં જવાં લાગ્યાજ છે તો પછી પોતાનો રોષ કાઢી નાંખી, તેની અવગણના કર્યો વિના તેના ક્રમ સંબંધી ચર્ચામાં ભાગ લેવો, તે દરેક કેલવણીકારની ફરજ છે, અને જાણીતા કેળવણીકારની ટીકા તરફ લક્ષ આપવું તે નવી વિદ્યાપીઠના ચાલાકોની ફરજ છે.

આ પ્રમાણે રાષ્ટ્રીય શિક્ષણનો પ્રયોગ, ગુજરાતમાં તો પુર જોરથી શરૂ થયોજ છે તે સ્વીકારવું જોઇયે અને તે સ્વીકાર્યા પછી સ્રી કેળવણીનું તેમાં શું સ્થાન છે તે સ્રી કેળવણીમાં રસ લેતા દરેક જણે તપાસવુ જોઇયે. ગુજરાતમાં રાષ્ટ્રીય શિક્ષણની હિલચાલે પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ, એમ ત્રણે પ્રકારની કેલવણી તરફ લક્ષ આપવા માંડયું છે. આ લક્ષ બે રીતે આપી શકાયું છે. એક તો પોતાના કબજા નીચે, પોતાના વિચાર મુજબ નવી સંસ્થાઓ કાઢવી. અને બીજું ચાલુ સંસ્થાઓનેજ પોતાના મતમાં ફેરવી નાંખી, પોતાના કબજામાં લવી. આમાંનુ બીજું કામ સહેલું છે પણ કેળવણીની દૃષ્ટિયે પહેલું કાર્ય વધારે ઉપયોગી છે. નવા ક્રમવાળી નવી સંસ્થાઓજ પ્રયોગો કરે તે ઇચ્છવા લાયક છે. તેથી જુની સંસ્થાઓને અડચણ કર્યા વિનાજ નવા પ્રયોગો કરી શકાય. વળી સંસ્થાઓ વધે એટલે દેશની કેળવણીની સગવડોમાં વધારો થાય, અને તેનો લાભ લેનારની સંખ્યા પણ વધે. અલીગઢ કે બનારસની વિદ્યાપીઠો રાષ્ટ્રીય બની જાય, તે કરતાં અમદાવાદ અને અલીગઢમાં નવી વિદ્યાપીઠો સ્થપાઇ છે, તે કેળવણીની નજરે વધારે અગત્યનું છે. અને પ્રાથમિક શાળાઓ કે માધ્યમિક શા-

ળાઓમાં પણ જુની સંસ્થાઓના વિદ્યાર્થીઓ તો નવી સંસ્થાઓમાં આવશે, પરંતુ વધારે સારૂં તો એજ છે કે વિદ્યાર્થીઓ પણ નવાજ આવે. એટલે કે હાલમાં ભણતરનો લાભ ના લેતા હોય તેવાઓને લલચાવીને નવી સંસ્થાઓમાં ભરતી કરવી.

સ્ત્રી કેળવણીના સબંધમાં ગુજરાત વિદ્યાપીઠ તરફથી હજી સુધી કાંઈ ખાસ પગલાં લેવાયાં નથી. માધ્યમિક અને ઉચ્ચ કેળવણી લેતી કન્યાઓની સંખ્યા તો એટલી ઓછી છે કે રાજકીય દૃષ્ટિએ તેમને ઉઠાડી લેવાની જુબેસ કોઇ કરે નહિ. અને જો ભૂલેચુકે તેની જુબેસ કરવામાં આવે અને ઉઠાડી લીધેલી કન્યાઓ માટે બીજી રાષ્ટ્રીય સંસ્થા હોય નહિ તો નુકશાન ઘણુંજ થાય. હવે રહી પ્રાથમિક કન્યાશાળાઓ. રાજકીય દૃષ્ટિએ સરકાર સબંધવાળી શાળાઓ સાથે અસહકાર કરનારા નેતાઓમાંના મી. વીઠલભાઇ પટેલ એક મુખ્ય નેતા છે. તેમણે સુરતમાં ભાષણ કરતી વેળા જણાવ્યું હતું કે કેળવણી સબંધીના અસહકારમાંથી પ્રાથમિક કેળવણીને બાદ રાખવાની છે. ફક્ત કેળવણીની દૃષ્ટિએ જોતાં જ્યાં નવો પ્રયોગ કરવાનો હોય. ત્યાંજ નવી નિશાળો કાઢવાની, અથવા તો જુની નિશાળોનું તંત્ર ફેરવવાની જરૂર છે. પ્રાથમિક—સામાન્ય પ્રાથમિક કેળવણીમાં, ક્રમમાં કાંઈ ફેરફાર કરવાનો નથી ગામડામાં ખેતીવાડી વધારે પ્રિય થાય માટે પ્રાથમિક ક્રમમાં તેની કાંઈક ગોઠવણ થવાની જરૂર છે. આવી ગોઠવણવાળી જુદી શાળાઓ નિકળે તો તો સારી વાત છે. નહિતો ચાલુ શાળાઓનું કેવળ તંત્ર ફેરવવામાં કેળવણીની દૃષ્ટિએ કાંઇ ફાયદો નથી. પ્રાથમિક કન્યાશાળાના સબંધમાં પણ હજી સુધી રાષ્ટ્રીય કેળવણી તંત્ર તરફથી કાંઇ થયું નથી. આપણે એમ ઇચ્છીશું કે જ્યાં જ્યાં કન્યાશાળાઓની તાણ હોય ત્યાં ત્યાં તેઓ નવી કન્યાશાળાઓ ખોલે, અને તેમાં ક્રમ વગેરે ફેરવવું હોય તો તે પ્રયોગ પણ કરે.

કન્યાઓના માધ્યમિક શિક્ષણ વિષે પણ આ રાષ્ટ્રીય કેળવણી મંડળોએ વિચાર કરવો જોઇએ. માધ્યમિક શિક્ષણ પદ્ધતિમાં અત્યાર કરતાં વધારે ફેરફાર કરવાની કન્યાઓની બાબતમાં તો ખાસ જરૂર છે. વળી જે ધોરણથી માધ્યમિક ક્રમ ગોઠવવામાં આવ્યો છે તે સબંધી પણ ઘણો મત ભેદ છે. અત્યારે માધ્યમિક શિક્ષણનો અંત તે કોલેજની ઉચ્ચ શિક્ષણની પ્રવેશિક પરીક્ષા છે. પરંતુ આપણને તો શાળાની કેળવણીનો અંત હોય તેવા ક્રમની જરૂર છે. એટલે કે દેશના મોટા

જરૂર છે. કલકત્તા યુનિવરસીટી કમીશને પણ ખાસ ભલામણ કરી છે કે વૈદાની કૉલેજમાં દાખલ થવા માટે છોકરા કરતાં છોકરીઓ માટે ધોરણ ઓછું રાખવું જોઇયે. આનું કારણ એટલુંજ કે સ્ત્રી દાકતરોની સમાજને ઘણીજ જરૂર છે. આપણે પણ આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. સામાન્ય ઉચ્ચ શિક્ષણનો રાષ્ટ્રીય ક્રમ તો પુના વિદ્યાપીઠે યોજ્યો છે અને અમદાવાદમાં તે માટે મહાપાઠશાળા સ્થાપી પણ છે. પરંતુ વૈદાને માટે રાષ્ટ્રીય શિક્ષણમાં કાંઇ પણ ગોઠવણ નથી. જો તે માટે રાષ્ટ્રીય શિક્ષણના નેતાઓ કાંઇક યોજના કરે તો તેથી ઘણોજ લાભ થાય. અલબત હમણાં તો તેનો લાભ લેનાર વિદ્યાર્થીઓ પણ તૈયાર નહિ હોય. પરંતુ તે માટે વિદ્યાર્થી તૈયાર કરવાનો યત્ન પણ થવો જોઇયે. વૈદક જ્ઞાનની યોજના થાય કે ના થાય તો પણ સારી લોકોનો વિશ્વાસ સંપાદન કરે તેવી કન્યા બોર્ડીંગ-કન્યા નિવાસ ગૃહની અમદાવાદ જેવે સ્થળે જરૂર છે. કારણ કે ગુજરાતમાં ઠેકાણે ઠેકાણે રાષ્ટ્રીય સ્ત્રી કૉલેજો કાઢી શકાશે નહિ. તેથી જે કન્યાઓને અમદાવાદની કૉલેજમાં ભણવું હોય તેમને રહેવાનું સ્થાન પુરૂં પાડવું જોઇયે. અને વળી તે ઘણું મોંઘુ પણ ના હોવું જોઇયે. ઉચ્ચ શિક્ષણમાં આ બે શાખાઓનીજ હાલમાં તો જરૂર છે. હુનરજ્ઞાન કે તેવાં બીજા કશાની ખટપટ કરવાની હાલમાં જરૂર નથી.

પૂર્વે ચાલુ થયેલી રાષ્ટ્રીય શિક્ષણની ચળવળે સ્ત્રી કેળવણીની અવગણનાજ કરી હતી. હવે એવી ભૂલ થવાનો સંભવ તો નથીજ પણ રાજકીય અસહકારના આવેશમાં સ્ત્રી શિક્ષણ માટે જે થોડાઘણા યત્નો થાય છે તેને ઈજા ના આવે તે પણ જોવાની ખાસ જરૂર છે. સ્ત્રી કેળવણીની ઉપયોગિતા એટલી બધી છે, અને તે સંબંધી અત્યારે આપણે એટલા પછાત છીયે કે, તેમાં કાંઇપણ જોખમ ખેડયા વિના, જે કાંઈ લાભ કોઇપણ દિશાએથી મળતો હોય, તે ગુમાવવો જોઇયે નહિ. એટલુંજ નહિ પણ આ વિષયની ઉપયોગિતા ધ્યાનમાં લઇ, રાષ્ટ્રીય કેળવણીના નેતાઓએ પ્રાથમિક, માધ્યમિક, અને ઉચ્ચ, ત્રણે કેળવણીની સંસ્થાઓ વધારી, તે સંસ્થાઓનો લાભ લેનાર કન્યાઓ આકર્ષવી જોઇયે. છોકરાઓ કરતા છોકરીઓની કેળવણી વધુ અગત્યની છે, એમ નેતાઓનાં સિદ્ધાંતો ઘણા સાંભળીયે છીયે, પણ હવે તો તે માન્યતા ખરા દિલની છે એમ સાબીત કરનારૂં વર્તન જોવાની આપણે આશા રાખીશું.

કેશવપ્રસાદ દેસાઇ.

# પાશ્ચાત્ય સુધારો કેમ ભૂલાય?

( મળેલું. )

આજે કેટલીક તરફથી આપણને કહેવામાં આવે છે કે પશ્ચીમના સુધારાને ભૂલી જાવો, પણ તે કેમ ભૂલી જવાય? તેમને કહે આપણે પશ્ચીમ તરફથી આવતાં કપડાં, ઝવેરાત, રાચરચીલાં, રમકડાં, આવી ઘણી ચીજોના ત્યાગ કરી શકીએ પણ કોઇથી પશ્ચીમ તરફની દવાઓ ડૉકટરો તેમનાં ઓજારો તેમની રૂઢીઓનો બહીષ્કાર કરાશે? નીચલી વાતો એક નજરે જોનાર લખે છે.

માન્ચુરીઆથી પેકીંગ સુધીની રેલવે લાઇનનાં એક સ્ટેશન નામે મુકદન ઉપર એક વેગન બાજુપર ખસેડી મુકયું છે તેમાં જોઓ તો કબાટો ચોમેર ગોઠવેલી છે, તેમાં સેંકડો દવાની બાટલીઓ મુકેલી છે અને તેમની વચે એક જુવાન છવીસ વર્ષની વયનો યુરોપિયન ડૉકટર નામે આર્થર જેકસન કંઇ કામ કરે છે.

દુરથી ટ્રેન આવી પહોંચવાની સીસોટી સંભળાતાં તે પોતાનો મોટો રૂઆંટીનો ડગલો ગળાપર પહેરી લઇ મોટા લાંબા બુટ પગે ચઢાવે છે પછી એક સફેદ એપ્રન તે ગરમ કપડાં ઉપર બાંધી લઇ એક મોટા કોથળામાં પોતાનું આખું મોઢું ખોસી કોઇ તેજ વાસવાળી દવાઓ દમમાં લિયે છે. કેમકે પેલી આવતી ટ્રેન ઉપર મોટી સંખ્યામાં ચીનાઇ મજુરો આવે છે કે જેઓ થોડુંક વખતજ મુકદન છોડી ગયા હતા પણ પેકીંગ પહોંચે તેટલાં ટ્રેન ઉપર પ્લેગ ફાટી નીકળવાથી તેમને પાછા મોકલી આપવામાં આવ્યા છે. ટ્રેન ઉપર પાંચસો માણસ છે તે બધાને તપાસી જેમને પ્લેગ લાગુ પડયો હોય તેમને જુદા પાડી તેમની સારવાર કરી બને તેટલા જાન બચાવવાનું બીડું આ જુવાન મીશનરી ડાકટરે ઝડપ્યું છે. આજ સુધીમાં તો પ્લેગમાં ઝપડાયલામાંથી એક પણ બચ્યો નથી, પછી તે ચીનો હો કે જપાનીઝ, બ્રીટીશ હો કે રશીઅન. તે જાણે છે કે આ દરદીઓ વચે કામ કરવામાં જોખમ છે, પણ એવી રીતે જો કોઇ નહિ તેમને મદદ કરે તો પ્લેગ

એટલે છૂટાં રાખવા માટે ઝૂપડાં કરેલાં છે તેમાં રાખે છે કે જેથી ગામેગામ અને શહેરે શહેર પ્લેગનો ફેલાવો નહિં થાય. એ મીશન માતાનું નામ ફ્રી ચર્ચ ઓફ સ્કોટલન્ડ છે. જેના ઘણા સભાસદ-માનુઓ અને ગૃહસ્થો પરમાર્થને ખાતર મુકદનમાં આવેલાં છે,

આઠ દિવસ સુધી આર્થર જેકસને અને તેના ગોઠયાઓએ આ માંચસો માણસની દયે મહેનત કીધી, નવમે દહાડે તેને પોતાને પ્લેગ લાગુ પડયો અને તે પટકાઇ પડયો. દસમે દહાડે તે મરી ગયો, પણ તેના ગોઠયાઓ તો છે! તેઓ હારી ખાતા નથી, બીહતા નથી, જેમ મુકદનમાં તેમ હાર્બેન અને બીજાં સ્ટેશનોપર તેઓ મહેનત કરે છે અને આખર કેટલાક જન ખચાવે છે એટલુંજ નહિં પણ પ્લેગને ફેલાતો અટકાવવાનું પુણ્ય સંપાદન કરે છે. એ ફેલાવો અટકાવવા માટે ફ્રી ચર્ચ ઓફ સ્કોટલન્ડ તરફથી મહેનત કરનાઓમાં કેટલાક ચીના. ડાક્ટરો પણ છે. ચીનાઓ યુરોપિયન વૈદું કેમ શીખ્યા તે જાણવા જોગ છે. ચીનમાં મીશનરીઓએ પોતાના ધર્મ ફેલાવવાની મકસદથી પગપેસારો કર્યો તેને ઘણાં વર્ષ થયાં. તેઓ પેકીંગમાં એક સારી હોસ્પીટલ ચલાવતા હતા પણ થોડાં દશ વીસ વર્ષની વાત ઉપર ચીનમાં "બોક્સર સંઘજીવને નામે જણાયલો બળવો જાગ્યો તે વખતે બળવાખોરોએ તે હોસ્પીટલ ભાંગી તોડી નાખી હતી. પણ મીશનરીઓ પાછા હઠયા નહિં. ઘરડી મહારાણીએ જુવાન પૌત્રને બાજુએ બેસાડી જયારથી રાજયની લગામ હાથ ધરી ત્યારથી દેશમાં પાછી શાંતિ થઇ પણ પરદેશીઓ સામે અને તેમની કેળવણી સામે અણગમો તો ચાલુજ રહ્યો. તોપણ લંડન મીશન સોસાયટીએ એક જુવાન ડાક્ટરને પાછો પેકીંગ મોકલ્યો, કે ફરી એકવાર તે હોસ્પીટલ ચાલતી કરે. પણ તેણે જોઇ લીધું કે લોકમાં જરાપણે એ બાબે હોંસ કે ઉત્સાહ નથી, જો મહારાણી મદદ કરે તોજ એ કામ પાછું ઉપાડી લેવાય. પણ મહારાણીની મહેરબાની કેમ મેળવાય? ચીનમાં એ બનવું કંઇ સહેલું છે? માટે તે પોતાનાં નાનાં ઘરમાં ભરાઇ રહી આસપાસનાં ગરીબોને પોતાની વિદ્યા અને દવાઓનો લાભ આપતો હતો, અને લોકમાં તેની કિર્તી ફેલાઇ હતી કે આ પરદેશી અજાયબીઓ કરે છે. મરતાંને ઉગારે છે.

એકવાર એવું થયું કે મહારાણીનો એક મોટો મદદગાર, તેના ઘણાં હાથ જેવો ઉપયોગી રાજયકુનેહ સમજનારો જુનો પ્રધાન માંદો

પડયો તે એટલો કે તેના વગર મહારાણી કંઇ કરી શકયાં નહિ અને અકળાઇ ગભરાઇ ગયાં. કોઇએ કહ્યું કે એક ગોરો જાદુગર પેકીંગ શહેરમાં છે કે જે મરતાંને જીવાડે છે તેને તેડાવવો. એટલે ઇંગ્લીશ મીશનરીને તેડું આવ્યું. તે ગયો અને ઘણી મહેનતથી, ઘણી કુનેહથ તેણે તે બુઢા પ્રધાનને સાજો કીધો. દરબારમાં હોહા થઇ રહી, મહારાણી ખુશી થઇ ગયાં અને પ્રધાને ભર દરબારમાં પોતાના તબિબનો ઉપકાર માની તેને સોના મોહરોથી ભરેલી કોથળીઓ આપવા કાઢી. પણ ડૉ. થોમ્સ ક્રોફ્ટને ના પાડી—"મારે સોનું રૂપું જોઇએ નહિ" તેણે કહ્યું.

"ત્યારે તને શું જોઇએ છે? બોલ, અમે તારાથી અતિ રાજી થયાં છીએ."

"મારાથી નહિ પણ મારી વૈદક વિદ્યાથી હશે" તે બોલ્યા.

"હા તારી વિદ્યાથી, તારી વિદ્યા અજબ છે."

"નહિ, મારી વિદ્યા અજબ નથી, જો તમે આ શહેરમાં એક વૈદક કૉલેજની સ્થાપના મને કરી આપો તો હું તમારા જુવાનોને એ વિદ્યા શીખવું કે જેથી તમારા દેશને ફાયદો થાય."

"વાહ! તે તો ઠેકું સારૂં! મહારાણીએ તેમજ સર્વ દરબારીઓએ વાહ વાહ કરી અને લાખઉલાખ મોટી રકમો કાઢી ડૉ. ક્રોફ્ટની સલાહ મુજબ હોસ્પીટલ તથા કૉલેજની સ્થાપના કરી. જ્યાંથી આજ સુધીમાં સેંકડો જુવાનો ઇંગ્રેજી વૈદું શીખીને બહાર પડયા છે, અને દેશમાં ઠારેઠાર પ્લેગ તથા બીજા દરદોમાંથી માણસને બચાવે છે.

યુરોપિયન કે અમેરિકન ડૉક્ટરો કંઇ સ્વાર્થને ખાતર—એકલા કમાઇને ખાતર કે પોતાનાજ દેશના ફાયદાને ખાતર નવી શોધો કરતા નથી. મીસરમાં કૉલેરા સંબંધી તેમજ ક્ષય રોગ સંબંધી જે અખતરાઓ કરવામાં આવ્યા તેનો લાભ આજે જગતમાં સર્વ ઠેકાણે લેવાય છે. ટાઇફસનું જોર તોડવા માટે પોલન્ડમાં એક ડાક્ટરે જે શોધ કીધી તેનો લાભ દુનિયામાં બધે ઠેકાણે લેવાય છે. હમણાંજ અમેરિકામાં રોકફેલર ઇન્સ્ટીટયુટમાં એક જુવાન જાપાનીઝ ડૉક્ટર નામે નાંગુચીએ "યલો ફીવર" નામની ઝેરી તાવ ફેલાવનારાં મચ્છરના શરીર ઉપર વસતી એક જુ શોધી કાઢી છે અને હવે એ ઝેરી તાવ અટકાવવાના

વધા સંપાદન કરી શકે છે, અને દુનિયાને એકસરખો ફાયદો કરી કે છે. જ્યારે યુરોપની પ્રયોગશાળાઓ તમારી સામે બંધ થાય, મને કે બીજાઓને દાખલ કરવાની ના પાડે ત્યારે "ફરગેટ વેસ્ટર્ન સીવીલીઝેશન" પાશ્ચાત્ય સુધારાને ભૂલી જવો એમ તમને કહેવામાં આવે તો વાજબી માનજો; આજ તો પશ્ચીમની કેળવણીનાં ફળ ખાતા જઓ તો-માંદગી વખતે તો પશ્ચીમના ડાકટર અને દવાઓની મદદ વના ચાલતું નથી-વળી ટેલીગ્રાફ, રેલવે, મોટરકાર વગેરે પશ્ચીમની વિદ્યાના બળથી નીપજેલું વાપરો છો અને તોપણ પાશ્ચાત્ય સુધારાને ભૂલવા કહે છે તે કેમ ભૂલી શકશો?

---

# પ્રિયંવદા.

---

આશરે ત્રણસે વર્ષ પહેલાં, પૂર્વ બંગાળાના કોટાલી પાડમાં શિવરામ નામના એક અસાધારણ પંડિત રહેતા હતા, તેની વિદ્યાના યશથી સોલાઇ જુદાં જુદા ભાગમાંથી અસંખ્ય વિદ્યાર્થીઓ તેની પાસે વિદ્યા મેળવવા આવતા. વિદ્યાર્થીઓને લઇ એક ઝાડની છાયામાં બેસ ગામડાના એકાંત સ્થાનમાં તે વિદ્યા ભણાવતા. દરરોજ જ્યારે શિષ્યરૂ વેરાએલા વિદ્યામંડપમાં પંડિત બેસતા, ત્યારે તેની પાસે એક નાન સરખી તેની એકની એક બાળકી કાવ્ય અને શાસ્ત્રનો સંવાદ સાંભળતી બાલિકા એ સંવાદમાંના બિન્દુ વિસર્ગ આદિ જાણતી નહિ, પણ સંસ્કૃત છંદના સુમિષ્ઠ સુર તેને ખરેખર આનંદી બનાવતાં. ખેલવા રમવાના સ્થાનમાંથી તે સુર તેને ખેંચી લાવી, સાધારણ રીતે ગણાતા ભયવાળા શિક્ષામંડપમાં આણતા. અભ્યાસ શરૂ થતાં પહેલાં વિદ્યાર્થીઓ તે બાળાને સ્તુતિ ગાવાનું કહેતા. તરતજ બધાને મુગ્ધ કરે તેવા મધુર કંઠથી આ શ્લોક ગાતી.

> या कुन्देन्दु तुषारधार धवला या श्वेत पद्मासना ।
> या वीणावर दण्ड मण्डितभुजा या शुभ्र वस्त्रावृता ॥
> या ब्रह्माच्युत शंकरप्रभृति देवैः सदा वन्दिता ।
> सा मां सरस्वती भगवती निःशेष जाड्यापहा ॥ १ ॥

ભાવાર્થઃ—જે કુંદ, ચંદ્ર અને બરફ જેવી શ્વેત છે. જે પદ્મના આસનવાળી છે. જેનો હાથ વીણાના દંડથી વિભૂષિત છે. જેણે શ્વેત વસ્ત્રો ધારણ કરેલાં છે. જે બ્રહ્મા, વિષ્ણુ અને શંકર આદિ દેવોથી હંમેશાં વંદિત છે. તે ભગવતી સરસ્વતી દેવી સંપૂર્ણ અજ્ઞાનનો નાશ કરનારી થાવ.

તે વખતે તેના પ્રાણ જે આનંદમાં મગ્ન રહેતા, તે આનંદ તેને કોઇ પણ રમતમાં મળતો નહિ. સૂર્યાસ્ત સમયે વિદ્યાર્થીઓને રજા મળતી તે વખતે આખા દિવસના શાળાના કામમાં આવતા શ્લોકમાંના કોઇએ ન ઉપજાવેલા પ્રશ્નો તે બાળા શિવરામ શાસ્ત્રીને પૂછતી. તે

બાલિકાની આવી અપૂર્વ બુદ્ધિ શક્તિ જોઇ તથા શિક્ષા પ્રતિ અત્યંત અનુરાગિણી જાણીને શિવરામ પંડિતે વિદ્યાર્થીઓમાં તેને પણ સ્થાન આપ્યું. બાલિકા અસીમ ઉત્સાહે શિક્ષા ગ્રહણ કરવા લાગી. તેની અત્યંત સ્મરણ શક્તિ અને તીક્ષ્ણ પ્રતિભાથી સંસ્કૃત ભાષામાં ક્રમે ક્રમે તે પારંગત નીવડી. વિદ્યાર્થીઓ તેની શક્તિની ઇર્ષા કરવા લાગ્યા, પણ તે બાલિકા દિવસે દિવસે પ્રતિષ્ઠાજ મેળવતી ગઇ.

દરરોજ આ નિર્જન કુટીના પાઠમંડપમાં વસી અદૃશ્ય આત્મલક્ષી સરસ્વતી માફક એક બાલિકા કાવ્યનો પાઠ અને શાસ્ત્રની ચર્ચા કરે છે. સહાધ્યાયીઓ (પુરૂષ વિદ્યાર્થીઓ) સાથે સમાન થઇ તર્ક કરે છે. મધુર કંઠે સંસ્કૃત સ્તોત્રની આવૃત્તિ અને વન્દનાગાન કરી સર્વને મુગ્ધ કરે છે. એ દેખાવ શિવરામ પંડિતના અંતઃકરણને આનંદમાં તરબોળ કરી દે છે. વિદ્યાર્થી વર્ગને ઉત્સાહી કરે છે. સહાધ્યાયીઓમાંના એક પશ્ચિમના રહીશ બ્રાહ્મણ પુત્રના મનમાં તે બાલિકા પ્રતિ નિર્મળ પ્રેમના ફણગા ફૂટવા લાગે છે. એ વિદ્યાર્થી સાથે વાતચીત કરવાની પ્રિયંવદાને ઘણી ઇચ્છા થાય છે. પણ તે વિદ્યાર્થી બંગાળી ભાષા જાણતો નથી; આથી મન ખોલી કથાવાર્તા કરી શકતી નથી. એક બીજાની ભાષા ન જાણવી તે ખરેખર એક મોટી અડચણ કહેવાય; પણ અસાધારણ શક્તિ આગળ તે અડચણ પોતાનો પડાવ નાખી શકતી નથી. આ બાલિકા ઘણાજ થોડા સમયમાં તો સંસ્કૃત ભાષામાં સ્પષ્ટ વાત કરવાનું શીખી ગઇ. જેમ જેમ તેઓ બંને એકબીજાના વધારે સહવાસમાં આવતાં ગયાં, તેમ તેમ વિશુદ્ધ પ્રેમની ગાઢ દૃઢ થતી ગઇ. છેવટે પશ્ચિમ નિવાસી બ્રાહ્મણ કુલદીપક રઘુનાથ મિશ્ર સાથેજ-પોતાના સહાધ્યાયી સાથેજ પ્રિયંવદાનો વિવાહ મુકરર થયો.

સંસ્કૃત ગ્રંથો વાંચતાં અને સંસ્કૃતમાં વાતચીત કરતાં શીખ્યા પછી પ્રિયંવદાએ પોતાનો અભ્યાસ છોડી દીધો ન હતો. ખુદ સંસ્કૃત શ્લોક બનાવવાનું કામ પોતાના પિતા પાસે શીખવા લાગી. બાલ્યાવસ્થામાંથીજ જે જે છંદો તેના કાનમાં પેઠા હતાં, તેઓના પ્રતિધ્વનિઓ ભમરાના ગુંજાર માફક ગુંજવા લાગ્યા. પિતાના વચનોને અનુસરી પ્રિયંવદાએ પ્રથમ ઘરમાં પ્રતિષ્ઠિત કરેલા કુલ દેવતા ગોવિંદ દેવને આરાધવા.

१ कालिन्दी पुलिनेषु केलिकलनं कंसादि दैत्यद्विपं ।
गोपालीभिरभिष्टुतं व्रजवधू नेत्रोत्पलै रार्चितम् ॥

बर्हालंकृत मस्तकं सुललिते रङ्गे त्रिभङ्गं भजे ।
गोविन्दं व्रजसुन्दरं भवहरं वंशीधरं श्यामलम् ॥ १ ॥

આ શ્લોક પ્રથમ બનાવ્યો.

ભાવાર્થઃ—યમુનાનાં કાંઠાઓ ઉપર કેલિ કરનાર, કંસ વગેરે દૈત્યના શત્રુ, ગોપીઓવડે વખણાએલા, વ્રજની ગોપીઓના નેત્ર... પૂજાએલા, મયૂરપિચ્છના મુકુટથી સુશોભિત થએલા, સુંદર અ... શુભોભિત ત્રણ ભગવાળા, વ્રજસુંદર, સંસારના દુઃખોનો નાશ કરનાર, શામળા–ગોવિંદને હું ભજું છું.

વિદ્યાર્થીઓ વચ્ચે ઉભી રહી પ્રિયંવદા આ શ્લોક બોલતી ત્યારે તેની આંખોમાંથી આનંદાશ્રુઓ ઝરતાં. વિદ્યાર્થીઓ પણ સ્તબ્ધ થઇ જતા. તે પછી દેવને આરાધવા દિવસે દિવસે નવા નવા છંદો તે બાળા રચતી અને બોલતી.

પરણ્યા પછી સાસરે જઇને પણ પ્રિયંવદાએ વિદ્યા મેળવવી ચાલુ રાખી. દિવસે દિવસે તેનું વિદ્યાતેજ વધતું ગયું. તેનાં સાંસારિક કાર્યો કરવા તેને ઘણાં સંબંધીઓ ન હતાં, તેથી પ્રિયંવદાને પોતાનેજ હાથે બધાં કાર્ય કરવાં પડતાં. પોતે વિદુષી હોવાથી અભિમાનમાં તણાઇ ઘરનાં કામકાજને કોઇ દિવસ તુચ્છકારતી નહિ. સ્વામીની સેવા કરવી, ઘરને સાફસુફ કરવું, ઘરને લીપવું, ગુંપવું, દેવની પૂજા કરવી, રાંધવું, અતિથિની સેવા કરવી, ગાયોની સંભાળ રાખવી, વગેરે બધાં કાર્યો પોતે જાતેજ કરતી. એ બધા કાર્યો થોડા વખતમાં સફાઇ ભરી રીતે કરી જે વખત બચતો તે ફોગટ ન ગુમાવતાં પોતાનો અભ્યાસ આગળ વધારતી. તેથીજ તેનું ગૌરવ વિશેષ ભાવે ખીલી રહ્યું છે. વિદ્યાના અભિમાનથી સાંસારિક કાર્યને હલકાં ગણી "તે તો દાસીનાં કામ છે" એમ તે કદી પણ કહેતી નહિ, એવા અભિમાનને તેના હૃદયમાં સ્થાન મળતુંજ નહિ. જે હાથે તે કાવ્ય રચના કરતી, તેજ હાથે સાવરણી પકડી ઘર વાળતાં તે કદી પણ ખંચાતી નહિ. આજકાલની ભણેલી સ્ત્રીઓ આવાં કામ કરતાં ખંચાતી હોય તો તેણે પ્રિયંવદાના આ આદર્શ જીવન ઉપરથી બોધ લેવાની જરૂર છે.

પ્રિયંવદા છેવટ સુધી મધુર કંઠે ગાઇ શકતી હતી. આથી તેનું

નું પાલન કરતી. તેના પતિ પાસે કેટલાક વિદ્યાર્થીઓ રહેતા. તે બધાને પોતાને હાથે રાંધી તે ખાઇ જમાડતી, માતાના જેવાજ સ્નેહથી તેનું પાલન કરતી, અને તેમાં કોઇ માંદો હોય તો પોતાની જાતેજ તેની માવજત કરતી.

પ્રિયવંદાની સ્મરણ શકિત અતિ પ્રબલ હતી. અમર કોષના સ્વાર્ગીથી પુગાર્દી સૂધીના ગણ તથા મહાભારતમાંના સાવિત્રી અને દમયંતી ઉપાખ્યાન એક માસમાં મોઢે કર્યાં હતાં.

પરણ્યા પછી ઘરનાં બધાં કામ તેનેજ કરવાનાં હતાં, તેથી વિશેષ વાંચવા લખવાનું ન બનતું તો પણ થોડા થોડા બચતા વખતમાં માર્કંડ પુરાણમાંના મંદાલસા ઉપાખ્યાનની દર્શનિક ટીકા અને મહાભારતના શાન્તિપર્વના મોક્ષ ધર્મની એક વિસ્તૃત ટીકા તેણે લખી છે. પ્રિયવંદાના હસ્તાક્ષર ઘણા સુંદર હતા, તેના પતિએ કાશીથી કેટલાક હાથના લખેલા સંસ્કૃત ગ્રંથો આણ્યા હતા. તે ગ્રંથોનો આ વિદુષીએ બંગાળી ભાષામાં અનુવાદ કર્યો છે. પ્રિયંવદાને પ્રથમ કાવ્યો ભણવાનો વધારે શોખ હતો, પણ વિવાહ પછી તેના સ્વામીએ તેને શાસ્ત્ર ચર્ચામાં રસિકી બનાવી હતી.

એક બ્રાહ્મણ કન્યા, હમેશાં ઘણાં ઘણાં ઘરનાં કામ કરી જે વખત મળતો તેમાં, એકાંત સ્થાનમાં સ્વામીની સાથે બેસી, તેના સન્મુખ પોતે પવિત્ર થઇને દર્શન શાસ્ત્રના ગૂઢ પ્રશ્નોનું સમાધાન કરવા ચેષ્ટા કરતી. સ્વામીના મુખથી શાસ્ત્રની વ્યાખ્યાઓ સાંભળવા તેઓ એક ધ્યાનથી પતિ તરફ જોઇ રહેતી. આવો પવિત્ર દેખાવ માનવના નયનમાં ઉલ્લસિત થઇ શું આનંદિત ન કરે?

(બંગાળીનો અનુવાદ.)

મહીદાસ ગેમજી પટેલ.
ગુરૂકુળ અધ્યાપક.—શાન્તાક્રુઝ.

# સુંદર ગૃહ.

## પરિણિત જીવન. (ચા

### પ્રેમભરી ધીરજ.

લગ્નક્રીયા પુરી થયા પછીજ—જ્યારે બે વ્યક્તિઓ એકજ બન જાય છે ત્યારેજ—જીવનની ખરી શરૂઆત થાય છે; આ જીવનમાં સુખની, વિકાસની, ચારિત્ર્યની ઉત્તમતાની, તથા પ્રેમના આનંદની ઘણી ઘણી શક્યતાઓ રહેલી છે. લગ્નની વેદીની આસપાસ દેવદૂતો ઘુમ્યા કરે છે, અને જ્યારે હસ્તમેળાપ થાય છે અને મંગળફેરામાં વ્રત લેવાય છે ત્યારે તેમનાં ગુંજન બંધ રહે છે, અને જ્યારે પરિણિત દંપતી તેમની જીવનયાત્રાએ નિકળે છે ત્યારે તેઓ તેમની પાંખોની રક્ષક છાય તેમના ઉપર નાંખે છે. ઇશ્વરે—ધર્મશાસ્ત્રોએ જે પ્રમાણે લગ્ન નિર્માણું છે, તે મુજબ લગ્નસંબંધ બંધાય તો તે મહાન આશીર્વાદવાળો, ચારિત્ર્યનો ઉચ્ચ વિકાસ કરાવનારો, ઉન્નત પુરૂષત્વ અને સ્ત્રીત્વ ખીલવનારો, અને સર્વાંગ સંપૂર્ણતાવાળો નિવડે છે. જો લગ્નથી આનંદ શિવાય બીજું કાંઈપણ પરિણામ આવે, અને દંપતીમાંના એકનું પણ સુખ, સંસારયાત્રામાં નિષ્ફળ જાય, તો તેમાં દોષ પરણનાર બન્ને જણનો અથવા બેમાંથી કોઇકનોજ હોવો જોઇયે.

છતાંયે આપણે એમ નથી ધારી લેવાનું કે લગ્ન તે સ્વર્ગનું દ્વાર છે. જીવનના સર્વ દુઃખનું નિવારણ કાંઇ લગ્નમાં નથી. લગ્ન પોતાની મેળે કાંઇ અવશ્યમેવ જીવનની સર્વ સુંદરતા અને ઉચ્ચતામાં પ્રવેશ કરાવતું નથી. લગ્નમાં સુખ અને આશીર્વાદ માટે આટલી બધી શક્યતાઓ રહેલી છે છતાં તેની નિષ્ફળતા તરફ આંખ-મિંચામણાં કરવા જોઇયે નહિ. સાચું અને ડહાપણભર્યું—સાદામાં સાદું અને અતિશય ડહાપણભર્યું—લગ્નજીવન હોય તોજ આદર્શ લગ્નસંબંધના સર્વ આશીર્વાદ સફળ નિવડે.

જણા એક બીજાને ઘણા ઓળખતાં હોય, ગાઢ પરિચયમાં હોય, તોપણ જુદાઇની દિવાલ-પાતળો પડદો પણ-સંપૂર્ણ રીતે ખસી જાય ત્યાર પછી એક બીજાની સર્વાંગ ઓળખ થઈ શકે, તેમ બીજાના સત્ય જીવનની પછીજ ખરી માહિતી મળી શકે.

આપણા દેશના ઘણા ભાગમાં સ્રીપુરૂષ લગ્નપહેલા એક બીજાને કેવળ અજાણ્યુ હોય છે. ઘણીવાર તો નજરે જોયેલાં પણ હોતાં નથી. ચીનમાં પણ કન્યાને એક મ્યાનામાં પુરબાબંધ, લગ્નક્રિયા સમયે આણુવામાં આવે છે, અને મ્યાનાના દ્વાર વરરાજા પાસે ઉઘડાવવામાં આવે છે. વરરાજા આ સમયેજ કન્યાનું મુખદર્શન કરેછે. આવી સ્થિતિ હવે આપણા દેશમાં નથી. હવે શિક્ષિત વર્ગોમાં વરકન્યા એક બીજાને ઓળખતાં હોય છે. એક બીજાથી જાણીતાં હોય છે. પરંતુ પશ્ચિમ દેશોમાં, જ્યાં લગ્નપહેલા વરવધુ સંવનન કરે છે, એક બીજાના ગાઢ પરિચયમાં આવે છે, ત્યાં પણ એક બીજાના આંતર જીવનની સત્ય હકીકત તેઓ જાણી શકતા નથીજ. કાંઇ વાત પ્રથમ છુપાવવાની દાનત ના હોય તોપણ લગ્ન પછીજ એક બીજાની સાચી ઓળખ તો થઇ શકે છે. ચારિત્ર્યની, સ્વભાવની, કાંઇ કાંઇ બાબતો હોય છે, કે જેની માહિતી લગ્ન પછીજ, પહેલીવાર તેમને મળે છે; અને કાંઇક દોષો, સ્વભાવની વિચિત્રતાઓ, શોખ, ચીજાસ, જેનો લગ્ન પહેલાં સ્વપ્ને પણ ખ્યાલ ના હોય, તે લગ્ન પછી જોવામાં આવે છે.

પરિણિત જીવનમાં મોટો ભય આ બાબતનોજ છે. તકરાર થવાના આ સંભવ, અને સ્વભાવના આ ભેદ, જોઇનેજ કેટલાંએક તો નિરાશ અને નાહિંમત બની જાય છે, અને એવા નિર્ણય ઉપર આવી જાય છે કે તેમનું લગ્ન તે એક ભૂલ થઇ ગઇ છે, અને તે નિષ્ફળ નિવડશે. તેમનું સુંદર સ્વપ્ન વિખરાઇ જાય છે, અને તે સ્વપ્ન સાચું પાડવા પાછા પ્રયત્ન, તેઓ કરતાં નથી. નાહિંમત થવાનું કે નિરાશ થવાનું કાંઇજ કારણ નથી. સ્વભાવના ભેદ અને તકરારના સંભવ છતાંયે, પરિણિત જીવનનો અતિ ઉચ્ચ આદર્શ સાધવાનું બની શકે તેમ છે. એ તો ખરું બે નદિઓના સંગમ જેવું છે. બે નદિઓ મળે છે તે વખતે, ગડબડ, ગોટાળો, ગભરામણ, ઉશ્કેરણી અને તકારનો દેખાવ નજરે પડે છે, અને ઘડીભર એમજ લાગે છે કે આ નદિયો તો હમેશ જુદીજ દેખાયાં કરશે; પરંતુ જરાકજ આગળ જતાં તે બેનું એકકું મળેલું, એક મોટું, પહોળું, શાંત વહેલું દેખાય છે, અને બેના મેળાપ

વખતે આટલી બધી ધાંધળ થઇ હશે, એમ કોઇને પણ ખ્યાલ આવે તેમ રહેતું નથી. તેજ પ્રમાણે જ્યારે બે જુદાં સ્વતંત્ર જીવન, ભિન્ન ભિન્ન સ્વભાવ અને રૂચીવાળાં પ્રથમ ઐક્ય પ્રાપ્ત કરવા એકઠાં થાય, ત્યારે કાંઇક અણરામણ, દેખીતો વિરોધ, જીવન જીવન વચ્ચેની અથડામણ, શરૂઆતમાં વારંવાર નજરે આવેજ; કોઇકવાર એમ પણ લાગી આવે કે આ બે જીવનનો શાંત સંગમ તો કદિ સંભવતોજ નથી, અને સદાયે તેમની વચ્ચે કલહ ચાલ્યાજ કરશે; પરંતુ પ્રેમભરી ધીરજ ધારણ કરવાથી આ બે પણ એક બની જઇ, તેમાંથી એકજ ઉચ્ચ, બળવાન, પૂર્ણ, ગૂઢ રસ ભર્યું જીવન પ્રગટશે, અને શાંતિથી આગળને આગળ વધશે.

પૂર્ણ એકમયતા કાંઇ એક દિવસમાં આણી શકાય નહિ, આણી તો શકાયજ નહિ, પણ ધીમે ધીમે, કદાચ ઘણા દિવસ પછી, નમ્રતામાંથી આ એકમયતા ઉદ્ભવશે. એક બીજા પ્રત્યે અનુકૂલતા ધારણ કરી લેવી જોઇએ, અને તે માટે થોડા સમયની જરૂર છે. તરતની ફરજ તો નિઃસ્વાર્થ પ્રેમ ધારણ કરવાનીજ છે. દરેક જણે બીજાની ભક્તિ કરતા પોતાના સ્વાર્થને વિસરી જવાની જરૂર છે. કાંઇક ગરબડ થાય, કાંઇક ખોટું થાય, તો દરેક જણે પોતાનોજ દોષ જોવો જોઇયે. ક્ષમાવૃત્તિ અતિશય જોઇયે. અધીરાઇથી તો આખી નૌકા તુટી જાય. એકજ કડવા વેણથી, આત્માનું ઐક્ય થવામાં, મહિનાઓની ઢીલ થાય. બન્ને જણે જીવન સુખમય બનાવવાનો નિશ્ચયજ કરવો જોઇયે, અને તેમાં જે કાંઇ વિક્ષેપ આવે તે દૂર કરવા જોઇયે. આમ કરવાથી મતભેદના જે મુદ્દા હશે, તેજ ઐક્યના સબળ સાધન બની જશે. જ્યારે આત્માનું ઐક્ય સાધવાની આ ક્રીયા-પ્રથમ દુઃખમય અને ભય ભરી લાગતી આ ક્રીયા-પૂરી થશે, ત્યારે તેને પરિણામે પરિણિત જીવન ઉંડી શાંતિ ભર્યું, શાંત આનંદવાળું અને અવિચ્છિન્ન પ્રેમપૂર્ણ થશે.

### વિનય.

પરિણિત જીવન સુખી કરવામાં બીજી વાત જે યાદ રાખવી જોઇયે તે "વિનય" સબંધી છે. જે લોકોમાં લગ્ન પહેલાં પણ પરણનાર સ્ત્રીપુરૂષ એક બીજાના સમાગમમાં આવે છે, તેઓ તે વખતે એક બીજા તરફ પણ વિનય અને આનંદજનક શીષ્ટાચાર દર્શાવે છે. પરંતુ લગ્નના

રીનીજ હશે ? એક બીજાના સ્નેહની, પ્રેમની, તેમને એટલી બધી ખાત્રી હેતી હશે કે તે ફરીથી દર્શાવવાની, ફરી ફરી કહેવાની જરૂરજ નહિ લાગતી હોય ? વળી હિંદુઓમાં તે લગ્ન પછીજ દંપતી ખરા સહવાસમાં આવે છે. અને જરા પુખ્ત થયા પછી, એટલે લગ્નને કાંઇક સમય વિત્યા પછી સાથે રહે છે. તેમણે એક બીજા પ્રત્યે વિનય રાખવા જોઇયે, તથા પ્રેમદર્શક વાર્તાલાપ પણ કરવા જોઇયે. તે લગ્ન જીવન રૂપી વૃક્ષને, પાણીરૂપ, ગ્રાકળરૂપ, તડકારૂપ છે. શું પરણ્યા પછીનું વૃક્ષ એટલું બધું મજબુત થઇ જાય છે કે તેને આ પ્રકાશ, આ પાણી કે આ ગ્રાકળની જરૂર ના પડે ? વિનય, સૌજન્ય, તે શુ આખી દુનિયા સાથેના વ્યવહારમાંજ જરૂરનાં છે, અને આપણા ઘરમાં, આપણા પ્રેમ પાત્ર સાથે એકલા હોઇયે ત્યારે તેની કીંમતજ નથી ? ઘરનાં માણસનાં હૃદય કાંઇ જુદી રીતે ઘડાયલાં હોય છે કે, સામાન્ય વ્યવહારમાં જે અવિનયી, જંગલી, રીતભાત માટે ક્ષમા પણ ના મળી શકે, તેવી રીતભાતનું ઘરનાં માણસોને કાંઇજ ખોટું ના લાગે ? સામાન્ય વ્યવહારમાં અલ્પ પરિચિત મનુષ્યો, અને જાણીતા લુચ્ચાઓ સાથે, પણ કાંઇક વિનય અને સારી રીતભાત બતાવવી જરૂરની ગણાય છે, ત્યારે શું આપણા ઘરમાં પ્રિયમાં પ્રિય મનુષ્યો સાથે વિનય અને રીતભાતથી વર્તવાની જરૂર નથી ?

આખી દુનિયામાં એક પણ એવું સ્થાન નથી કે જ્યાં ગૃહ કરતાં વધારે વિનય, અને સૌજન્યની જરૂર હોય. જે હૃદય આપણુંજ છે, આપણને સમર્પિત છે, તેઓ આપણી તરફના સુશબ્દો માટે તલસે છે. જે પ્રેમ પવિત્ર છે, જે પ્રેમ આપણોજ છે, તે પ્રેમને પણ તેના નિર્વાહ રૂપ પ્રેમભર્યા શબ્દોની તથા વિનયની જરૂર છે. જંગલી રીતભાત તથા વિનય આપણા દ્વારમાં, અને આપણાં પ્રિય મનુષ્યો તરફ તો અક્ષમ્યજ છે, સાચો પ્રેમ, સૂક્ષ્મ પ્રેમ તો નાની નાની બાબતો, નાનાં માયા ભર્યાં પ્રેમ પ્રમાણોની ઘણીજ આશા રાખે છે. વર્ષગાંઠ કે નૂતન વર્ષ દિને કીંમતી ભેટોની આ પ્રેમને દરકાર નથી; જો બાકીના દિવસો ખાલી અને શુષ્ક હોય તો આ કીમતી ભેટો તો મશ્કરી જેવીજ લાગે. માયાળુ વર્તણુક અને પ્રેમની ઉષ્ણતાની ગરજ કાંઇ ઘરેણાં સાડીઓ કે સુંદર પુસ્તકોની ભેટથી સરે નહિ. પતિ પત્ની વચ્ચે અખંડિત સંપૂર્ણ વિનય, માયાળુ વર્તન, નિઃસ્વાર્થ સભ્યતા, ગાઢ પ્રેમાળપણું હોવું જોઇયે. એક અંગ્રેજ લેખક કહે છે કે—"એક ચુંબન, સ્મિત, માયાળુ

નજર, ખરા અંતઃકરણથી આપેલું અભિનંદન અને તેવીજ નાની નાની અનેક બાબતો જે સહેજ વારમાં ભૂલી પણ જવાય છે, તે જીવનમાં સુખ મળે છે." આ સર્વ નજીવું લાગે, તે રહી ગયું હોય તો તે સંબંધી વિચાર પણ ના આવવો જોઇયે એમ લાગે, તોપણ તે સર્વ પ્રેમના પોષક છે, અને તેના વિના હૃદય લુખાં રહી જાય છે-ભૂખ્યાં રહી જાય છે. પતિ ઘણોજ કામાતુર હોય અથવા પત્ની થાકેલી હોય, તેથી આવી નાની બાબતોની બેદરકારીથી જીવન સુખમય ઐક્ય ભોગવતા હોય તેમની વચ્ચે ભેદ વધતો જાય છે, અને જાણે બે ભિન્ન માર્ગ બની જાય છે.

હિંદુ સમાજમાં "વિનય" ને ખાસ યાદ રાખવાનો છે. જુના સંસ્કૃત નાટકોમાંથી આ વિનયી વર્તનના-આ પ્રેમ પ્રકારનાં અનેક દૃષ્ટાંતો આપણને મળે છે. પરંતુ આપણા અંધાધુનીના સમયમાં સ્ત્રી સન્માન ઘટ્યું અને તે અસર પરિણિત જીવનમાં પણ દેખાઇ. કાલીદાસ કે ભવભૂતિના નાટકોમાં પ્રેમીયો વચ્ચે લગ્ન પછી પણ જે પ્રેમી વર્તણુક, જે વિનયી વર્તણુકનું આલેખન છે તે તો વિસરાયું, પણ ઉલટી કર્કશતાં દાખલ થઇ ગઇ. પતિમાં પશુ અને સ્વાર્થ પ્રધાન થયાં. સ્ત્રીને ગુલામ રૂપ ગણવા થાકી. શિક્ષિત સમાજમાંથી હવે આ સંસ્કાર ભુંસાતા જાય છે તે આનંદની વાત છે. પરંતુ આ નાની દેખાતી બાબતો તરફ હવે ખાસ ધ્યાન આપવું જોઇયે. દાંપત્ય પ્રેમની આ નાની નિશાનીઓ છે. પ્રેમ વૃક્ષને પોષક પ્રકાશ અને પાણી છે, અને તે વિના બે ભિન્ન માર્ગે થવાનો ભય રહે છે. આ સ્થિતિ ના આવે તે માટે સાવધ રહેવું જોઇયે.

### નિત્ય ક્રમમાં ઐક્ય અને સહાનુભૂતિ.

પરિણિત જીવનમાં બીજી અગત્યની બાબત એ છે કે બન્ને જણા વચ્ચે હેતુઓની, કાર્યોની એકતા હોવી જોઇયે. બન્ને જણાના કાર્ય જુદાં જુદાં હોવાથી, બન્ને જુદાઇમાં ઘસડાવાનો ભય લગ્ન જીવનમાં છે. પતિ પોતાના ધંધા રોજગારમાં ગુંથાયેલો-સંખ્ત મહેનતમાં મચેલો હોય છે; પત્નીને પોતાના ઘરનું કામ, પોતાના લોક વ્યવહાર, બહેનપણીયો અને છોકરાંમાં જીવ રહે છે. જો યોગ્ય ધ્યાન રાખવામાં ના આવે તો આ જુદી જુદી રોકાણોથી, હૃદય અને જીવન પણ જુદાં

બીજાએ રસ લેવો જોઇયે અને તે તરફ સહાનુભૂતિ દર્શાવવી જોઇયે. દરેક સાંઝે પતિયે ઘેર આવીને આખા દિવસમાં ઘરમાં બનેલા બનાવો શાંતિથી સાંભળવા જોઇયે, કાંઇક ગંમત થઇ હોય, કાંઇક ગુંચવાડા ઉભા થયા હોય, કાંઇ મહેનત કરવી પડી હોય, છોકરાંએ કાંઇ કાંઈ કર્યું હોય, તે બધું સાંભળવું; પાડોશીઓમાંથી કોણ મળવા આવ્યું હતું, તેમણે શું કહ્યું, ગામગપાટા શા ચાલે છે, વગેરે વાત પૂછવી. અને આ બધી બાબતોમાં રસ લઇ સહાનુભૂતિ દર્શાવવી જોઇયે. પોતાની હૃદયવલ્લભાને જે બાબતોમાં રસ પડે તે બાબતો મહાન બુદ્ધિશાળી પતિને મનથી પણ તુચ્છ ગણવી ના જોઇયે. મહાપુરૂષના જીવન વૃત્તાંતોમાં, તેમના ગૃહ જીવનના પ્રસંગો ઘણાજ રસીક હોય છે; તેમની આખા દિવસની ચિંતાઓ તથા દરજ્જાના માનનો ભાર વેગળો મૂકીને, પોતાનાજ દ્વારમાં પોતાના નાનાં ભૂલકાંઓ સાથે ખેલવા, તેમના કાલા કાલા બોલ સાંભળવા, તથા ગૃહ જીવનનો આખા દિવસનો ઇતિહાસ, પ્રેમાળ પત્નીના મુખેથી જાણવા તેઓ પ્રયત્ન કરે છે તે પ્રસંગો આનંદજનક હોય છે.

તેજ પ્રમાણે દરેક સમજુ અને પ્રેમાળ પત્નીયે પતિની દરેક પ્રવૃત્તિમાં રસ લેવાની ઇચ્છા ધરાવવી જોઇયે. એમનું કયું કાર્ય પાર ઉતર્યું, તથા શેમાં તે નિષ્ફળ નિવડયાં તે જાણવાની તેણે ઇચ્છા ધરાવવી જોઇયે, અને તેમના નિત્ય જીવનક્રમની વિગતો સાથે સહાનુભૂતિ રાખવી જોઇયે.

લગ્નથી જો પરિણત જીવનો દરેક બાબતમાં પૂર્ણ ઐક્ય પામ્યા ના હોય, તો તે લગ્ન સંપૂર્ણ થયું કહેવાય નહિ. આ ઐક્ય સાધવાનો રસ્તો માત્ર એજ છે કે બન્નેની દરેકે દરેક બાબતમાં બન્નેયે સામાન્ય રસ લેવો જોઇયે. બન્ને હૃદયોને- કાંઇક આનંદની વાત હોય તો, સાથે ધડકવા દો; દિલગીરીની બાબત હોય તો દુઃખ પણ સાથેજ ભોગવવા દો: દરેકને એક સરખોજ ભાર વહન કરવા દો. સમસ્ત જીવન બન્ને જણાને સામાન્ય-સરખુંજ થઇ જવા દો.

એક બીજી રીતે પણ તેમનાં જીવન ભેગાં મળી જવાં જોઇયે. તેમણે સાથે વાંચન તથા અભ્યાસ કરવાં જોઇયે, વેચાર શ્રેણી એક સરખીજ રાખવી જોઇયે, અને ઉચ્ચ માનસિક વિકાસમાં એક બીજાને મદદ કરવી જોઇયે. તેમણે ઇશ્વર પ્રાર્થના પણ સાથેજ કરવી જોઇયે. તેમણે પોતાની પવિત્ર આશાઓ, પોતાના જીવન ભાર, બાળકોની ચિંતાઓ, વગેરે સર્વ સાથે પ્રભૂને ચરણે ધરવા જોઈયે. તેમણે પોતાની

ચિંતાઓ, નબળાઇયો, લાલચો, કસોટીયોની વાતો કેમ એક બીજાને ના કરવી જોઈયે, અને તેમ કરી શબ્દોથી, આશ્વાસનથી એક બીજાની સહાનુભૂતિ શા માટે ના મેળવવી જોઇયે? અને તેમ કરી જીવનમાં વિજયી કેમ ના થવું જોઈયે?

આ પ્રમાણે તેમણે એકજ જીવન જીવવું જોઇયે, બે જુદાં નહિ. દરેક આશા, દરેક યોજના, બન્નેની સામાન્ય જોઇયે, એકાકી નહિ. જે પળે પતિ જીવનના કોઈ પણ કાર્ય કે વ્યવહારમાં પત્નિને વિસરે છે, અથવા પત્ની એવી કાંઇક યોજનાઓ કરે, આનંદ ભોગવે, આશાઓ રાખે, મિત્રો કરે, કે જેમાંથી પતિને વેગળો મૂકેલો હોય, તેજ પળથી ગૃહજીવનમાં આફત આવે. એવી કાંઇજ છુપી વાતો ના હોવી જોઇયે કે પતિપત્ની એક બીજાને કહી શકે નહિ. એવાં કોઇ પણ મિત્રો કે સોબતીઓ હોવાં ના જોઇય કે જે બન્નેને સામાન્ય ના હોય. આ રીતે તેમનાં ભિન્ન જીવન એકત્રિત થઇ જવાં જોઇયે અને વિચાર, ઇચ્છા, લાગણી, આનંદ અને શોક એ સર્વ બન્નેને સામાન્ય હોવા જોઇયે-બન્નેયે ભેગાંજ ભોગવવાં જોઇયે.

પરિણિત જીવનની આંતરિક પવિત્રતામાં કોઇ પણ ત્રીજા માણસને પ્રવેશ કરવા દેવો જોઈયે નહિ. ગૃહના અર્થમાંજ કંઇક અંતરપટ, કાંઇ ખાનગીપણાનો સમાવેશ થાય છે. ગૃહ, ગૃહવાસીઓને, આસપાસની દુનિયાથી અલગ કરે છે એક ગૃહિણી વિષે એમ લખેલું છે કે તેણે પોતાના ઘરમાં એક નાનો ખંડ એવો ખાનગી રાખ્યો હતો કે તેમાં તે અને તેના પતિ સિવાય બીજા કોઇને પણ પ્રવેશ કરવાનો અધિકાર નહોતો. આ દાખલો ઘણો સૂચક છે. પવિત્ર ગૃહમાં પણ એક વળી અતિ પવિત્ર વિભાગ હોવો જોઇયે, જ્યાં પતિ અને પત્ની વિના અન્ય કોઇ પ્રવેશ પણ કરી ના શકે, નજર પણ ના નાખી શકે, જ્યાં તેમના શબ્દ સિવાય બીજા કોઇનો સ્વર પણ કાને ના પડે, કોઈ અજાણ્યાને આ વિભાગમાં સ્થાન ના હોવું જોઇયે. ગાઢ પરિચિત મિત્રને પણ તેમાંની છુપી વાત જાણવાનો અધિકાર ના હોવો જોઇયે. તેનું દ્વાર કદી ઉઘાડું ન રહેવું જોઇયે, તેમાંની વાત કદિ બહાર ન આવવી જોઇયે. જે સંયમમય એકત્ર ગાઢ જીવન પતિપત્નીનું રહ્યાં હોય તેનો દ્રષ્ટા, પ્રભુ વિના કોઇ બીજો હોઇ શકેજ નહિ.

# "વધી પડેલી" કુમારીકાઓ.

## [ ચાલુ વાર્તા. ]

લખનારઃ—પુતલીબાઇ કાબરાજી.

## પ્રકરણ ૩૩ મું.

### માધવ પોતાનો બચાવ કરે છે.

મંગલાનાં ભાષણ પછી બીજે દહાડે વળી માધવ મહેમ આવ્યો તેને મંગલા મળી અને ઘણો વખત બેઠા, તોપણ રાધા દેખાઇ નહિ, એટલે તેણે મંગળાને પૂછ્યું, "મિસ રાધા કેમ છે? બહાર ગયાં છે કે શું?"

"બહાર નથી ગઈ, પણ કોઇ અભ્યાસમાં રોકાઇ હશે."

માધવે જોઇ લીધું કે બન્ને સખીઓ વચ્ચે વચ્ચે સૂલેહ થઈ છે, અને તેણે ડહાપણ વાપર્યું કે રાધા છેલ્લી કયાં મળી હતી અને શું બોલી હતી તે વિષે કંઇ ઈસારો કર્યો નહિં, માત્ર તે એટલુંજ બોલ્યો કે "તે દહાડે વર્તમાનપત્રમાં એક દુઃખ ભરેલા બનાવના સંબંધમાં મેં તમારૂં નામ જોયું—"

"અરે બળી તે વાત–તેથી મારી તબિયત બે દહાડા બગડી હતી."

"હું આવ્યો હતો, પણ તમે મળ્યાં નહિં, તે એજ કારણથી?"

"હા."

"પણ મેં ચીઠી લખી ખબર પુછાવી ત્યારે તમે એ કારણ મને જણાવ્યું નહિં."

મંગલા નીચું જોઇ રહી, કંઇ બોલી નહિં.

"હું સમજયો. મારી લાગણી દુખાય એવું ધારીને તમે તે વાત ઉપર કશી ટીકા કીધીજ નહિં."

"હવે ગઇ ગુજરી ભૂલી જાવોને—"

"ના, હમણાં હું ખાસ એ વાત કાઢી બેઠો છું, મંગલા, હવે તો તમારી મારાપર ઘણી મહેરબાની છે, પણ હું ધારૂં છું કે તમે મને જેવો "સ્કાઉન્ડ્રલ" એક વાર ધાર્યો હતો તેવોજ હજી પણ ગણો તો હશોજ."

"હવે કાં એવાં શબ્દો તમેજ બોલી મારી પાસે અંક કરાવો છો વારૂ ?"

"મને ખાસ કારણ છે, મંગલા, મને કહો કે હજી પણ તમારાં મનમાં મારે માટે તેજ—આગલા વિચારો–છે ? કે મારે માટે હવે કંઇ માન ધરાવો છો ?"

"માધવ, તમે સાચું સાંભળવા માગો છો તો કહું છું કે હું તમારે માટે ખરી વાતો કંઇ જાણતી નથી, અને જુની વાતો તાજી કરી હું કંઈ પુછપરછ પણ કરવા માંગતી નથી. તમે માનને લાયક હોવાથી, મારી ભૂલ હોય, એવુ જાણી હું હવે તમો સાથ એક પિત્રાઇસાથ વર્તવું ઘટે તેમ વર્તું છું, ખરૂ ને ?"

"હા, તે હું ના પાડતો નથી, પણ ફક્ત એકજ જવાબ હવે તમે મને દો, જો તમે મારી એ આગલી વાત—મારી ચાલચલણ– વિષેનો તમારો અભિપ્રાય–તમે મિસ રાધાને કહ્યો છે ?"

"હાજ તો, મેં કહ્યો છે."

"એમ ?" અજબ થઇ માધવે તેના તરફ જોયું.

"તમે અત્રે આવશો એવો મને જ્યારે ખ્યાલ પણ નહિં હતો ત્યારે,–કોઇવાર અમારાં ઘરકુટુંબને લગતી વાતો થતી ત્યારે હું તમારે માટે બોલતી હતી અને એકવાર મેં રાધાને કહેલું ખરૂ કે તમારી ચાલચલણ મને નાપસંદ હતી."

"તું હીંમતવાન તો ખરી મંગલા, કોઇ બીજી હોય તો એમ સાચું નહિં કહી દીએ મોઢાપર. પણ વારૂ કહે કે તેં બધી એ ગપો રાધાને કહી દીધેલી કે ?"

"ગપો કે ખરી વાતો, કંઇ મેં રાધાને કહી નથી, ફક્ત મારો અભિપ્રાય જણાવેલો. શું બધીજ ગપો હતી ?"

"ગપો નહિં તો શું ખરી વાત ? મારે વાસ્તે તે વેળા કંઇ થોડું જુદું બોલાયું હતું ? પણ તું શું જાણે ? તેં જે સાંભળ્યું તે માન્યું કે જેમ આપણાં કુટુંબમાં બધાંએ માન્યું. ખરી વાત કહેવા હું હમેંજ નહિં રહ્યો, એટલે તેમનો પણ શું વાંક ? પણ મંગલા, તેં જો મને ગુનેહગાર માની મારો દાખલો એક બુરા શખ્સ તરીકે તારાં મિત્રો આગળ મૂક્યો હોય તો તેં ઘણી મોટી ભૂલ કીધી છે. તું આ મારે

મંગળા કંઈ બોલી નહિ, મુગીજ રહી, જરા વારે વિષય બદલીને વાત ચલાવી, અને વખત થતાં માધવ ઘેર ગયો, પણ જતાં એટલું બોલ્યો કે "મિસ રાધાને મારા પ્રણામ કહેશો."

એ પછી ફરીથી પણ તે ગૃહેમ ગયો ત્યારે તેને રાધા મળી નહિ એટલે તેને સમજ પડી કે દરિયે કિનારે તે મારાથી નારાજ થઇ હતી અને હજી પણ ગુસ્સામાં છે. તો પણ તેને મળવું તો જોઇએ, માટે એક શનીવારની સાંજે તે ખાસ ગયો, કેમકે એ દહાડો બન્ને સખીઓએ પોતાના મિત્રોને મળવાનોજ રાખ્યો હતો, એટલે રાધા મળશેજ જોઇએ એમ તેણે ધાર્યું અને વળી એનું મિત્ર મંડળ કેવું છે તે પણ એ જોવા માગતો હતો.

---

## પ્રકરણ ૩૪ મું.

---

### રાધાનું મિત્રમંડળ.

સ્ટેશનપરથી ઉતરી વિદ્યાલયમાં જતાં સુંદર ફુલનાં કુંડાઓવાળા પોર્ચમાં ઉતરી માધવે નોકરના હાથમાં પોતાનો કાર્ડ આપ્યો અને બાઇઓએ સલામ કહેવાડી છે એવો સંદેસો મળતાં તે દિવાનખાનામાં પેઠો, તો તેણે રાધા મંગળા ઉપરાંત બે અજાણી બાનુઓને ત્યાં બેઠેલી જોઇ.

મંગળા ખુશમીજાજમાં હતી, ઉલટભેર આવી તેણે માધવને હાથ આપી શેકહેન્ડ કરી, અને પોતાની પાસે ઉભેલી એક સુંદર, કાળી ભભૂકદાર આંખ્યોવાળી જુવાન સ્ત્રી સાથ ઓળખાણ કરાવી, "મી. ત્રીવેદી—મારાપિત્રાઇ. મિસીસ મહેતા, અમારાં વિદ્યાલયનાં એક આગલાં શિષ્ય"

રાધા દુર એક સોફા ઉપર બેસી એક બીજી બાઇ સાથ વાત કરતી હતી, ત્યાં માધવ ગયો કે તેને આવકારદાયક શેકહેન્ડ કરી પાછી બેઠી અને પેલી બાઇ સાથેજ વાત ચલાવ્યા કીધી. માધવ પોતાની હંમેશની રીત અને બોલકણા સ્વભાવ પ્રમાણે મિસીસ મહેતાની સાથે વાતો કરવા મંડી ગયો. તેને કોઇ અજાણ્યું લાગતું નહિ. તે ખાસ અંગત સવાલો કદી પૂછતો નહિ, પણ સાધુ બાબતોપર વાત કરવાની

તેને સારી આવડત હતી. મિસીસ મહેતા એક ઇટાલિયન ઓપેરા સાંભળી આવી હતી, તેની તારીફ કરવા લાગી, માધવ દેશી ગાણાં વખાણમાં ઉતરી પડયો, એવી રીતે વાતો ચાલી. મંગલા વચ્ચે બોલી તે ઉપરથી જણાયું કે તેણે પણ એ ઓપેરા સાંભળ્યો હતો, અને માધવે અજાયબી દેખાડી, "મંગલા! મને ખબર નહિં કે તમો પણ એવી રમુજમાં ભાગ લો છો, હું તો જાણું કે તમે બંધા દહાડા કામમાંજ રોકાયેલાં રહેતાં હશો."

"કંઇબી નહિં, રાધા અને હું બન્ને ગઇ રાતે ઓપેરામાં ગયાં હતાં એવું સુંદર સંગીત સાંભળવાની તક હું કદી ચુકું નહિં—હું કોઇ કદાચ જાઉં—જ્યારે એવું ઉંચા પ્રકારનું ગાનતાન સાંભળવાનું હોય ત્યારેજ,—અને તે કાંઇ આ દેશમાં રોજ મળતું નથી, વળી રાધાને ગાયનનો ઘણોજ શોખ અને સમજણ છે, અને જો હું નહિં જાઉં તો તે ન જાય, એટલે મને જવુંજ પડે છે."

એ પછી રાધા આગળ બેઠેલી બાનું ઉઠીને, મંગલાને મળી કંઇ અગત્યની વાત કરી જતી રહી; રાધાને એકલી થયલી જોઇ તે તેની પાસે ગયો, "મિસ રાધા, હમણાં ઓપેરા હાઉસમાં જે કંપની આવી છે તે સારી છે? મ્યુઝીક સારૂં છે તેમનું.?"

"ઘણું સારૂં છે. શું તમે સાંભળ્યું નથી?"

"નહિં. હું શરમીંદો છું કે હજી હું ગયો નથી, પણ મને ખબર નહિ કે સારૂં મ્યુઝીક હશે."

"ઘણું સારૂં છે, તમે આજેજ જાઓ, જો જગ્યા મળે તો—કેમકે જગ્યા તો આગળથી રોકાઇ જાય છે, તમે કયા વર્ગના ટીકીટ લો છો?"

માધવે જરા રાધા સામું જોયું, કંઇ મશ્કરી કરે છે, કે જાણી લેવા માગે છે કે હું કયાં બેસીશ? એવો તેને વિચાર આવ્યો. કદાચ જવાની હોય પોતે, અને મારી પાસે બેસવા માંગતી હોય, એવી તેને ઉમેદ આવી, અને તે બોલ્યો, "બા, આપણે તો ગરીબ માણસ, ત્રીજા વર્ગમાં બેસીએ, દૂરથી બેસીયે તો નટાઓના ચહેરા ઉપર લગાડેલા રંગ નહિ દેખાય, અને મ્યુઝીક પણ ધીમું અને મીઠું લાગે, તમે પણ એજ વર્ગમાં બેસો છો?"

લોકની વચ્ચે જઇ બેસવામાં આપણને શો લાભ ? વળી તેવાઓમાં કોઇ અમારાં ઓળખીતાં પણ નહિં, તો ટીકા કોણ આગળ કરીયે અને અભિપ્રાય કોણનો સાંભળિયે ? "

"તમે હંમેશ વચલા વર્ગમાંજ ઓળખાણ અને મિત્રતા રાખો છો ?" માધવ એમ કરી જરા અંગત વાતોપર આવવા માંગતો હતો. "તમે જે રાત્રે જવાનાં હો તે કહો તો હું પણ તેજ રાત્રે જાઉં, કેમકે મારા કોઇ બીજા એવાં મિત્રો નથી કે જેમની સંગતમાં મને મજાહ પડે."

પણ રાધાએ જવાબ દીધો નહિં, તેનું ધ્યાન મંગળા અને માણેકની વાત ઉપર હતું.

માધવ પણ તે તરફ વળ્યો, અને મંગલાની નજદીક જઇ બેઠો. ચાની સામગ્રી તેની સામે ટેબલ ઉપર હતી. મંગલા બોલી, "માધવ જરા ચા લેશો ?" માધવે લીધી, પછી પૂછ્યું, "પેલાં બીજાં કોણ બાનું હતાં તેમની સાથ તો તમે મને ઓળખાણજ નહિં કરાવી ?"

"ઓ, એ તો મિસ ઉનવાળા હતી, એ પણ અમારી એક આગલી શિષ્ય. એનાથી તો અમારાં વિદ્યાલયની કિર્તી વધશે, એ અત્રેના એક મોભાદાર વર્તમાન પત્રના સ્ટાફ ઉપર નોકરી મળી તે મને કહેવા આવી હતી."

"ઓહો ! એની વાતચીતના જે થોડા શબ્દો/ મારા કાન ઉપર પડ્યા તે ઉપરથીજ મેં જોઇ લીધું કે એ કોઇ બાહોશ, કેળવાયલી બાનુ છે, પણ ન્યુસપેપર ચલાવવામાં એક સ્ત્રી ! મને લાગે છે કે બાપડાં ન્યુઝપેપરની ઘરાકી ઘટી જવાની !"

"કેમ વારૂ ? માધવ, હું નહિં ધારતી કે ઘણા લોક તમારા જેવા અસલી વિચારના હોય. જે ન્યુઝપેપર બૈરાંથી લખાતુ હોય તે મરદો વાંચે નહિ, એમ તમે ધારો છો ? પણ આ બાઇનો વિચાર તો થોડો વખત મદદનીશ તરીકે રહી કામ શીખી લેવાનો છે કે જેથી આગળ ચાલતાં એ સ્ત્રીઓને લગતાં સવાલો ચર્ચવા એક ખાસ પેપર ચલાવી શકે."

"વાહ ! તે ઘણું સારૂં, ત્યારે હું ધારૂં છું કે મિસ રાધા પોતાના તીખા તમતમતા વિચારો-પુરૂષ વર્ગની સામે-તેજ પત્રમાં બહાર પાડશે, કેમ મિસ રાધા ?" તે હસ્યો.

"શા અલબત્ત" મંગલા બોલી. રાધા કંઇ બોલી નહિં.

## પ્રકરણ ૩૫ મું.

### એક સંજોગ.

ત્રણેક અવાડયાં વિતવા કેડે એક રવીવારે બપોરે ત્રણની ટ્રેનમાં માધવ મહેમ ગયો. વિશાલયમાં રાધા તેને એકલી મળી, મંગલા લાનોલી ગયલી હતી. તેણે તેને સારો આવકાર આપ્યો, અને ખુલ્લા દિલથી વાત કરવા લાગી, કોઇએ એક મિત્ર બીજા મિત્ર સાથ કરે તેમ. પીઆનો ઉઘાડી પડેલી હતી, રાધા ગાઇ જાણે છે એ માધવને ખબર હતી, માટે થોડી વાત કીધા પછી તે બોલ્યો, " તમે કાંઇ ગાશો વગાડશો તો મને ઘણો સંતોષ થશે."

"આજે હું બીજાઓ આગળ ગાતી નથી. રવીવારે હું એકલી હોઉં છું તો પીઆનો ઉઘાડી એક બે ભક્તિજ માત્ર કરૂં છું, મારાં મનને એથી ઘણો દિલાસો મળે છે."

" તમારા મનને દિલાસાની જરૂર છે? તમે દુઃખી છો?" માધવે ધીમે સાદે લાગણીથી પૂછયું.

"સૌને હોય, કંઇને કંઇ દુઃખ કે દિલગીરી" રાધાએ એક નિશ્વાસ સાથ જવાબ દીધો. તેમાં વળી જે માણસ સંસારની રૂઢીઓ અને રિવાજોપર વિચારો ચલાવે, તેને તો દુઃખ હોયજ તો, દુઃખ હોય, ફીકર હોય કે રખે હું બીજાને ખોટે માર્ગે દોરવતી હોઉં, જેમને ખાઇને ફરવું, સારૂં સારૂં પહેરવું, એટલાજ વિચાર છે તેઓ સહેલમાં સુખી રહે."

"હું ઇચ્છું છું, મિસ રાધા, કે તમારૂં દુઃખ કે દિલગીરી ટાળવાની મારામાં શક્તિ હોય," માધવે તેનાં મનની વાત જાણવાની ખાહેશથી પૂછયું, "અને તમારી ફીકરો તમે મને કહેતાં હો."

"તમે પોતે ભલા ખવાસના છો મી. ત્રીવેદી, પણ આખી દુનિયાં તમારા જેવી નથી તો."

"આપ ભલા તો જગ ભલા એ કહેવત હું તો માનું છું, મિસ રાધા, અને બીજી એક કહેણી છે કે જે જાતે સુખી હોય તેને દુનિયા પણ સુખી દેખાય, તમને અંગત સુખ મળે તો તમને પણ દુનિયા સુખી દેખાય!"

"હું નહિ ધારતી. મને અંગત સુખ મળવું પણ મુશ્કેલ છે, હું સહેલથી સંતોષ પામું એવી નથી તો."

"હું સમજું છું. તમે જે સુખ માંગો છો તે એવું કે જે સહેલથી મળી શકે નહિં, મારા જેવા સાદા માણસના વિચાર સાથ તમારા વિચાર મળે નહિં એવું ધારો છો? જો કે મારા પણ કેટલાક વિચારો સાધારણ લોક કરતાં આગળ વધેલા છે, અને તેથી તો હું પરણી શકતો નથી," તે જરા આગળ માથું કરી મર્મથી બોલ્યો.

માધવ આ શબ્દો બોલ્યો તેથી નહિં રાધા જરા ચોંકી, કે અચકાઇ, કે શરમાઇ, તે તેને ઘણું ગમ્યું અને વધારે વખત એની પાસે બેસી એની સાથ દોસ્તી વધારવાનું તેને મન થયું.

"હશે! તમારા વિચાર તે પુરૂષના, મારા તે સ્ત્રીના, તે બન્ને મળે નહિ" તે જરા હસી.

"મળવા તો જોઇએ!"

"આ જમાનામાં તો નહિંજ," રાધા બોલી.

"કેમ નહિં, મિસ રાધા? આપણા દેશમાં હમણા ઘણા નવા વિચારો આવેલા છે, તો શું તમે નહિં ધારતાં કે તમારા વિચારોને ઉત્તેજન આપે એવો એક પણ પુરૂષ તમને મળે, અને તમારો સાથી કે મિત્ર થઇ રહે? જેમને જાત ન્યાતના વહેમ નથી, જેઓ જાત પરજાત સર્વને એક ખુદાનાં બાળકો ગણે છે, તેઓ એક મતનાં—એક ધર્મનાં—થઇ શકે. તમે આર્ય સમાજી છો, હું હિંદુ છતાં હિંદુ ધર્મના કહેવાતાં બંધારણોથી બંધાઇ રહેલો નથી."

"અરે, મારા વિચારો સાથ આજે આ દેશમાં કોઈ એકમત નહિં થાય! હું તો તદન કાંટાખોર, ભેજાંફાટેલીમાં ખપું છું, મી. ત્રીવેદી!"

માધવે જોયું કે આ વાત રાધાને ગમતી હતી, તેના ચહેરા ઉપર ખુશાલી પ્રગટી હતી, અને તે જોઇ માધવની નાડી ઉછળ થતી હતી. અંગત વાત ઉપર તેને લાવવા તે બોલ્યો. "મારા અને તમારા વિચારો મળતા હોય તોપણ તમે મારે વાસ્તે એવી વાતો સાંભળો હશે કે તમે તો મને કદી તમારો મિત્ર નહિં કરો."

રાધાએ વાત ફેરવી. "પછી તમે ઇટાલિયન ઓપેરામાં ગયલા કે?"

"મારે ઓપેરાની વાત કરવી નથી, મિસ રાધા; આજે તો હું બીજીજ વાતો કરવા આવ્યો છું, પણ તમે આ ક્યારે મંગાવશો! મારું ગળું સુકાઇ ગયું."

"અરે ખચિત ! હું પણ ભૂલી ગઇ, મારે વિચાર રાખવો જોઇતો હતો-કે તમે તડકી વખતે દૂરથી આવ્યા." અને ઉઠીને બેલ વગાડયે

---

## પ્રકરણ ૩૬ સું.

---

### મહત્વની વાતો.

ચા આવે તેટલાં કંઇ હાલી વાતચીત ચાલી, ચાનું એક કપ ગટાવી જઇને પછી માધવ ખુરશીપર અઢેળીને બેઠો અને નવી વાત શરૂ કરવાની ઢબે બોલ્યોઃ—"તમને મારે માટે ખરાબ વિચાર બેસી ગયો છે, કેમકે મારી પિત્રાઇ મંગલાએ તમને મારે માટે કેટલીક ખોટી વાતો કહી છે, કે જે તે પોતે ખરી માને છે; અફસોસ કે એક માણસને બીજાં સાથ ઓળખાણ કરાવ્યા પહેલાં તેને ખરાબ કેરેક્ટર આપી દેવાને બૈરાં અચકાતાં નથી."

રાધાએ ચા પીવા કીધી, આ બાજુ કે પેલી બાજુ તેનાથી કેમ બોલાય ?

"આપણે તે દહાડે દરિયે કિનારે મળ્યાં ત્યારેજ મેં જોઇ લીધું કે તમે મારા મત્યે 'પ્રિજુડીસ' થયલાં છો, પણ ત્યારે મને ખબર નહિં કે મંગલાએ મારી વાતો તમારી આગળ કીધી હોય."

"આગળથી વાતો સાંભળી, માની બેઠેલાં તેવું કાંઇ નહિં, પણ તે દહાડે મારો સ્વભાવ બગડેલો હતો અને તમે જ બીરાંવ.તોમાં મશ્કરી લાવ્યા, તે મને નહિં ગમ્યું."

"હું મશ્કરી નહિં કરતો હતો, મિસ રાધા, પણ તમે તે દહાડે કંઇ ઔરજ 'મુડ'માં હતાં અને હું જે બોલું તેનો ઉલટો અર્થ ઉઠાવતાં હતાં. પણ વારૂ પછી તે કજીઆનું કેમ છેવટ આવ્યું ?"

"મારોજ વાંક હતો. હું ખુબ ઓહસ ઉપર ચઢી હતી, અને રીસાઇ હતી."

"ઓહોસ ! ઓહોસની શું વાત કરો છો ? મેં મારૂં બધું કામ ઓહસથી બગાડયું છે, એવો હું ઓકોસીલો છું, હું ખાહસ અને ફુજતનો મારેલો તે જાપાન ગયો અને જે લાઇનમાં મને કાંઇ આવડત નહિં તે લાઇનમાં પડયો. મંગલાએ વાત કહીધીને ?"

"હા, કંઇ એ બોલેલી ખરી, કુટુંબને લગતી વાતો કરતી."

"હવે હું ઘણો વડાયો છું, ઘણો ફેરવાઈ ગયો છું; કોઇ વાર તો હું પોતે અજબ થાઉં છું કે તે આગલો માધવ હુંજ કે? તેમાં સ્ત્રીઓ વિષેના મારા વિચાર ઘણા ફેરવાયા છે. તે વખતે-મારી જુવાનીમાં- હું પણ સર્વ સાધારણ જુવાનીઆઓની પઠે સ્રીમાં શરિરની સુંદરતા એ મુખ્ય લક્ષણ ગણતો હતો-હવે કોઇ સ્રીની ખુબસુરતીથી હું તેનાપર મોહી પડું નહિં, પણ તેની વર્તણુંક કેવી, તેનું ભેજું કેવું, એ જોઉં, વળી બીજી રીતે પણ મારા વિચાર આગળ વધેલા છે, હું લગ્ન જેવી કોઇ ચીજ માનતોજ નથી, જો બે માણસ એકમેક સાથ બંધાઇને રહેવા ચાહતાં નહિં હોય તો દુનિયાનો કોઇબી કાયદો તેમને બાંધી શકે નહિં. હવે એવા વિચારની કોઇ સ્રી હોય તોજ હું પરણી શકુંને?"

રાધાએ પોતાના પ્યાલામાંજ માથું નીચું રાખ્યું પછી ધીમેથી બોલી "ઓહો! ત્યારે તો તમે ઠીક આગળ વધેલા છો.".

માધવ રાધાની હિંમત જોઇ અજબ થયો, પોતાને તો ઉપલા શબ્દો ઉચ્ચારતાં જરા ધ્રુજરાં લાગેલાં.

"લગ્નને લગતા સવાલોપર હું કંઇ વિચારો ચલાવતી નથી, એટલે હું મત આપી શકું નહિ, તો પણ મારે એટલું તો કહેવું જોઇએ કે તમે બોલો છો તેવું કરવું મુશ્કેલ છે. જે દેશમાં સુધારા ઘણા ધીમા થાય છે ત્યાં એકદમ એવો કુદકો મારવા તૈયાર કોણ હોય?"

"અરે હું કંઇ આપણા દેશનેજ માટે બોલતો નથી, પણ સાધારણ રીતે કહું છું કે જો બન્ને બાજુએ એટલા આગળ વધેલા વિચારો હોય તો એ બની શકે, જે સ્રી એવાં જોડાણમાં જોડાવા લાયક હોય તેજ એવી હિંમત પણ ધરાવે તો!"

"અને એ લાયકાત તે કેવી હશે? તમારે તે લાયકાત પણ જાહેર કરવી જોઇએ."

માધવ ગંભીર ચહેરે બેસી રહ્યો, પછી બોલ્યોઃ-"ખરૂં છે, લગ્નની યા વગર લગ્નમાં બંધાઇ રહેવું એ કંઇ સર્વથીજ બને એવું નથી બન્ને સરખી પંક્તિની સમજણ ધરાવનારાં હોવાં જોઇએ. જે સ્રી [illegible]વી લગ્નની જોખમદારી નહિં સમજી શકે, અને જો છૂટી થવું થાય [illegible] સ્વતંત્ર રહેવાની જેનામાં લાયકાત નહિં હોય-તેની આગળ તો [illegible]વી સૂચના મુકવામાં પણ અપમાન ગણાય. એ સર્વ મુશ્કેલીઓ હું [illegible]ણું છું. મારા વિચાર પ્રમાણે તો-એ મારી પરણેતર હોય, ને તે

મારાથી નારાજ થઇ છૂટકારો, માગે તો હું તેને આપું-મને દુઃખ થાય તો પણ આપું-હું સમજું કે એવું દુઃખ ખમી લેવું જોઇએ-પણ તેને લીધે કોઇ બિચારીને બાંધી રાખવી નહિં જોઇએ, બાકી બીજાઓનાં ગોઠવી આપેલાં જોડાંઓ જે ગુલામગીરી કરે છે તે તો ખચિત મને ન રૂચે!" તે હસ્યો, "હું સમજી નથી શકતો કે તે લોક કેમ ખમતાં હશે."

આ બોલતાં માધવને વિચાર આવ્યો કે જોઇએ રાધા શું મત આપે છે, પણ તે બોલી નહિં, "બીજી ચા આપું કે?" ફરી બીજું પ્યાલું ભરી આપ્યું.

"ત્યારે તમારી અભિલાષાઓમાંની એક એ નથી?" તેણે પાધરો સવાલ કીધો.

રાધાએ ભવાં ચઢાવ્યાં. "મેં કોઇ દહાડો લગ્નના સવાલ ઉપર વિચારો ચલાવ્યા નથી," તે બોલી, "મારૂં જે કામ છે તે મારા જેવી અવિવાહીત સ્ત્રીઓના સંબંધમાં છે, એટલે મારા બધા વિચારો તેમનાં ભલાને માટે છે, એ કામમાં મને એટલી રોકાણ છે કે હું બીજા સવાલોમાં શા માટે માથું મારૂં?"

"તમે પોતાને એજ વર્ગમાં મુકો છો?"

"હા અલબત."

"વારૂ ત્યારે, મને કહેવા દો કે તમે એમ નક્કી ઠરાવ કરી બેઠાં છો તે જાણી મને દુઃખ થાય છે, અલબત તમે સારૂં કામ કરો છો, પણ તેથી તમે પોતે-"

આટલું કહે છે તેટલાં બાગનો માલી એક કાર્ડ લઇ દોડતો આવ્યો, અને તેની પછવાડેજ એક ગૃહસ્થ અને એક બાનુ ચાલી આવતાં દેખાયાં. રાધા ઉભી થઇ સામી તેમને લેવા દોડી, અને આવકાર દઇ સાથે લાવીને માધવ સાથ ઓળખાણ કરાવી, "આ મી. ત્રીવેદી, આ મી. અને મિસીસ મહેતા."

માધવ ગુંચવાયો. મિસીસ મહેતાને તે ઓળખતો હતો, થોડાજ દિવસ ઉપર મળ્યો હતો-તેને એક પારસી બાનુ ધારતો હતો, ત્યારે આ હિંદુ ગૃહસ્થ તેનો વર કેમ હોય? મહેતાએ જો કે ઇંગ્રેજી પોષાક પહેરેલો હતો તે છતાં તે તેને એક હિંદુ ગૃહસ્થ લેખે ઓળખતો હતો

જ્યો હતો. વળી તે અજબ થયો કે આ જોડું કેમ ગ્રંથાયું હશે! માત્રેક શોભીતી, હસમુખી, જવાન લલના છે, મહેતા વૃદ્ધ થવા આવેલો જરા કદરૂપો ગંભીર દેખાવનો માણસ છે.

મહેતાને તેણે શેકહેન્ડ માટે હાથ આપ્યો, અને જરા નમી બોલ્યો, "મી. મહેતાને એમનાં ભાષણો અને લખાણોની મારફતે હું ઓળખું છું." અને રાધાને શેકહેન્ડમાં હાથ આપતાં વાર ખુશ વાતચિતમાં રોકાયો, "ઓહો! કેમ છો? આપણ છેલ્લાં મળ્યાં પછી તમે નવા ઓપેરા કંઇ જોયા કે? એકવાર હું ગયો હતો, પણ તમે કંઇ દેખાયાં નહિં, અલબત ફર્સ્ટમાં હશો—" વગેરે બોલવા મંડી ગયો જે જોઇ મહેતાએ મોટા ડોળા કાઢયા; રાધા તેને વાત કરાવતી હતી. તે ઉપર પણ ધ્યાન આપ્યું નહિ, ફક્ત રાધાના હાથમાંથી ચાનું પ્યાલું લઇ, આગળ ધરેલી ખાંડ કે દુધ લીધા વના ચા ડોહળ્યા કીધી . . માધવે જરા વારમાં જોઇ લીધું કે હું મિસીસ મહેતા સાથ, વાત કરૂં છું તે મહેતાથી ખમાતું નથી, અને તેને ઘણી મજાક પડી. તેણે ઠરાવ કીધો કે એને ખૂબ ચીડવવો, અને તેથી વધારે વધારે હસી વધારે વધારે ગુંફા ધીમે સાદે તેની સાથ વાતો કર્યા કીધી. હવે માધવનાં મનમાં તો દિલગીરી હતી, આ બેએ આવીને તેને રાધા આગળ કાઢેલી ગંભીર અને મહત્વની વાત અટકાવી હતી, તેથી તો તે વાટ જોતો હતો કે એ પીડા કયારે પતે! તેને લાગતું કે આજે મારાથી રાધાને મારા વિચાર તો કહેવાણા, હવે હું તેના જાણી શકયો હોત; તેને લાગ્યું કે જાણે રાધા મારા વિચારોથી ખુશી થઇ છે, મેં તેની તારીફ કીધી તે તેને ગમી છે, તો જરા વધારે વાત થાત, હું એક બે પગલાં આગળ વધ્યો હોત, પણ તેટલાં વળી કોઈ ત્રીજું આવ્યું, અને માધવે આશા મુકી. એ કોઇ સ્ત્રી હતી, જેનું નામ કહી રાધાએ પોતાના મિત્રોને ઓળખાણ કરાવી ખરી, પણ માધવનું ધ્યાન ઠેકાણે હતું નહિં, તેણે સાંભળ્યુંએ નહિ. મિસ અને મિસીસ મહેતા ઉઠીને જતાં રહ્યાં.

એ સ્ત્રી આવી ત્યારથી રાધાને આજ સાંજે પોતાને ઘેર લઇ જવા આવેલી જણાઇ. "રાધા તું આજે એકલી છે, એમ મને ખબર પડવાથી હું તને તેડવા આવી છું. આજે મારા ધણીની સાલગરેહ છે. મારી ગાડી તૈયાર છે, તું આજે અમારી સાથે જમજે, રાત્રે પાછી . . . ગાડી આપીસ, મારા દીકરાને મુકવા મોકલીશ, વગેરે તે બોલતી

હતી અને રાધા ના કહેતી નહિ હતી. એવું જોઇ તે ઉઠયો, અને રાધા આગળ જઇ રજા માંગી. તેણે શેકહેન્ડ માટે હાથ આપ્યો, માધવે જરા લાગણીથી હાથ પકડી રાખ્યો, પણ રાધાએ ઘણી બેદરકારીથી "સાહેબજી આવજો" એવું અંગ્રેજીમાં કહ્યું અને તેને જવા દીધો. જતાં તેના "ખાર તો ઘણા વાગ્યા" પોતાની ઉમેદો ભંગ થયેલી તેને દેખાઇ, પણ કંઇ ઉપાય રહ્યો નહિ, એટલે જવુંજ પડયું.

(અપૂર્ણ.)

# નવા રાજકીય સુધારા.

ચાલુ માસથી આપણા ઇલાકામાં નવા રાજકીય સુધારાએ અમલમાં આવે છે. દેશની રાજકીય પ્રગતિમાં રસ લેવો તે દરેક શહેરીનો ધર્મ છે અને તેમાં બુદ્ધિપૂર્વક રસ લેવો હોય તો નવા સુધારા શા છે તે આપણે સમજી લેવું જોઇયે. અને તે સુધારાનો ટુંક સાર અમે આપીયે છીયે, અને સર્વને તે લક્ષપૂર્વક વાંચવા ખાસ ભલામણ કરીયે છીયે.

क પાર્લામેન્ટ.

૧. પાર્લામેન્ટની વતી બ્રિટિશ સરકારને હિન્દી રાજતંત્ર પર અંકુશ રાખવાની હાલ પૂરેપૂરી સત્તા છે તે હવે નિયમો ઘડીને કમી કરી શકાશે-દા. પ્રધાનોને સોંપાતાં ખાતાં ઉપરથી હિન્દી વજીરનો અંકુશ ઉઠાવી લેવાનું અને તે સિવાયનાં પ્રાંતિક અને હિન્દી ખાતા ઉપરથી તે કમી કરવાનું બની શકશે.

૨. હિન્દુસ્તાનના સવાલો માટે વખતો વખત હકીકત મેળવીને સૂચનાઓ કરવાને બ્રિટિશ આમની અને અમીરોની સભાની એક સંયુક્ત કમિટી નીમાશે.

ख હિંદી વજીર અને ઇન્ડીઆ ઓફીસ.

૧. હિંદી વજીરનો પગાર હવે બ્રિટિશ સરકારની તીજોરીમાંથી અપાશે.

૨. ઇન્ડીઆ ઓફીસનો કેટલો ખર્ચ ત્યાંથી આપવો એ નિયમોથી નક્કી કરવાનું છે.

૩. ઇન્ડીઆ ઓફીસમાં હિંદી સરકારને અંગે જે રાજદ્વારી કામ કાજ ચાલે છે તેનો અને હિન્દી સરકારની વતી નાણાંનો અને બીજો કારભાર ચાલે છે તેનાં ખાતાં જુદાં પાડવાં (આમાંના પહેલા વિભાગનો ખર્ચ બ્રીટીશ તીજોરીમાંથી અને બીજા વિભાગનો ખર્ચ હિંદની તીજોરીમાંથી આપવા સૂચના છે)

૪. આ વિભાગને પરિણામે હિંદી સરકાર નવાં વેપારનું કામ કરવાને એક હાઇ કમીશન નીમશે.

૫. ઇન્ડીઆ ઓફીસમાં નીચેના સુધારા થશે.

(૧) તેમાં હાલ ઓછામાં ઓછા ૧૦ અને વધારેમાં વધારે ૧૪ સભાસદો નીમી શકાય છે તેને બદલે ઓછામાં ઓછા ૮

અને વધારેમાં વધારે ૧૨ નીમવાનું ધોરણ રાખવું.

(૨) તે સભાસદો પૈકી અડધા સીવીલીયનો હોવા જોઇએ. બાકીના અડધા હિંદીઓ નીમવાની સૂચના છે.

(૩) ઈંગ્લંડની બહારના–અર્થાત્ હિંદી સભાસદોને પગારમાં ખાસ વધારો આપવો.

(૪) આ સભાસદોની નીમણૂંકની મુદત સાતને બદલે પાંચ વર્ષની રાખવી.

ग હિંદી સરકારપર અંકુશ.

૧. હિંદી વજીરની મંજુરી સિવાય હાલના કરતાં વધારે નાણાંનો ખર્ચ કરવાની સત્તા હિંદી સરકારને મળશે.

૨. જે કાયદાને વિષે હિંદી સરકાર અને હિંદી ધારામંડળ એક-મત હોય તે વિષે હિંદી વજીરે સાધારણ રીતે વચમાં ન પડવું. પણ કાયદો ધારામંડળમાં રજુ કરતા પહેલાં સરકારે હિંદી વજીર સાથે મસલત કરવી જોઇએ એવી સૂચના છે.

૩. સામાન્ય કારોબારી વહીવટમાં રાજનીતિના મોટા સવાલો વિષે તો હિન્દી વજીરની મંજુરી લેવી જોઇએ. તેમાં પણ બને ત્યાં સુધી મસલતનું ધોરણ દાખલ કરવાની અને જ્યાં હિન્દી સરકાર અને ધારા-મંડળ એકમત હોય ત્યાં વચ્ચે ન પડવાની સૂચના છે.

૪. હિંદની આયાત નિકાસપર જકાત નાંખવા વિષે હિંદી સરકાર અને ધારાસભા એકમત હોય તો સામ્રાજ્યનું હિત જાળવવાના અથવા બીજા દેશ સાથે કરેલા કોલકરાર પાળવાના કારણ સિવાય હિંદી વજીર વચમાં પડશે નહિ.

घ હિન્દી સરકાર.

૧. કારોબારી સભામાં ૩ સીવીલીઅનો અને ૩ હિંદીઓ નીમાશે; પણ તેની સાથે તે સભાના કુલ સભાસદો સાત હોવા જોઇએ એવી હાલની મર્યાદા દૂર કરી છે.

૨. હિંદી ધારામંડળ બે સભાનું બનશે–ધારાસભા અને રાજસભા. વાઇસરાય એકકે સભામાં વિરાજશે નહિ.

૩. હિંદી ધારાસભામાં કુલ ૧૪૦ સભાસદોમાંથી ૧૦૦ સભાસદો પ્રજાના અને ખાસ મંડળોના મતથી ચુંટાશે અને બાકીના ૪૦ પૈકી ૨૬ અમલદારો અને ૧૪ બિન અમલદાર સભાસદો સરકાર નીમા

૪. રાજસભામાં કુલ ૬૦ સભાસદો પૈકી ૨૦ અમલદારો નીમાશે બાકીના ૪૦ પૈકી ૩૪ સભાસદો સ્ટેટ મતથી ચુંટાવવાની અને ૬ બિન અમલદાર સભાસદો સરકાર તરફથી નીમાવવાની સુચના હિ સરકારે કરી છે.

૫. ધારાસભાનો પ્રમુખ પહેલાં ચાર વર્ષ સુધી વાઇસરોય નીમ અને તે પછી પ્રમુખને તેમ જ પહેલેથી તેના ઉપપ્રમુખને સભા ચુંટ શકશે. રાજસભાના પ્રમુખ અને ઉપપ્રમુખ તો વાઇસરોય નીમશે.

૬. ધારાસભાની અને રાજસભાની કાર્યવાહીના નિયમો શરૂઆતમ વાઇસરોય ઘડશે પણ વાઇસરોયની સંમતિથી તે સભાઓ તેમાં સુધારા વધારા કરી શકશે.

૭. સરકાર બધા ખરડા પહેલાં ધારાસભામાં રજુ કરશે, અને તેમાં સુધારાવધારા સાથે કે તે સિવાય તે મંજુર થશે. તો તે રાજસભામાં રજુ થશે. જો રાજસભાને ધારાસભાએ કરેલા કંઇ સુધારાવધારા પસંદ ન હોય તો બન્નેની સંયુક્ત સભા બોલાવવામાં આવશે તેમાં વધુમતે નિર્ણય થશે.

૮. ખાનગી સભાસદો જે સભામાં સભાસદ હોય ત્યાં તે ખરડાં પહેલો રજુ કરશે અને તે પછી ઉપર પ્રમાણે તેનો વિધિ થશે.

૯. જો કોઇ સભા કોઇ સરકારી કાયદો દાખલ કરવાની કે મંજુરી કરવાની ના પાડે અથવા તેમાં એવા સુધારા વધારા કરે કે જે વાઇસરોયને પસંદ ન હોય અને દેશની સુલેહશાંતિ જાળવવા માટે તે કાયદો મૂળ સ્વરૂપમાં પસાર કરવાની વાઇસરોયને જરૂર લાગે તો તેઓ સર્ટીફીકેટ આપીને તે કાયદાપર સહી કરે એટલે તે પસાર થયો ગણાય. પણ તે કાયદો પાર્લામેન્ટના ટેબલ પર આઠ દિવસ સુધી રહે અને તે પછી નામદાર શહેનશાહ તેને મંજુરી આપે. તે સિવાય તેને અમલમાં મૂકી શકાય નહિ.

૧૦. ઉપર પ્રમાણે વાઇસરોય પોતાની સહીથી કાયમ પસાર કરે તે પછી તેને તરત જ અમલમાં મૂકવાની જરૂર વાઇસરોયને લાગે તો તેઓ તેને અમલમાં પણ મૂકી સકશે. પણ તેને પછીથી નામંજુર કરવાની સત્તા નામદાર શહેનશાહને રહેશે.

૧૧. ખર્ચા ખાતાંની આવક ખર્ચના આંકડા ધારાસભા આગળ રજુ કરવામાં આવશે. પણ રાજદ્વારી, લશ્કર, નૌકા વગેરે ખાતાંના ખર્ચ વિષે કંઇ ચર્ચા કરી શકશે નહિ તેમ મત પણ લેવામાં આવશે

નહિ. તે સિવાયનાં બધાં ખાતાંના ખર્ચ વિષે ધારાસભાની પાસે મંજુર માગવામાં આવશે. ધારાસભા તે ખર્ચ મંજુર કે નામંજુર કરી શકશે અથવા તે કમી કરી શકશે. પણ નવા ખર્ચ વિષે કંઇ ઠરાવ સરકારની પરવાનગી સિવાય ધારાસભા આગળ રજુ કરી શકશે નહિ.

૧૨. ઉપર પ્રમાણે કોઇ ખર્ચ ધારાસભાએ કમી કર્યો હોય તો પણ જો તે વાઇસરોયને જરૂરનો લાગે તો તેઓ મૂળ આંકડો કાયમ રાખી શકશે.

ક પ્રાંતિક સરકાર પર અંકુસ.

૧. હાલ તમામ હિન્દી અને પ્રાંતિક ખાતાં પર છેવટની સત્તા હિન્દી સરકાર ધરાવે છે. પણ જે ખાતાં પ્રાંતિક ગણાય છે તેનો વહીવટ અમુક મર્યાદામાં પ્રાંતિક સરકારને માત્ર સોંપાયેલો જ હોય છે. અને તેમાંના કેટલાકની ચોખ્ખી આવકનો અમુક હિસ્સો હિન્દી સરકારને અપાય છે. હવે હિન્દી અને પ્રાંતિક સરકારની વચ્ચે ખાતાંની ચોખ્ખી વહેંચણી કરવામાં આવશે અને પ્રાંતિક સરકારને પોતાનાં ખાતાં વિષે વધારે વિશાળ સત્તાઓ આપવામાં આવશે.

૨. હાલ જેમ પ્રાંતોનાં ખાતાં વિષે હિન્દી સરકાર છેવટનો અધિકાર ભોગવે છે તેમ પ્રાંતોના તમામ નાણાં પર પણ તે પુરેપૂરો કાબુ ધરાવે છે. તેથી પ્રાંતોના આવક ખર્ચના આંકડા હિન્દી સરકારના અંદાજપત્રમાં સમાવવામાં આવે છે, અને પ્રાંતોની શીલક હિન્દી સરકારને હાથ રહે છે. હવે હિન્દી અને પ્રાંતિક સરકાર પોતાને સોંપાયેલાં ખાતાંની વ્યવસ્થા તદ્દન ઇલાયદી કરશે અને તેથી તેમનાં અંદાજપત્ર અને સીલીક જુદાં પાડવામાં આવશે.

૩. હાલ હિન્દી સરકાર પ્રાંતોનાં કેટલાંક ખાતાંની આવકનો અમુક હિસ્સો લે છે તે હવે ઉપર જણાવ્યા પ્રમાણે લેશે નહિ. આમ સ્વાભાવિક રીતે હિન્દી સરકારની આવકમાં તુટ પડે તેથી બધા પ્રાંતો પાસેથી ફાળો લેવાનું ઠરાવ્યું છે અને તે ફાળાની રકમ નક્કી કરવાને લોર્ડ મેસ્ટનના પ્રમુખપણા નીચે એક કમિટી નીમવામાં આવી છે

૪. કેટલાંક પ્રાંતિક ખાતાં પ્રધાનોને સોંપવામાં આવશે અને બાકીનાં હાલના ધોરણે સરકારને સ્વાધીન રહેશે. પ્રધાનોનાં ખાતાંના વહીવટ વિષે તો હિન્દી સરકાર કે હિન્દી વઝીર અને પાર્લામેન્ટ હવે કંઇ પણ અંકુશ ધરાવશે નહિ. એટલે સ્વાધિન ખાતાં વિષે તેમજ સામાન્ય રીતે પ્રાંતિક તંત્ર વિષેજ હિન્દી સરકારનો અંકુશ રહેશે.

૫ નાણાં સંબંધી અંકુશ વિષે નીચેના મુદ્દા મહત્વના છે.

(૧) હાલ નાણાંના વહિવટ વિષે જે વિગતવાર નિયમો છે તેમાં સુધારો કરવામાં આવશે અને એકંદર ઉપરિ સત્તાની મંજુરી સિવાય વધારે ખર્ચ કરવાની સત્તા પ્રાંતિક-સરકારને આપવામાં આવશે.

(૨) હાલ કંઇ નવો કર નાંખતા પહેલાં કે ચાલુ કરમાં ફેરફાર કરતા પહેલાં ઉપરિ સરકારની મંજુરી લેવી પડે છે. હવે કરનું એક કોઠક ઘડવામાં આવશે તેમાંના કર પ્રાંતિક સરકાર પોતાની મેળે નાખી શકશે અને અને તે ઉપરાંતના કર વિષેજ મંજુરી લેવી પડશે.

(૩) હાલ લોન કાઢીને નાણાં મેળવવાની સત્તા પ્રાંતિક સરકારને નથી, તે સત્તા હવે અમુક મર્યાદામાં આપવામાં આવશે.

(૪) પ્રાંતિક સરકારની શીલીક ઇલાયદી તેના હાથમાં રહેશે અને કંઇ પણ મંજુરી મેળવ્યા સિવાય તેમાંથી અમુક મર્યાદામાં ખર્ચ કરવાની સત્તા પ્રાંતિક સરકારને રહેશે.

૬ પ્રાંતિક કાયદા વિષે સાધારણ રીતે એ ધારણ સ્વીકારવામાં આવ્યું છે કે જ્યારે સરકાર અને ધારાસભા એકમત હશે ત્યારે હિન્દી સરકાર વચ્ચે પડશે નહિ. પણ બધા કાયદા વિષે પહેલેથી હિન્દી સરકારની મંજુરી લેવી પડે કે નહિ તે નિયમોથી નક્કી કરવાનું છે.

૭ સામાન્ય વહીવટમાં મહત્વની બાબતો વિષે તો પ્રાંતિક સરકાર હિન્દી સરકારની મંજુરી લઇને જ કામ કરશે. છતાં તે વિષે પણ જ્યારે સરકાર અને ધારાસભા એકમત હશે ત્યારે સાધારણ રીતે હિન્દી સરકાર વચમાં પડશે નહિ.

ચ પ્રાંતિક સરકાર.

૧ પ્રાંતના જે ખાતાંમાં સ્વરાજ્યનું તત્વ દાખલ કરવાનું છે તે ખાતાંનો વહીવટ પ્રધાનોને સોંપવામાં આવશે અને તે વિષે તેઓ ધારાસભાને જવાબદાર રહેશે. બાકીનાં ખાતાંનો વહીવટ કારોબારી-સભાને હસ્તક રહેશે.

૨ કારોબારી સભામાં હાલ ઓછામાં ઓછા બે નીવીલીઅનો નીમવાનું ધોરણ છે તેને બદલે હવે એક સીવીલીયન નીમાશે અને એક હિન્દી નીમાશે. આમ ગવર્નર, એક સીવીલીઅન અને એક હિન્દી

ઓના બધા હક્કો છીનવી લીધા. બાકી વૈદિક અને ઉપનિષદના ઉચ્ચ જમાનામાં પ્રાત સ્મરણીય મૈત્રેયી, ગાર્ગી અને એવી બીજી વડુષીઓ આપણને જડી આવે છે કે જે ઋષિપદોનાં પદે પદોચી હતી અને જ્ઞાન અને બ્રહ્મ સંબંધી વિવાદમાં તેમના જેવી લાયકાત ધરાવતી. જ્યારે આ આદર્શ સન્નારીઓ આધ્યાત્મિક જ્ઞાનપર સત્તા ભોગવતી ત્યારે તેમને તે હક્ક હમણાં શા માટે નહિ? એક વખત જે બન્યું તે પુનઃ બની શકે। ઇતિહાસ પુનઃ પુનઃ તેના તે બનાવો રજુ કરે છે. રાષ્ટ્ર સ્ત્રી-પૂજા અને સ્ત્રી બહુમાનને લીધે ઉન્નત થયું હતું. જે દેશમાં સ્ત્રીઓને માન નથી તે દેશ કદી મહાન થયો નથી અને થશે નહિ. તમારો દેશ શા માટે આટલો અવનત છે? તેનું મુખ્ય કારણ શક્તિની આ જીવંત મૂર્તિઓ પ્રતિ જોઇતું સન્માન નથી. મનુ કહે છે, "રમે છે દેવતા જ્યાં સુંદરીઓ પામે સન્માન; અને જ્યાં તેમનું માન નથી ત્યાં બધું ધુળધાણી થાય છે." જે કુટુંબમાં જે દેશમાં સ્ત્રીઓની જોઇતી કિંમત થતી નથી, જ્યાં એ દુઃખમાં રહે છે તે કુટુંબ, તે દેશને માટે ચડતીની આશાજ નથી. આ કારણથી તેમનો પહેલો ઉદ્ધાર થવો જોઇએ અને તેટલા માટે એક આદર્શ મઠ તેમને માટે સ્થપાવો જોઇએ.

વિનોદ.

---

# આંધળાઓને આશ્રય આપનારી મંડળી.

આંખના રોગથી પ્રજાને જાણીતા કરવા, અંધ જન્મેલા અગર પાછળથી આંધળા થયેલા, એવા લોકોને મદદ કરવા; ચિત્રો અને ભાષણોથી, જાહેરનામા અને પુસ્તકો વહેંચાવી–આંખના રોગ સંબંધી સાદી સમજ આપવાના ઉદ્દેશથી લગભગ ૨૪ વર્ષ થયાં આ મંડળ સ્થપાયું છે. આંખના રોગને લગતી ગામેગામ ઇસ્પિતાલો ખોલાવવી; ઇસ્પિતાલોના નિભાવ માટે મદદગારો તૈયાર કરવા; સારવાર માટે જેઓ પૈસા આપી ના શકે તેવાઓને સારૂ મફત દવા આપવા, અંધ બનેલા બિચારાઓને ઉદ્યોગ, શિક્ષણ આપી નોકરીએ વળગાડી આપવા; આંધળાઓને રક્ષણ અપાવવા બાબતના કાયદા ઘડાવવા; અને અજ્ઞાનતાને લીધે આવતું અંધપણું અટકાવવા સારૂ ખાસ કરીને ખરૂં શિક્ષણ ફેલાવવા માટે પ્રયત્ન કરવાનો મંડળનો હેતુ છે.

અમદાવાદની મુક્તિફોજ તરફથી આ સંસ્થાએ આંખની ઇસ્પિતાલ ખોલાવી છે, અને તે પ્રમાણે જૂદાં જૂદાં ગામોમાં મંડળની શાખાઓ સ્થપાઇ છે. નિશાળે જનારાં બાળવિદ્યાર્થીઓની આંખની તપાસ કરવાની અને તેમનાં માબાપોને સૂચનાઓ આપવાની મંડળને અમારી ખાસ ભલામણ છે. મુંબાઈ ની મ્યુનિસિપાલીટીના તાબાની નિશાળોના વિદ્યાર્થીઓની લેવાતી શારીરિક તપાસ વખતે મંડળ તરફના આંખના ડૉકટરની હાજરી હશે તો બાળકોની આંખોને માટે તે તપાસ લઇ તેમનાં માબાપોને જરૂરી ભલામણો કરી શકશે.

આવાં ઉપયોગી મંડળને નાણાંની જરૂર હોયજ, માટે જેમને મદદ આપવાની ઇચ્છા હોય અને આંધળાઓ વિષેનું, આંખની સંભાળ બાબતનું; બાળકની આંખોની લેવાતી જોઇતી સંભાળ–એ વિષયમાં જેમને વધારે માહિતીની જરૂર હોય તેમણે નીચેને સરનામે પત્રવ્યવહાર કરવો. ઑ. સેક્રેટરીઓ:—૫ બ્લાઇન્ડ રીલીફ એસોસિએશન; ઇમ્પીરીયલ હાઉસ, લેમીંગ્ટનરોડ, ગીરગામ મુંબાઇ.

# નોંધ.

સંસાર સુધારો.

રાજકીય પ્રશ્નો તરફ દેશનું ધ્યાન અત્યારે વધારે દોરાયલું છે, તેવે સમયે પણ સંસાર સુધારાને વિસારે મૂકવામાં આવ્યો નથી તે આનંદની વાત છે. નાગપુર કોંગ્રેસના મંડપમાંજ સંસાર સુધારા પરિષદ, પટેલ બીલથી પ્રખ્યાત થયેલા સંસાર સુધારક રા. વિઠલભાઇ પટેલને પ્રમુખપદે મળી હતી. રા. વિઠલભાઇ પટેલનું ભાષણ ઘણું હિંમતભર્યું હતું. તેઓએ હાલમાં હિંદમાં થઇ ગયેલી જુદી જુદી નાતો તરફ અણગમો બતાવ્યો હતો, તથા હિંદુઓ વચ્ચે લગ્ન વહેવારની છુટ હોવી જોઇએ એમ કહ્યું હતું. આ બાબતમાં તેમણે જણાવ્યું હતું કે મહાત્મા ગાંધીજી તેમનાથી જુદા પડે છે તે બહુજ દિલગીરી ભર્યું છે. નાની નાની નાતોના કુંડાળા ઘણી બાબતોમાં નડતર રૂપ છે એ નક્કીજ છે. જુના સુધારકો એમ માનતા હતા કે પેટાનાતોને એકઠી કરવાના પ્રયત્ન પહેલા કરવા જોઇયે એટલે નાની નાતો નાબુદ થઇ જશે. અને પછી મોટી નાતો સંબંધી વિચાર કરી શકાશે. પરંતુ પેટાનાતો એકત્ર કરવાના જે કાંઇ પ્રયત્નો થયા છે તે સર્વ નિષ્ફળ નિવડયા છે. માટે હવે તો કેવળ હિંદુત્વની ભાવનાનેજ ખીલવી, બધી નાતો વચ્ચે વહેવાર કરવાના હિંમતભર્યા પ્રયત્નો થવા જોઇયે. નાતો ઘણી બાબતોમાં હરકતે કરે છેજ. કેટલીએક નાતોમાં કન્યાઓને ઉચ્ચ કેળવણી આપી શકાતી નથી. કારણકે તેનું લગ્ન નાતમાંજ અથવા નાતના અમુક કુંડાળામાંજ કરવાનું છે. અને તે ભણે તો પછી તેને લાયક વર મેળવવાનો વાંધો આવે. કેટલીક નાતોમાં કન્યાને મોટી કરીને લગ્ન કરી શકાતા નથી. કારણ કે ત્યાં એવો રીવાજ હોય છે કે નાનપણમાંજ બધાના વિવાહ થઈ જાય. અને તે વખતે તે રહી જાય તો પછી કોઇ મોટો કે બુઢ્ઢો રહે. તોજ તેના લગ્ન થઇ શકે. હાનીકારક રીવાજો જેવા કુળ, વગેરેના કેટલીએક નાતોએ કાઢયા છે, પણ સાધારણ રીતે નાતના પંચના બંધારણ એવા ઘડાયલા હોય છે કે તેમાં જુના મતવાળાજ પ્રબળ હોય છે, એટલે જુના રીવાજ તથા હાનિકારક રૂઢીયો બદલાતાં બહુજ હરકતો આવે છે. આ નાતોને લીધે સ્ત્રીકેળવણી, લગ્નની વય, લગ્નની ભાવના, અને જુના રીવાજો કાઢવામાં, પ્રગતિ થતી નથી. માટે રા-

## નોંધ.

વિઠલભાઇ પટેલની હીમાયત મુજબ હાલના જ્ઞાતિબંધનો તુટવાજ જોઇયે.

**અંત્યજો**

નાતનાં બંધન પછી બીજો અગત્યનો સવાલ અંત્યજવર્ગનો તેમની સંખ્યા ઘણીજ મોટી છે; અને તેમની તરફ અન્ય હિંદુ સમાજનું વર્તન બહુ અન્યાયી છે ફક્ત અમુક વર્ગમાં જન્મ થવાને લીધે તેમને હલકા નીચ અને અસ્પૃશ્ય ગણવામાં આવે છે. તેમને જીવન વિકાસની તક આપવામાં આવતી નથી. અને મનુષ્ય નહિ પણ યંત્ર કે જાનવર જેવા તેમને ગણવામાં આવે છે. તેમની સ્વતંત્રતા છીનવી લેવામાં આવે છે. આ પ્રશ્ન તરફ હવે કેવળ સંસાર સુધારકોનુંજ નહિ. પણ દેશ ગમસ્તનું ધ્યાન દોરાયું છે. નેણેક વર્ષથી કોંગ્રેસમાં પણ અંત્યજ અને અસ્પૃશ્ય વર્ગો તરફનો અન્યાય દૂર કરવાના ઠરાવ થવા લાગ્યા છે. અને ગાંધીજી નાતના બંધનોની કાંઇક તરફેણ કરે છે પણ આ અંત્ય.. તરફના અન્યાયના તો તેઓ સબળ વિરોધી બન્યા છે, એટલે આ પ્રશ્નનો ઉકેલ હવે જલદી આવી જશે, એમ લાગે છે. તેઓ રાજકીય હેતુઓથી આ પ્રશ્નના હિમાયતી થયા છે. અને નાગપૂર કોંગ્રેસે અસ્પૃશ્યતા દૂર કરવાનો ઠરાવ કર્યો છે. વળી અંત્યજો તે હિંદુઓ છે, તેથી હિંદુ મંદિરોમાં તેમને પેસવા દેવાની હિમાયત પણ હવે થવા લાગી છે. જુના મતવાળાઓ હવે એમ કહેવા લાગ્યા છે કે અંત્યજોનો ઉદ્ધાર કરવાના માર્ગ હવે લેવા જોઇયે. તેમને માટે જુદી નિશાળો કાઢી ભણાવવા જોઇયે. તેમને ચોખ્ખાઇ શીખવવી જોઇયે. પણ હજી સુધી કોઇ પણ પ્રાચીન પંથીએ તે માટે પ્રયત્ન કર્યો જાણ્યા નથી. તેઓ ફક્ત બહાના સદર્દ માટેજ આ બાબત આગળ ધરે છે. અમારૂં તો એમજ માનવું છે કે જેમ પેટા નાતો પહેલાં એક્ત્ર કરવામાં નિષ્ફળતા મળી છે, તેમજ અંત્યજોને પહેલાં જુદા રાખી, ધીમે ધીમે સુધારી, પછી એકત્ર કરવાની વાત પણ મિથ્યાજ છે. તેઓને સામાન્ય નિશાળોમાંજ ભણવા દેવા જોઇયે. અસ્પર્શતાનું કલંક તેમને માથેથી દૂર કરવું જોઇયે. અને બીજા વર્ગોના સહવાસથી તેઓ આપોઆપજ સુધરશે. જ્યારે દેશ સ્વતંત્રતાને માર્ગે આગળ ધસે છે ત્યારે દેશના કોઇપણ વિભાગને—અંત્યજોને કે સ્ત્રીઓને—ફરજીયાત પરતંત્રતામાં રાખવા તે આપણા પોતાના પગ કાપવા જેવું છે. વળી આ ન્યાયની બાબત છે. અને તેમને ન્યાય આપવો તે ધર્મ છે.

## સંબોધ.

**ગુજરાત અને સંસાર સુધારો.**

આવતી કૉંગ્રેસને અમદાવાદે–ગુજરાતના પાટનગરે–નોતરૂં આપ્યું છે. એટલે સંસાર સુધારા પરિષદ પણ અમદાવાદમાંજ મળવી જોઇયે. ગુજરાત રાજકીય પરિષદ સાથે સંસાર સુધારા પરિષદ મળે છે. પણ અમદાવાદમાં ગયા વર્ષમાં મળેલી સંસાર સુધારા પરિષદ તદ્દન નિર્માલ્ય હતી. તેજ નાટક ફરીથી ના ભજવાય તે માટે અત્યારથી ત્યાંના સુધારક આગેવાનોએ જાગૃત થવું જોઇએ. અમુક સામાજીક દુઃખો તરફ લોકોનું ધ્યાન દોરવું જોઇયે. તે તરફ તેમનો તિરસ્કાર જાગૃત કરવો જોઇયે. કાંઇ રચનાત્મક પુનર્ઘટનાની ચર્ચાઓ કરવી જોઇયે. નાતનાં બંધનો, અંત્યજો પ્રત્યે અન્યાય, લગ્નની ભાવના, લગ્નવય, કન્યાશિક્ષણ, બાળમરણ, સ્ત્રીઓનાં નબળાં શરીર, સ્ત્રીઓનાં રાજકીય હક્ક, સ્ત્રીઓ પ્રત્યે અન્યાયી કાયદાઓ, વગેરે બાબતોનો અત્યારથી અભ્યાસ થવો જોઇયે, અને તે દરેક વિષય ઉપર માહિતીઓ મેળવી, તે તે વિષયના અભ્યાસીઓ પાસે આગમચથી મુદ્દાસર નિબંધો લખાવી છપાવવા જોઇયે. વળી સહકારી મંડળીયોની હિલચાલ–ખાસ કરીને ખેતીવાડીમાં તે મંડળીઓની ઉપયોગિતા–બાબત અભ્યાસ અને પ્રયત્નો થવાં જોઇયે. અને પરિષદ આગળ તેની રચનાઓ માટે મુદ્દાસર સૂચનાઓ–કાંઇક અનુભવ પછી–થાય, તેની તૈયારીઓ કરવી જોઇયે. આ પ્રસંગે કાઠીયાવાડના આગેવાનોને એક સૂચના કરવાની છે. ત્યાં રાજકીય પરિષદની તૈયારીઓ ચાલી રહી છે, પણ આ પ્રદેશ સંસાર સુધારામાં બહુજ પછાત છે. તો સાથે સાથે સંસાર સુધારા પરિષદની યોજના પણ કરવી જોઇયે.

**સ્ત્રીવર્ગ.**

સ્ત્રીવર્ગને સુધારકોની સહાયતાની ઘણી જરૂર છે. તે સાથે સ્ત્રીવર્ગ સુધારાને ઘણીજ મદદ પણ કરી શકે તેમ છે. કોઇકવાર એમ કહેવામાં આવે છે કે સુધારાના કાર્યમાં સ્ત્રીઓજ હરકતો નાખે છે. પણ તે વાત ખરેખર નથી. ગાંધીજી બિહાર ગયા ત્યારે પડદામાં રહેતી સ્ત્રીઓને તેમણે પૂછ્યું કે તમે કેમ બહાર નથી નિકળતા? ત્યારે જવાબ મળ્યો: અમે તો તૈયાર છીયે પણ પુરૂષો કયાં નિકળવા દે છે? આ પ્રમાણે ઘણીવાર હરકત પુરૂષો તરફની હોય છે. જો સ્ત્રીઓને સુધારાના પ્રશ્નોની માહિતી આપવામાં આવે તો તેઓ તેના ઉકેલમાં ઘણીજ મદદ કરે.

હવે સંસાર સુધારા પરિષદનું કામકાજ ગુજરાતીમાંજ થાય છે, સ્ત્રીઓને તે સમજતા વાર નહિ લાગે. તે સાથે પુરૂષવર્ગે આ સંબંધી તેમની સાથે ઘરમાં અને બહાર વાતો કરવાની તક ચુક જોઇયે નહિ. જો આમ થાય, તો સાધારણ જ્ઞાનવાળી સ્ત્રીઓ પણ ઘ... કરી શકે. મી. મલબારીની સહાનુભૂતિથી જમનાબેન સક્કાઇએ કેટલું સારૂં કાર્ય કર્યું હતું તે આપણે જાણીયે છીયે. હમણાં મદ્રાસ ... પણ આવો એક દાખલો મળ્યો છે, તે મીસીસ રંગરાવ નામના સ્વર્ગસ્થ બાઇનો છે. તેમનાં પ્રથમ શ્રાદ્ધ સમયે તેમની પુત્રી સુબારાવે તેમના જીવનનો કોઇક વૃત્તાંત કહ્યો હતો તે જાણવા છે. મીસીસ રંગરાવ કાંઈ બહુ ભણેલા નહોતાં. તે ફક્ત મરાઠી ... ઇંગ્રેજી થોડું લખી વાંચી જાણતાં હતાં પણ પતિના સહવાસથી, પતિની હમેશાં સુધારાની વાતો સમજાવવાની ટેવને લીધે, તેમના ... ઘણાંજ સુધારા તરફ વળ્યા હતા. તેમનો જન્મ ૧૯૬૨ માં થયો તે ૧૮૯૭ માં પ્રીતિભોજન, નાતજાતના ભેદવિનાનું ભોજન કેમણે કર્યું હત અને તેમાં બહુજ ઉત્સાહથી ભાગ લીધો હતો. તેમણે પોતાની બન્ને છોકરીઓને કોલેજનું શિક્ષણ આપ્યું હતું. તેઓ જ્યારે ... એફ. એ. સુધી ભણી, ત્યાર પછી આગળ ભણવા મદ્રાસ જવાનું હતું મીસીસ રંગરાવ પોતે બે છોકરીઓને લઇને મદ્રાસ ગયાં ત્યાં Y. W. C. A. (ખ્રીસ્તિ કન્યાઓની એસોસીએશન) માં જગ્યા હતી, પણ ત્યાંનું ખાવાનું માંસાહારી હોવાથી પોતાના કાકાનું ઘર હતું ત્યાંથી ખાવાનાની વ્યવસ્થા કરી અને બે છોકરીઓને કોલેજમાં દાખલ કરી. મી. રંગરાવ અંત્યજોને અસ્પર્શ્ય ગણતા નહોતા. ૧૯૦૭ માં તેમની નિશાળ નિકળી હતી તેમાં તે ભાગ લેતા હતા. અને મીસીસ રંગરાવ પણ તેમની સાથેજ હતાં. આ ઉપરથી તેમના ગામના લોકો તેમની સામે થયેલા હતા. એકવાર તો મીસીસ રંગરાવને ઘેડ, ઘેડ, એમ કરીને બજારમાં બૂમો પાડી હતી. એકવાર એમનો નાનો છોકરો બજારમાં સામાન લેવા ગયો હતો, ત્યાં દુકાનદારે કહ્યું કે તું તો ઘેડ છે, નિકળ મારી દુકાનમાંથી. તે બિચારો રડતો ઘેર ગયો ત્યારે મીસીસ રંગરાવ વાત સાંભળી હસ્યા; અને આ ગામના લોકોનો આવો સખ્ત વિરોધ છતાંયે તેમણે પોતાનું કામ છોડયું નહોતું. આ પ્રમાણે આ બાઇએ, પોતે સાધારણ શિક્ષણ મેળવેલું હતું, છતાંયે સુધારાના મહાકાર્યમાં ઘણી મદદ કરી હતી. તેમના દાખલા ઉપરથી આપણે ધ્યાનમાં રાખવાનું ...

છે કે દરેકજણે સ્ત્રીઓને સુધારાના પ્રશ્નો સંબંધી વાતો કરવી, અને દરેક કામમાં તેમને સામેલ રાખવી. સ્વ. લાલશંકર ઉમીયાશંકરનાં પત્ની દિવાળીબેનનો દાખલો પણ અમદાવાદમાં જાણીતો છે. અને તેમનું વૃત્તાંત પણ આ શીખામણજ આપશે.

**મુંબાઈમાં સ્ત્રી કેળવણી.**

મુંબાઈ ઈલાકાની સરકારી કેળવણી ખાતાનો છેલ્લો (૧૯૧૯–૨૦) નો રીપોર્ટ, બહાર પડયો છે, તે ઉપરથી જોઈ શકાય છે કે કેળવણી પાછળ ખર્ચ વધારાતું જાય છે. આ એક સારી વાત છે. કુલે ખર્ચ ૨૩૫ લાખ થયું છે. તેમાંથી ત્રીજા ભાગનું તો ફી, દાન, કે ઉઘરાણા તરીકે લોકોએ આપ્યું છે. છોકરીઓની કેળવણી પાછળ ૨૮ લાખ રૂપિયા ખર્ચાયા છે અને તેમને માટે કેળવણીની સંસ્થાઓ ૧૬૫૨ હતી. પ્રાથમિક શાળામાં અભ્યાસ કરતી બાળાઓની સંખ્યા ૧,૭૭,૬૫૪, હતી. માધ્યમિક શાળામાં અભ્યાસ કરતી કન્યાઓની સંખ્યા ૧૦૪૮૨ હતી. આ કન્યાઓમાંથી ૨૨ ટકા યુરોપીયન અને યુરેશીયન હતી, ૨૯ ટકા દેશી ખ્રીસ્તિ હતી, ૨૧ ટકા પારસી હતી, ૮ ટકા બ્રાહ્મણ હતી. ૧૫ ટકા બીજી હિંદુઓ હતી, એક ટકો મુસલમાન હતી. આ પ્રમાણ જોતા મુસલમાન કન્યાઓમાં કેળવણી વધે તેવા પ્રયત્નો થવાની જરૂર લાગે છે. યુરોપીયન તથા દેશી ખ્રિસ્તિ અને પારસીઓની વસ્તિ જોતાં તેમનામાં કેળવણીનો પ્રચાર ઘણો સારો કહેવાય. હિંદુઓની વસ્તીના પ્રમાણમાં તેમનામાં કેળવણી ઓછી કહેવાય. કન્યાઓના સામાન્ય શિક્ષણ વિષે મીસ બ્રુક આ હેવાલમાં જણાવે છે કે: "હાલની કન્યાની કેળવણી અને ભવિષ્યની માતાના કાર્ય વચ્ચે જે ભેદ મેં જોયો તેથી મને ઘણોજ અચંબો લાગે છે. શાળામાંથી કન્યા કેવળ એક વિદ્યાર્થિ તરિકેજ બહાર આવે છે. અને પછી તે તરતજ પરણે છે અને તેને ભાગે ગૃહવ્યવસ્થા અને બાળઉછેર બન્ને આવે છે. આ માટે તેને કેળવણી મળી નથી હોતી. અને મઝીયારા કુટુંબો પણ એને બાળક થયાં છે, અને બાળક થતાં જાય છે, એટલે ઘરમાંના વૃદ્ધ વડીલોની મદદ પણ તેને હોતી નથી...અત્યાર સુધીમાં એવી કોઈજ યોજના કરવામાં નથી આવી કે જેથી "કન્યા" અને "માતા" એ વચ્ચે એના શિક્ષણ અને કાર્ય વચ્ચે–કોઈ સંધાણ થાય. આ સંધાણનો કોઈક માર્ગ રચવો જોઈયે, કે જેથી આજની વિદ્યાર્થીને માથે ઘર આવે ત્યારે

તેને મુઝવણ થાય નહિ. આ માર્ગ તે શાળામાં ગૃહવ્યવસ્થાનું શિક્ષણ આપવાનોજ છે. કન્યાઓમાં સાચા શિક્ષણનો પ્રસાર કરવાની કોઇ પણ યોજના કરવી હોય તો તેમાં ગૃહવ્યવસ્થાને સ્થાન મળવુંજ જોઇયે."

---

# પંચામૃત.

( સંશોધક, રા. મનહર. )

૧. કોઇ પણ આદમી જ્યારે પોતાના સ્વાર્થને બદલે સમાજનું હિત વિચારે છે ત્યારેજ તે સાચો મનુષ્ય બને છે. ઇનામની પ્રાપ્તિ અથવા સજામાંથી મુક્તિને બદલે આવી ઉન્નત અને સંપૂર્ણ ઉદાર ભાવનાને આપણા લક્ષમાં નિરંતર રાખવાની છે. મોરિસ.

૨. દ્રવ્ય એ ખર્ચવાને માટે અને માનપ્રદ રીતે સત્કાર્ય કરવા માટે છે. બેકન.

૩. માનવ જીવનનાં અડધાં દુઃખ દયા, પરોપકાર અને સહાનુભૂતિથી નિવારી શકાય.

૪. જે મૃત્યુ પછી ધર્માદા કરવાનું લખી જાય છે તે ખરી રીતે જોતાં પોતાના કરતાં પારકાના દ્રવ્ય વડેજ પોતાની ઉદારતા બતાવે છે. બેકન.

૫. ભલમનસાઇને હું ટેવ કહું છું, અને સ્વભાવિક દયા ને વૃત્તિ કહું છું. આ ગુણો ઇશ્વરી હોવાથી બીજા સર્વ ગુણો અને મોટાઇ કરતાં શ્રેષ્ઠ છે, અને તેના સિવાય માણસ એક ઉદ્યોગી, તોફાની કંગાલ પુતળું છે. બેકન.

૬. સાચામાં સાચા પરોપકારી એજ માણસો છે કે જેઓ દુઃખ, પરાધીનતા અને નિરાશ્રિતપણાને અટકાવવાનો પ્રયત્ન કરે છે; અને આથી કરીને તેઓજ છે કે જેઓ ગરીબોને સ્વાશ્રયી થવામાં અંતથી મદદ કરી રહ્યા છે. સ્માઇલ્સ.

૭. જે ગરીબને આપે છે તે પ્રભુને ધીરે છે. સોલોમન.

૮. જ્યારે એક પરોપકારી માણસ મરણ પામે છે ત્યારે તે જે પ્રકાશ મૂકી જાય છે, તે તેના કુટુંબથી દૂર દૂર વર્ષોના વર્ષો સુધી માણસોને માર્ગ અજવાળે છે. લોંગફેલો.

૯. દયા કોઇ વસ્તુ આપવામાં સમાયેલી નથી, પરંતુ હૃદયની નમ્રતા અને ઉદારતામાં રહેલી છે. કેટલીકવાર માણસો કોથળીમાંથી પૈસા આપે છે, પણ સહાનુભૂતિ અથવા આશ્વાસન આપી શકતા નથી. માત્ર પૈસાના દાનનું બહુ મૂલ્ય નથી અને કેટલીકવાર તો તેવાથી નુકશાન થાય છે. પરંતુ સાચી દીલસોજીમાંથી ઉદ્ભવતી દયા અને વિચારપૂર્વક આપેલી મદદમાંથી હંમેશા સારા પરિણામ આવે છે.

સ્ત્રીબોધનો બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૨. ] ફેબ્રુઆરી, ૧૯૨૧. [ અંક ૨.

## આમાં સૌથી વધારે ડાહ્યો કોણ?



એક વખતે અમાસની રાત્રે એક આંધળો, એક બહેરો એક લંગડો, એક નાગો એમ ચાર જણા ભેગા થયા. સરખે સરખી જોડી હોવાથી તે લોકોએ ગપ્પા મારવા માંડયાં. આંધળો બોલ્યો કે બાપુ, પેલા ચાંદામામાની અંદરની હરણી જોઈ કે? તે હરણીનું બચ્ચું તે હરણીને કેવું ધાવી રહ્યું છે તે હું અહીંથી દેખું છું. ત્યારે બહેરો બોલ્યો હા, ભા, હા, સાચી વાત હરણું ધાવે છે તેનો અવાજ હું અહીં સાંભળું છું. બે જણા બોલ્યા ત્યારે લંગડાનો વારો આવ્યો, તેણે પણ ટાઢા પોરનું ગપ્પું માર્યું, ત્યારે આપણે હાલો જલદી જલદી જોવાને દોડી જઇએ. હવે નાગાનો વારો આવ્યો. તેનાથી ચુપ કેમ રહેવાય? ખમ્મા બાપુને, પણ મારગમાં બહારવટીઆનો બહુજ ભો છે જવાદો નહીંતર નાહક લુટી લેશે તો પાછી પીડા થશે. બોલો આ બધામાં ડાહ્યું કોણ?

લી. મણીલાલ પીતામ્બરદાસ.
ઉમર ૧૪, ધોરણ ૫ મું.

# બાળ રમત.

સ્થળ બગીચો—ભાઇ બ્હેનનો સંવાદ–વિષય ગુલાબકળી.

રાગ ચોપાઇ જેવો.

ભાઇ— કળી ખરી ખીલી ગુલાબ,
ફરફર પાંખડી થાય ગુલાબ.
બેન મને તોડી લાવ,
સૌ ફુલોમાં ગમે ગુલાબ.

બહેન— ગુલાબ લેવા જતાં ભાઈ,
હાથે કાંટા વાગે ભાઈ.
ગુલાબમાં રહ શી છે ભાઈ,
લ્યો ચંપાને સુંઘો ભાઈ.

ભાઇ— ચંપાનો સોનેરી રંગ,
ગુલાબનો આછેરો રંગ.
મને ગમે સુંઘવો ગુલાબ,
બહેન મને તોડી દે ગુલાબ.

બહેન— " કાંટા ખાતાં મળે સુગંધ,
મનહર સુંદર આછો રંગ.
સુખ માટે દુઃખ ખમવું પડે,
લાવું ના તો ભાઇ રડે.

ભાઈ— સુખ મળે વેઠે જો દુઃખ,
દુખની પાછળ આવે સુખ.
બાને બાપુ કહેતાં એમ,
આગે દીઠું સાચું તેમ.

સાઈ મોતીલાલ મથુરભાઈ મહુધાવાળા.

# સ્વર્ગ ક્યાં છે?

એક પાંચ પેસે સુખી વાડીવાળો જે વરસે ૨૦૦૦ રૂપીયાનું રૂ ઉગાડી શકતો હતો તે એક પાદરીને શહેર બહાર મળ્યો, અને તેમને પુછયું "જોન સાહેબ તમે, સ્વર્ગ કયાં છે તે મને કહી શકશો." પાદરીએ જવાબ આપ્યો "હા ખુશી સાથે, તે કયાં છે તે હું તને કહીશ." તું શહેરમાં જા અને ગાડામાં થોડો સામાન (કરીઆણાં) પેલી ટેકરી પર એક વિધવા રહે છે ત્યાં લઈ જા. તેણી અને તેણીના ત્રણ બાળકો માંદા છે તેથી તારી સાથે એક સારવાર કરનારી અને એક રાંધનારાને લઇ જા, પછી તું પરમેશ્વરની પ્રાર્થના કરજે અને ત્યારે તું સ્વર્ગ ક્યાં છે તે જોઇ શકીશ."

બીજે દીવસે તે પાદરીને તેજ વાડીવાળો મળ્યો તેનો ચહેરો ખુશાલીથી ભરપુર હતો. તે બોલ્યો "જોન સાહેબ તમે તદન ખરૂં કહ્યું, તમે મને જે કહ્યું તે મેં કર્યું. હું એક ગાડું ભરીને સામાન તે ગરીબ વિધવાને ત્યાં લઇ ગયો. તેને આથી એટલું બધું લાગી આવ્યું કે તે રડી પડી. પછી જ્યારે મેં પ્રાર્થના કરી ત્યારે મને એમ લાગ્યું કે હું સ્વર્ગની તદન નજદીક હતો અને મારી જીંદગીમાં કદી ન ભોગવેલી એવી મનની શાંતિ મેં ભોગવી.

પછી મેં સારવાર કરનારીને અને રાંધનારને રહેવાની જગ્યા કરી આપી અને તેને મેં વચન આપ્યું કે તેને જ્યાં સુધી મદદ કરીશ ત્યાં સુધી તે જરા પણ દુઃખ ભોગવશે નહિ. આટલું કર્યા પછી હું ઘેર પાછો ફર્યો." ખરે દુખી હોય તેને બનતી મદદ કરવી તેજ ખરૂં સ્વર્ગ છે.

S. T. R.

# અક્કલ વેચનારની દુકાન.

એક માણસે ઘણા ઘણા વિચાર કરી ઘણા ઘણા વેપાર કર્યા પણ તેને સારો નફો થયો નહિ. પછી છેવટે મહેનતથી તે ઘણો નિરાશ થઈ ગયો અને શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. છેવટે તેણે ઘણા વિચાર કરી એક દુકાન માંડી, અને તેના પર "અક્કલ વેચનારની દુકાન" નામનું પાટીઉં ચોઢયું. એક વખત એક છોકરો એક આનો લઇ અક્કલ લેવા આવ્યો અને કહ્યું "મને એક આનાની અક્કલ આપો." તેણે એક આનો લઇ છોકરાને એક કાગળ પર લખી આપ્યું કે "બે માણસો લઢતાં હોય ત્યાં ઉભા રહેવું નહિ." પેલો છોકરો નવાઇ પામ્યો કે એક આનામાં આટલો કાગળનો ટુકડો! પણ તેને લાગ્યું કે આ કોઇ દિવસ કામમાં આવશે. ત્યાર પછી તે છોકરો ૧૯–૨૦ વરસનો થયો ત્યારે તે એક દિવસે ઘોડા પર બેશી બહારગામ જતો હતો. તે વખતે રાજાનો કુંવર અને તેનો મિત્ર શિકાર કરવા ગયેલા ત્યાં બન્નેને વાત કરતાં કરતાં લઢાઇ થઇ તે વખતે પેલો માણસ ત્યાં થઇને જતો હતો. પેલી ચિઠ્ઠીમાં લખ્યું હતું તે સારી પેઠે યાદ હતું એટલે ત્યાંથી તે પાછો વળ્યો. હવે કુંવરનું ખૂન થયું ને મારનારને ફાંસીની શીક્ષા થઇ અને તે વખતે ત્યાં થઇને એક માણસ જતો હતો તેણે કુંવરને મદદ કેમ ન કરી એવું આળ મુકી બે વરસની કેદની શિક્ષા થઇ એવું પેલા માણસે સાંભળ્યું ત્યારે તે મનમાં બોલ્યો "અક્કલ વેચનારની દુકાન કેવી!"

એ. વી. સ્કુલ ધોરણ ૩ જું. આડ...

હિંમતલાલ ચુનીલાલ શાહ.

ઉમ્મર વરસ ૧૫.

# મર્હુમ કેખુશરો નવરોજી કાબરાજીકૃત પુસ્તકો.

૧. નીંદાખાનું (પ્રખ્યાત નાટક) ૦-૧૨-૦ ટપાલખર્ચ ૦-૨-૦

૨. જમશેદ (ઇરાની નાટક.) ૦-૧૨-૦ ટપાલખર્ચ ૦-૨-૦

મીસીસ હેન્રીવુડની પ્રખ્યાત વાર્તાઓના અનુવાદઃ-

૧. દુખિયારી બચુ. ૧-૮-૦
ટ. ખ. ૦-૪-૦

૨. ભીખો ભરભરીઓ. ૨-૮-૦
ટ. ખ. ૦-૪-૦

હાસ્ય રસિક બોધદાયક વાર્તા ચાલીશ હજારનો ચાનજી
ભાગ ૧ લો રૂ. ૩-૦-૦
ટ. ખ. ૦-૪-૦
ભાગ ૨ જો રૂ. ૧-૮-૦
ટ. ખ. ૦-૪-૦

પવિત્ર તહેવારો પર શાહનામાનું વાંચન દરેક ઘરમાં કરી શકાય, માટે મંગાવો— સંગીત રૂસ્તમ સોહરાબ કાબરાજીની રસીલી કલમથી લખાયલું જેમાં શાહનામાનાં દાસ્તાન ઉપરાંત તરેહવાર મધુર રાગરાગણીમાં જોડેલાં પદ, ગીત તેની સહેલી સા.રી.ગ.મ. સાથે છે, જેથી હારમોનીયમ પર કોઇ પણ વગાડી શકે છે, અને ગીત શીખી જવાય છે.
કિં. રૂ. ૧-૮-૦ પોસ્ટેજ ૦-૧-૬

ઉપલાં પુસ્તકો સી-બોન ઓફિસમાં મળશે.

૧૧૩, એસપ્લેનેડ રોડ, કોટ, મુંબઇ સી-બોધ ઓફિસમાં મળતાં બીજાં પુસ્તકો.

૧. વાર્તાસાગર અને જ્ઞાનવિલાસ પુસ્તક બીજું-૨૨ વાર્તાઓ અને ૫૭ ચિત્રો. કિં. ૨-૦-૦
ટ. ખ. ૦-૪-૦

૨. સંસાર સુધારો-(સીબોધની ૫૦ વર્ષની જ્યુબીલીનો ગ્રંથ.) ૩૭ સુંદર ચિત્રો સહિત.
કિં. ૧-૮-૦. ટ. ખ. ૦-૫-૦

૩. એક પુસ્તકમાં બે મોટી વાર્તાઓ-ગુમાસ્તાની મની કર્તાઃ પુતલીબાઇ કાબરાજી. 'સ્નેહ કે મોહ' કર્તા સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીઆ કિં. ૨-૦-૦ ટ. ખ. ૦-૪-૦

# શેઠાણીઓ!! દયાળુ દેવિયો!!

---

**તમો જીવદયાની આટલી બધી લાગણી.**

કુતરાં, બિલાડાં, પોપટ, મેના જેવાં પશુ પક્ષીઓ તરફ રાખો. તેમને લાડથી નવરાવી ધોવરાવી ખવરાવો, પાઓ,... અને લાડથી રમાડો—

અને

તમારા દેશભાઇનાં માનવ સંતાનો અન્ન, વસ્ત્ર અને ઘર વિના રઝળે, ભૂખે મરી જાય, તો પણ તેમના સામી જરા મીઠી નજરે ન જુઓ, એક મુઠી અનાજ આપી ન બચાવો !!

## શું એ તમારૂં દયાળુપણું કે સ્વાર્થીપણું કહેવાય?

... આજથી તેમને બચાવવાની પ્રતિજ્ઞા લઇ કંઈ પણ દાન મોકલો.

રીપોર્ટ મફત મળે છે લખો—

મંત્રી હિંદુ અનાથાશ્રમ—નડીઆદ

Registered No. B 1070

# સ્ત્રીબોધ.

પુસ્તક ૬૫ મું. ] એપ્રિલ, ૧૯૨૧. [ અંક ૪ થો.

અનુક્રમણિકા.



તંત્રીઓઃ—બાઈ પુતળીબાઇ કાબ્રાજી.
રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ; બી. એ.

પ્રસિદ્ધકર્તા— જહાંગીરજી અરદેશર મોદી,
"સ્ત્રીબોધ ઓફિસ",—ખીમચંદ રોડ,—અમદાવાદ
(પત્રવ્યવહાર મંત્રીને નામે કરવો.)

## પોણી કિંમતે મળવાનાં પુસ્તકો.

૨—૮-૦ કથામંજરી—ભાગ ૧ લો. બીજા કોઇ પણ સંગ્રહમાં ન આવેલી સાક્ષરોએ લખેલી સોળ નાની મોટી વાતો.

૩—૦-૦ કથામંજરી—ભાગ ૨ જો. „ „ ૧૪ વાતો.

૨—૦-૦ ગુર્જર સાક્ષર જયંતીઓ—ગુજરાતના નવ વિદેહ સાક્ષરોના જીવન ઉપર જાણીતા વિદ્વાનોએ કરેલાં ભાષણો.

૧—૮-૦ સુખશાંતિ વિચારણા—સર જોન લબકના ગ્રન્થ ઉપરથી ઘણાજ ફેરફાર તથા હિન્દુ ધર્મશાસ્ત્રના દૃષ્ટાન્તો સાથે.

૧—૪-૦ પૈસાદાર કેમ થવાય ?—ગૃહપ્રબંધશાસ્ત્ર અથવા કરકસર. સ્માઇલ્સના "થ્રીફ્ટ" નામે પુસ્તક ઉપરથી તૈયાર થયેલું.

૩—૦-૦ તત્વચિંતન—નીતિબોધક શિક્ષાવલી—જેમ્સ એલન કૃત ૩૬૫ દિવસની દરરોજ કરવાની નૈતિક પ્રાર્થના રૂપે.

૦—૮-૦ સ્વર્ગની સામગ્રી—વિચાર તેવું વર્તન. જેમ્સ એલન કૃત.

૦—૮-૦ પશુમાંથી દેવ—અથવા પુણ્યાત્માઓનો પંથ—જેમ્સ એલન.

૦—૮-૦ બાળગીતા—પૂર્વાર્ધ. અધ્યાય ૧ થી ૯ સુધી.

૦—૯-૦ જાદુઇ બાગ, ભાગ ૧ લો. બાળકોને આકર્શક જાદુઇ વાતો.

૧—૮-૦ મેવાડ-પતન—દ્વિજેન્દ્રલાલ રોય કૃત ઐતિહાસિક નાટક. પતિ પ્રેમ, દેશપ્રેમ અને વિશ્વ પ્રેમની ઉચ્ચ ભાવનાવાળું.

૨—૪-૦ શારદાનું સ્વાર્પણ યાને સેવાધર્મસમીક્ષા—સામાજીક નૉવેલ.

૧-૧૨-૦ રાજસ્થાનની વીરરમણી ચંદા—ઐતિહાસિક ને સ્વતંત્ર.

૪—૦-૦ ગુલામી વહેપાર—ભાગ ૧-૨ "અંકલ ટોમ્સ કેબીન" નામે અમેરિકાની ગુલામગીરીનો હૃદયદ્રાવક ચિતાર.

૨—૪-૦ ધર્મપાળ યાને દેવી કલ્યાણીનો આત્મોત્સર્ગ—બૌદ્ધ સમયની ઐતિહાસિક, પ્રેમરસ ભરી, સુંદર નવલકથા.

૨—૮-૦ ચોખેરવાલી અટલે આંખની કણી !—બે ભાગમાં. ડૉકટર રવિન્દ્રનાથ ટાગોર કૃત સાંસારિક નવલકથા.

૧—૪-૦ માયાનો બજાર—ભાગ ૧-૨ આપટે કૃત ઉપરથી વીસમી સદીના હિંદુ ઘર સંસારનું સુંદર ચિત્ર આમાં આલેખ્યું છે.

૧—૦-૦ ડૂબતું વહાણ અથવા પવિત્રતાની પ્રસાદી—ડૉ. ટાગોર કૃત.

૨—૮-૦ ચક્રવર્તી અશોક—ઐતિહાસિક, ધાર્મિક, સરસ નવલકથા.

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"નું પુસ્તક ૨૮ મું.

# ગુર્જર સાક્ષર જયન્તીઓ.

અમદાવાદની સાહિત્ય સભા તરફથી પ્રસિદ્ધ વિદ્વાનો–સાક્ષરોની જયન્તીઓ પ્રસંગે થયેલાં ભાષણોનો સંગ્રહ "ગુજરાત વિદ્યાપીઠ" ના મહાવિદ્યાલયોમાં પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવા પસંદ થવાથી આ સંગ્રહ એકત્ર કરીને છપાવ્યો છે. આમાં વિદ્વાનોના નીચેનાં લેખો આવ્યા છેઃ—

| વિષય. | ભાષણકર્તા. |
|---|---|
| (૧) કલાપી | (૧) રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ, |
| | (૨) રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ, |
| (૨) અખો. | રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા, |
| (૩) ગાર્શાભાઇ. | રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ, |
| (૪) ગોવર્દ્ધનરામ. | રા. રા. લલિત. |
| (૫) નર્મદાશંકર. | (૧) રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, |
| | (૨) પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, |
| (૬) મણિલાલ નભુભાઇ. | પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, |
| (૭) ધીરો. | રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, |
| (૮) બાલાશંકર. | રા. રા. રામમોહનરાય જસવંતરાય દેસાઈ. |
| (૯) પ્રેમાનંદ. | રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. |

આ ઉપરાંત પહેલી સાહિત્ય પરિષદના પ્રમુખ સદ્‍ગત સા. શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનું તથા બીજી પરિષદના પ્રમુખ સા. શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવનું પ્રમુખ તરીકેનું ભાષણ પણ આમાં સંપૂર્ણ આપ્યું છે.

પૃષ્ઠ ૩૩૦, પાકું છીંટનું પુંઠું કિંમત રૂ. ૨–૦–૦

## એડીસનનું જીવનચરિત્ર.

વીજળીના દીવા, તાર, ફોનોગ્રાફ, સીનેમેટોગ્રાફ વગેરે સેંકડો શોધોના શોધક એડીસનનું નામ જગજાહેર છતાં તેના જીવનને લગતી અદ્ભુત વાતો ગુજરાતમાં છેકજ અજાણી છે. આ પુસ્તક એ મહાપુરૂષે જાતે તપાસીને પસંદ કરી, તેમાંની બાબતોની સત્યતા માટે પોતે સર્ટીફીકેટ લખી આપ્યું છે. જીવનચરિત્ર છતાં અદ્ભુત નવલકથા જેવુંજ લાગે છે. કિંમત રૂ. ૨. "પુસ્તકમાળા"ના ગ્રાહક માટે અર્ધી કીંમતે.

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"ના ગ્રાહક થનારને આ બે તથા "કથામંજરી ભાગ ૨ જો" અને "શિક્ષાનો આદર્શ" એ બધાં પુસ્તકો અર્ધી કીંમતે મળે છે. માત્ર પ્રવેશ ફીનો રૂ. એક પ્રથમ ભરીને તેના કાયમના ગ્રાહક થવા ભલામણ છે

# કથામંજરી-ભાગ પહેલો.

( સોનેરી નામનું સુન્દર પુંઠું–કિંમત રૂ. અઢી. )

બીજા કોઇ સંગ્રહમાં ન આવેલી નીચેની સોળ વાતો આમાં છેઃ–

૧ વેષધારી–( રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા; બી. એ. )
૨ તારાનું અભિજ્ઞાન–( રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ )
૩ એક રાત્રી–( ડૉ. રવીન્દ્રનાથ ટાગોર. તે ઉપરથી રા. રા. મહાદેવ હરીભાઇ દેસાઈ; બી. એ. એલ.એલ. બી. )
૪ અપરિચિતા–( „ „ રા. રા. ભગવાનદાસ ગીરજાશંકર ભટ. )
૫ મણી–( „ „ રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ.)
૬ વીસમી સદીની શકુંતલા–(રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર)
૭ દોલત–( સ્વ. ભાઈ રણજીતરામ વાવાભાઇ મહેતા; બી. એ. )
૮ સુમનનો સંતાપ–(રા. રા. ઇન્દુલાલ કે. યાજ્ઞિક, બી. એ.એલએલ.
૯ લગ્ન–( સૌ. શારદા મહેતા; બી. એ. )
૧૦ " ગરબાવાળી "–( રા. રા. સુધાકર. )
૧૧ પૈસો કે પ્રેમ ?–( રા. રા. ચંપકલાલ એચ. ભગુડીલા; બી. એ.
૧૨ વિચિત્ર સ્વયંવર–( રા. રા. બાલયોગી. )
૧૩ રેણુકા–( રા. રા. ગોકળદાસ ડી. રાયચુરા. )
૧૪ કમળાનો કજીઓ–( રા. રમણીક અ. મહેતા. )
૧૫ પ્રિય બાલા–( રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ. )
૧૬ લલિત-માધુરી–( રા. રા. જગજીવન કાળીદાસ પાઠક.)

# મેવાડ-પતન.

બંગાળાના સુપ્રસિદ્ધ નાટકકાર બાબુ દ્વિજેન્દ્રલાલ રોયના ઐતિહાસિક ઉત્તમ નાટકનું તેવુંજ સુંદર ભાષાંતર કિં. રૂ. દોઢ.

આ નાટક મહારાણા પ્રતાપસિંહના પુત્ર અમરસિંહ તથા જહાંગીરના સમયનું છે. તેમાં પતિપ્રેમ, દેશપ્રેમ ને વિશ્વપ્રેમ એ ત્રણ ઉચ્ચતમ પવિત્ર ભાવનાઓને અત્યંત મનોહર રીતે ખીલવી તાદશ્ય કરી બતાવી છે. મેવાડનું પતન થતાં તે જહાંગીરના કબજામાં જાય છે; છતાં હિંદુ મુસલમાનોનું ઐક્ય ઘણીજ સરસ રીતે સાધવાનો ઉત્તમ માર્ગ કવિએ આમાં દર્શાવ્યો છે. હિંદુ મુસલમાનની એકતા સાધવામાં આ પુસ્તક સરસ વિચારો આપે છે. કેટલીક રાષ્ટ્રીય શાળા આમાં પાઠ્ય પુસ્તક તરીકે પણ ચાલે છે.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૬૫ મું. ] એપ્રિલ, ૧૯૨૧. [ અંક ૪ થો.

## પ્રભુ પ્રાર્થના.

હે પ્રભુ, 'તું અમારા જીવનનું મૂળ તેમજ મધ્યબિંદુ છે; અમારી સર્વ શરીરની શક્તિઓ તથા અમારા આત્માનું' બળ, તુંજ અમને હમેશાં—હરપળે—આપે છે. અમારા નિર્મિત થયેલા સ્થાનમાં રહીને, તારી તરફથી અમને સોંપવામાં આવેલું કાર્ય, તારી મરજી મુજબ, અને જ્યારે ફરજ પ્રાપ્ત થતી હોય ત્યારે મહેનત અને દુઃખ વેઠીને પણ, તારી સાથે સહકાર્ય બહુજ આનંદથી સાધવા ઇચ્છીયે છીયે. અમને મિતાહારી બનાવ, તથા અમારી રૂચીઓ દબાવવાની શક્તિ આપ. પૂર્ણભાવથી અને સંપૂર્ણતાથી, અમારા શરીરની કૃતિઓ, મન ॥ શક્તિઓ, અમારૂં જીવન સર્વસ્વ, તારેજ ચરણે ધરી દેવાની શક્તિ આપ. અમને અમારામાંથી બહાર લઇ તારાજ બનાવ; જો અમે જીવીયે તો તારા આદેશ મુજબ, અને મરીયે તોપણ તારેજ ખાતર. ખરે-ખર, તારે કાંઈ અમારી કે કોઇયે મર્ત્ય મનુષ્યની મદદની આગત્ય નથી; અમે હોઇયે કે ના હોઇયે તોપણ, વર્ષો સુધી જમાનાઓ સુધી, તારી ડહાપણ ભરી યોજનાઓનો અમલ તો તુંજ કરે છે. છતાંયે અમારૂં સુખ તારા પવિત્ર કાયદાઓ સાથે એકતાન થઇ જવામાંજ છે; તારી મહત્તા અને અમારી અલ્પતાનો યોગ જાણવો તેજ અમારે મન તો લાભ છે. અમે નિર્બળ અને નાશ-વંત, તારા સતત બળનો આશ્રય લઇયે છીએ; તું વગર મહેનતે અને વગર આરામે સકળ વસ્તુઓનો નિભાવ કરે છે, તારા આ-શ્રયમાં અમે અતિ મહેનતે અને શ્રમે, કામ કરીને ભાગીદાર થઇયે છીયે. હે પ્રભુ, આ વિચારથી અમારા કૃત્યો ઉદાત્ત થાવ, અને આમાંની સેવા ચાલુ રહો !

શાંતિ, શાંતિ, આમીન

# મહેતીજી.

આપણા દેશની ઉન્નતિના કાર્યમાં, દુનિયાને બહુ જાણીતી ના. થયેલી, પરંતુ મહાન કરનારી મહેતીજીઓ, બહુજ મદદ કરી શકે તેમ છે. આપણે સૌ જાણીએ છીયે કે આપણે દેશ કેળવણીમાં—ખાસ કરીને સ્ત્રી કેળવણીમાં—બહુજ પછાત છીએ. અને સ્ત્રી કેળવણીનું કાર્ય મહેતીજીઓને સોંપાયલું છે. તેઓ જો પોતાનું કાર્ય અંતઃકરણ પૂર્વક કરે તો સ્ત્રી કેળવણીમાં ઘણોજ વધારો કરી શકે. જ્યાં કોંગ્રેસના, કેળવણી પરિષદના, કે સંસારસુધારા કોન્ફરન્સના ઠરાવો પહોંચી શકતા નથી, તેવા શાંત અને રેલ્વે સડકથી દૂર ગામડામાં પણ મહેતીજીઓ હોય છે. ત્યાં ચોપાનીયા કે વર્તમાનપત્રો ભૂજ આવે છે, અને તે પણ ગામ જીવન ઉપર ખાસ અસર કરતાં નથી. આવા ગામડાઓમાં સરસ્વતી મંદિર (નિશાળ) ની પૂજારણ તરિકે મહેતીજી કામ કરતી હોય છે. યોગ્ય મહેતીજી, યોગ્ય રીતે, યોગ્ય કાર્ય કરે, તો આખા ગામના જીવનમાં તે અવનવું ચેતન આણે. આ ગામના શાંત વાતાવરણમાં રહીને, શાંત કાર્યથી, શાંતિમય જીવન ગાળતાં ગાળતાં પણ મહેતીજી મહાન દેશ સેવા કરી શકે છે.

મહેતીજીનું કાર્ય મહાન છે. અને સમાજ પણ હવે તે કાર્યની મહત્તા સ્વીકારે છે. હવે મહેતીજીઓની પ્રતિષ્ઠા વધતી જાય છે. તેમને પુરતો પગાર આપવાની જરૂર બધા સ્વીકારે છે. અને પહેલાં કરતાં પણ આ પગાર વધ્યો છે. વળી રજા, બદલી, વગેરે બીજી બાબતોમાં પણ તેમને ખાતાં તરફથી અનુકુળતાઓ વિશેષ મળવા માંડી છે. આ સર્વથી તેઓ સમાજની વધારે અને વધારે ઋણી બનતાં જાય છે. આ ઋણનો બદલો તેમણે સમાજની એક નિષ્ઠાથી સેવા કરીને, પોતાની ફરજ અંતઃકરણ પૂર્વક બજાવીને, વાળી આપવાનો છે. તેઓ ગામડાનો ઉદ્ધાર, અને સ્ત્રી કેળવણીનો વિકાસ જેટલો કરી શકશે, તેટલો બીજું કાઇથી થઈ શકવા સંભવ નથીજ.

પોતાનું કર્તવ્ય ખરેખર કરવું હોય ત્યારે પોતાના કાર્યના ધ્યેય શું–શા છે તે ખરેખર સમજવા જોઇયે. તે સમજીને, તે સાધવા માટે,

સાચા દિલથી, બુદ્ધિ પૂર્વક યત્ન કરવામાં આવે તો પરિણામ ઘણુંજ સુંદર આવે. પ્રાથમિક શિક્ષણનાં હેતુ ફ્રાન્સમાં બહુજ સારી રીતે આ લેખાયલા છે. જો આપણે આદર્શ તરિકે તે હેતુ રાખીયે તો કાંઇજ વાંધા જેવું નથી. ઇંગ્લંડના કેળવણી ખાતાના પ્રધાન મી. ફીશર ફ્રાન્સની પ્રાથમિક શાળાના હેતુઓ વિષે નીચે પ્રમાણે લખે છે:

"ફ્રેંચ પ્રાથમિક શાળાના હેતુઓ સ્પષ્ટતાથી આલેખાયલા છે, અને તે સાધવા માટે બુદ્ધિ પૂર્વક અને સબળ યત્નો કરવામાં આવે છે. પ્રાથમિક શાળાનો શિક્ષક, કોઇક ધર્મ સંદેશ દેવા માટે સરજાયલો હોય, એમ ત્યાં ગણવામાં આવે છે. તેનું ખાસ ધર્મ કાર્ય તેની માતૃભાષાના પ્રચારનું છે. મનુષ્યના વિચારો દર્શાવવાના આ સાધનની શુદ્ધી-ભાષાની શુદ્ધી-જાળવવાનો યત્ન ગામડાઓમાં પણ કરવો, ત્યાં તેના શબ્દોના બરોબર અર્થ પ્રચારમાં આણવા, અને દેશના આદર્શ તથા રૂઢી સાહિત્યની અંદર રહેલી ભાષાની ખુબીયો ત્યાં સર્વને સમજાવવી, એ તેની ખાસ ફરજ છે. અને મારો અનુભવ એવો છે કે શુદ્ધ માતૃભાષાના પ્રચારના કાર્યમાં, તેમજ ભળતી પરદેશી બોલીઓને દબાવી દેવાના કાર્યમાં, ફ્રેંચ પ્રાથમિક શાળાઓ ઇંગ્લંડ કરતાં વધારે સફળ નીવડી છે.

"ત્યાર પછી ફ્રેંચ પ્રાથમિક શાળાઓનું બીજું અગત્યનું કાર્ય, ગામડાઓમાં સૃષ્ટિ વિજ્ઞાનના અગત્યના મૂળ સિદ્ધાંતોનો પ્રચાર કરવાનું ગણાય છે. આ કાર્યમાં પણ તે શાળાઓ સફળ નીવડી છે.

"અને સૌથી અગત્યની વાત તો એ છે કે, સમગ્ર દેશભક્તિનો પ્રજાવર્ગમાં સંદેશો સામાન્ય પહોંચાડનાર સ્વેચ્છા સેવક તરિકે પ્રાથમિક શાળાના શિક્ષકને લેખવામાં આવે છે. આ કારણથી ત્યાંની નોર્મલ સ્કુલો-શિક્ષણાનુભવ શાળા-અધ્યાપન શાળા-માં ત્યાંના દેશના ઇતિહાસના શિક્ષણ ઉપર બહુ ધ્યાન આપવામાં આવે છે. ત્યાંનો ઇતિહાસનો અભ્યાસક્રમ જાણીતા ઇતિહાસકારે રચેલો છે; અને તેમાં રાષ્ટ્રીય ઇતિહાસના મુખ્ય મુદ્દાઓ ઉપર ઘટતું વજન મુકવામાં આવેલું છે; આ કારણથી પોતાની પ્રજાના વિકાસમાં કઇ કઇ બાબતોએ, ખાસ ભાગ ભજવ્યો છે તેનું જ્ઞાન વિદ્યાર્થીને આપોઆપ થઇ જાય છે. અને દેશભક્તિનું કાર્ય તેનાથી બુદ્ધિપૂર્વક સધાય છે."

ફ્રાંસની પ્રાથમિક [illegible] ો પાસેથી આ રીતે મુખ્ય ત્રણ કાર્યનો

આશા રાખવામાં આવી છે, અને તે ત્રણે કાર્ય તેણે બજાવ્યા છે, માતૃભાષાનો શુદ્ધ પ્રચાર કરવું, બીજું સૃષ્ટિવિજ્ઞાનના મુળ સિદ્ધાંતો સમજાવવાનું, અને ત્રીજું દેશભક્તિની ભાવના ફેલાવવાનું અને આ ત્રણે કાર્યો તેમણે ધાર્મિક વૃત્તિથી કરવાના છે. એ કાર્ય માટે તેમણે અલખ જગાવવાનો છે, યોગ સાધવાનો છે. તે દેશની આ ભાવના ઉપરથી આપણે અહિં ઘણો ધડો લઈ શકીયે તેમ છે.

મહેતીજીનું કાર્ય પણ ધર્મ કાર્ય છે, અને તેમણે તે ધર્મ ભાવનાથીજ કરવાનું છે. અજ્ઞાનરૂપિ અંધકારને કાઢી કાઢી જ્ઞાનરૂપી પ્રકાશનો પ્રચાર કરવો, તેના જેવું ઉત્તમ કાર્ય બીજું શું હોઇ શકે! કન્યા કેળવણીનો પ્રચાર દેશમાં, અને ખાસ કરીને નાના ગામોમાં કેટલો ઓછો છે! અને કન્યા કેળવણીમાં તો દેશની સર્વ દેશીય પ્રગતિનું મૂળ રહેલું છે. આ કન્યા કેળવણીના વિશેષ પ્રચાર માટે મહેતીજીઓ ઘણું કરી શકે. ગામડાંમાં તે સામે જે વિરોધ રહેલો છે, તે પ્રયત્નો વડે તે ઓછો કરાવીને કન્યા કેળવણીને લોકપ્રિય કરી શકે.

પોતાની ગ્રામ્ય બહેનોને—મોટી ઉમરની સ્ત્રીઓને પણ તે ઘણી મદદ કરી શકે. પોતે મળતાવડા સ્વભાવથી તેમનો વિશ્વાસ સંપાદન કરી શકે. અને પછી સહુ વાતોથી તેમને માહિતગાર કરી શકે. ચોપાનીયાં કે ભગિની સમાજની પત્રિકા જેવા સાહિત્યમાંથી તેમની આગળ થોડું થોડું વાંચીને તેમને સમજાવી શકે. તેમને આરોગ્યના નિયમોનું જ્ઞાન આપી શકે. પ્લેગ, કોગળીયું, કે બીજી મહામારી ચાલતી હોય, તે સમયે કેવળ પ્રભુના કોપનુંજ તે પરિણામ છે. અને બધા આપણીથીજ તે દૂર થઇ જશે એવી જે સામાન્ય લોક લાગણી હોય છે, તેને બદલે તે શા કારણોથી ઉત્પન્ન થાય છે, અને કયા ઉપાયોથી તે નિવારી શકાય છે, તે સબંધી વાતો કરી, તેનું જ્ઞાન તે પ્રચાર કરી શકે. થોડી ઘણી જાણીતી દવાઓ પણ તે રાખીને પોતાની બહેનોમાં વહેંચી શકે. વળી બાળકોને ઉછેરવામાં પણ કાંઈ કોઇ વહેમો પ્રવર્તતા હોય છે, તે સબંધી પણ જ્ઞાન ફેલાવી શકે.

રૂસમાં તો શુદ્ધ ભાષાના પ્રચારના કાર્યની પ્રાથમિક શિક્ષક પાસેથી આશા રખાય છે. પણ આપણા દેશમાં તો નિશાળોને લોકપ્રિય કરવાનું કામ પણ તેમનુંજ છે. છતી નિશાળે ઘણી બાળકીઓ નિશાળમાં જતી નથી. તેમને નિશાળે જવાની ફરજ પાડનારો કાયદો પણ હજી આપણા દેશમાં નથી. એટલે બધો આધાર મહેતીજીની મીઠાશ

ઉપરજ રહ્યો છે. તેની મીઠાશ, તેનો મળતાવડો સ્વભાવ, અને તેનું કર્તવ્યભાન, વગર કાયદે પણ ઘણું કરી શકે તેમ છે.

સૃષ્ટિવિજ્ઞાનના સિદ્ધાંતોને બદલે આરોગ્ય અને સ્વચ્છતાના સિદ્ધાંતોનું જ્ઞાન સીફતથી તેમણે ફેલાવવાનું છે. ખોટા વહેમો અને રિવાજો તરફ વગર પકડાયે અણગમો ઉત્પન્ન કરાવવાનું કાર્ય તેમણે કરવાનું છે. છોકરીઓને ઘોડીયામાંથી પરણાવી દેવામાં આવતી હોય તે વખતે, લગ્ન અને ભવિષ્યના સુખ દુઃખનો તેના ઉપર આધાર રહેલો છે, તે વાતો કન્યાની માતાના કાન ઉપર આણવાની છે.

અને ફ્રાન્સની શાળાઓ પાસેથી છેલ્લા, અને મહાન કાર્યની આશા રાખવામાં આવે છે, તે કાર્ય પણ મહેતીજીએ તો કરવાનું જ છે. આ કાર્ય તે દેશાભિમાનની-દેશભક્તિની ભાવનાઓ જાગૃત કરવાનું અને પોષવાનું છે. આ કાર્ય માટે ફ્રાન્સના શિક્ષણાનુકૂળ શાળાઓમાં ઇતિહાસનું સારૂં જ્ઞાન આપવામાં આવે છે. આપણા દેશમાં આપણા દેશના ઇતિહાસનું જ્ઞાન તે પ્રમાણે આપવામાં આવતું નથી. પરંતુ આ જ્ઞાન મહેતીજીઓએ પોતેજ પાછળથી મેળવી લેવું. પ્રાચીન ભારત અને તેની સંસ્કૃતિ સબંધી બે ચાર પુસ્તકોનો અભ્યાસ કરી તે જ્ઞાન પચાવી લેવું. તેમ ઇંગ્લંડની ઉન્નતિનો ઇતિહાસ, ફ્રાન્સની ઉત્ક્રાંતિનો ઇતિહાસ, તથા યુરોપના બુદ્ધિ સ્વાતંત્ર્યનો ઇતિહાસ પણ વાંચવો. આટલા વાંચનથી પાયાનું ચણતર સારૂં થશે. અને પછી દુનિયામાં અને ખાસ કરીને દેશમાં, બનતા ચાલુ બનાવોથી માહિત રહેવું. આટલી તૈયારી મહેતીજીની હશે તો દેશભક્તિના પાઠ તે પોતાના ગામમાં સારા ભણાવી શકશે.

પણ આ સર્વ સાધવા માટે એકલા જ્ઞાનનીજ જરૂર નથી. જ્ઞાન સાથે ચારિત્ર્યની બહુજ અગત્ય છે. આ મહા કાર્યો જેમણે કરવાનાં છે, તેમણે તે ધર્મ ભાવનાથીજ કરવાનાં છે. અભિમાન વૃત્તિથી. તેમજ અમે તો લોકનો ઉદ્ધાર કરી નાખીયે છીયે એવી તુમાખી ભાવનાથી તે કરવાં જોઇએ નહિ. વળી તે કરનારનું અંગત ચારિત્ર્ય અણીશુદ્ધ જોઇએ. કોઇ પણ તેની સામે આંગળી બતાવી શકે તેવું તેનું શકમંદ વર્તન હોવું જોઇએ નહિ.

આ કાર્ય માટે અમે મહેતાજીને નહિ પણ મહેતીજીનેજ, સૂચન બહુ વિચારપૂર્વક કર્યું છે. મહેતાજીનાં પણ તે કાર્યો છે અને કેટલાંએક

મહેતાજીઓએ તે કોઇક અંશે સફળતાથી કર્યા પણ છે; પરંતુ પુરષો કરતાં સ્ત્રીઓની અંદર પ્રવૃત્તિ કરવાની જરૂર હવે ઘણીજ છે. સ્ત્રીઓમાં આ કાર્ય મહેતીજીઓથીજ થઇ શકે તેમ છે. વળી મહેતાજી તો ગામના પક્ષોમાંથી એકાદ પક્ષ સાથે ભેળાયલા હોય છે. પણ મહેતીજીને આવી પક્ષાપક્ષી નથી હોતી. સ્ત્રી સ્ત્રીનું હૃદય જાણી શકે, સ્પર્શી શકે; અને સ્ત્રીવર્ગનીજ ઉન્નતિથી સામાન્ય ઉન્નતિ થઇ શકે. માટેજ મહેતીજીની, મહેતીજીના સામાન્ય કાર્યની, મહત્તા છે. પણ મહેતીજીઓ આ કામ માટે પ્રવૃત્ત થશે? આ પ્રશ્નનો ઉત્તર જેવો મહેતીજીઓ પોતાના કાર્યથી વાળશે તેટલે અંશે દેશની પ્રગતી થશે. મહેતીજીનું કાર્ય મહાન છે. ઉન્નત છે, નિઃસ્વાર્થી છે અને તેમાં દેશની મહાન સેવાના બીજ રહેલાં છે.

કેશવપ્રસાદ દેસાઇ.

---

# એક અંત્યજની કથા.

( અંગ્રેજી ઉપરથી લખનારઃ—રા. કૃષ્ણપ્રસાદ દેસાઈ બી. એ. )

ધંધાની શોધમાં મારૂં ગામ છોડી મુંબઈ આવવાનો મેં જે નિશ્ચય કર્યો તેમાં મેં ઘણીજ મોટી ભૂલ કરી હતી તે નીચે લખેલા મારા અનુભવપરથી સમજાશે.

મારૂં ગામ કાઠીયાવાડના એક રેલ્વે સ્ટેશનથી આઠ માઈલ દૂર આવેલું છે. ત્યાંની વસ્તી આશરે આઠસો માણસની છે, જેમાંના ત્રણ-સેંક તો મારી જાતના છે, મારો બાપ અમારા વંશપરંપરાનો વણકરનો ધંધો કરતો હતો અને તેમાં ગામડામાંજ બનાવેલી સાળોનો ઉપયોગ કરતો હતો. તે વખતમાં હાલના જેવી મોંઘવારી ન હતી. તેઓ માથાદીઠ રોજના ચાર આના પેદા કરતા અને એક માણસની કમાઇમાંથી બે જણનું પોષણ સ્હેલાઇથી થઇ શકતું. પણ વખત બદલાતો ગયો. અમારા જીલ્લામાં દર ત્રીજે વર્ષે વરસાદની તાણ પડવા માંડી અને તેથી પડી ભાંગેલા હાથ વણાટના ધંધામાંથી પુરૂં કરવાનું મુશ્કેલ થઇ પડયું. અમારામાંના ઘણા તો ગામ છોડી ધંધાની શોધમાં મુંબઇ આવ્યા. અમે અમારી જમીન ગામમાં રહેનારાઓને ખેડવા માટે સોંપી નીકળ્યાં. મેં મારી ધોળી ગાય બત્રીસ રૂપિયે વેચી અને તેનું બચ્ચું જેનું સફેદ વાછરડું કે જે મારાં છોકરાંઓ સાથે ઘણું હળી ગયેલું હતું તે પણ ચાર રૂપિયા સારૂ વેચ્યું. સાળ પણ વેચી નાખી અને તેના પણ અઢી રૂપિયા ઉપજ્યા. ગાય અમને ઘણીજ ઉપયોગી હતી. ઘરના નાનાં છોકરાંઓ એના દૂધ પરજ ઉછર્યા હતાં. એ સાથે મારી સરસ બકરી પણ મેં વેચી નાખી. અને તેના ત્રણ મને ત્રણ રૂપિયા ઉપજ્યા અને જ્યારે તે ત્રણે જાનવરો અમારા ઘરમાંથી બહાર કાઢયાં ત્યારે બૈરાંની આંખમાં પાણી આવ્યાં અને છોકરાંઓએ તો તેમને અમારી સાથે મુંબઈ લઇ જવા કંકાસ કર્યો. પરંતુ તે વેચ્યા વગર છૂટકોજ ન હતો કારણ કે તેની ઉપજમાંથી અમારે મુંબઇ જવાનું ખર્ચ કાઢવાનું હતું. પરંતુ જ્યારે આંગણામાં વાવેલાં ફૂલો ને શાકના વેલાનો વિચાર આવ્યો ત્યારે બહુજ દુઃખ લાગ્યું પાણી વિના તે છોડો સૂકાઇ જશે ને લીલોતરીની જગ્યાએ ઉજ્જડ થઇ જશે એથી વિશેષ દુઃખ લાગ્યું. પરંતુ અમારે અહિં રહી ભૂમિ

મરવાની કે મુંબઇ જઇ ઝાડુ વાળનારની નોકરી મેળવી સુખને શાંતી મેળવવી એ બેમાંથી એક પસંદગી કરવાની હતી અને એ બેમાંથી મુંબઈ જઈ પસંદ કર્યા સિવાય મારો છૂટકો ન હતો.

## મુંબઇ તરફ.

અમારા ગામથી સ્ટેશનની આઠ માઇલની મુસાફરી ગાંસડા પોટલાં સાથે અમે સ્ટેલાઇથી કરી. બધાં થઇ અમે આઠ જણ હતાં. મારી સ્ત્રી–સોળ ને ચૌદ વર્ષની બે છોકરીઓ, આઠ ને ચાર વર્ષના બે છોકરાઓ, છ વર્ષની એક ભત્રીજી ને હું પોતે, સ્ટેશનપર કંઇ ભીડ ન હતી. પણ ઢેડ ટીકીટ કેવી રીતે લઇ શકે? મેં બારી નજીક જવાનો પ્રયત્ન કર્યો, પરંતુ રેલ્વેના મજુર ને સીપાઇએ મને એટલી ગાળો દીધી કે મારે દૂર જતા રહેવું પડયું. મેં હાથ જોડીને મજુરને ટીકીટ લાવી આપવા કહ્યું પણ એણે કાંઇ ગણકાર્યું નહિ ને ગાળો દેવી ચાલુ રાખી. હવે ફક્ત ગાડીને આવવાને વીસજ મીનીટની વાર હતી. તો પેલા મજુરને ત્રીસ રુપિયાની નોટો આપી ને ટીકીટો ખરીદવા કહ્યું ને તે બદલ તેને ટીકીટ દીઠ બે આના આપવા ઠરાવ્યા. ભાડાની કુલ રકમ અઠ્ઠાવીસ રૂપીયા થતી હતી. મજુર રૂપીયા લઇ ગાડીની સીગ્નલ આપવા સારૂ ગયો. આવતી ગાડીનો અવાજ મારે કાને પડયો પણ હજુ એ ટીકીટ લાવ્યો નહિં. એટલામાં ગાડી આવી અને મજુરે ટીકીટો લાવી મારા તરફ ફેંકી અને મને પ્લેટફોર્મ પર જવા કહ્યું. બાકી વધેલા પૈસાની એમે વાતજ કરી નહિં. પૈસાનો હિસાબ લેવા જેટલો વખતજ હતો નહિં. એને આપવાની ફુરસદ પણ ન હતી. અમે જેમ તેમ કરી એક ખાનામાં દાખલ થયા. ખાનું ભરેલું હતું ને કેટલાંક ઉચ્ચ વર્ણના હિંદુઓ એમાં હતા. એ લોકોએ તો ઢેડ થઈ એમના ખાનામાં બેસવા જેટલી હિંમત મેં કરી માટે ગાળોનો વરસાદ વરસાવ્યો અને છેવટે જ્યારે ગાડી ઉપડી ત્યારે કળીયુગમાં નીચવર્ણોનું જોર થશે અને ત્યારે દુનિયાનો નાશ થશે એમ કહી શાંત થયા.

## મુંબઇમાં.

અમે સવારના નવ વાગે ગ્રાંટરોડ આવી પહોંચ્યા. અમારા નસીબે અમે ઢેડ હોવાથી એક્સાઇઝ અમલદારે અમારો સામાન જોયો નહિં ને અમે બરકત વગર સ્ટેશનની બહાર નીકળી શક્યા. આશરે અરધ

કલાકે અમે વાલપોખડીમાં અમારા સગા વ્હાલાઓના મુકામે આવી પહોંચ્યા. તેઓએ અમને લૂખો આવકાર આપ્યો. બે ત્રણ દિવસ પછી મેં કંઈ કામ મેળવવાની તપાસ કરવા માંડી, એક દિવસ મ્યુનિસિપાલીટીમાં હલાલખોર તરીકે કામ કરતો મારો એક મીત્ર મને એના ઉપરી પાસે લઇ ગયો. એણે મને કહ્યું કે નોકરી મળવી મુશ્કેલ છે છતાંયે એ જોશે ને બીજે દિવસે એના મકાનપર મળવા કહ્યું. મારા મીત્રે કહ્યું કે તેના ઉપરીને કંઈ આપ્યા વગર નોકરી મળશે નહિ. હું એ સમજ્યો પણ શું આપવું પડશે એનો મને ખ્યાલ નહતો. તપાસ કરતાં મને ખબર પડી કે સો રૂપિયાથી ઓછું એ કબુલ નહિ કરે તે પણ ગટર સાફ કરવાની નોકરી ખાતર! વણકરમાંથી ગટર સાફ કરવાની નોકરી! નશીબની બલીહારી છે. પણ છૂટકો ન હતો, દાળને આખા લાવેલા ચાર માંરી પાસે થોડા ઘણા પૈસા હતા. પણ સો રૂપિયા લાવવા ક્યાંથી. મારી બીના ઘરેણા ગીરો મૂકવાનો વિચાર કર્યો. પણ તેમાંથી તો પંદરેક રૂપિયા મળે એમ હતું. પણ ત્યારે કરવું શું? આજુબાજુના પાડોશી પાસેથી ખબર મળી કે નજીકમાં રહેતો એક મારવાડી મોટા વ્યાજે પૈસા ધીરે છે. આ સાંભળી મારા જીવમાં જીવ આવ્યો ને મારવાડીને અનેક આશીષો આપી.

## કસ્તુરચંદની દુકાને.

મારવાડીની દુકાન નજીકમાંજ હતી. હું, મારો મીત્ર ને બીજા બે પાડોશીઓ કસ્તુરચંદને ત્યાં ગયા પણ તે બહાર ગયેલા હતા. તપાસ કરતાં માલૂમ પડયું કે આજ ગોદીના મજુરોના પગારનો દિવસ હોવાથી એ ત્યાંના મજુરો પાસે પોતાના લેણાના રૂપિયા ઉઘરાવવા ગયા હતા. બીજે દિવસે મારે સાહેબને મળવાનું હતું. પરંતુ રૂપિયા વગર શી રીતે મળી શકાય? બીજા દિવસે શનીવાર હોવાને લીધે જો ન મળાય તો આખુયે અઠવાડીયું નોકરી વગર જાય એમ હતું. મારા નશીબનો દોષ કાઢી અમે પાછા જવાની તૈયારીમાં હતા એટલામાં એ આવતા દેખાયા. ગોદીમાંથી ઉઘરાણું કરી આવેલા હોવાથી કંઇક થાકેલા હતા. રીવાજ મુજબ અમે શેઠને વાત કરી. એ તો કયા વગરજ સમજી ગયા હતા. એ તો એમનું દરરોજનું કામ હતું. મને તરતજ સો રૂપિયા કાઢી આપ્યા. મેં બસો રૂપિયાની પહોંચ લખી આપી ને મારો મીત્ર મારો જામીન થયો. સો રૂપિયામાંથી છ રૂપિયા

તો પહેલા મહિનાના વ્યાજના કાપી આપ્યા એટલે મારી પાસે તો રોકડા ચોરાણું રૂપિયાજ રહ્યા. રૂપિયા લઇ મેં શેઠનો ઘણો ઘણો ઉપકાર માન્યો અને મારા જેવા અજાણ્યા પરદેશીની આનાકાની વગર મદદ કરવા માટે બહુ આશીષ આપી. મને ખબર ન હતી. આ સો રૂપિયાની ખાતર મારી જીંદગીભર દુઃખ ખમવું પડશે ને મોટી વહુ દીકરીની લાજ લૂટાવા દેવી પડશે.

## સાહેબની મુલાકાત.

છ રૂપીયા ઉમેરી હું સવારના સાહેબને બંગલે ગયો. અંદર હોવા છતાં મને એમ કહેવામાં આવ્યું કે ઘણા કામમાં હોવાથી કલાકેક પછી મળી શકશે. હું દૂર દરવાજા પાસે ઉભો રહ્યો. પણ બે કલાક સુધી કંઈ પત્તો ખાધો નહિ. મારી ધીરજ ખુટી ગઇ. એટલામાં એક સીપાઇ આવ્યો ને મારા આવવાનું કારણ પુછયું. પણ બક્ષીસ વગર મારો સંદેશો પહોંચાડવાનું એણે કબુલ કર્યું નહિં. મેં એને આઠ આના આપ્યા ને નોકરીનું નક્કી થશે તો બીજો એક રૂપીયો આપવા કહ્યું. પછી બે મિનિટમાં મને તે સાહેબ પાસે લઇ ગયો. મને એમ કહેવામાં આવ્યું કે જથુકની નોકરી ખાલી નથી પણ એક માણસ ત્રણ મહિનાની રજા ઉપર જવાનો છે, તેની જગ્યા મળી શકે એમ છે. નોકરી કામચલાઉ હોવાને લીધે બહુ રૂપિયા સાહેબને આપવા નહી પડે. મેં ઘણી આજીજી સાથે કરગરીને જથુકની નોકરી માટે વિનંતી કરી. ને જો મને તે મળશે તો સો રૂપીયા આપવાનું કહ્યું. મારી અરજીનો તુરત સ્વીકાર થયો. સો રૂપીયાનું બંડલ ટેબલપર મૂકયું. મારી 'સી' વોર્ડમાં મળમુત્ર કાઢનારની જગ્યાપર નીમણુંક કરવામાં આવી અને તે બાબતની સૂચના મને સાંજના એમના આસિસ્ટંટ મારફતે મળશે એમ કહેવામાં આવ્યું. સાહેબને સલામ કરી આ ખુશ ખબર કહેવા હું ઉતાવળે બહાર નીકળ્યો, એટલામાં પેલા સીપાઇએ મને રોકયો ને બક્ષીસની માંગણી કરી, મેં એને કબુલ્યા મુજબ એક રૂપિયો આપ્યો.

## ત્રણ મહિના પછી.

બીજે દિવસથી હું મારા કામે ચઢી ગયો. કોઇ દિવસ આવુ કામ કરેલું નહિ હોવાથી મને પહેલાં તો સુગ આવી. અને મુકી દેવા મન થઇ આવ્યું. પણ પછી શું કરવું? જે સો રૂપિયા આપેલા તેનું શું?

તે મેને કંઇ પાછા મળે એમ હતું? મે મારા સાથીઓને મારી મુશ્કેલીઓ જણાવી. તેઓએ મને ઉતાવળ કરી નોકરી મૂકી ન દેવા સલાહ આપી અને ધીમે ધીમે ટેવ પડી જતાં એમ નહિં થાય એમ ધીરજ આપી. વખત જતાં મારા કામમાં હું પ્રવીણ થઇ ગયો. મારી સ્ત્રી તથા છોકરી થીંથરા એકઠાં કરી લાકડાં વીણી તેમાંથી છૂટક થોડા પૈસા લાવતા હતા. કોઇ કોઇ વખત તેઓ લૂગડાં ને જુના ધોતીયાં માગી લાવતા. આ પ્રમાણે એકાદ મહિનો ચાલી ગયો અને અમારો નિર્વાહ મુંબઇ આવ્યાથી ઠીક નભશે એમ લાગ્યું. પણ નશીબ એ ટગલાં આગળનું આગળજ હતું.

## ચોમાસામાં.

જુલાઇની ત્રીજી તારીખે કસ્તુરચંદ વ્યાજ લેવા મારી ઝુંપડીએ આવ્યા. મને હજુ પગાર મળ્યો નહતો. પગાર સત્તરમીએ થવાનો હતો મેં એમને અઢારમીએ વ્યાજ ભરી જવા વચન આપ્યું. બીજે દિવસે સવારના ધોધમાર વરસાદ શરૂ થયો. અમારા ગામમાં આવો વરસાદ કોઇ દિવસ જોયો નહતો. પવન સખત ફુંકાતો હતો. એકાએક ઝુંપડીનું છાપરૂં ઉડી ગયું. હું તો કામે ગયેલો હતો. બધાં પાણીમાં તરબોળ થઇ ગયાં. અમે બધાએ પાડોશીની ઝુંપડીમાં આશરો લીધો. સોળ ફુટ લાંબી ને બાર ફુટ પહોળી ઝુંપડીમાં છ જણા તો રહેતાં હતાં છાપરામાંથી પાણી પડતું હતું. જેમ તેમ અમે સમાવેશ કર્યો. સાંજના મારી છોકરીને તાવ આવ્યો પાસેના હકીમ પાસે લઇ જવા મને સલાહ આપવામાં આવી. પણ એટલામાં એને છ સાત ઝાડા થઇ ગયા ને ઉલટીઓ થઇ. મેને આનો અર્થ સમજાયો. મારા ગામમાં આવો રોગ મેં જોયો હતો. એને કોલેરા થયો. હકીમને બોલાવ્યો એને દવા આપી પણ બે કલાકમાં છોકરી મરી ગઇ. પરંતુ આતો રોગની શરૂઆત હતી, પંદર દિવસમાં આજુબાજુના અગીઆર માણસો મરી ગયાં પછી કંઇક શાંતી થઇ, સત્તરમી તારીખે પગાર થયો. વચન પ્રમાણે સામેલોજ સાહુકારને ઘેર જઇ વ્યાજના પૈસા આપી આવ્યો. શાહુકાર મારા નિયમિતપણાથી ખુશ થયો ને વધારે પૈસાની જરૂર પડે તો લઇ જવા કહ્યું.

## વધુ દુઃખમાં.

તો પહેલા મહિનાના વ્યાજના કાપી આપ્યા એટલે મારી પાસે તો રોકડા ચોરાણું રૂપિયાજ રહ્યા. રૂપિયા લઇ મેં શેઠનો ઘણો ઘણો ઉપકાર માન્યો અને મારાં જેવા અજાણ્યા પરદેશીની આનાકાની વગર મદદ કરવા માટે બહુ આશીષ આપી. મને ખબર ન હતી. આ સો રૂપિયાની ખાતર મારી જીંદગીભર દુઃખ ખમવું પડશે ને મારે વહુ દીકરીની લાજ લૂટાવા દેવી પડશે.

## સાહેબની મુલાકાત.

છ રૂપીયા ઉમેરી હું સવારના સાહેબને બંગલે ગયો. અંદર હોવા છતાં મને એમ કહેવામાં આવ્યું કે ઘણા કામમાં હોવાથી કલાકેક પછી મળી શકશે. હું દૂર દરવાજા પાસે ઉભો રહ્યો. પણ બે કલાક સુધી કંઈ પત્તો ખાધો નહિ. મારી ધીરજ ખુટી ગઇ. એટલામાં એક સીપાઇ આવ્યો ને મારા આવવાનું કારણ પુછયું. પણ બક્ષીસ વગર મારો સંદેશો પહોંચાડવાનું એણે કબુલ કર્યું નહિં. મેં એને આઠ આના આપ્યા ને નોકરીનું નક્કી થશે તો બીજો એક રૂપીયો આપવા કહ્યું. પછી બે મિનિટમાં મને તે સાહેબ પાસે લઇ ગયો. મને એમ કહેવામાં આવ્યું કે જાથુકની નોકરી ખાલી નથી પણ એક માણસ ત્રણ મહિનાની રજા ઉપર જવાનો છે, તેની જગ્યા મળી શકે એમ છે. નોકરી કામચલાઉ હોવાને લીધે બહુ રૂપિયા સાહેબને આપવા નહી પડે. મેં ઘણી આજીજી સાથે કરગરીને જાથુકની નોકરી માટે વિનંતી કરી. ને જો મને તે મળશે તો સો રૂપીયા આપવાનું કહ્યું. મારી અરજીનો તુરત સ્વીકાર થયો. સો રૂપીયાનું બંડલ ટેબલપર મૂક્યું. મારી 'સી' વોર્ડમાં મળમુત્ર કાઢનારની જગ્યાપર નીમણુંક કરવામાં આવી અને તે બાબતની સૂચના મને સાંજના એમના આસિસ્ટંટ મારફતે મળશે એમ કહેવામાં આવ્યું. સાહેબને સલામ કરી આ ખુશ ખબર કહેવા હું ઉતાવળે બહાર નીકળ્યો, એટલામાં પેલા સીપાઇએ મને રોકયો ને બક્ષીસની માંગણી કરી, મેં એને કબુલ્યા મુજબ એક રૂપિયો આપ્યો.

## ત્રણ મહિના પછી.

બીજા દિવસથી હું મારા કામે ચઢી ગયો. કોઇ દિવસ આવું કામ કરેલું નહિં હોવાથી મને પહેલાં તો સુગ આવી. અને મૂકી દેવા મન થઇ આવ્યું. પણ પછી શું કરવું? જે સો રૂપિયા આપેલા તેનું શું?

તે મને કંઇ પાછા મળે એમ હતું ? મેં માગ્યા. પણ એને તો ખસીસ મળી લીધેલા જણાયા. તેઓએ મને ઉતાવળ કરી નહિ પણ જરૂર વખતે રુપિયા આપી અને ધીમે ધીમે ટેવ પડી જતાં આવ્યો. થોડા દિવસ પછી મારી સ્ત્રી આપી. વખત જતાં મારા કામમાં ની આવક ને છોકરીની છૂટક આવક. છોકરી ચીંથરાં એકઠાં કરી કારો કૂંઇ બધાનું પુર થાય એટલા પૈસા લાવતા હતા. કોઇ કોઇ વખતના મહિનાના રહેવાસમાં તો મારી તબીયત લાથતા. આ પ્રમાણે એકાદ, દીકરીનું શરીર તો ઠીક હતું. મારા મુંબઇ-મુંબઇ આવ્યાથી ઠીક નાઅડથી મારાં બે બાળકોને મેં નીશાળે મૂક્યાં હતાં ભણતું આગળ હતું સંભાળ લેવાતી ને વખતો વખત ચોપડી તેમને આપ

મુંબઇમાં બીજું વર્ષ કાઢવું પડશે એ વિચારે હું દિલ જુદાયું. પણ છોડી જવાય એમ લાગ્યું નહિ. મારવાડીના દેવાથી આવ્યા. મૂરકઇ ઉપાય નહતો; આમને આમ ડીસેમ્બર મહિનો આવ્યો. મેં એમને વાત આવી કે મારી છોકરી ખરાબ રસ્તે ચઢી છે મને. સવારના કે એ ઠીક નહિ. મેં એનું લગ્ન કરી નાખવાનો નિશ્ચય કર્યો. કોઇ ઠેકાણું તો કરી રાખેલાજ હતા એટલે વેવાઇને તે બાબતસર કાગળ. લીનું નો પણ એક વર્ષ પછી કરવાનું તેણે જણાવ્યું. હું નિરાશ થયો. બીજા વર્ષને દિવસે સવારના ઉઠતાં બાજુપરની મારી દીકરીની પથારી ખાલી જણાઇ. વ્હેલી ઉઠી કામે ગઇ હશે એમ માન્યું. પરંતુ સાંજના હજી પાછી ન ફરી, એટલે શોધ કરી પણ કંઇ પત્તો ન લાગ્યો. પોલીસ-ને ખબર કરી પણ એ લોકોએ કંઇ ખાસ કાળજી બતાવી નહિ. એક જણાયેલા વળી એમ પણ કહ્યું કે અમારી જાતમાં આવા નાસી જ-વાના બનાવો બન્યા કરે છે ને પોલીસ કંઇ એની તપાસ કરશે નહિ. અમે શોધ કરવામાં કંઇ બાકી રાખ્યું નહિ પણ કંઇ પત્તો લાગ્યો નહિ.

ઉપાયો.

નવા વર્ષની શરૂઆત આ દુઃખને ચિંતાથી થઇ. વ્યાજને માટે મારવાડાએ કોર્ટમાં ઘસડવા ધમકી આપી. ઘણી વખત મુંબઇથી નાશી જવાનો વિચાર આવ્યો પણ મારવાડી રુપિયા સારુ પાછળ પડશે એ બીકે માંડી વાળ્યો. અમે તે રસ્તે પૈસા લાવવાનો વિચાર કર્યો. આખરે સત્તેક મહિના પછી મારી સ્ત્રીએ સાંજના કામપરથી આવી અને સો રુપિયાની નોટ ને ઘડિઆળ મારા હાથમાં મૂકી. એ લઇ હું કસ્તુર-

આવું થયું. હવે બાકીના સો રૂપિયા ભરી મારે ગામ જવા વિચાર કર્યો. મારી સ્ત્રીને ફરીથી મેં નશીબ અજમાવવાનું કહ્યું. અને આ વેળાએ એના હાથમાં વીંટી આવી. હું સીધો કસ્તુરચંદ પાસે ગયો. વીંટીની કીંમત બસોથી અઢીસો રૂપીયા સુધી હશે એમ એણે કહ્યું પરંતુ એણે તો ફક્ત બાકીના સો રૂપિયા બદલજ એ રાખવા કહ્યું કારણ કે ચોરીનો માલ રાખવામાં જોખમ સમાયેલું હતું. મેં કબુલ કર્યું. દેવામાંથી આમ છૂટયો.

## ન્યાય આંધળો છે.

દેવું તો પત્યું પણ દુઃખનો છેડો આવ્યો નહિ. પાપની શિક્ષા વ્હેલી મોડી થયા વિના રહેતી નથી. એક રૂપમાં નહિ તો બીજા રૂપમાં. અમારા દિવસો હવે શાંતીથી પસાર થતા હતા. આવક ખર્ચ પુરું થાય એટલી હતી. પણ માણસને સંતોષ હોતો નથી, ખાસ કરીને સ્ત્રીઓને. મારી સ્ત્રીની ઉમર મારાથી નાની હતી. અને એ સાધારણ દેખાવડી હતી. મુંબાઇ આવ્યા પછી શરીર ઠીક થયું હતું માટે ઠીક દેખાતી હતી. અમારી ઉમ્મરના તફાવતને લીધે મને બીક રહેતી કે રખેને મારી સ્ત્રી મને છોડી ચાલી જાય. મારી ઉમ્મર ૫૦ વર્ષની હતી. મારા બે બાળકો મરી ગયાં હતાં. છોકરી મરી ગયા જેવીજ હતી. હું મારી સ્ત્રીની બારીકીથી તપાસ રાખતો હતો. એની હીલચાલ તપાસતો. થોડા એક વખતથી મારી સ્ત્રીની રીતભાત મને પસંદ પડતી નહિ. આમ બે એક મહિનો ગયા પછી મારે કાને વાત આવી કે મારી સ્ત્રી એક જુવાનીયા સાથે હળેલી છે. મેં એને ઠપકો આપ્યો પણ એણે એનો ઇન્કાર કર્યો. માર્ચની ૩૧ મી તારીખે એ કામપરથી પાછી આવી નહિ. પેલો જુવાન પણ આવ્યો નહિ. તે બન્ને નાસી ગયા. મેં આવા બનાવો અમારા લોકોમાં બનેલા સાંભળેલા એટલે મેં જેમ તેમ મન વાળ્યું ને મારાં બે બાળકોને લઇ એકદમ મારે ગામ જવા નિશ્ચય કર્યો. પણ નશીબ બે ડગલાં આગળનું આગળ. બધું વેચી સાટી જવા નીકળતાં સામે પોલીસના માણસો આવતા જોયાં ને મારા હોંશ ગગડી ગયા. મને એક જણે પકડી બેડી પ્હેરાવી. ને કસ્તુરચંદની સોબતમાં ચોકી પર લઇ ગયા. અમારા પર કામ ચાલ્યું, મને એક વર્ષની ને કસ્તુરચંદને ત્રણ વર્ષની કેદખાનાની સજા થઇ. થાણાની જેલમાંથી હું છૂટયો છું. કસ્તુરચંદનું શું થયું એ મને ખબર નથી, મારાં બાળકોનું શું થયું તે પણ મને ખબર નથી. ઇશ્વરમાં, તેની દયામાં દુનિયામાં મારી શ્રદ્ધા હવે જતી રહી.

છે. જગતમાં હવે મારૂં કોઇ રહ્યું નથી. મારૂં બધુંયે લુંટાઇ ગયું છે મને મેલેરીયા તાવ લાગૂ પડેલો છે. અને હું થોડા દિવસમાં બીજી દુનિયામાં હાજર થઇ જઇશ. ત્યાં બધાને સરખા ગણવામાં આવે છે એમ કહેવાય છે. શું મને એમ ગણવામાં આવશે ?*

---

* નોંધઃ—ઉપરની વાર્તા "ઇંડીયન સોશીયલ રીફોર્મર" પત્રમાંથી તેના તંત્રીની પરવાનગીથી ગુજરાતી કરાવી અત્રે આપી છે. મુળ લેખક મી. સોહોની અંત્યજ વર્ગના ઉદ્ધાર માટે બહુ સારૂં કામ કરે છે, અને તેમણે ખરી હકીકતને આધારે જ ઉપરની વાત લખી છે. ગામનું મેલું ઉપાડનાર માણસો પણ મનુષ્યો છે, તેમને આત્મા છે, હૃદય છે, લાગણીઓ છે, એ વાત ઘણીવાર વીસરાઇ જાય છે. ઉપર વર્ણવેલી સ્થિતિ તેમનામાંના ઘણા મોટા ભાગની હોય છે, અને તેઓ આરોગ્યની દૃષ્ટિયે, સમાજને ઘણું જ ઉપયોગી કામ કરે છે તેથી ખાસ કરીને તેમની સ્થિતિ સુધારવાની સર્વ કોઇની ફરજ છે. માણસને અધમ દશાયે નાંખી તેને ચોરી અને અનીતિ કરવાની ફરજ પાડવાનો શ્રાપ સમાજને જ લાગે છે: અત્યારે એક તરફથી અંત્યજ વર્ગને સહાય કરવાની હીલચાલ ચાલે છે, તેમની આખી કોમને અસ્પર્શ્ય ગણવામાં આવે છે તે ના ગણવી જોઇયે એમ કહેવામાં આવે છે, ત્યારે ધર્મને નામે કેટલાએક હિંદુઓ એમ કહે છે કે તેમને અસ્પર્શ્ય તો રાખો-તેમાં અમે તેમને અપમાન આપતા નથી પણ બીજી રીતે તેમનો ઉદ્ધાર કરવા યત્ન કરો. તેમને ચોખ્ખાઇ શીખવો. તેમનાં બાળકો માટે જુદી નિશાળો કરી ભણાવો. પણ આ જુના મતવાળાઓ આવી વાતો ફક્ત પોતાનું કલંક દૂર કરવા માટેજ કરે છે. તેમને દરેક જણ પૂછી શકે કે તમે આ બાબત શું કર્યું ? જે ધર્માચાર્યો અસ્પર્શ્યતા દૂર નથી કરવા માંગતા, તેમણે અંત્યજોની સ્થિતિ સુધારવા શા પગલાં લીધાં ? આનો ઉત્તર તેઓ આપી શકે તેમ નથી જ. પરંતુ અંત્યજ વર્ગની હીન દશાથી સમાજને અત્યંત નુકસાન છે. માટે આપણા સર્વની ફરજ, જુદે જુદે માર્ગે એમની દશા સુધારવાની છે.

અધિપતિ.

# હારમોનીયમનો બહિષ્કાર.

યુરોપનાં સર્વ વાજીંત્રોની સભા હતી. પિયાનોને પ્રમુખપદ આપેલું હતું. એક બાજુએ ઑરગન, હારમોનીયમ, ફ્લુટ અથવા વાંસળી, બૅગ-પાઇપ અને બૅન્ડમાં વાગે છે તેવાં બધાં ફુંક વાજીંત્રો હતાં. બીજી બાજુએ તારવાળાં વાજાંઓ (string instruments) હતાં-હાર્પ, બૅન્જો, મૅન્ડોલાઇન, ગિટાર, વાયોલીન વિગેરે—

આવી સભા કોઈકજ વાર મળતી હતી, અને તેમાં દરેક વાજીંત્ર પોતાની મિઠાશ અને ઝણઝણાટ બાકીનાં સભાસદોને બતાવતું અને જે સર્વોપરિ બધાંને લાગે તેને માન મળતું હતું. પ્રમુખ હોય તો જે વાજીંત્રને હુકમ કરે, તેણે પોતાની કુશળતા બતાવવાની.

આજે એક પછી એક પાંચ, ૭ વાજીંત્રોનો વારો આવી ગયો. પછી પ્રમુખ સાહેબે કહ્યું, "હવે હારમોનીયમ."

આ ઉપરથી તેણે પોતાનો મધુરો (!) સાદ કહાડયો, પણ તેના ઘોંઘાટથી સભાને કંટાળો આવ્યો. છેવટે બધાં બૂમો પાડી ઉઠયાં, "આને કાઢી મુકો ! આ તો રંગ બગાડશે !" આખરે સર્વાનુમતે ઠરાવ પસાર થયો કે, "યુરોપનાં વાજીંત્રોની સભામાં હવેથી હારમોનીયમે ના આવવું."

હવે સભાનું કામ આગળ ચાલ્યું. અને છેવટે બધાંએ વગાડયું પછી સભા પુરી થઇ.

હારમોનીયમને કહાડી મૂક્યું તે સાંભળીને હિન્દુસ્તાનનાં સ્વાભાવિક રીતેજ દયાળુ હૃદયનાં વાજીંત્રોને તેના પર દયા આવી. અને તેમણે પણ પોતાની સભા બોલાવી. તેમાં આવવા માટે હારમોનીયમને પણ આમંત્રણ હતું.

આ સભામાં વીણાને પ્રમુખપદ આપેલું હતું. તેની એક બાજુએ તબલાં, શરણાઇ, વાંસળી, ઢોલ, સુંદરી વિગેરે હતાં; અને બીજી બાજુએ દિલરૂબા, તંબુરો, સિતાર, તાઉસ, સરોદ વિગેરે હતાં. હારમોનીયમ પણ પહેલી હારમાં હતું.

આ સભામાં બધાં પોતપોતાની કુશળતા બતાવવા નહોતાં આવ્યાં. ફક્ત હારમોનીયમનો સૂર સાંભળીને તેની પરીક્ષા કરવાજ આવ્યાં હતાં. તે બિચારૂં તો ઘણુંજ નરમ હતું.

પછી પ્રમુખે હુકમ કર્યો એટલે તેણે પોતાના સૂરો કહાડવા માંડયા. અલબત્ત, સભાને તે મીઠા તો નાજ લાગ્યા. પણ દરેકને તેના પર દયા આવતી હતી, એટલે તેમણે સર્વાનુમતે ઠરાવ પસાર કર્યો કે "હારમોનીયમ ધીમેથી વાગ્યા કરે તો કાંઇ બહુજ ખરાબ તેનો અવાજ નથી. માટે આપણી સભામાં તે આવી શકશે."

તે દિવસથી હારમોનીયમ હિન્દુસ્તાનનાં વાજીંત્રોમાં ભેળાયું.

પહેલાં પહેલાં તો તે હદમાં રહીને ધીમો ધીમોજ સૂર કહાડતું; પણ જેમ જેમ દિવસ ગયા તેમ તેમ તે બેશરમ થતું ગયું અને જે ઠેકાણે કાંઇપણ મિજલસ કે જલસો કે બેઠક હોય ત્યાં જવા લાગ્યું. છેવટે તેની લાગવગ એટલી વધી ગઇ કે મિજલસોમાં ને એવે ઠેકાણે તેનોજ મુખ્ય કારભાર. અને જ્યાં ત્યાં તેનો બેસાસૂર અવાજ તો હોયજ. બીજાં બધાં વાજીંત્રોને વિષે બધે ઠેકાણે ખોટી ખોટી વાતો કરીને તેણે લોકોના મનમાં ઠસાવ્યું કે 'વાજીંત્ર તો હારમોનીયમજ.'

છેવટે બીજાં બધાં વાજીંત્રોને આ અપમાન લાગ્યું, અને તેમણે વિચાર્યું કે કાંઇ કરીને આ દગાખોરને ઠેકાણે લાવવો.

તે ઉપરથી દિલરૂબા, વીણા, સિતાર અને તબલાં એ હિંમત કરીને ધીમે ધીમે પોતાની વગ વધારવાનું કર્યું. તેમણે લોકોને સમજાવવા માંડયાં ને કહ્યું કે, "હારમોનીયમ ખરૂં જોતાં આપણા દેશનું વાજીંત્ર છેજ નહિ. અને હિંદના સંગીતશાસ્ત્રમાં જે બધી શ્રુતિઓ, મૂર્છનાઓ વિગેરે ઝીણા ઝીણા સ્વરો નક્કી કરેલા છે, તે તો તેમાં વાગી શકતાજ નથી. તારવાળાં દરેક વાજીંત્રોમાં જે મધુરી "મીંડ" આવે છે, અને જેને લીધે આપણા દેશમાં આટલી બધી રાગરાગિણીઓ થઇ છે તેવું કાંઇ પણ તેમાં આવી શકતું નથી. વાંસળી, શરણાઇ વિગેરેમાં પણ એ બધા અધવચલા સૂરો આવી શકે છે.

યુરોપનાં સંગીતમાં ને આપણા સંગીતમાં જે મુખ્ય ફેર છે તે તો તે બતાવતું નથી. તો પછી આપણી રાગરાગિણી એ વાજીંત્રમાં વગાડીજ કેમ શકાય?"

આ બધું કહેવા છતાં પણ પશ્ચિમનું બધું સારૂંજ એવું માનનારા લોકોમાં કાંઇજ અસર થઇ નહિ. વળી ક્યાં હારમોનીયમની મધ જેવી જીભ ને ક્યાં તેમની નમ્રતાવાળી વાણી! હારમોનીયમનું રાજ્ય તો જેવું ને તેવુંજ રહ્યું.

# "વધી પડેલી" કુમારીકાઓ

[ ચાલુ વાર્તા. ]

લખનાર:—પુતલાબાઇ કાબ્રાજી.

## પ્રકરણ ૪૨ મું.

### એદલ અને પીરોજા.

એદલના ઘણા આગ્રહની તેડાંથી એકવાર માધવ તેને અને પીરોજાને મળવા દેવલાલી ગયો અને સનીવારની બપોરથી સોમવારની સવાર સુધી તેમને ઘેર રહ્યો. માધવને તો અઠવાડયાંના બધા દહાડા સરખા હતા, પણ એદલને સનીવાર રવીવાર વધારે અનુકુળ પડયો, કેમકે તે સ્કુલનો શિક્ષક હતો અને પીરોજા પણ હવે એક ઇંગ્રેજી નિશાળમાં બાળ વર્ગ શીખવતી હતી.

માધવ ઘરમાં પેસતાંજ આજુબાજુ નજર ફેરવવા અને સવાલો પુછવા માંડયો. આ તે વળી કેવું ઘર, એદલ? મને તો જાપાનનાં લાકડાંનાં ઘર યાદ આવે છે, બગીચો તો સારો બનાવ્યો છે. અને ઘરમાં પણ જાણે બગીચોજ, કેટલાં ફુલ અને કેટલાં કુંડા! અને ફરનીચરમાં તો ચોપડીઓના ઢગલા! ઠીક! તમે તો સુખી! મુંબાઇમાં હોય તો તહરેવાર નકામી ચીજોથી ઘેર ભરી મુકાય, પણ વળી તારે ત્યાં તો છેકજ કંઇ સામાન દેખાતો નથી તે કેમ?"

હવે આ બધા વાકયો માધવ બોલ્યો તે પીરોજાની અને તેની વિધવા બેન મેહરાની ગેરહાજરીમાં હતા, કેમકે એ બન્ને બજારમાં ચારો ખરીદવા ગયલી હતી, તેટલાં માધવ ઘરમાં આવી પહોંચ્યો, સવારે જલ વાગતામાં.

ઉપલા વાકયો બોલાયા તેટલામાં તો બન્ને સ્ત્રીઓ ઘરમાં આવી, અને માધવને આવકાર દીધો, સર્વ બેઠાં, પછી માધવે ઘર વિષે જે ટીકા કરી તે એદલે પોતાની ધણીઆણીને કહી અને પછી

નાનો સરખો જમીનનો કકડો લઇ પટે લીધો અને તે ઉપર જેમ ગરીબ ખેડુત લોક ઘર બાંધે તેમ બાંધ્યું—થોડા ખર્ચે અને જલદી થાય તેવું—જોની આ કુર કાવરાંની ભીંતો છે પણ તે ઉપર કાગલ લગાડી દીધા છે, આ ભોંય જોઇને? ફક્ત મટોડાંની છે, પણ પાટીઆં મુકી દીધાં છે. છાપરું ફક્ત ઘાસનું છે, વાંચા દેખાય અને તેમાંથી કચરો પડે માટે કપડું બધાવ્યું છે અને તોબી, આવું બનાવતાંએ અમને પાંચ હજાર રૂપિયા તો થઇ ગયા—અને પછી વળી ફરનીચર ક્યાંથી લાવીએ મોંઘુ? તેથી આ દેવદારના ક્ક્ કેસીસ બનાવડાવી કાઢયા; અને દેવદારનીજ ટેબલ ખુરશીઓ ઘડાવીને વાપરાએ છીએ.

"દેવદારની ખુરશીઓ છે? માધવ જ્યાં બેઠો હતો ત્યાંથી ઉઠીને બેઠક તપાસવા લાગ્યો, મને તો ખબર પણ નહિ. મને તો સરસ લક્ઝુરીઅસ દીવાન જેવી આ બેઠક લાગી."

બધાં હસ્યાં અને એદલે કહ્યું, "અમારા ઘરમાં મહેરા બેન છે. તેમની એ બધી કળા અને તાજતળાવટ તેમને શોભા સાથે સુખ સગવડ પમાડનારા આસનોજ નહિ, પણ બીજી ઘણી ચીજો બનાવતાં આવડે છે. હમણાં આપણ વાતો કરીએ છીએ તેટલામાં તે જમવાની ઓરડામાં રાંધે છે, હવે જોજો જરા વારમાં કેવી સોડમ નિકળે છે, સારાં સારાં પકવાનની!"

એ પછી બીજી થોડી વાતો કરી પીરોજા ઉઠી, "ભાઇ માધવ, હું જરા ઘરમાં કામે જાઉં છું, તમે બે મિત્રો બેસો અને વાતો કરો યા તમને ગમે તો જરા આરામ લો, હું તમારા માટે નહાવાનું પાણી વગેરે તૈયાર કરું છું. અમે ચાકરો રાખતા નથી, પણ અમે ઘરમાં કેટલીક એવી સગવડો કીધી છે કે જેથી અમને નોકરોની ખોટ જણાતી પણ નથી."

"મારે માટે તમને તસદી પડશે એમ જાણત તો કદી હું અત્રે પરોણો આવત નહિ. બેન પીરોજા," માધવે ઉઠી નમીને કહ્યું.

"તમે નહિ આવત તો અમે ઘણાં દિલગીર થાત ભાઇ, કે અમે ગરીબ અને ચાકર નોકર વગરનાં છીએ માટે અમારા અતલગના મિત્ર પણ અમારે ઘેર આવતા નથી!"

"પણ ત્યારે તમને મહેનત પડે તે?"

"કાં નહિ મહેનત લઇએ? જો અતલગના મિત્રોને માટે મહેનત

પણ ન લઇએ તો બીજું શું કરીએ? અને નોકરો નથી માટે મિત્રોને તેડવાજ નહિ એવો ઠરાવ કરી બેસીયે તો અમે કેવાં એનસીબ વાર?"

"તમારી મહેરબાની છે, પણ મારે માટે કંઇ ખાસ તસ્દી લેશો ના, અને પાણી ઉંચકી લાવવાનું કામ મને સોંપજો!"

"તે મારૂં કામ!" એદલ ભૂસકો મારી ઉઠયો, "મારા મિત્રને માટે કરવાનો મને હક નહિ કે?"

"હા, મી. ત્રીવેદી, એ તો મારા એદલનુંજ કામ, કોઇ ભારે વસ્તુ ઉંચકવાની હોય ત્યારે એઓનેજ તેડવાનો અમારાં ઘરમાં ધારો છે."

એ પછી નહાવાની તથા બીજી વ્યવસ્થા થઇ અને બાર વાગલે જમવા બેઠા. જમતાં સર્વેએ મહેરા બેનની કીધેલી રસોઇની તારીફ કરી અને પછી બીજી વાતો ચાલી.

"તમે મોનટેસોરી નિશાળ કાઢવાનાં હતાં તેનું શું થયું? બેન પીરોજા?" માધવે પુછયું.

"અમને માલમ પડયું કે એવી નિશાળને માટે શરૂઆતનો ખર્ચ મોટો જોઇએ, એટલુંજ નહિ પણ આ ગામમાં એવાં કેટલાં છોકરાંજ નથી કે જેમનાં માબાપ આપણને મોટી ફીઝ આપીને છોકરાંને શીખવા મોકલે. અહિં જે યુરોપિયન કુટુંબો છે, તેમને માટે તો સરકારી નિશાળો છે, અને બીજા તો હિંદુ લોક, જેઓ એવી નિશાળોનો લાભ લે નહિ, જાથુકનાં પારસી રહેવાસી ઘણાંજ થોડાં છે, એટલે તેમનાં આશ્રયથી સ્કુલ ચાલે નહિં, અને જો બધી સામગ્રી લાવી વાટ જોતાં બેસીયે તો ખર્ચમાં ધસડાઇ જઇએ, માટે હાલ તો એ વિચાર માંડી વાળી હું અત્રેની એક ઇંગ્લીશ સ્કુલમાં શિક્ષક રહી છું, અને ત્યાં એજ પદ્ધતિથી શીખવું છું."

---

## પ્રકરણ ૪૩ મું.

---

### માધવને કેવી અર્ધાંગના જોઇએ.

સોમવારની સવારે, માધવ પાછો મુંબઇ જવા નિકળ્યો ત્યારે એદલ તેને સ્ટેશન ઉપર મૂકવા ગયો; પોતાનું ઘર દરથી મિત્રને

છું કે પેલું ઘર, એક ખરૂં સુખધામ—મને મળ્યું છે ત્યાં હું માનવ સાથે નહિ પણ ફીરેસ્તાઓ સાથે વસું છું એવું મને લાગે છે."

ટ્રેન ઉપડવા પછી માધવ હસ્યો, અને મનથી બોલ્યો, "જેવા જેના વિચાર, ફીરેસ્તાઓ સાથે વસી, મીઠું મધ સદા ખાતાં મને તો કંટાળો આવે! મને તો એવી અર્ધાંગના જોઇએ કે જે એક પુરૂષ જેવી સ્વતંત્ર, વિચારો અને વર્તનમાં હોય, ખુબસુરત એટલે શું? ગોરી ચામડી, નાજુક બદન? ના, ના, મારે તે નહિ જોઇએ, મજાની તન્દુરસ્ત, મજબૂત, ખડતલ બાઈરી મને તો જોઇએ, તકરારમાંથી ઉતરે, વાદવિવાદબી કરે, એકલી ફરે, પોતાનું પોતે સંભાળે અને પોતાની અક્કલ હુશિયારીથી પોતાનો નિર્વાહ પણ કરે. આ તો શું! મરદ કમાય, કમાવા સારૂ મહેનત કરે, અને બઇરાં બેસીને ખાય, સારૂં સારૂં પહેરે, રખે કપડાં બગડે કરી ના ધસીને ચાલે કે ધીમે; અને પછી વર મરી જાય ત્યારે ઘરનું ખૂણો ધરીને બેસે કે મારાથી કેમ કામ કરાય; અને મારાથી કેમ મહેનત કરાય? પહેલાંથી સ્વતંત્ર રાખ્યાં હોય તો બૈરાં સંસારને વધારે ઉપયોગી થઈ પડવા સાથે, મરદ ઉપર એવાં બોજ સમાન નહિ થઇ પડે," અને આ વર્ણન કોણને લાગુ પડે છે તેને યાદ કરતો અને હવે તેને કેમ જીતવી તેનો વિચાર કરતો તે ગુમ થઇ ગયો.

પણ રાધાને જીતીને પરણવી, એ તેની હજીબી મતલબ નહિ હતી. જીતવી ખરી, પણ હાલ જે રીતે લોક પરણીને આખી જીંદગી બંધાયલાં રહે છે તેમ તો બંધાવુંજ નહિ, રાધાનો પ્યાર મેળવવો, તેને જીતી લેવી, અને પછી તેની હિંમત જોવી કે તે લગ્નની ક્રિયાનો અનાદર કરે છે કે? જો કરે તોજ તે મારી, મારે લાયકની, બાકી નહિ તો તે એક સાધારણ મનની સાધારણ બીકણ સ્ત્રી; તેને જીતવામાં સંતોષ શો?

પણ રાધા કોઇ દહાડે એકલી મળતી નથી, અરે તે દહાડે પેલાં બે આવી નહિ ચડત તો કંઇ વાત થાત, પણ કંઇ નહિ, થોડું તો બોલાયું: વિચાર તો દર્શાવ્યા, હવે જોઇએ કે તેને એ વિચારો અનુકુળ છે કે, જોઉં, ફરીથી જાઉં, એકલી મળે તેમ જાઉં, મંગલાની મદદ લઉં? તેને કહું કે હું રાધાને એકલીજ મળવા માંગું છું.

આવા વિચારોમાં હતો તેટલાં એક તક મળી, મંગલાએ જમવાનું

ઇજન મોકલ્યું, એટલે ધાર્યું કે હવે મંગલા સાથ મનસુબો કરશે. પણ થયું એમ કે જે સાંજે જમવા તેડેલો હતો તે સાંજે પુષ્કળ વરસાદ પડયો, અને તે વરસાદમાંજ ગયો, અને મહેમના સ્ટેશન ઉપર ગાડી નહિં મળવાથી ઓવરકોટ અને છત્રીની મદદથી ચાલતોજ ગયો. પણ બંગલામાં પેઠો તેવો પહેલો આવકાર રાધાએજ દીધો અને ખબર આપી, કે "મંગલા બેન હજી આવ્યાં નથી, બપોરે એ વાગતે કોટમાં કામે ગયલાં, અને સાત વાગતાંની ટ્રેનમાં આવનાર હતાં પણ વરસાદને લીધે અટકયાં હોય કે ટ્રેન ચૂકયાં હોય.

---

## પ્રકરણ ૪૮ મું.

---

### માધવની તક.

માધવ ઓવરકોટ મુકી કપડાં ખંખેરી બુટ લુછતો જોય છે તો આજે રાધા કંઇ ખાસ ખુબસુરત દેખાય છે, તેના વાળ સારી કળાથી—જપાનીઝ બાઇરાંની માફક બાંધેલા છે—કંઇ લાલ સાડી અને સાથે કાળું લેસનું બ્લાઉઝ પહેરેલું છે, તેથી કે શાથી તે—તેનાં કપડાં—બધું કંઇ ઘણું શોભિતું—ઘણું ખેંચાણકારક લાગે છે.

માંહે જઇ બેઠો અને કંઇ થોડી વાતો ચાલી, પછી રાધાએ ઘડિયાળ કાઢયું. "સાડા આઠની ટ્રેન આવી ગઇ, હવે મંગલા બેન નહિ આવે, વરસાદ પણ અટકતોજ નથી, ભાઇ મુંબઇમાં છે, તેમને ઘેર રહ્યાં હશે."

માધવ ઉઠયો, "ત્યારે-હું જાઉં?" તે દયા માંગતો હોય એવે ચહેરે બોલ્યો. રાધા હસી પડી, "કેમ તમે જશો? જમવાનું તૈયાર છે અને વરસાદ ભારે પડે છે તેવામાં કોઇનેબી બહાર જવા દેવામાં ફરતા છે. તમે શું એમ ધારો છો કે મંગલા નથી તેથી હું તમને આવા વરસાદમાં બહાર કાઢીશ?"

ખુસી સાથ માધવ પાછો બેઠો, "ત્યારે તો તમારી મહેરબાની, મને તો ભૂખ પણ ઘણી લાગી છે અને છેટે જવાનું—"

"પણ કેમ જાઓ મી. ત્રીવેદી? શું તમે મને એવી કઠણ દિલની ધારો છો કે હું તમને આવા વરસાદમાં બહાર કાઢું? તમારી સગી મંગલા મને શું કહે!"

"હું બાધી કે તમે પણ બીજા બૈરાં જેવાં હશો કે એકલા ગૃહસ્થ સાથે જમવામાં મોટું પાપ સમજો."

રાધા હસી, "હું સાધારણ બૈરાં જેવી નથી, એ તમે અત્યાર આગમજ જોયું નથી?"

"હા, જોયું છે અને તેથીજ હું તમારો એક વખાણનાર થયો છું." તે લાગણીથી બોલ્યો.

"હશે, મને વખાણ જોઇતાં નથી." રાધા હસી.

એ પછી ખાણું આવ્યું, રાધાએ પુર ગંભીરતા અને માનથી પોતાના પરોણાને બેસાડ્યો, પોતે બેઠી અને જોઇતી આવજાત મદારત કરી તેને જમાડયો.

જમતાં માધવે પુછ્યું, "આટલા વરસાદમાં મંગલાને મુંબઇ જવાની શી જરૂર પડી? ભલું છે કે બાઇએ ઘરમાં રાખી, ના તો છેક બીજાઇને તરબોળ થાત, સ્ટેશનેથી ઘેર આવતાં, અને આડી તો કદી નડત નહિં."

"મંગલાને જવુંજ પડયું, એક બૈરાંની સંસ્થા—ભગીની સમાજ—કરી છે ત્યાં એણે એક લેકચર આપવાનું કબૂલ કરેલું હતું—એટલે જવુંજ પડયું, સવારે વરસાદ નહીં હતો, બપોરથી જરા જરા કરીને થયો, એટલે ના કહેવાડવાનો પણ વખત નહિં રહ્યો, લેકચર ચાર વાગતે હતું, પછી એ બાઇને ઘેર જવાની હતી, અને જો બાઇ આવે તો તેડી આવવાની હતી, તમારી સાથે જમવા."

"ઓહો! ચુનીલાલ ભાઇને મળવાથી મને પરમ સંતોષ થાત!" તે હસ્યો, "પણ મંગલાના વિચારો હવે લોકપ્રિય થતા જાય છે કાં!"

"હા, કેટલાક સારા વિચારવાળા હિંદુઓ એના બોલવાને ટેકો આપે છે, અને એનાં કામમાં મદદ પણ આપે છે પણ બાઈ બાળીને તે રૂચતા નથી તેઓ તો એને વઢે છે—"

"અરે બોડો ના હિંદુઓની વાત, મને તો હવે એમના પર બહુ ગુસ્સો આવે છે. હવે આ જૈન લોક—આ મહાત્મા ગાંધીની ખુદ નાતવાળાઓમાં જુવોને! આજેજ મેં એક જુવાન સ્ત્રીના મરણની વાત સાંભળી અને મેં તો એ પશુપક્ષી અને કીડા મંકડની દયા પર-હિંદુઓની અક્કલ ઉપર ભારે અફસોસ કર્યો, એમને દેખાતું નથી

કે બાળલગ્નના માઠા રીવાજથી અને વિધવા વિવાહના બાધથી એમ-નામાં કેટલો અધર્મ, કેટલાં પાપ—થાય છે. આ બાઈ બિચારી તેર વર્ષની ઉમરે પીસ્તાલીસ વર્ષના પુરૂષ સાથે પરણી હતી કે જેને બે બાઈરી થઈ ચૂકેલી, પહેલીનો દીકરો આજે પચીસ વર્ષનો છે. બીજીએ આવીને પરણાવ્યો, બીજીનાં બે નાનાં બચ્ચાં છે અને એને પોતાને બે થયાં, અને બીજાની વખતથી ક્ષય રોગ થયો તે રીબી રીબીને મુઇ. શું ગાંધીજીની નાતમાં આવું? જો એ નાતમાં વિધવા વિવાહનો ચાલ હોત તો આ મોટી ઉમરનો પુરૂષ, મોટા દીકરાનો બાપ, તેર વર્ષની બાળકી લાવત? પણ અફસોસ કે હીંદુઓ હજી સમજતા નથી. બાળકીઓને વિધવા બનાવી દુઃખી કરે છે, તેઓ વગર વરે, વગર ઘરે, વગર સંતાને ઝુરે છે, અને ઘરડાઓ બાળકીઓને પરણે છે. અફસોસ, મીસ રાધા, મને તો એવું લાગે છે કે હું તો હીંદુ ધર્મ છોડી દઇ ખ્રિસ્તી કે મુસલમાન થઇ જાઉં, પણ આવા હીંદુઓમાંનો એક નહિ ગણાઉં!"

"અફસોસ! એવીજ રીતે હીંદુ ધર્મ ઉપરથી ઘણાંઓનાં દિલ ઉઠી જાય છે, અને તોપણ કાં નહિં આર્યસમાજીઓની સફમાં વધારો થતો? જેમને હિંદુઓમાં આજે પ્રસરી રહેલા કુચાલો—ધર્મને નામે ચાલતા અધર્મોની સામે અણગમો હોય તેઓ કાં નહિ આર્ય સમાજમાં જોડાય? ખ્રિસ્તી, કે મહોમેદન હોવા કરતાં હીંદુ રહીને આજનાં હિંદુ ધર્મથી છૂટા થવાનો એજ એક માર્ગ છે."

"હું એ માર્ગ લઇશ, મિસ રાધા, ઓરથોડોક્ષ હિંદુ પક્ષમાં તો હું વધારેવાર રહેવાનો નથી."

---

## પ્રકરણ ૪૫ મું.

---

### માધવ મનની વાત કહે છે.

જમવા પછી રાધા ઉઠી, "અમારી ટેબલ ઉપર દારૂ નથી, અને તમે જો સ્મોક કરવા ચાહતા હો તો બેસો હું દીવાનખાનામાં બેસીશ."

પણ માધવ ઉઠયો, "નારે, હું તો એકલો નહિ બેસું, તમે જરા પિઆનો વગાડો મને તમારૂં ગાયન સાંભળવું ગમે છે."

શકતો નથી. મારાથી તારા વગર છવાતું નથી. રાધા, નહિ તો હું તને તારાં કામમાં મદદ અને ઉત્તેજન આપત."

"તમારાં ઉત્તેજન વિના હું બેસી તો નથી રહી!"

"નહિજ, હું જાણું છું કે તું સ્વતંત્ર છે, બહાદુર નારી છે અને તેથી તો હું તને વખાણતાં વખાણતાં પ્યારના ખાડામાં પડયો છું".

"મને લાગે છે કે તમારાં મનની સમાધાનીને ખાતર તમારે મારાથી દૂર રહેવું જોઈએ, તે સહેલાઈથી બનશે કેમકે મારાં કામમાં તમારી જરૂર નથી."

"અરે નહિં નહિં!" તે ઉભો થઈ કરગરીને બોલ્યો; "એવા છેક સખત ઉપાય ના લો. મિસ રાધા, મને તમારા મિત્ર તરીકે કોઇવાર મળવાનો હક્ક આપો, કેમકે ઘણી થોડી સ્ત્રીઓ એવી છે કે જેમની સાથે હું વાત કરી શકું–જેમ તમારી સાથે કરૂં છું તેમ –તો શું તમે મને છેક કાંઢી કાઢશો? મિત્રમાં પણ લેખશો નહિ?"

"મને તો લાગે છે કે તમારા અને મારા વિચારોમાં ઘણો ફેર છે, ઘણી વાતમાં આપણાં મત જૂદાં પડે એવું છે."

"નહિ, તેમ નથી, સિવાય કે તમને મારા વિષે કોઈએ ખોટું કહ્યું હોય, અને તમે ખોટો અભિપ્રાય બાંધ્યો હોય."

"લો ગાડી આવી!" દરવાજાપર ગાડીનો અવાજ સંભળાતાં રાધા બોલી અને માધવ ઉઠયો થયો "હવે એક વાત સાંભળી લો. ફરી મારી આગળ આજે કીધી છે તેવી વાતો કરશો માં, નહિં તો તમને દૂર રાખવાને માટે મને અપાર મહેનતમાં પડવું થશે."

"ઓ! હું કેમ બધી આશા મુકી દઉં?"

"નહિ મુકશો તો હું જેટલી લેવાશે તેટલી મહેનત લઇ તમારાથી દૂર રહીશ."

"વારૂં ત્યારે, હું શેકહેન્ડની પણ આશા રાખતો નથી."

રાધાએ હાથ લાંબો કીધો તેણે જરા લઇ મુકી દીધો એટલે રાધા બોલી, "યાદ રાખજો કે આજે ન ધારેલી હું તમારી પરોણાગત કરવામાં એકલી પડી, તમને તો મંગલાએ અને મેં મળીને જમવા રયા હતા."

ઘેર જતાં માધવના મનમાં તોફાન ચાલી રહ્યું. "બધી આશા તો નહિં છોડું એ ના કહે તો શું? એને જીતવી તો ખરી, અને

જોઈને જીતવામાંજ મંગળ! એ મ્હાત થઈ ખુશીથી મારી થાય ત્યાં સુધી યત્ન કરીશ."

ઉપલા બનાવને કેટલાક દિવસ વિતવા બાદ એક દહાડે રાધાએ મંગળાની પાસે બેસી પુછયું, "મંગળા તારા પિત્રાઇ ભાઈની જે વાતોથી અને નામોશી લાગી તે તું મને કહીશ? મારે જાણવી છે."

"કાં?" મંગળાએ રાધા તરફ મર્મથી જોયું અને હસી.

રાધાથી હસી પડાયું તેના ચહેરા ઉપર લાલી ધાઈ આવ્યું તે બોલી, "મને કારણ છે, મને જાણવું છે તારા પિત્રાઇએ મને પોતાનો પ્યાર જાહેર કીધો છે."

"ઓહો! હું કેવી ખુશી! હું જાણતીજ હતી; પણ તેં તેનો હાથ કબૂલ કીધો?"

"તેટલે સુધી વાત આવીજ નથી, પણ મને કહે, એ બધી વાત માંડીને કહે, મારે જાણવી છે."

મંગળા મોં એવા લાગી, આનાકાની કરવા લાગી, પણ રાધાના ચહેરા ઉપર આગ્રહનો છાપ જોઇ પીગળી, અને ધીમે ધીમે કરી માધવની બધી વાતો જે પોતે જાણતી હતી તે કહી, જો કે એટલું બોલતી ગઇ કે "અમે આમ સાંભળ્યું હતું, ખરૂં ખોટું કોણ જાણે? અને માટે આવું બોલાય છે એમ એ જાણતો હતો, પણ એણે ખુલાસો કર્યો નહિં, જરા પોતાનો બચાવ કર્યો નહિં, પણ હમણાં થોડા દહાડા ઉપર મને પૂછતો હતો કે "તેં મારી બધી વાતો રાધાને કહી છે?" મેં જવાબ દીધો કે "તમારી તે વેળાની વર્તણુક અમને નાપસંદ હતી તે રાધા જાણે છે, મારી વાતોથી જાણે છે ત્યારે એણે પુછેલું કે શું બધીજ ગપો મેં રાધાને કહી હતી?" અને મેં જવાબ દીધેલો કે "ગપો કે ખરી વાતો જે હોય તે, પણ મેં રાધાને થોડીક કહી હતી અને મારો અભિપ્રાય તે જાણે છે "તે ઉપરથી એણે મને કહ્યું કે તે વખતે જે જે વાતો બહાર આવી હતી તે ખોટી હતી અને તેનાપર ખોટો આરોપ મુકાયો હતો."

રાધાએ જરા માથું ઉંચકી પૂછયું "એ કહે છે કે એનો વાંક નહિં હતો?"

"હા કહે છે તો ખરો, પણ—"

"સાચી વાત બહાર આવેજ કેમ એવું હોય ત્યારે?" બધું ધીરજથી સાંભળી પછી રાધા બોલી, "પણ વારૂ હવે તો જે હોય તે

મંગલા તને મેં ઘણી જગાડી, બાર વાગવા આવ્યા, બ પોટી બ ગુડ નાઈટ."

માધવનો વાંક હતો કે નહિં તે માટે રાધાએ વધારે વિચાર કીધો નહિં, પણ કેટલીક નઠારી પાપી સ્ત્રીઓની ચાલચલણુ પોતે પણ જોયલી તેને યાદ આવી અને એવી સ્ત્રીઓપર તેને ગુસ્સો આવ્યો, અને એવી સ્ત્રીઓના શીકાર થઇ પડેલાઓની દયા આવી.

પણ માધવે તેને પોતાનો પ્યાર દેખાડયો તેથી રાધાના મન ઉપર કંઇ ઓરજ અસર થઇ. તેનું સ્વમાન વધ્યું, તેને લાગ્યું કે જાણે તેનો દરજ્જો વધ્યો છે, તે આસપાસની કુમારીકાઓ કરતાં પોતાને ઉચી પંક્તિએ મુકવા લાગી, એક બોલ બોલું તો મારે માટે પતિ તૈયાર છે એ ખ્યાલથી તેના મનમાં ઉત્તમ ખુશાલી આવી, તે સુખી અને ખુશમીજાજી બની, તેમજ વધારે દયાળુ, વધારે દિલસોજ બની. તેનામાં થયલો ફેરફાર તેની મિત્રો અને સાથે કામ કરનારીઓ જોઇને અજાયબ થઈ.

(અપૂર્ણ.)

---

# ગૃહજીવનની સુંદરતા.

## વિભાગ બીજો.

### પતિનો ધર્મ.

ગૃહજીવન સુંદર-સુખી બનાવવા માટે, કુટુંબના દરેક માણસે પોતાનો હિસ્સો આપવાનો છે, અને જો દરેક જણ પોતાની ગૃહપ્રત્યેની ફરજ પ્રમાણિકપણે અને ખરા મનથી બજાવે તોજ ગૃહજીવનમાં સૌંદર્ય, સુખ, અને સંપૂર્ણતા, પ્રાપ્ત થાય. સંગીતકારોની એક મંડળી હોય, અને તેમાં ફક્ત એકજ બેસુરૂ અને તાલ વિનાનું સંગીત કરતો હોય, તો બીજા સર્વ સુંદર સંગીત કરતા હોય તો પણ આખી મંડળીનો તાલ બગડી જાય છે; તેજ પ્રમાણે ગૃહજીવનમાં પણ, કુટુંબનો એકજ માણસ પ્રેમ અને ફરજમાં પાછો પડે છે, તો આખું ગૃહજીવન બેસુરૂં બની જાય છે.

એક માણસથી કંઇ ગૃહ સુંદર-જોઇએ તેવું-બની શકે નહિ. કોઇકવાર જેમ કાંટાના ઝાંખરાની અંદર કોઇક સુગંધમય પુષ્પ હોય તો તેનો પ્રમરાટ આખી વાડને સુવાસિત કરી મૂકે છે, તેમ કદાચ આખા કુટુંબમાં પણ એકાદ મધુર-પ્રેમમય-મનુષ્ય હોય તો તે કુટુંબમાં પ્રેમ સુવાસ પ્રસરાવી શકે છે. કોઇક વેળાએ એકજ નમ્ર અને નિસ્વાર્થી જીવ, કર્કશતા કાપી નાંખે, સ્વાર્થને પીગળાવી દે, અને કુટુંબમાં પ્રેમના આશિર્વાદ રેલાવી દે. છતાંય એટલું તો ખરૂંજ કે આવા એકાદ જણથી કોઇ સમસ્ત ગૃહજીવન સંપૂર્ણ અને ભરપુર બની શકે નહિ. તે માટે તો દરેક જણે પોતાની ફરજ બજાવવી જોઇએ-પોતાનો ભાગ બજાવવો જોઇએ. પતિનું કાર્ય અલગજ છે-બીજું કોઇ તે કરી શકેજ નહિ, પત્નિનો ધર્મ વળી જુદો છે, પછી બાળકો, ભાઇઓ, બહેનો દરેકને સૌ સૌના કાર્ય કરવાનાં છે. સંગીત મંડળીમાં જુદાં જુદાં સ્વરો એકઠાં મળી એક મધુર સંગીત ઉપજાવી કાઢે છે, જુદાં જુદાં વાજિંત્રોનાં ભિન્નભિન્ન સ્વરો ભેગાં મળી, મધુરી અસર નિપજાવે છે;

ઉભું કરે છે; ભિન્નભિન્ન યંત્રો પોતાના કાર્યથી એક કારખાનામાં શક્તિ, ચલન, નાજુકાઈ, અને હોશીયારી ભર્યું કાર્ય નિપજાવે છે. તેજ પ્રમાણે કુટુંબના પણ સર્વ અંગો, પોતાની ફરજ યોગ્ય રીતે બજાવે અને જોખમદારીઓની ગંભિરતા સમજે, તો પરિણામે કુટુંબમાં—ગૃહમાં—એકતાન, આનંદ અને આશિર્વાદ, વરસી રહે.

ત્યારે કુટુંબમાં પતિનું કાર્ય શું છે? પતિની ફરજ વિષે પ્રભુના શા આદેશ છે? લગ્ન સંબંધ થાય ત્યારથી પતિયે શું શું કરવાનું છે? પત્ની પ્રત્યે એનો શો ધર્મ છે? જ્યારે લગ્ન વેદિ સમક્ષ—પવિત્ર અગ્નિ સમક્ષ—પ્રભુની સમક્ષ—અને પંચની સમક્ષ, તેના તેની પત્ની સાથે હસ્તમિલાપ થાય છે, તે ગંભિર, પવિત્ર, પ્રતિજ્ઞાઓ કરે છે, તે સંબંધી શા ધર્મ બજાવવાનું તે માથે લે છે?

"પ્રેમ."

આ સર્વનો ઉત્તર એકજ શબ્દથી આપી શકાય તેમ છે. આ શબ્દ "પ્રેમ" છે. દરેક ધર્મશાસ્ત્રો કહે છે કે "પતિયે પત્નીને પ્રેમથી ચહાવી જોઇયે." આજ દૈવી આદેશ છે. તે નાનો છે—અથવા નાનો દેખાય છે. પણ તે સ્વીકાર્યા પછી, તેનું પાલન કરતી વખતે, આ આદેશ ગહન લાગે છે.

છબી પાડવાની કલા અત્યારે ઘણી આગળ વધી છે. મોટા દૈનિક પત્રના આખા પાનાની છબી એકાદ ઇંચ જગામાં હવે સમાવી શકાય છે, છતાંયે સૂક્ષ્મ દર્શક યંત્રમાંથી જોતાં માલુમ પડે છે કે એકે એક વિગત આ નાની છબીમાં આવી જાય છે. તેજ પ્રમાણે આ નાના શબ્દચિત્ર—"પ્રેમ"—માં જીવનના—ગૃહધર્મના, વિચારોનો અને સૂચનાઓનો સંગ્રહ સમાયલો છે; અને જેમ જેમ સૂક્ષ્મતાથી આપણે તે સર્વનો વિચાર કરીયે છીયે, તેમ તેમ આ સર્વ "પ્રેમ" શબ્દમાં સ્પષ્ટ રીતે આલેખાયલા માલુમ પડે છે. ત્યારે પતિના પ્રેમમાં કઇ કઇ મુખ્ય બાબતોનો સમાવેશ થઇ જાય છે?

### સ્નેહપૂર્ણ સન્માન.

આમાંની એક બાબત પત્નીની ચાહનાની, તેની તરફના સ્નેહપૂર્ણ [illegible]ાનની છે જ્યારે એક માણસ પોતાનો હાથ કોઇ સ્રીને આપે છે. [illegible] તે પોતાના કાર્યથીજ કહી આપે છે કે બીજી સર્વ સ્રીઓમાંથી તેણે આ સ્રીને પોતાના પ્રેમ માટે પસંદ કરી છે, અને તે તેને ખાત

પ્રેમથી ચાહે છે. લગ્નવેદિ સમક્ષ તે પ્રતિજ્ઞા લે છે કે તેનો આ મરણપર્યંત ચાલુ રહેશે, જ્યારે તેના મુખની સુંદરતા કરમાઇ જાય, આંખનાં તેજ કરમાઇ જાય, જ્યારે ઘડપણની કરચલીયો અથવા દેખા અથવા માંદગી, આફત, કે ચિંતા, તેમની નિશાનીઓ તેના શરીર ૫ મૂકતાં જાય, ત્યારે પણ વફાદાર પતિનો પ્રેમ તો, હંમેશની અખંડિત, સાચો, અને ગાઢજ રહે છે. એનું હૃદય તો પોતાની પ્રત્યે સ્નેહપૂર્ણ સન્માનથીજ જૂવે છે, અને અન્ય કોઇ પણ સ્ત્રી કરતાં પોતાની પત્નીથીજ તે આનંદ પામે છે.

પણ આ શબ્દના અર્થમાં કેવળ ભાવનાપૂર્ણ ચાહના કરતાં વિશેષ અર્થ રહેલો છે. ખ્રિસ્તિ ધર્મશાસ્ત્રમાં તો આ પ્રેમનું પ્રમાણ પણ આપેલું છે. તેમાં લખ્યું છે કે,

"પતિઓ જે પ્રેમથી ઇસુખ્રિસ્ત દેવળને–ધર્મને–ચહાતા હતા અને જે પ્રેમથી તેમણે તે માટે સ્વાત્મભોગ આપ્યો હતો. તેવા પ્રેમથી તમે તમારી પત્નીઓને ચહાજો." ઇસુખ્રિસ્ત જે ગાઢ પ્રેમથી તેમના ધર્મને ચહાતા હશે તેનું માપ આપણે મર્ત્ય મનુષ્યો કાઢી શકીએ તેમ નથી; તો પણ એ પ્રેમનું પૃથ્વી ઉપર જેટલું અનુસરણ થઇ શકે તેટલું દરેક પતિયે કરવાનું છે. ઇસુખ્રિસ્તે પોતાની જાત પોતાના ધર્મને અર્પી દીધી હતી. દરેક પતિયે પણ પોતાની જાત પોતાની પત્નીને અર્પી દેવાની છે, સાદી પણ સંપૂર્ણ ભક્તિમાં તેણે પત્નીમય થઇ જવાનું છે. ધર્મના આદેશને સમજનાર પતિ, પોતાના અંગત સ્વાર્થનું બલિદાન લગ્નવેદિમાંજ આપી દે છે. પોતાની સગવડોનો તે વિચાર નથી કરતો, પણ પોતાની પ્રિયાની સગવડોનો કરે છે. જાણે કે વંટોળીયો હોય તો, પવનનો સુસવાટો પોતે વહોરે છે, અને તેના ઝપાટામાંથી પોતાની પત્નીને બચાવી દે છે. પત્નીનું પોષણ કરવા માટે પોતે મહેનત કરે છે. તેને વધારે સુખ આપી શકાય, વધારે આનંદ આપી શકાય, તે માટે પોતે અનેક સ્વાર્થત્યાગ કરે છે. પત્નીને જો ફાયદો કરી શકાતો હોય, તો કોઇ પણ ભોગ તે ભારે લેખતો નથી.

લગ્ન થતાંજ, પત્ની પોતાના સર્વ સ્વાર્થની સુપરત પતિને કરી દે છે, પોતાનું જીવન સર્વસ્વ પતિને અર્પી દે છે, તે કાર્યમાં નમ્રતા અને ગંભિરતા સમાયલાં છે. તે પોતાના માતપિતા જુનું ઘર તજી દે છે. પોતાના અત્યારલગીનાં જીવનનાં

છોડી દે છે. નાનપણના મિત્રો અને મૈત્રિ તે મૂકી દે છે. જે આનંદો ભોગવવા તે ટેવાયલી હોય છે. તેના સર્વ સાધનોથી તે દૂર થઇ જાય છે. જે મનુષ્યની તે પત્ની થાય છે તેના મુખ સામું તે ધ્રુજતા હૃદયથી, પણ પૂર્ણ વિશ્વાસથી તે જુવે છે. અને તેનેજ પોતાનો પવિત્ર સ્વાર્થ સોંપી દે છે. તે આમ કરે છે, ત્યારે તેને માથે ગંભિર ફરજ પ્રાપ્ત થાય છે. આ સુપરત એક નાજુક હૃદયના જીવનભરના સુખની છે. તે સુખી થશે કે દુઃખી તેનો આધાર તેના ઉપર રહે છે. આ સુપરતથી તે એક મનુષ્યને દૈવિ સુખ આપી શકે, અથવા તો તેનું સૌંદર્ય સદાને માટે નષ્ટ કરી નાંખે.

પત્ની પોતાનું સર્વસ્વ પતિને અર્પણ કરી દે છે; આ રીતે મૂકેલા વિશ્વાસનો પતિ પ્રત્યુત્તર આપશે? વફાદાર થશે? તે એને અક્ષત પ્રેમથી ચહાશે? ઝંઝાવાતથી તેનું રક્ષણ કરી, દુઃખમાંથી તેનો બચાવ કરશે? પત્નીના સુખને તે કીમતી ગણી, તેની ખાતર તે દરેક ચીજ ખમશે–સહન કરશે? તેનું વધારેમાં વધારે કલ્યાણ થાય, તેનામાં ઉન્નત શીલ ખીલે, તે માટે તે પ્રયત્ન કરશે? તેનો વિશ્વાસુ પ્રેમ, તેના ચરણમાં જે જે ધરે, તે સર્વ સ્વીકારવા જેટલીજ યોગ્યતા તે ધરાવે છે? તે સદાને માટે તેને આશરે આવેલીને વફાદાર રહેશે?

મીસ ડૅાકટર નામની એક અંગ્રેજ સ્ત્રી કવિયે, એક પરણવા તૈયાર થયેલી કન્યાના મુખમાં કવિતારૂપે નીચેના વિચાર મુકયા છેઃ—તે કાવ્યનું નામ એક સ્ત્રીનો પ્રશ્ન છે.

"મારૂં ભાવિ હું તારા હાથમાં મૂકું, અથવા મારો હસ્ત તને અર્પું, તારાં ભવિષ્ય સાથે મારૂં ભવિષ્ય જોડી દઉં, મારૂં સર્વસ્વ તારે માટે હું જોખમમાં નાખું, તે પહેલાં મારે અર્થે તું તારા આત્માને આજે પ્રશ્ન પૂછજે.

"હું મારાં સર્વ બંધન તોડી નાંખું છું અને તેનો મને શોક નથી, પણ તારા ભૂતકાળ કોઇ શૃંખલા તને હજી સુધી બાંધી રાખે છે? અથવા તારી વફાદારી મારા જેટલી શુદ્ધ અને સ્વતંત્ર છે?

"તારા ભવિષ્ય માટે તું એવું ઝાંખું પણ સ્વપ્નું જુવે છે કે વિના એવું જીવન ગાળી શકે કે જેમાં હું ભાગ ન લેતી હોઉં? જો તેમ હોય તો મારૂં સર્વસ્વ નષ્ટ થાય તે પહેલાંજ મને કહી દેજે; અને મને ભલે દુઃખ લાગે કે નુકશાન થાય!

"ઊંડે ઊંડાણમાં તપાસ કર. તારો અંતરાત્મા તને એમ કહે કે તેં મારાથી કાંઇક પણ છુપાવ્યું છે, તો દયા કરીને મને સત્ય હકીકત કહી દેજે, ખાસી દયા ખાઇને મારાથી કાંઇ છુપાવીશ નહિ.

"તારા હૃદયની કાંઇ પણ લાગણી એવી છે જે મારાથી પૂર્ણ ના થાય? એક પણ સૂર એવો છે જે અન્યથીજ જાગૃત થાય? બોલ, ક્ષમણુથીજ બોલી દે. નહિ તો ભવિષ્યમાં કોઇ દિવસ મારૂં જીવન કરમાઇ જશે, સડી જશે.

"તારા સ્વભાવમાં નવીનતાનો રાક્ષસી મોહ રહેલો છે? જે નવી અને વિચિત્ર વસ્તુઓ તરફ તારૂં ક્ષણિક આકર્ષણ કરી નાંખે! તે કેવળ તારોજ વાંક ના હોય પણ મારા હૃદયનું તારા હૃદયથીજ રક્ષણ કર."

"ભવિષ્યમાં કોઇ પણ દિવસ તારો હાથ મારી પાસેથી છીનવી લઇને, મારા હકના ઉત્તરમાં તું એમ કહીશ કે "વાંક મારો નથી વિધાતાનો-તથા આજની ભૂલનો છે." કેટલાએક લોકો આમ કહી અંતઃકરણ સંતોષે છે; પણ તેમ તારે માટે સંભવ હોય, તો મહેરબાની કરી આજથીજ મને ચેતાવીને બચાવી દેજે."

એક નમ્ર, નાજુક, વિશ્વાસુ, યુવાન, જીવનને, તેના અથવા પોતાના મૃત્યુ સુધી, રક્ષણ માટે આનંદિત કરવા માટે, આશીષમય કરવા માટે સ્વીકારવું તે ઘણીજ ગંભીર બાબત છે.

આ જોખમની ગંભીરતા તથા પવિત્રતા કેટલા બધા માણસો કદિ પણ સ્વીકારતા નથી તે કેવી અફસોસની વાત છે! આ પવિત્ર સ્વીકૃત ફરજ બજાવવામાં કેટલા બધા નિષ્ફળ નિવડે છે! જે નાજુક જીવનનું મૃત્યુ પર્યંત રક્ષણ કરવાના સોગન લગ્નવેદિ સમક્ષ લીધેલા હોય છે, તે જીવનને ક્રુર કૃત્યથી કેટલા બધા માણસો ચગદે છે! પ્રેમને બદલે સ્વાર્થનું સામ્રાજ્ય કેટલા બધા માણસો ચાલવા દે છે! મૃદુહૃદયોને પોષવાના તથા પ્રેમથી સંતોષવાનો પણ લીધા પછી, તેમ કરવા કેટલા બધા દુર્બલ મનુષ્યો નિષ્ફળ નિવડે છે! જ્યારે, કોઇ સ્ત્રી ખાસ એક ઇપ્સિત પ્રિયાને પોતાનો કોમળ હસ્ત, અર્પણ કરી, પત્ની બને છે, ત્યારે તે પોતાની આશાઓ, ભય, ભવિષ્યની શક્યતાઓ; આનંદ, દુઃખ, વિકાસના સાધનો તથા કોમળ અને પવિત્ર ઇચ્છાઓ, અને આ સર્વ પોતાના પતિનાજ હાથમાં મૂકી દે છે, એમ દરેક પતિએ સમ-

જવું જોઇએ. અને આ સર્વ ફરજ અદા કરવા માટે સ્વભોગ આપવા પતિએ તત્પર રહેવું જોઇયે. આટલું કરવાની તૈયારી હોય નહિ તો "ઇસુ ખ્રિસ્તે જેવા પ્રેમથી પોતાના પંથને ચાહ્યો હતો તેટલા પ્રેમથી પતિયે પત્નીને ચહાવી જોઇયે." એ કથનનો કંઇ અર્થજ રહેતો નથી.

હિંદુ લગ્નક્રિયામાં પણ મંગળફેરાની પ્રતિજ્ઞાઓ પત્ની કરે છે, પછી પતિ કહે છે કેઃ

मम व्रते ते हृदयं दधामि मम चित्तमनुचित्तं तेऽस्तु ।
मम वाचमेकमना जुषस्व प्रजापतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥

"મારા વ્રતમાં તારા આ હૃદયને મુકું છું; તારા ચિત્ત જેવું મારૂં ચિત્ત હો! મારાં મન અને વાણી તારી સાથે એકતા પ્રાપ્ત કરો; પ્રજાપતિ તને અને મને એક કરી નાંખો."

આમ એકતા પ્રાપ્ત થયેલા યુગલ વચ્ચે પ્રેમ પ્રેમ અને પૂર્ણ પ્રેમ વિના અન્ય શું સંભવે છે. પોતાની આ પ્રાર્થના દરેક પતિએ સર્વદા યાદ રાખીનેજ પત્નીસહ વર્તન કરવું જોઇએ.

કેશવપ્રસાદ દેસાઇ.

---

# નોંધ.

**સ્ત્રીઓ અને ધારાસભા.**

નવી ધારાસભાઓ ફેબ્રુઆરી માસથી ચાલુ થઇ ગઇ છે. તેમાં લોકોના પ્રતિનિધિઓ પોતાનું કાર્ય કરવા મંડી ગયા છે. પરંતુ આ સર્વ પ્રતિનિધિઓ પુરૂષોજ છે. કારણ કે હાલમાં કાયદાએ એમ ઠરાવ્યું છે કે સ્ત્રીઓ ધારાસભામાં બેસી શકે નહિ. પરંતુ તેમાં એક બારી રાખેલી છે. કાયદો એમ કહે છે કે જો લોકો તરફથી ચુંટાયલા ધારાસભાના સભાસદો એમ ધારે કે સ્ત્રીઓને ધારાસભામાં બેસવાનો હક્ક મળવો જોઇયે તો તેઓ ધારાસભામાં એક ઠરાવ પસાર કરી શકે કે સ્ત્રીઓને આ હક્ક આપવો. મદ્રાસની ધારાસભામાં તો આ મતલબનો ઠરાવ આવી પણ ગયો છે. મુંબઇમાં સ્ત્રીઓ વધારે સંખ્યામાં કેળવાયેલી છે. વળી એકલો મતાધિકાર તો મ્યુનિસીપલ ચુંટણી માટે તેમણે વાપર્યો પણ છે. એટલે મતનો તેમજ ધારાસભામાં બેસવાનો અધિકાર મુંબાઇમાં તેમને તાકીદે મળવો જોઇયે. આ ઠરાવ તાકીદે પસાર થાય તો કદાચ ચાલુ ધારાસભામાં પણ કોઇ જગા ખાલી પડતાં પેટા ચુંટણી થાય તો સ્ત્રીઓને તેનો લાભ મળી શકે. સ્ત્રીઓને આ ન્યાય આપણા પુરૂષ સભાસદો હવે ઉતાવળે આપશેજ એમ આશા આપણે રાખી શકીયે.

દરમિયાન સ્ત્રીઓએ પણ તે માટે ઉલટ ધારણ કરવી જોઇયે. તેમણે બુદ્ધિપૂર્વક ધારાસભાના કામનો હેવાલ વાંચવો જોઇયે. દરેક દરેક મત આપનારે, પોતે કેવા માણસને મત આપવો જોઇયે તેનો નિશ્ચય કરવા માટે પોતાને શું જોઇયે છે તે જાણવું જોઇયે. તે માટે જાહેર બાબતોનું જ્ઞાન ઘણુંજ જરૂરનું છે. પોતાને ગમે તેટલું કામ હોય તો પણ વર્તમાનપત્રો વાંચવાનો સમય કાઢવો જોઇયે. તે સાથે પોતાનું સામાન્ય જ્ઞાન વધારવાનો ઉપાયો પણ યોજવા જોઇયે.

**ભીખારીઓ અને દાન.**

કેટલાએક વખતથી મુંબઇના ભીખારીઓનો સવાલ ઘણો ચર્ચાઇ રહ્યો છે. મુંબઇમાં ગમે તે રસ્તે જાવ તો પણ ભીખારીયો–આંધળા, પાંગળા, પતીયા અને તેમને દાન કરનારા નજરે પડે છે. હવાખાવાની જગ્યાએ,

કુંવારી રહી ગઈ તેમને તો બહુતર, અમૂલ્ય આશિર્વાદરૂપ થઇ પડયું. તે શિક્ષણ આદર્શના હોય તો ભલે, પણ તે ગમે તેટલાં ઉણાં શિક્ષણથી પણ આ સ્ત્રીઓને જીંદગી ગાળવાનું સાધન સારૂં મળે છે. તેથી તેમની શક્તિઓનો વિકાસ સારો થયેલો હોય છે, તેમનામાં ગંભીર અને વિવિધ બાબતોનો રસ ઉત્પન્ન થાય છે અને સતત પરિશ્રમને પરિણામે તે ચારિત્ર્ય ઘટના થયાં વિના રહેતી નથી, તેનો લાભ તેમને મળે છે."

કેળવણીથી જે વધારે ઉંડો ફેરફાર થવાનો સંભવ રહે છે તે સંબંધી લેખી જણાવે છે કેઃ

"કુદરતે પુરૂષ અને સ્ત્રી વચ્ચે એવા ભેદ કર્યા છે કે જે ભેદી શકાય નહિ. દરેક યુગમાં પત્ની અને માતાનું પદ તેમને વધારે આદર્શક લાગશે અને તેમાં તે ઘણોજ રસ લેશે. પરંતુ જે ફેરફાર જોવામાં આવશે તે ચારિત્ર્યની સૂક્ષ્મ બાબતોમાં હશે. કેટલીએક બાબતો ધીમે ધીમે અદૃશ્ય થશે અને બીજી બાબતોમાં તેમનો રસ વધશે. ભવિષ્યમાં પણ હાલની માફકજ કેટલીએક સ્ત્રીઓ ઉત્તમ નિવડશે, કેટલીએક અધમ હશે અને કેટલીએક કેવળ સામાન્ય હશે. પરંતુ જે ભેદ રહેશે તે ઉત્તમ અને કનિષ્ટ ગુણોના મિશ્રણમાં હશે. ભૂતકાળ કરતાં વર્તમાન સ્ત્રીઓમાં નિર્ણયશક્તિ, આત્મસંયમ, હિંમત, સ્વાતંત્ર્ય, અને રસની વિવિધતા વધારે પ્રમાણમાં જોવામાં આવશે. તે વહેમી ઓછી થશે, પણ કઠણ હૃદયની હશે. સ્વાર્થત્યાગ ઓછો નહિ થાય પરંતુ તે સ્વીકારેલી ફરજના પરિણામરૂપ તથા ખંતથી પાડેલી ટેવને લીધે હશે, કેવળ ભાવનાને લીધે ઉદ્ભવ થતા ગુણો અને સ્વયં પ્રકટતી અદ્ભૂતતા ઓછી જોવામાં આવશે. ઉપલા વર્ગોમાં કર્તવ્યભાનથી સ્વાર્થત્યાગ ઉદ્ભવશે અને બુદ્ધિયુક્ત નિર્ણય શક્તિથી નિઃસ્વાર્થ સેવા થશે અને નાના નાના વિવિધ સેવા કાર્યોમાં રસ લઇને તે જીવન પ્રકાશમય બનાવશે, નીચલા વર્ગોમાં અંધ શ્રદ્ધા તથા તાત્કાળીક આવેશો ઓછા દેખાશે, પણ ધાર્મિક તેમજ સામાજિક અંકુશો નિબળ થશે."

લેખ પરણેલી તથા કુંવારી સ્ત્રીઓ વચ્ચેના ભેદ દર્શાવતા કહે છે કેઃ—

"પસંદગીના સ્વાભાવિક કાયદાને પરિણામે પત્નીઓ એકંદરે તે બંનેના ઉન્નત ગુણોજ હશે. તેમના અનુભવ વિવિધ અને આદ-

હોય છે, તેથી તેમને અન્યથા અતિશય રોકાણો હોવા છતાંયે, તેમના વિચારો પુખ્ત, ડહાપણ ભર્યો અને સંયમી હશે. કોઈ પણ માણસ જરા સંભાળથી તપાસશે તો તેને લાગશે કે કુંવારી જીંદગીમાં આવેશથી દોરાયલા આકળા વિચારો અને નિર્ણયો જોવામાં આવે છે, તેને પરણેલું જીવન ઘણુંજ સંયમમાં રાખે છે."

આ થોડા ઉતારાઓ આપણા સમાજમાં અત્યારે ખાસ વિચારવા લાયક છે. ઉચ્ચ કેળવણીની અગત્ય દિવસે દિવસે વધતી જાય છે, પરંતુ તેની વિરૂદ્ધ અનેક પ્રકારના અંદેશાઓ રજુ કરવામાં આવે છે. આ સમયે ઉપરના ઉતારામાંથી જોઈ શકાય છે કે, ઇંગ્લાંડમાં પણ તેવા અંદેશા હતા પણ અનુભવથી તે જુઠા પડયા છે અલબત સંક્રાંતિકાળની સ્ત્રીઓ, જેઓ ઉચ્ચ શિક્ષણની શરૂઆત કરશે અને જેમના તરફ સમાજ અજાયબી તથા કાંઈક અળખામણાપણાથી જોશે, તેઓ કદાચ અતડી થઈ જશે. પરંતુ એકંદરે ઉચ્ચ શિક્ષણ લાભદાયી થશેજ. તે શિક્ષણથી સ્ત્રીઓમાં વ્યક્તિત્વ આવશે. વખત આવે આખરવેર પોતાનું પોષણ કરવાની શક્તિ આવશે. લગ્નનું આકર્ષણ તો રહેશેજ. પણ એક નાતના હોવાથી કેવળ કુળના જોરથી જેમ અત્યારે ગમે તેમ કન્યાઓને પરણાવી દેવામાં આવે છે, તેમ નહિ થાય અને તે કારણે આવા કુળવાન લોકો ઉચ્ચ કેળવણીને ગાળો દેશે. પણ તે કાંઈ ઉચ્ચ કેળવણીનો વાંક ના કહેવાય.

વળી સ્ત્રીઓમાં પ્રવર્તેલા રોગોના ઉપાય સ્ત્રી દાક્તરોજ સારી રીતે કરી શકશે. સ્ત્રીઓ પોતાનું દિલ સ્ત્રી દાક્તરો આગળજ ખોલશે. આ સ્ત્રી દાક્તરો આપણને ઉચ્ચ શિક્ષણથીજ મળશે. વળી ઉચ્ચ શિક્ષણ પામેલી સ્ત્રીઓ સામાન્ય કન્યા કેળવણીનું કાર્ય ઉત્તમ રીતે ઉપાડી લેશે. સ્ત્રી કેળવણીકારોજ કન્યાઓના અભ્યાસક્રમ સારી રીતે ઘડશે, તેઓજ કન્યાઓનો વિશ્વાસ સંપાદન કરશે અને સ્ત્રી કેળવણીની પ્રગતિ, ઘણી કરી શકશે. વળી જાહેર જીવનમાં ભાગ લેવા માટે પણ ઉચ્ચ શિક્ષણ પામેલી સ્ત્રીઓ વધારે લાયકાત ધરાવશે. વળી લેડીએ દર્શાવેલા ગુણ સ્વભાવ પણ તેમનામાં ખીલશે. એટલે જરા ખામીવાળું પણ ઉચ્ચ શિક્ષણ લેવું તે દરેક રીતે લાભકારક છે. આ સર્વ ધ્યાનમાં લઈ તેને ઉત્તેજન મળે તેવા પગલાં લેવાં જોઈએ.

કેશવપ્રસાદ.

સ્ત્રીબોધનો બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૨.] એપ્રિલ, ૧૯૨૧. [અંક ૪.

## "વડ ઉપર."*

કેનુ અને નાનુ નામે બે ભાઈઓ હતા. બન્ને ઘણુંજ ચાલાક અને કહ્યાગરા બાળક હતાં. પણ કોઇ સમયે એમણે પોતાના માબાપનું કહ્યું ન માન્યું અને તેથી આપદામાં આવી પડ્યા.

કેનુને એક દિવસ પોતાના ઘરથી થોડે દૂર મેદાનમાં આવેલા વડના ઝાડ ઉપર ચઢી ઉજાણી કરવાનું મન થયું અને તેથી તેણે પોતાની મા પાસે પઇસા માંગ્યા. અલબત્ત તેની માએ કારણ પૂછ્યું એટલે કેનુએ પોતાનો ખરો વિચાર જણાવ્યો.

માતાએ કહ્યું "કેનુ દીકરા, તું ઉજાણી કરવા જાય એમાં મને કશો વાંધો નથી, પણ હું ધારૂં છું કે તું એ વડના ઝાડ ઉપર ન ચઢે તો સારૂં, નહિંતર કાંઇ તારા શરીરને નકામી ઇજા થશે. તું નાનુને લઇ જજેજ, નહિ વારૂ ?"

"હાસતો" જરા નાસીપાસ થઇને કેનુએ જવાબ આપ્યો; "પણ બા, બા, અમે વડ ઉપર ચઢીએ ? અમે સંભાળીને ચઢશું."

માતા બોલી "દીકરા વડ ઉપર ચઢીને ખાવા કરતાં એના ચોરા ઉપર બેસીને ઉજાણી વધારે સારી રીતે થઇ શકશે."

માતાએ આટલુંજ કહ્યું, અને બન્ને છોકરાઓને એક દાબડામાં સારૂં સારૂં ખાવાનું ભરી આપ્યું. કેનુ અને નાનુ મેદાનમાં આવેલા વડના ઝાડ પાસે આવ્યા ત્યારે વડ ઉપર ચઢી ઉજાણી કરવાનો વિચાર વધારે પ્રિય લાગ્યો કારણ કે એમની

---

* અંગ્રેજી ઉપરથી.

માતાએ વડ ઉપર ચઢવા ના કહી હતી; પણ કનુએ જ્યારે તે વડને ટેકવીને કોઇએ મુકેલી નીસરણી જોઇ ત્યારે તો તેને તેની માતાએ દર્શાવેલ વિચાર તદ્દન ગેરવ્યાજબીજ લાગ્યો અને વડ ઉપર ચઢવામાં કાંઇ ભય નથી એમ ખાત્રી થઈ.

"કાંઇ નહિ" કનુએ નાનુને કહ્યું, "બાએ કાંઇ એમ નથી કહ્યું કે આપણે વડ ઉપર નજ ચઢવું; પણ ન ચઢીએતો સારૂં એમ એણે તો કહ્યું છે. આ નીસરણી વડે આપણે વડ ઉપર ચઢીશું અને થોડુંક ઘાસ પાથરી ઉપર બેસી આપણું ખાવાનું ખાઈશું."

નાનુ તો કનુ જે કહે તે કરવા તૈયારજ હતો અને તેથી થોડીજ મીનીટમાં બન્ને જણ વડના બાહ ઉપર ઘાસ પાથરી બહુજ નિવૃત્તિથી પોતાનું ખાવાનું ખાવા લાગ્યા; સેવ, મમરા, બટાકા, પુરી, આલુ, અંજીર, બદામ વગેરે વગેરે વસ્તુઓથી બાએ ભરી આપેલ ડાબડો ખાલી કરી સાથે લાવેલ 'બાળકોનો આનંદ' માંથી વાતો વાંચવા લાગ્યા. આ પ્રમાણે કલાક દોઢેક પસાર થયો હશે અને એમના પડોશીની ધોળી ગાય ચરતી ચરતી તે વડ આગળ આવી. કનુ અને નાનુ ગાયથી ઘણાજ બ્હીતા હતા પણ 'અત્યારે તો' તે ગાય તરફ જોઇ બન્ને ફક્ત હસ્યા અને તે ગાય તરફ બહુજ તીરસ્કારથી જોવા લાગ્યા.

કનુ કહે "અલ્યા નાનુ હવે તો તું ગાયથી બ્હીતો નથી ને? આપણને હમણાં ગાય અડકી પણ શકશે નહિં માટે આપણે બન્ને રહાનું જોઇ ફક્ત મ્હોટેથી હસીશુંજ. તું કહેતો હોય તો આપણે એને કહીએ કે આજે તું તારાથી થાય તે કર પણ અમે તારાથી બીલકુલ બ્હીતા નથી."

ધીરે ધીરે ગાય વડ પાસે આવી અને જાણે કનુ અને નાનુએ વાત કરી તે સાંભળી હોય તેમ નીસરણી પાસે ગઈ.

કનુ અને નાનુના પેટમાં તો જાણે આઇસક્રીમનો સંચો જ ચાલ્યો તો! ગાયે પોતાનું નાક નીસરણી સાથે ઘસ્યું અને તેથી તે સીડી સ્હેજ ખસી. નાક ઘસી રહ્યા પછી ગાયે પોતાનું

પડખું તેની સાથે ઘસવા લાગી. નીસરણી એટલી બધી ખસી ગઈ કે કનુ અને નાનુ બન્નેથી "ઓહો!" થઇ ગયું.

નાનુ વયમાં કનુ કરતાં નાનો હતો અને તેથી તેને કારણ સમજાયા વગર તે ગભરાવવા લાગ્યો. ગાય જાણે પોતાનું શરીર નીસરણી સાથે ઘસવાથી બહુજ સંતોષ થયો હોય તેમ વધારે ને વધારે શરીર ઘસવા લાગી અને આખરે નીસરણી જમીન ઉપર સપાટ પડી. નીસરણી પડતાંની સાથે કનુથી એક ચીસ પડાઇ ગઈ અને તે ચીસથી ભડકીને ગાય તે ઝાડથી દૂર દોડી ગઈ.

કનુ રડતો રડતો બોલ્યો "નાનુ, નાનુ, હવે આપણે શું કરીશું? આ બધું આનું કહ્યું ન માનવાથીજ થયું. નીચે ચોતરા ઉપર બેસી ઉજાણી કરી હતે તો આ ન થતે. હવે પછી કદી પણ બા કહે તેથી ઉલટું ન કરવું. ભગવાન કરે ને આપણે આ વડ ઉપરથી સહી સલામત ઉતરી શકીએ!!!"

બન્ને છોકરાં મોટેથી રડવા લાગ્યા; પણ એમના રડવાથી એમની આપદા ઓછી થઇ નહિં. કનુને ધ્રાસકો લાગ્યો કે જો કોઈ દિવસોના દિવસો સુધી તે વડ નજદીક આવેજ નહિ તો એ બન્નેનું શું? તાડ, તડકો, વરસાદ તેમ ગર્જનાઓ વગેરે વેઠવાં પડશે પણ સૌથી ભયાનક તો ખાવાનું શું? બધું ખાવાનું બન્ને મળી પુરૂં કરી ગયા હતા અને હવે ડાબડો તદ્દન ખાલી હતો તેમજ પીવાનું પાણી પણ એમના નાના કુંજામાં તદ્દન થઇ રહ્યું હતું.

આમ કરતાં સાંજ પડી પણ કોઇ તે વડ પાસે આવતું જણાયું નહિં. ઠેક અંધારૂં થવા આવ્યું ત્યારે એમના પડોશીનો ચાકર છીપકો ઘાસનું ગાડું હંકારતો હંકારતો તે વડ તરફ આવતો હતો. બન્નેએ પુષ્કળ ઘાંટાઘાંટ કરી પણ કંઇ પરિણામ ન આવ્યું કારણ છીપકો તો તદ્દન બ્હેરો હતો. ધીરે ધીરે ગાડું વડ પાસે આવવા લાગ્યું અને બન્ને છોકરાઓએ બુમબરાણ ચાલુજ રાખ્યા પણ છીપકોતો જાણે તેના બળદ અને તે પોતે

તે શીવાય તે મેદાનમાં બીજુ કોઇ જીવતું પ્રાણી હોયજ નહિ તેમ સોધું જોઇ ગાડું હંકારતોજ ગયો.

છીપકાનું ગાડું વડ તરફ આવતું હતું તે આશા ઉપજાવનાર હતું પણ જ્યાં સુધી છીપકો કનુ અને નાનુની બૂમ સાંભળે નહિં ત્યાં સુધી એ સઘળું નકામુંજ હતું. કનુને વિચાર આવ્યો કે ગાડું વડ નીચેથી જશે અને તે પસાર થાય તે દરમિયાન વડની ડાળ પકડી તે ઘાસ ઉપર કુદી પડવું. એક ડાળી નીચી હતી તે ઉપર ઉભા રહી તેથી સ્હેજ ઉંચી ડાળ પકડી બન્ને ઉભા રહી શકે તેમ હતું તેથી એમ કરવું વધારે સ્હેલું લાગ્યું.

"નાનુ, નાનુ, આખરે આપણે આ આપદામાંથી છુટશું ખરા! હું કહું તેમ તું કર. આ નીચી ડાળી ઉપર ઉભો થઇ પેલી સ્હેજ ઉંચી ડાળ પકડ અને જેવું ગાડું તારી નીચે આવે અને ઘાસ તારા પગને લાગે કે તરતજ ઉપરથી હાથ છોડી દેજે. હું પણ તારી પાસેજ છું અને તરતજ કુદીશ."

નાનુને ખાત્રીહતી કે કનુ કદી પણ તેને ઇજા થાય એવો રસ્તો ન બતાવે અને તેથી તે આમ કરવા તુરતજ કબુલ થયો. બન્ને વડની ડાળ પકડી લટક્યા અને એકજ મીનીટ થઇ હશે, કે જે બન્નેને તો એક કલાક જેવી લાગી, તેટલામાં ગાડું વડની નીચે આવ્યું. કનુએ બુમ મારી, "નાનુ, નાનુ સાર ભુસ્કો નહિંતર રખડી જશો."

બન્ને સાથે ઘાસ ઉપર પડયા અને નિર્વિઘ્ને છીપકાના તબેલામાં પહોંચ્યા. છીપકાએ ગાડું છોડયું અને બળદને બાંધી પાછા નીકળતાં ગાડા ઉપર આ બે છોકરાને બેઠેલાં જોયા તો તેના અચંબાનો તો પારજ ન રહ્યો.

બન્ને છોકરાઓ ઉપર બેઠા બેઠા ખુબજ મ્હોંટેથી હસતા. બન્નેને છીપકાએ નીચે ઉતાર્યા, અને તેમને ઘેર મુકી આવ્યો.

"સેવક."

# "ઢેલા હૈ જી ઢેલા હૈ!"

એક શેઠ મુંબઈમાં રહેતા હતા, તેમણે પોતાના વિલેપા-રલેમાં આવેલો બંગલો સાચવવા ઢેલાપ્રસાદ નામે એક ભૈયાને નોકર રાખ્યો.

એક રાતે ઢેલાપ્રસાદ બંગલાની આસપાસ આંટા મારતો હતો એવામાં દરવાજા પાસે કાંઇક ખડખડાટ સાંભળીને બોલી ઉઠયો, "ખડખડ ખડખડ કરતા હૈ!"

કંઈ ન દેખાવાથી બંગલાને આંટો દઈને પાછો આવ્યો ત્યાં એક ઉંદર આમતેમ દોડતો હતો. "ભાગાભાગ કરતા હૈ!" એમ કહેતો ઢેલાપ્રસાદ વળી એક ફેરો દેવા ચાલ્યો.

ફરી આવીને જુએ છે તો ઉંદર કાંઇક સાંભળતો હોય એમ કાન માંડીને બેઠો હતો. ભૈયો બોલ્યો કે "કાન દેકે સુનતા હૈ!"

વળી એક આંટો દઈને આવ્યો ત્યારે ઉંદર તો નહોતો પણ દરવાજા પાસે માટી તથા કાંકરાનો ઢગલો પડયો હતો તેથી ઢેલાપ્રસાદ બોલી ઉઠયો, " ઢેલા ( ઢગલો ) હૈજી ઢેલા હૈ!"

આ બનાવ પછી, કોઈ ન હોય તો પણ, ભૈયો બોલ્યા કરતો કે ખડખડખડખડ કરતા હૈ!—ભાગાભાગ કરતા હૈ!—કાન દે કે સુનતા હૈ!—ઢેલા હૈજી ઢેલા હૈ! પછી તો એવું થયું કે તે ઊંઘમાં પણ ખડખડખડખડ કરતા હૈ! વગેરે બકવા લાગતો.

ભૈયો કેવીક સંભાળ રાખે છે એ જોવા એક રાતે શેઠ ચુપચુપ બંગલે પહોંચ્યા. દશ અગીઆર વાગ્યાનો વખત હતો. ભૈયો બારણામાંથી થોડે દૂર સુઈ રહ્યો હતો. કોઈ દેખે નહિ એમ એક ખૂણામાં શેઠ છુપાયા.

થોડીવારમાં એક ચોર આવીને બારણાનું તાળું તોડવા લાગ્યો. જરા ખડખડાટ થયો એવામાં ભૈયો ઉંઘમાંથી ઝબકીને બોલ્યો, "ખડખડખડખડ કરતા હૈ!"

ચોરે જાણ્યું કે ભૈયો જાગે છે, તેથી સંતાવવાની જગા શોધવા આમ તેમ ફાંફાં મારવા લાગ્યો; એટલામાં ભયો ઉંઘમાંજ બોલ્યો, "ભાગાભાગ કરતા હે !"

આથી એક ખુણામાં સંતાઇને ચોર કાન માંડીને સાંભળવા લાગ્યો, ત્યાં ભયો આંખો ચોળતો કહેવા લાગ્યો, "કાન દે કે સુનતા હૈ !"

ભૈયો બરાબર જાગે છે એમ ધારીને ચોર નાઠો. શેઠ ખુશ થઇને ભૈયાને શાબાશી આપવા આગળ આવ્યા એટલામાં ભયો હજી ઉંઘમાંજ ઉભો થઇને બોલી ઉઠયો, ઢેલા હૈ જી ઢેલા હૈ !"

શેઠ રાજી થઇને બોલ્યા, "હાં ઢેલા, તૂ બડા ખબરદાર હૈ! કલસે તેરી તનખા દુની કી જાવેગી! (હા ઢેલા, તું બહુ ખબરદાર છે! કાલથી તારો પગાર બમણો કરી દેવામાં આવશે.)

આ માટે પગાર વધ્યો તે ભયો હજી સુધી જાણતો નથી.

હરિલાલ પ્રભુલાલ છાયા,
બી. એ. એસ એસ. બી.

---

## ગામડાની મુસાફરી.

ગામડાંની મુસાફરીનો જેને અનુભવ હોય, તેને તો વાંચવાની જરૂર નથી. પણ મ્હારા જેવી બીન અનુભવવાળીને તો ત્યાંની મુસાફરી કેવી રીતે કરી શકાય છે, તે જાણી નવાઇ લાગે. "અમે સર્વે તા. ૩ જીએ સાંજે સાડાપાંચ વાગે રાંધેજ જવાને માટે નીકળ્યાં. ત્યાં અમે એક દિવસ આનંદમાં ગાળ્યો.

દિવસે સ્હવારે સાડાઆઠ વાગે લીંબોદરે જવાને નીકળ્યાં. લીંબોદરા ત્યાંથી પાંચ ગાઉ થાય છે. ત્યાં જવા માટે અમે સર્વે માંપામાં બેઠાં. રસ્તામાં બહુ ઢેફાં આવતાં હોવાથી અમને તો ઘણી મઝા પડતી હતી.

લીંબોદરે જતાં વાસણ કરીને એક ન્હાનું ગામડું આવે છે. ત્યાં અમે આરામ લેવાને માટે મુકામ કર્યો. ત્યાંના મહાદેવ ગામડાના પ્રમાણમાં ઠીક છે. ત્હેને ફરતો ઘુમટ જોવા લાયક છે. ને કામ પણ બહુ જુના વખતનું છે. સાત માળ સુધી ઉપર જઇ શકાય છે, પણ ભમરીઓ બહુ હોવાથી અમને સાત માળ સુધી ઉપર જવાનો લાભ મળી શકયો નહિ. મહાદેવની અંદર લગભગ અગીઆર લીંગ છે. ત્હેમાં એક સૌથી મોટું અને જોવા લાયક છે. તે લીંગની અંદર એક ગાયની ખરી છે. ત્યાંથી રહા પીને અમે આગળ ચાલ્યા. લગભગ ગાઉ ગયા પછી ઉનાવા કરીને ન્હાનું ગામડું આડું આવે છે. ત્યાં પણ અમે રહા પીધી, ને જરાવાર આરામ લીધો. ને ત્યાંથી પાછાં આગળ ચાલ્યાં. ત્યાંથી થોડેક છેટે બાળવા કરીને ગામડું આવે છે. પણ ત્યાં અમારે આરામ લેવાની જરૂર પડી નહિ. ને તે પછી જ્યાં અમે ખાસ જવાની ઇચ્છાથી નીકળ્યાં હતાં. તે ગામડું એટલે "કે લીંબોદરા" આવ્યું. ત્યાં અમે ઠાકોર સાહેબને ત્યાં મુકામ કર્યો હતો, એટલે અમને કોઇ પણ પ્રકારની અડચણ આવી ન્હોતી. સ્નાન વિગેરે કર્યો પછી અમે ત્યાંનાં ઠકરાણી સાથે ઓળખાણ કરી. જો કે મ્હારા વડીલોને તો ત્હેમની સાથે પહેલેથીજ સ્નેહભાવ હતો, પણ ફક્ત મ્હને એ લોકોની સાથે પહેલી વાર પરિચય કરવાનો લાભ મળી શકયો. ત્યાં અમે એક દિવસ આનંદમાં નિર્ગમન કર્યો. બીજે દિવસે સ્હવારે વહેલાં ઉઠી, નિત્યના કામથી પરવારી પાછાં કલોલ જવાને માટે વિકટોરીઆમાં બેસી સ્ટેશન ઉપર ગયાં. લગભગ પોણો કલાક ટ્રેનને રાહ જોવડાવી. ટ્રેન આવી, ને અમે સર્વ કલોલ જવાને માટે તેમાં બેઠાં. એવી રીતે અમારી "ગામડાંની મુસાફરી થઇ." ઇશ્વર કૃપાથી ટાઢ પણ બહુ ન્હોતી, તેથી અમે ઘણી સ્હેલથી મુસાફરી કરી શક્યાં.

લેખક,

સૌ. ઇરાવતી દીવેટિઆ.




# વીરો કેકો.

એક આશિર્વાદસમાન અને

અમૃતમય પિષ્ટ મિષ્ટ અને

શીતળ આપનારા પિણા તરીકે

જગજાહેર છે. ડોક્ટરોની પસંદ

કરેલી એક અમૂલ્ય ચીજ છે.

વળી, લહેજતદાર, શક્તી

આપનાર, તંદુરસ્ત,

ખોરાક છે.

નાજુક બાંધાની બાળાઓ જેઓ એકદમ ઉમર લાયક થવાથી એનીમીઆથી પીડાતા હોય તેને માટે "વીરો કેકો." ખાસ કામનો છે. તેમાં ગ્લેસીરીન અને "ફોસ્ફોન્યુક્લીન્સ" આવે છે, તેથી જે થાક અને થાક તેઓને લાગે છે તે દૂર થાય છે, અને લાલ લોહીના છિદ્રોમાં વધારો કરે છે. "વીરો કેકો" ના હંમેશાના નિયમિત વપરાશથી એનીમીઆ નબળાઇ અને થાક એકદમ નાશ પામે છે.

ગર્ભવંતી સ્ત્રીઓને પ્રસુતી પહેલાં વીરો કેકો આપવાથી નર્સીંગ વખતે ગર્ભાધાનને લઇને થતી કેટલીક દુઃખદાયક વિટંબણાઓને "વીરો કેકો" દૂર કરે છે. અને તે ખાસ ઉપયોગનો છે. નર્સીંગમાં તેનો ઉપયોગ કરવાથી ઉંચા પ્રકારનું ધાવણ આવે છે અને ઘણા વખત સુધી ચાલુ રહે છે.

ઘણી જુવાન માતાઓ જો ખાખરને બદલી સાથે "વીરો કેકો" નો નીયમીત ઉપયોગ કરે તો તેઓ બહુજ તનદુરસ્ત થશે, અને પછી બાળકો માટે દુધની શીશીની જરૂર રહેશે નહિ.

ગર્ભવંતી સ્થિતીમાં "વીરો કેકો" નો ઉપયોગ કરવાથી બહુજ આનંદદાયક પરિણામ આવે છે.

# "બુદ્ધિપ્રકાશ" ના ચાલુ ગ્રાહકોને—

## જુનનો અંક વિ. પી. થી આવે છે તે સ્વીકારશો.

કાગળ, છપામણી તથા બીજાં તમામ સાધનોની મોંઘવારી હદ ઉપરાંત વધી પડવાથી "બુદ્ધિપ્રકાશ" હાલ ખોટમાંજ ચલાવવું પડે છે, છતાં જેમ જેમ તેની આવકમાં વધારો થશે તેમ તેમ તેમાં સુધારા વધારા કરવાનીજ અમારી ધારણા છે; આમાંથી કમાવાની બીલકુલ ઇચ્છા રાખી નથી. જાણીતા લેખકોના ઉપયોગી લેખો આપવા ઉપરાંત બનતાં સુધી એકાદું ચિત્ર આપવામાં આવે છે, અને રદ્દી હલકી જાતના કાગળ બદલીને આ અંકથી તેનાથી સારી જાતના વાપર્યા છે. હાલ તુરત તો આટલા ફેરફારથી અમારા ભવિષ્યના ધોરણનો સાધારણ ખ્યાલ કરી જે ચાલુ ગ્રાહકો છે તે સર્વે આ ૬૫ વર્ષના જુના માસિકપત્રને ઉન્નત કરવાના કાર્યમાં અમને મદદગાર થવા સારૂ વધારે નહિ તો એકેક બબ્બે નવાં ગ્રાહક વધારી આપવાની જરૂર મહેરબાની કરશે એવી અમે પુરેપુરી આશા રાખીએ છીએ.

(૨) ચાલુ ગ્રાહકોમાંથી જેમને વિ. પી. થાય છે તેમને જુન માસનો અંક તૈયાર થતા આવ્યો છે તે વિ. પી. પોસ્ટથી આવતા અઠવાડીઆમાંજ મોકલીશું તે આવેથી સ્વીકારી લેશો. વાર્ષિક લવાજમના રૂ. ૨–૮–૦ રજીસ્ટર્ડના બે આના અને મનીઓરડરના બે આના મળીને પોસ્ટમાં રૂ. ૨–૧૨–૦ ભરવાના થશે. સરકારે ટપાલના દરમાં આ સાલથી વધારો કરેલો હોવાથી રજીસ્ટર્ડના તથા મનીઓરડરના ખર્ચમાં વધારો થયો છે.

(૩) "બુદ્ધિપ્રકાશ" ના જે ગ્રાહકો મનીઓરડરથી એક વર્ષના લવાજમના રૂ. ૨–૮–૦ મોકલશે તેમને રજીસ્ટર્ડના બે આના બચશે; માટે બને તો આ અંક મળેથી તુરત સૌએ પોતપોતાનું લવાજમ મનીઓરડરથી મોકલી આપવું. મનીઓરડરના કુપનમાં ગ્રાહકનું નામ, ગામ અને રજીસ્ટર નંબર જરૂર ગુજરાતીમાં લખવાં.

(૪) નવા ગ્રાહક થનારને એપ્રીલથી ગ્રાહક તરીકે નોંધી શકાશે. માર્ચ સુધીના અંકો સિલક નથી.

પીરમશાહરોડ, અમદાવાદ. } જીવનલાલ અમરશી મહેતા, મંત્રી—"બુદ્ધિપ્રકાશ."

તા. ક.—અમદાવાદના ગ્રાહકોને અમારી ઓફીસે લવાજમના રૂ. ભરી જઈને પહોંચ મેળવી લેવા વિનંતી છે કે બહારગામના ગ્રાહકોએ રૂ. લવાજમ મોકલવા.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૬૫ મું. ] મે, ૧૯૨૧. [ અંક ૫ મો.

## नारी महिमा (?)

શાર્દૂલવિક્રીડિત.

૧

જે નારી રુડકાળ થાય શરીરે અસંખ્ય સુવાવડે,
જે નારી ગૃહપીંજરે સ્વચ્છ દઇ, કહીં નહીં જૈ શકે;
જે નારી રીબાય છે હરઘડી, આહાર પૌષ્ટિક પુરે,
તે મૃત્યુવશ થાય શીશુવયમાં, રે ! રે ! શું આશ્ચર્ય છે !

૨

જેના જીવન જાય છે અંત સુધી કંકાસ-ચિંતામહીં,
જેની ઉપર ભોગવે મદભરી-સત્તા સહુ જોરથી;
જેને લોક ગણે મળેલી મદમાં પુત્રોત્પત્તિ ખાસ તે,
તે મૃત્યુવશ થાય શીશુવયમાં, રે ! રે ! શું આશ્ચર્ય છે !

૩

જેને નથી અવકાશ પાઠ ભણવા સામાન્ય આરોગ્યના,
જે પીડાયે સ્વઅંતરે દુઃખ થકી, જુદા જુદા રોગના;
છુટકારો થાયે નહીં દરદનો, મર્યાદથી બદ્ધ જે,
તે મૃત્યુવશ થાય શીશુવયમાં, રે ! રે ! શું આશ્ચર્ય છે ?

મુળશંકર કાનજી ભટ.

આપવોજ પડશે.” હેમન્ત વધુ બોલી શક્યો નહિં. એનો શ્વાસ રૂંધાઇ જતો લાગ્યો.

હેમન્ત નરમ થઇ બોલ્યો, “મેં તમારૂં શું બગાડયું હતું ?”

પ્યારીશંકરે કહ્યું, “હું સવાલ પૂછું છું કે મારી એકની એક દિકરીયે તારા પિતાનું શું બગાડયું હતું ? તું તો તે વખતે નાનો હતો. તને તો ખબરે નહિં હોય. સાંભળ, ગુસ્સે થઇશ નહિં. એમાંથી તને બધી સમજણ પડશે.

જ્યારે તું નાનો હતો ત્યારે મારો જમાઇ નવકાન્ત મારી દીકરીના દાગીના ચોરીને પછી વિલાયત નાસી ગયો. પાંચ વર્ષ પછી બારીસ્ટર થઇ તે પાછો આવ્યો ત્યારે ગામમાં જે હાહાકાર થયો તે કદાચ તને યાદ હશે. તારા બાપ ન્યાતના પટેલ હતા. અને એમણે એમ ઠરાવ્યું કે જો હમારી દીકરીને એના ધણીને ઘેર મોકલું તો મારે એનો સદાને માટે ત્યાગ કરવો ને કંઇ પણ સંબંધ રાખવો નહિ. હું તારા પિતાને પગે પડયો ને મને રસ્તો બતાવવા આજીજી કરી. જમાઇને પ્રાયશ્ચિત કરવાનું પણ કહ્યું. પણ તેમણે તેને ન્યાતમાં લેવાનું નાજ કહ્યું. મારી એકની એક દીકરીનો ત્યાગ હું કરી શક્યો નહિં ને ગામ છોડી કલકત્તે જઇ રહ્યો. ત્યાં પણ મને હેરાન કરવામાં બાકી રાખ્યું નહિં. મારા ભત્રીજાના લગ્નની તૈયારી મેં કરવા માંડી હતી પણ તારા પિતાએ કન્યાવાળાને ઉધુંચતું સમજાવી વિવાહ ભાંગી નંખાવ્યો. મેં પણ તે પછી પણ લીધું કે જો હું બ્રાહ્મણનો દીકરો હોઉં તો આનું વેર વાળીશ. આ ઉપરથી તને બધું સમજાશે. પણ સાંભળ હું બધી વાત પૂરેપૂરી કહીશ.

જ્યારે તું કોલેજના અભ્યાસ માટે કલકત્તે રહેતો હતો ત્યારે એક ધીમદાસ ચેટરજી તારા રહેવાના મકાનની નજીક રહેતા હતા. તેના ઘરમાં કોઇ કાયસ્થની દીકરી રહેતી હતી તે બાળ વિધવા હતી તેનું નામ કુસુમ. તે ઘણીજ ખુબસુંરત હતી. અને તે વૃદ્ધ માણસ તે છોકરી કોલેજના છોકરાઓના ફંદામાં ફસાઇ ના પડે એવી કાળજી ખાસ રાખતા હતા. પણ એમની આંખમાં છોકરીયે ધૂળ નાંખી. હમેશાં છોકરી લુગડાં સૂકવવા અગાશીમાં જતી અને તારૂં પણ વાંચવાનું સ્થળ બાજુ ઘરના ધાબા ઉપરજ હતું. તેં તે છોકરી સાથે બોલવાનો વ્યવહાર શરૂ કર્યો કે કેમ તેની મને ખબર નથી. પણ છોકરીની રીતભાતથી વૃદ્ધ વ્હેમાયા. એના કામમાં ભૂલ થવા લાગી. શરીર સૂકાવા લાગ્યું ને

એ રીતે એ વૃદ્ધને શંકા આવી. છેવટે એમને ખબર પડી કે તમારો પરિચય વધતો જાય છે. મારી પાસે એક દિવસે એ સલાહ લેવા આવ્યો. મને બધી વાત કરી, મેં કહ્યું 'કાકા, તમે જાત્રાયે જવાની વાત કરતા હતા તો આને મારે ઘેર રાખો ને તમે જાત્રાયે જાવ. હું એની સંભાળ લઇશ.'

એ જાત્રાયે ગયા. મેં છોકરીને શ્રીપત ચેટરજીને ત્યાં મુકી ને જાહેર એ એમની છોકરી છે એમ વાત કરી. ત્યાર પછી શું બન્યું તે તને ખબર છે. મેં બધીયે વાત કહી તેથી મને શાંતિ વળી છે."

"પણ કુસુમે લગ્ન કરવા બાબત કંઇ વાંધો ન લીધો ?" હેમન્તે સાંભળ્યા પછી પૂછ્યું.

"તે જાણવું મુશ્કેલ છે." પ્યારીશંકરે કહ્યું, "સ્ત્રીઓના મનની વાત જાણવી સ્હેલી નથી. તેમના મનમાં કંઇ હોય ત્યારે કંઇ જણાવે છે. નવા ઘરમાં રહેવા જવાને લીધે થોડોક સમય તો તને ન મળી શકાયાથી તે ઘેલી થઇ. તેં પણ તેનું રહેઠાણ ખોળી કાઢયું ને શ્રીપતના ઘરની આસપાસ ભમવાનું શરૂ કર્યું ને કૉલેજ જવાનું કોરાણે મૂક્યું.

તારા અભ્યાસમાં આમ ખલેલ પડવાથી તેમજ છોકરીની આવી કફોડી સ્થિતિને લીધે હું ઘણો દિલગીર થયો.

એક દિવસે મેં કુસુમને બોલાવીને કહ્યું: 'જો કુસુમ હું તો હવે વૃદ્ધ થયો અને તારે કંઇ પણ બાબત મને પૂછતાં શરમાવું નહિ. હું જાણું છું કે તેં તારૂં હૃદય હેમન્તને અર્પ્યું છે. એની પણ એજ સ્થિતિ છે અને તેથી મારી ઇચ્છા એમ છે કે તમારો યોગ થાય.' આ સાંભળી કુસુમની આંખમાં આંસુ આવ્યાં ને તે શરમાઇ જતી રહી. તે પછી મેં શ્રીપતને ઘેર વખતો વખત જઇ એની સાથે તમારા સંબંધી વાત કરી એની શરમ ભાંગી નાખી. છેવટે એક દિવસે મેં એને વાત કરી કે તમારા બન્નેનું લગ્ન કરવા હું પ્રયત્ન કરીશ. તે સાંભળી એ બોલી ઉઠી કે, એમ કેમ બને ? કંઇ હરકત નહિ. હું તને બ્રાહ્મણની કન્યા તરીકે જાહેર કરીશ એટલે કંઇ વાંધો નહિ આવે. મેં આ જવાબ દીધો ત્યારે એણે કાલાવાલા કરીને મને તારા વિચાર જાણવા કહ્યું. મેં એને કહ્યું કે એમ કરવામાં શો ફાયદો ? તારી પાછળ હેમન્તતો ઘેલો છે તેને આ બધી અડચણો જણાવી શા માટે દુઃખી કરવો. એક વખત લગ્ન થઇ જવા દે પછી શો ફેર થશે—કોઇને કંઇ ખબર નથી, ત્યારે શા માટે હેમન્તની જીંદગી દુઃખી દુઃખી કરવી ?

. . . કુસુમને એ યોજના ગમી કે નહિં તે મને ખબર નથી. કોઇ કોઇ વાર એ રડતી ને મુંગીજ બેસી રહેતી. તેને કોઈ વાર જ્યારે હું એ યોજના પડતી મૂકવાની વાત કરતો ત્યારે તે ઘણીજ અસ્વસ્થ રહેતી. વસ્તુસ્થિતિ આમ હતી ત્યારે મેં શ્રીપતને તમારે ત્યાં ગોઠવણ કરવા મોકલ્યો ને પછી બધું નક્કી થયું.

લગ્નના દિવસ નક્કી થયાને થોડા વખત અગાઉ કુસુમે હઠ લીધી કે "કાકા, લગ્ન માંડી વાળો."

હું ગુસ્સે થયો ને કહ્યું, "મુરખ જેવી વાત કેમ કરે છે? આ પ્રમાણે બધું નક્કી થયા પછી શી રીતે બંધ રહે?"

આજીજી કરી એણે કહ્યું "કાકા, બ્હાર એમ વાત ફેલાવો કે હું મરી ગઇ ને મને કંઇ બીજે ઠેકાણે મોકલી આપો. પણ એ બંધ રાખો."

મેં એને સમજાવી કહ્યું, "કુસુમ, કદાચ હું એમ કબુલ રાખું પછી હેમન્તનું શું? એ બિચારો અત્યારે સ્વર્ગીય આનંદમાં ડુબેલો છે ને પોતાની આશા પૂરી થવાના સ્વપ્નમાં છે. જો એને તારા મરણની વાત કહું તો પછી બીજે દિવસે મારે એના મરણના સમાચાર તને કહેવા પડે તેનો કંઇ વિચાર કર્યો? મારી પાસે બ્રહ્મહત્યા ને સ્ત્રી હત્યાનું પાપ આ ઉમ્મરે કરાવવા તારો વિચાર છે?" આમ કહી આખરે મેં એને સમજાવી.

છેવટે લગ્ન નિર્વિઘ્ને પતી ગયું. ને મારા મનની ચિંતાનો ભાર હલકો થયો. પછી શું બન્યું તે તને ખબર છે.

હેમન્ત મુંગો રહ્યો. છેવટે ગુસ્સાથી બોલી ઉઠયો, "ત્યારે અત્યારે એ વાત બ્હાર લાવવાનું કેમને કંઇ કારણ હતું?"

પ્યારીશંકર શાંતજ રહ્યો. પછી તે બોલ્યો, "તારી બેનના લગ્નની બધી તૈયારી ચાલી રહી હતી ત્યારે મેં વિચાર કર્યો કે મેં એક કુટુંબનો ધર્મ વટલાવ્યો—તેમાં તો મને સ્વાર્થ હતો—પણ જો હવે આ લગ્ન થાય તો એક બીજા કુટુંબનો ધર્મ વટલાવવાનું પાપ મારે માથે પડે, અને તેમ થવા ન દેવું એ મારો ધર્મ મને જણાયો. એને તેથી મેં એ લોકોને લખી જણાવ્યું કે તારું લગ્ન એક ક્ષુદ્ર કન્યા સાથે થયેલું છે એનો પૂરાવો મારી પાસે છે."

હેમન્ત ક્રોધને મહા મ્હેનતે દબાવી બોલ્યો, "એ છોકરીનું હવે શું શું થશે તેનો વિચાર કર્યો? હું એનો ત્યાગ કરીશ તો પછી

"મેં મારી ફરજ અદા કરી છે," પ્યારીશંકર શાંતીથી બોલ્યા ત્યજાયેલી પરસ્ત્રીના ભરણપોષણની સંભાળ લેવાનું કામ મારે નથી.

હેમંત આ સાંભળી એકદમ ચાલતો થયો.

૪.

તે અજવાળી રાતને પાંચ દિવસ વિતી ગયા હતા. પવન જોરથી ફૂંકાતો હતો. તારા પ્રકાશી રહ્યા હતા. શયનગૃહમાં અંધારૂં હતું. બારી પાસેની શય્યાપર હેમંત બેઠો હતો. કુસુમ તેના ચરણ પકડીને ભોંયપર પડેલી હતી. આજે એના ભાવિનો નિર્ણય થવાનો હતો. ચોમેર દારૂણ દુઃખ હતું. ન્યાયાધિશ બેઠેલો હતો, આરોપી એના ચરણ પકડી બેઠેલી હતી. હરીહર મુકરજીનાં પગલાં સંભળાયાં તે બારણા પાસે આવી બોલ્યા, "મેં તમને બહુ વખત આપ્યો છે, હવે વધૂ મળી શકે એમ નથી. એ સ્ત્રીને ઘરમાંથી બ્હાર કાઢી મૂક."

કુસુમ આ સાંભળી ભયભીત થઇ. તેને પતિચરણ ખુબ જોરથી પકડયા, ને કપાળે અડાડયા-પછી દૂર ખસી. હેમન્ત ઉઠયો, બારણા આગળ ગયો, ને બોલ્યો, "પિતાજી, મારી સ્ત્રીનો હું ત્યાગ કરી શકીશ નહિં."

"શું ? ન્યાત બ્હાર રહેવા માંગે છે?" હરિહર ઘાંટો કાઢી બોલ્યા.

"મને ન્યાતની પરવા નથી." હેમંતે શાંતીથી કહ્યું.

"ત્યારે હું તારો પણ ત્યાગ કરૂં છું.*

કૃષ્ણપ્રસાદ દેસાઇ.

---

* ર. ટાગોરની અંગ્રેજી વાર્તાનો અનુવાદ.

રથ વ્યકતીઓ રાજ ચલાવતી. પણ ક્રમશઃ પ્રજાવાદનો જુસ્સો જગત ઉપર જાદુ કરવા માંડયો, અને ગત સૈકામાં તો પ્રતિનિધિત્વમય સત્તા જનસમુહોને આપવામાં પણ આવી છે. પણ તે સમસ્ત જનસમુહને નહી, પણ તેના માત્ર અર્ધાંગરૂપ પુરૂષ વર્ગનેજ, અને આધુનિક યુરોપ તરફ જોતાં આ સત્તાનો ઉપયોગ યોગ્ય થયો ભાગ્યેજ કહી શકાશે. પ્રત્યેક યુરોપીય પ્રદેશમાં આર્થિક અશાંતી, નિર્ધનતા, વેરાનતા, વિનાશ, અને બીજા બીજાં ઘણા ભયંકર રાક્ષસોનું સામ્રાજ્ય જોવામાં આવે છે. પરંતુ આ દુઃખ અને વ્યથાના સમયમાં એક સત્ય તરી આવ્યું છે કે આ બીચારી રોગગ્રસ્ત, જખમી આલમ ફકત સ્ત્રીવર્ગની સહાયથી જ રોગમુકત અને પુનરૂત્થીતા થઇ શકશે. એક સૈકા અગાઉ યુરોપી પ્રજાએ પ્રથમ ગ્રાસે જ મક્ષીકા ભક્ષી; અને પ્રજાવર્ગના અર્ધાંગરૂપ માત્ર પુરૂષવર્ગેજ સમસ્ત અંગનું આખા ગ્રહનું કામ કરવાનું ધાર્યું. હિંદે પણ આવી ભુલ કરતાં ચેતતા રહેવું જોઇએ.

જે પ્રજાસમુહોની શ્રેણીથી બ્રીટીશ સામ્રાજ્ય બંધાયું છે, તેનું હિંદ એક અંગ છે. અને દક્ષિણ આફ્રીકા સીવાય બીજા એના સર્વે અંગોમાં સ્ત્રીને પુરૂષ જેટલોજ મતાધિકાર છે. દક્ષિણ આફ્રીકામાં પણ હમણાંજ આ સમાનતા મળવાની છે. તો પછી તેમની દરેક પરદેશીય ભગિનિઓ કરતાં નીચું સ્થાન આપીને હીંદના સ્ત્રીવર્ગને અવશ્ય અવમાનીત તો નહીંજ કરવામાં આવે. જગતના દરેક સંસ્કૃતીમય દેશમાં સ્ત્રીવર્ગને મતાધિકાર છે, અને ગુન્હેગાર, બાળક, અને ચિત્તભ્રમીત જનો જ માત્ર આ અધિકારથી વંચીત છે, તો તેમની પંક્તીમાં મુકાવા સામે સખ્ત વિરોધ કરવાનો હીંદી સ્ત્રીને બેશક સંપૂર્ણ અધિકાર છે.

## મતાધિકાર વિરૂધ્ધ દલીલો.

### ૧ સ્ત્રી વર્ગ સુશિક્ષિત નથી.

મતાધિકારની હયાત પદ્ધતી મુજબ બહુ શીક્ષણ પામેલી સ્ત્રીઓ, ગ્રેજ્યુએટો, અને કર ભરનારાઓને મત મળી શકે છે. જો કોઇ સ્ત્રી મીલ્કતની માલીક થવાને અને વેરા ભરવાને સશકત હોય, તો પછી પોતાના આપેલા પયસાનો કેવો ઉપયોગ થાય છે તે જોવાને પોતાના ઉમેદવારને ધારાસભામાં દાખલ થવા માટે મત આપવા તેટલીજ સશકત તે ગણવીજ જોઇએ. પદ્ધતીસર પ્રજાસત્તાક સરકારના સ્તંભરૂપ સુત્રજ છે, કે "પ્રતિનિધિત્વથી વંચીત આરોપણ એક જુલમરૂપ છે."

### ૫. પડદાનશીન બાનુઓ.

કોઇ પણ મરદને, તેમ સ્ત્રીને પણ પરાણે મત આપવાની ફરજ નથી. છતાં આ પ્રકારની સ્ત્રીઓ માટે એલાહેદી મંડપની વ્યવસ્થા ખુશીથી થઇ શકે. તેમ ન બને તો પણ મુઠીભર સ્ત્રીઓને લીધે સમસ્ત વર્ગને અધિકારથી વંચિત રાખવામાં કાંઇ ડહાપણ સમાયલું નથી. મદ્રાસ ઇલાકામાં આવી બાનુઓ જુજ હોઇ મતાધિકાર માગનાર સ્ત્રીઓ લાખોની સંખ્યામાં છે.

### ૬. મતથી ઘરમાં કલહ ઉઠશે.

આ દલીલ પણ અક્કલ વગરની છે. જે દેશોમાં ઘણાં વર્ષોથી સ્ત્રીઓ મત આપતી આવી છે, ત્યાં જઇને જુઓ, કે તરત આ ભરમ ભાગી જશે. જો પતિ પત્નીને ઝગડાજ કરવા હોય તો અત્યારે પણ છોકરાં, દાળમાં મીઠું વધારે પડવા સંબંધી વગેરે પુષ્કળ કારણો નથી શું ? મદ્રાસ ઇલાકામાં હાલ સ્ત્રીઓને મ્યુનીસીપલ મતાધિકાર છે છતાં ત્યાં તો એકે ગૃહમાં કંકાસ કે કલહ ઉદ્ભવ્યાનું આપણે હજી સુધી સાંભળ્યું નથી. અને ધારાસભા માટેનો અધિકાર આથી વધારે ભયાવહ નીવડશે, એવો સંભવ પણ નથી.

## બીજા દેશોમાં સ્ત્રી મતાધિકાર માટે શું શું અને કેવી રીતે કર્યું?

### ઓસ્ટ્રેલીયા.

સમાજ સંઘના વડા પ્રધાન મી. ડીકીન કહે છેઃ—

ગયા ૧૬ વરસના અનુભવથી જણાય છે કે સ્ત્રીને મતાધિકાર આપવાના ધારેલા દરેક ફાયદા અને આશાઓ સંપૂર્ણપણે સત્ય નીવડીને નિરાશાજનક એકે માન્યતા ફળદાયક નથી નીવડી. રાષ્ટ્રની સેવામાં સીસમાજે પોતાના મગજનો ઉપયોગ કર્યાથી આમની સભા પક્ષ વિરોધમય નીતિ ભુલી ગઇ છે, અને જીંદગી સુધારવાના ઉપાયો યોજવાની અને જે જે સામ્રાજ્યના તેઓ અંશ છે તેને માટે વધારે સગર્વ થવાની તેને ફરજ પડી છે.

ઇંગ્લાંડના માજી વડા પ્રધાન મી. એસ્કવીથને ઓસ્ટ્રેલીયાએ પોતાની ધારાસભાએ પસાર કરેલા નીચેના ઠરાવ તાર મારફત મોકલ્યો હતો—

"આ સંસ્થાન એવા મતનું છે કે સંસ્થાન અને સામ્રાજ્યસંબંની પાર્લામેન્ટમાં સ્ત્રી વર્ગને મતાધિકાર આપવાનું પરિણામ બહુંજ ફાયદા કારક આવ્યું છે. તેનાથી ચુંટણીની પ્રવૃત્તિ વધારે ઢંગધડામાં આવી છે

અને ગઈ સંયુક્ત ચુંટણીમાં જણાયું કે મત આપનાર પુરષો કરતાં સ્ત્રીઓમાં ઘણો વધારો થયો છે. ધારાનું બંધારણ અને તેમાં ખાસ કરીને સ્ત્રી અને બાળકોને લગતા ધારાઓને આથી બહુ ઉત્તેજન મળ્યું છે. પણ ફક્ત આજ બાબતોમાં સ્ત્રીઓ રસથી ભાગ લે છે તેમ નથી. સ્વરક્ષણ અને સામાજીક પ્રશ્નોમાં પણ પુરૂષવર્ગ જેટલીજ દીર્ઘ દૃષ્ટિ અને યોગ્યયોગ્યતાની ભાવના તેઓ બતાવે છે. કાંઇ કાંઈ ભયંકર ભવિષ્યવાણીઓ છતાં આ સુધારણાનું પરિણામ અવિચ્છિન્ન શુભ જ આવ્યું હોવાથી અમે ભલામણ કરીએ છીએ કે પ્રતિનિધિત્વ ભોગવતી દરેક પ્રજા સ્ત્રીઓને મત આપીને ફાયદો મેળવી શકશે."

ટાસ્માનિયા.

સીનેટરરેડી લખે છેઃ—સ્ત્રીનો સમાવેશ થવાથી રાજકીય પ્રકરણ વધારે વિશુદ્ધ બન્યું છે. આ સમાવેશને લઇ એક સહૃદયી કાર્યવાહકોની ટોળી ઉત્પન્ન થઇ છે, કે જેથી રાજકીય પરિસ્થિતિ વધારે ઉન્નત થઇ છે. ધારાસભાના જે સભાસદો 'બહુજ' કડવાશથી સ્ત્રીને મત આપવાની વિરૂદ્ધ હતા, તેઓને હવે તેમના વિરૂદ્ધ બોલવાને કારણજ નથી જડતું.

ન્યુઝીલેંડ.

અહીંના ચીફ જસ્ટીસનાં પત્ની, લેડી સ્ટાઉટ લખે છેઃ—

"અહીં અમારો એકમત હોવાથી મત આપવાની યોજના બહુજ સરળતાથી કામ કરે છે. શરૂઆતના સંસ્થાનવાસીઓ તરીકે સ્ત્રીઓને પુરૂષો જેટલીજ મુશ્કેલીઓ વેઠવી પડેલી હોવાથી સંસ્થાન સ્થપાયા પછી પણ તજ્જન્ય મિત્રભાવ કાયમ રહ્યો. સ્ત્રીઓને વૈદક તેમજ ધારા શાસ્ત્રમાં ધંધો ચલાવવાનો હક છે. એક બારીસ્ટર મીસ ડાકોસ્ટાને કેસ ચલાવવાની પદ્ધતી માટે જજોએ વારંવાર અભિનંદન આપ્યાં છે. ૧૮૯૩માં સ્ત્રીઓને મતાધિકાર આપવામાં આવ્યો ત્યારથી ક્રમશઃ સામાજીક બાબતોમાં અબાધિત અને બીજા ધંધાઓમાં તેથી પણ વધુ કરવામાં આવે છે. છુટાછેડાની બાબતમાં તદ્દન સમાન હક અમારે છે. અમારા દેશમાં એક પણ નથી ભીક્ષાગૃહ, કે નથી વેઠની પદ્ધતી. મત આપ્યાથી સ્ત્રીત્વ જવાને બદલે બચ્ચાં તરફના તેમના સ્નેહને વધારે વ્યવહાર સ્વરૂપ અપાયું છે. એક શહેરમાં દુધ પુરૂં પાડવાનું ખાતું સ્ત્રીઓના હાથમાં હોવાથી બાળકોમાં મરણનું પ્રમાણ સહસા ૪.૮૫ ટકા જેટલું થઇ ગયું છે. દારૂ નિષેધ, જુગારનો ત્યાગ, ગુન્હેગારોની સંખ્યામાં ગલતી, જીવન ધ્યેયનું ઉન્નત્વ, અને ખોરાક અને બીજા ખરેખરા આવશ્યક પદાર્થો ઉપર વધારે ખર્ચ, આટલા ફાયદા સ્ત્રીને

મત આપવાના પરિણામ રૂપે સૌથી વધારે સ્પષ્ટ જણાયાં છે.

સામાન્ય મરણ પ્રમાણ ન્યુઝીલેન્ડમાં ૬ ટકા હોઇ, અમુક શહેરમાં ૪.૮૫ ટકાજ છે, તે વિગત ધ્યાનમાં રાખવા જેવી છે. મદ્રાસમાં આ પ્રમાણ ૨૦ ટકા છે. યુ. પી. કે જ્યાં સ્રી વર્ગ બહુ પછાત છે અને પડદો છે, ત્યાં ૩૫ ટકા જેવું ભયંકર પ્રમાણ છે.

ઇંગ્લાંડના વર્તમાન આગેવાન રાજપુરૂષોએ જણાવેલી કેટલીક વિગતો.

આમની સભામાં આ પ્રશ્ન ચર્ચાતાં લોર્ડ હ્યુ સેસીલ કહે છેઃ–
" ૧૮૬૭ ના કાયદાની રૂએ મહાન રાજકીય પક્ષોએ મજુરવર્ગના લાભ અને ઇચ્છાઓ તરફ ધ્યાન આપવા માંડયું, ત્યારે એ વર્ગનું સ્થાન એકદમ બદલાઇ ગયું. ૧૮૮૪માં ખેડુત મજુરોને પણ આ અધિકાર મળ્યો એટલે આ બે વર્ગો એક બીજાના લાભને ખાતર રસાકસીએ ચઢયા અને ખેડુત વર્ગના લાભ ધ્યાનમાં લેવાયા."

સર આલ્બર્ટ સ્પાઇસર, એમ. પી. કહે છેઃ–" જ્યારે ચુંટણી ચાલતી હોય છે, ત્યારે જેઓ મત આપવામાં નથી તેના કરતાં મતદારોના લાભ શું આપણે વધારે ધ્યાનમાં નથી રાખતા? આપણે ઘણોએ વિવેક બતાવીએ પરંતુ વસ્તુતઃ મતદારોનીજ ઇચ્છા આપણને એવે વખતે પ્રેરે છે તેથી વિવિધ ધંધા ઉદ્યોગોમાં સ્રીનું પ્રમાણ વધવા સાથે તેમને મત આપવાનો પણ નિઃશંક અધિકાર છેજ."

મી. એ. ગોલ્ડીન્ગ, એમ. પી. કહે છે–"રજુ કરવામાં આવેલી વિવિધ દલીલોમાં એકે એવી નથી, કે રાજકીય પ્રકરણમાં સ્રીઓ ઓછો રસ લેતી થઇ છે. ઉલટો તેઓનો રસ અને તેઓની અસર બહુજ વૃદ્ધિગત થતાં જાય છે. કોઇ એમ પણ નહી કહી શકે કે સ્રીઓ માત્ર લગ્ન કે ગ્રહકાર્યના સંકુચીત ક્ષેત્ર માટેજ સરજાઇ છે."

આગળ જતાં કારખાનાને લગતા કાયદામાં રખાયેલી જાતીય અસમાનતા, અને તેથી પ્રત્યક્ષ જણાતા સરકારના અન્યાય વિષે તેઓ બોલ્યા. કેમકે આ પદ્ધતી વેતનની બરોબરી કરે તેવી છે. ઓફીસો, કારકુનગીરી અને વિવિધ અરાજકીય ઓફીસોમાં પણ તેમજ છે. કેટલાક ઉદ્યોગોથી સ્રી વર્ગને વંચીત રાખીને, કાયદામાં તેઓને સ્થાનમાં માત્ર [illegible] છેડા, બદચાલ, બળીયા ટંકાવવા, એવી એવીજ બાબતોમાં અ-[illegible]યું છે. અને મત વગર આ વસ્તુસ્થિતિ બદલવાની શક્તી તેઓમાં નહી આવી શકે, એ બાબત વિવેચન કર્યું હતું.

# "વધી પડેલી" કુમારીકાઓ

[ ચાલુ વાર્તા. ]

લખનારઃ—પુતલીબાઇ.

## પ્રકરણ ૪૭ મું.

---

### તાપી નદીપર ચેલઘા.

માણેક પોતાનાં નવા જીવનમાં જેવી જોઇએ તેવી આનંદી કે તંનદરૂસ્ત રહેતી નથી એવું જોવાથી મહેતાને ચિંતા થવા માંડી, અને તેણે ડાંક્ટરની સલાહ લીધી. ડાકટરે પહેલો ઉપાય હવા ફેરનો સૂચવ્યો અને મહેતાએ કેટલાંક સારી હવાવાળાં સ્થળોની તપાસ કરવા માંડી. માણેક આગળ એ વાત નિકળતાં તે તો માથેરાન જવા કુદી ઉઠી. પણ મહેતાને તે ગમ્યું નહિં, તેને ઘુમટો ચઢી આવ્યો. માણેક સમજી ગઇ, કે માથેરાનમાં તો જુવાન પારસીઓની "કમ્પની" મળવાનો સંભવ એટલે એને રૂચે નહિં, અને ત્યાર પછી તે ગંભીર અને ચિડલ બનીને ફરવા લાગી. મહેતાએ હવા ખાવાનાં સ્થળોને માટે ખબર કાઢવી ચાલુ રાખી હતી, માટે તેને કોઇએ એકવાર હજીરા સૂચવ્યું. " અરે એવી તો સરસ હવા, અને કુવાનું પાણી તો અમૃત. વળી તમોને ગમે તેવું એકાંત. બંગલા થોડા એટલે લોક પણ થોડા આવે. " એક સાંજે મહેતાએ ઘેર આવી આ વાત માણેકને કહી અને કેટલાક ટકા ચઢાવીને હજીરાની તારીફ કીધી, અને એકાંતવાસને માટે ઓલ્યોજ નહિં. માણેકને કોઇબી રીતે ઘરની બહાર જવાનું ગમતું હતું માટે તેણે ખુશાલ જીવે તૈયારી કરવા માંડી. મહેતાએ સાથે લઇ જઇ થોડાંક નવાં કપડાં સીવાડી આપ્યાં, નવાં ઓઢણાં તકિયા ઓવરકોટ અપાવ્યો તેમજ તડકાને માટે છત્રી અપાવી, અને રેતીપર એવાથી આંખ બગડે નહિં કરી કાળો ચશમો અપાવ્યો, અને જાણે ઇંગલન્ડ લઇ જતો હોય તેટલી ધુમધડાક ઘરમાં કરી નાખી. વળી " બોટમાં બેસવાનું છે, તારો જીવ ફરશે, તેને કંઇ દવા લેવી જોઇએ, કરી "સીસીકનેસ " અટકાવનારી દવા લઇ આવ્યો અને ત્રણ દહાડા અગાઉ

કરાવી. માણેક નાનપણમાં થાનામાં ઘણીવાર બોટમાં બેસતી હતી અને માછીમારોની સાથે ક્યાં ક્યાં ફરી આવતી હતી, તેને કોઈ દહાડે "સી સીકનેસ" થતું નહિ, તોપણ પતિને રાજી કરવા દવા લીધી.

. એક રાતની ટ્રેને સુરત જઈ ધર્મશાળામાં ઉતરી સવારે અમો જોઇને બોટમાં બેઠાં, અને નદી ઉપર હોડી તરતી થઇ કે માણેકની ખુશાલીનો પાર રહ્યો નહિ. "આ આ પુલ કેવો સરસ લાગે છે, કિલ્લો કેવો દમામદાર લાગે છે અરે આ બધા બંગલા કેવા સરસ છે, આપણે આમ નદીપરજ રહેતાં હોત તો કેવું સારૂં," એવું એવું માણેક બોલ્યા કીધી અને જે વરે તેને આટલી મજાહ કરવાની તક આપી તેના તરફ ઘણોજ આભાર બતાવ્યો. "આ તો તમે ઘણું સારૂં શોધી કાઢયું, માથેરાનમાં તો કદી આ નદીપર તરવાની મજાહ ન મળત. આ એ મને કેવું ગમે છે" વગેરે બોલતી રહી. જ્યારે સુરત શહેર છોડી નદીએ વળાણ લીધી અને મેગડલ્લાનો ગામડાંનો કિનારો આવ્યો ત્યારે માણેકે એક નવા આવેલા રેસમી તકિઆ ઉપર માથું મૂકયું. પણ મહેતાએ આગ્રહથી તે ખોળામાં લીધું અને અતિ સુખમાં લીન થઇ ગયો. તેને લાગ્યું કે મારા બધા ખર્ચનો મારી બધી મહેનતનો બદલો મળ્યો, માણેક ખુશી થઈ છે, ખુશાલી અને સારાં હવાપાણીથી તનદરસ્ત પણ થશે, અને મારા તરફ પ્રેમ પણ રાખશે.

---

## પ્રકરણ ૪૮ મું.

---

### એકાંતવાસનો કંટાળો.

ડુમ્મસ એક નાનું ગામડું માત્ર છે, પાંચ દસ બંગલા—ત્રણ ચાર સેનેટરીઅમ—દરિયા કિનારે આવેલાં છે, પારખની ધર્મશાળા ગામમાં આવેલી છે. એટલામાં કંઇ ઘણાં લોક તો હોઇ શકે નહિ. માટે જેટલાં હોય તેટલાં સમુદ્રકાંઠે એકમેકને મળવાં જોઇએ અને હીંદુ કે પારસી કોઇવાર મુસલમાન—તેઓ એકમેક સાથે વાત કરી વિવેક તો બતાવેજ એ સ્વભાવિક છે. મહેતા ગમે એટલો એકાંત રહેવા માંગતો પણ સમુદ્રકાંઠે તેને પણ અજાણ્યાઓ સાથે સભ્યતાને ખાતર બોલવું પડતું, અને ઘણાખરા મુંબાઇનાજ આવેલા એટલે ઓળખાણ નિકળતી, અને વાતો થતી. વળી એવાં હવા સ્થળોપર હિંદુ બૈરાં પણ વધારે છૂટથી ફરે

છે, અને તેમ તેઓ ઘરના પુરુષો ભેગાં યા જૂદાં ફરતાં દેખાતાં ત્યારે માણેક પણ તેમની સાથે વાત કરતી, પણ તેટલુંજ. હિંદુને પરણેલી એક પારસણને હિંદુઓ શંકાથીજ જોતાં અને જરા બોલ્યાં ન બોલ્યાં કરી દૂરંજ રહેતાં. માણેક અંતે શરમાળ હતી, તેથી ઉંગ થઇ જતી અને અલગી ફરતી. વળી મેહતા એવા નહિં કે કોઇને ઘરમાં બોલાવે કે કોઇને ઘેર માણેકને મળવા લઇ જાય. પાંચ છ દહાડા થઇ ગયા પણ માણેકને કોઇ પારસીઓ ત્યાં આવેલાં દેખાયાં નહિં, અને પારસીઓ હોય તોપણ તેઓ એને સારો આવકાર દીએ કે નહિં દીએ એવો માણેકનો મનમાં શક હતો, તોપણ એકંદર તે એમ માનતી હતી કે પારસીઓમાં વિવિધ વિચારનાં લોક છે, કંઇ બધાંજ તેને હિંદુ સાથ પરણી માટે ધિક્કારે એવાં નથી, અને તેથી તે એવી ઇચ્છા કરતી કે કોઇ પારસીઓ ત્યાં આવે.

થોડા દહાડા તો હજીરાના કિનારા ઉપર રેતીમાં ઉઘાડે પગે ચાલવામાં, દરિયામાં પગ બોળવામાં, ઝીણી કોરીઓ ઉંચકી એકઠી કરવામાં, માણેકને મજાહ મળી, પણ પછી તેને એકાંતવાસ કરડવા લાગ્યો.

"ખજ્યું એ શું! કોઇ પાડપાડોશી પણ સારાં નથી કે તેમને ઘેર જઇએ કે તેમને ઘેરમાં બોલાવ્યે કે વાતો કરિયે! તમારાં હિંદુ લોકને તો મને જોઇને સુગ લાગે છે જાણે! મને તો કંટાળો આવી ગયો આ જગ્યાથી!" એક સાંજ જમવા પછી અગાસીમાં ખાતાં તે બોલી "એ કરતાં તો સામી બાજુ ડુમસ છે ત્યાં કોઇનો બંગલો મેળવો. ત્યાં ઘણાં પારસીઓ, હીંદુઓ, આવેલાં છે. આપણે નવી નવી ઓળખાણો કરીશું અને કોઇ દહાડો આપણે ઘેર તો કોઇ દહાડો બીજાને ઘેર મીજલસો કરીશું. આ તો કંઇ છેકજ માછીમારનું ગામડું છે!"

મહેતાને આ શબ્દોથી ઘણું દુઃખ લાગ્યું. "માણેક." તે બોલ્યો, "જ્યાં પ્રેમ હોય ત્યાં એકાંતવાસ તો પ્રિય લાગે, પ્રેમી જોડાં ખાસ એકાંત જગ્યા શોધે અને કુદરતની રચનાથી તેમનાં મન એટલાં તો રીઝે કે તેઓ પારકાંની સંગતની દરકાર પણ નહિં કરે, એકમેકની વાતો સિવાય તેમને બીજી વાતોની હોંસ પણ ન થાય, ને તું તો મારી સંગતથી કંટાળી જાય છે. મને તો અહિં એવું લાગે છે કે જાણે સ્વર્ગ મળ્યું, અને તું આવાં સરસ સ્થળમાં પણ લોકને મળવા અને લોકો સાથે વાતો કરવા માંગે છે. તો હું કહું છું કે તને મારા પ્રત્યે

આવા શબ્દો ઉચ્ચારવા પછી મહેતા રીસાઈ રહ્યા, અને બીજી સંવારે બન્ને સાથે ફરવા નહિં જતાં એકમેકની પાછળ ગયાં. મહેતા ચોપડી લઇ બેસી રહ્યો, તેથી માણેક છત્રી લઇ રેતીના કિનારા ઉપર જઇ બેઠી. મહેતા થોડીવારે પાછળ ગયો. પણ દૂરથીજ જોયું કે કોઇ જુવાન્યો–ઇંગ્રેજી પોષાકમાં–સામે ઉભો રહી વાતો કરે છે. એ કોણ હશે, પેલો માધવ કે? તેણે કેમ જાણ્યું કે અમે અત્રે છીએ! મારાથી છૂપા કાગળો લખતીજ હશે, જો કે ટપાલ તો સંધો એકઠો કરી હું સુરત મોકલું છું, એમ વિચારતો ધીમે પગલે આગળ વધ્યો. રેતીના ટગલાઓને લીધે થોડો વખત માણેક અદ્દશ્ય થઇ ગઇ. પાછો ટેકરા ઉપર ચઢી મથાળે આવ્યો ત્યારે જોય છે તો પેલો સામો બેઠો છે. મહેતાને ગુસ્સો ચઢી આવ્યો. પણ પોતાની જાતને ઠપકો દઇ તે દબાવી દીધો, અને ધીમે પગલે આગળ વધ્યો. પાંચ સાત વારને તફાવતે હતો તેટલો પેલો હઠયો, ટોપી ઉંચકી સલામ કીધી, માણેકે આપેલો હાથ લીધો, અને ચાલ્યો ગયો.

મહેતા જેવો નજદીક ગયો કે માણેક ઉઠી ઉભી થઇ, "પ્રિય" તે ઇંગ્રેજીમાં બોલી, "હમણાંજ મને અત્રે એક ઓળખાણવાળો મળ્યો હતો તે ગયો, એ કોઇ નવરોજી ડુબાસ નામે ગૃહસ્થ છે, એણે મને ખુશ ખબર આપી કે એનાં મા અને બેનો અત્રે માડનનાં સેનેટરિયમમાં આવે છે, એ તૈયારી કરવા આવેલો હવડાં પાછો જાય છે, તેમને કાલે લઇ આવશે."

"શું મોટી ખુશાલીની વાત! હશે કોઇ અધો ભેજાંની ડોસી અને તેની ચીબાવલી પોરીઓ, તેમની સાથે હું ચળી જવાની, જાણું છું. એ પોયી પરણેલી છે કે?"

"નારે! એ તો કુમારીજ છે."

"કાં? હજી બાળક છે કે? કેટલાં વર્ષનો હશે?"

"હશે બત્રીશેકનો!"

"વાહ શું તમારા પારસીઓનો સંસાર છે! બત્રીસ વર્ષે પણ પરણીને કેકાણે નહિં પડે અને બીજાઓની બઇરીઓ આગળ નાચ્યા કરે—"

મહેતા આવાં ચઢાવો ફફડ્યો અને બીજું ઘણું ઘણું પારસી જુવાનોને બોલ્યો, અને માણેકે ઘણા તીખા જવાબો આપી તેમનો બચાવ કર્યો. એ ઉપરથી મહેતા રાજ્યદ્વારી બાબતોપર ઉતર્યો અને પારસીઓ

આજે તો ઇંગ્રેજોની ખુશામત કરી દેશસેવાથી અલગ રહે છે પણ જ્યારે સ્વરાજ્ય મેળવીશું ત્યારે એમને અમે દેખાડીશું, ત્યારે સરખા હક્ક માગવા આવજો મોઢાં ધોઇને!" વગેરે બબડ્યો.

માણેકને જરા ગમત મળી. તે આખો દહાડો આનંદી રહી, પણ મહેતાને લાગ્યું કે પેલો આવવાનો છે તેની બધી ખુશાલી છે અને મનમાં ખુબ ફફડ્યો કે જ્યાં જઇએ ત્યાં એનાં ઓળખાણવાળાં મળે એ શી પીડા!

## પ્રકરણ ૪૯ મું.

### નવરોજી અને તેની બેને.

મહેતા સવારે ઉઠીને એકલો ફરવા ગયો. માણેક માથું દુઃખવાનું ખોટું કાઢી બીછાનામાં પડી રહી. રેતીપર આમતેમ આંટા મારે છે તેટલાં મહેતાને બે પારસી બાઇઓ દરિયામાં પગ બોળતી જણાઇ. તેઓએ તેને નમન કર્યું અને એકે તેને ઉભો રાખી પૂછ્યું, " મી. મહેતા માણેકબાઇ કેમ છે? અમે તો એમને અને મળવાની હોંશમાં સમુદ્ર કાંઠે આવ્યાં ને તમે તો એકલા છો!"

મહેતાથી જવાબ દેવાયો નહિ, તે લડ્ડી પડયો પણ એટલું કહ્યું કે "આજ એમના જીવને સારૂં નથી, માથું દુઃખે છે."

"અરે માથું શેનું દુઃખે, એકલી ફરતાં કંટાળી ગઇ હશે, અમે આવ્યાં છીએ એટલે એનું માથું બાથું સૌ નરમ પડી જશે," ઉપલી બેમાંની એક જે જરા સારા દેખાવની માંજરી આંખોવાળી ચબરાક સ્ત્રી હતી તે બોલી, "ક્યાં છે તમારો બંગલો? ક્યાં છે? ચાલોની અમને ત્યાં લઇ જવાની, માણેક અમને જોઇને બચિત્તજ ખુશી થશે અને રમતી ફરતી થઇ જશે!"

મહેતાને યાદ આવી કે આ લલનાને તે ઓળખતો હતો. જ્યારે ચોપાટીના બાન્કડાપર બેઠેલાં પારસી હીંદુ લોકો વચ્ચે તે પોતાનું વાક્ચાતુર્ય દેખાડતો હતો, ત્યારે માણેકની આ સખીઓને તે ત્યાં મળતો હતો ખરો.

મહેતાને પણ લાગ્યું કે આ છોકરીઓને મળવાથી માણેક ખુશી થશે અને તે તેને ખુશી કરવા માગતો હતો. એકવાર ફફડવા અને

રીસાવા પછી તેનું અંતકરણ તેને ડંખ્યાજ કરતું; કેમ જે તેનાં મનમાં માણેકને માટે ચાહ હતો.

"ચાલો મારી સાથે તમને લઇ જાઉં, બંગલો તો પાસેજ છે, કહી મહેતા તેમની સાથે ચાલ્યો, અને પાંચ મીનીટમાં તો ત્રણે સખીઓ: લેટી, હસી અને તેમની જીભલીઓ ચપચપ ચાલવા માંડી. "મી. મહેતા તમે તો ચોપાટીપર આવવાનુંજ છોડી દીધું કે? અમને પારસીઓને તો વીસારીજ મૂકયાં કે? અમને તમારાં સ્વરાજયમાં ભાગ આપશો કે નહિ આપશો?" શીરીને મજાક કીધી.

"મી. મહેતા હવે વધારે હુશિયાર "ઓડયન્સો" આગળ પોતાની "સ્પીચો"ના ધડાકા કરે છે તે આપણ પેપરોમાં નથી વાંચતા? એઓ ચોપાટીની સાંકડી હદમાં બેસી રહે તેવાં નથી તો!" સુના જે વડી અને જરા ગંભીર હતી તે બોલી.

"બેસી તે કેમ રહેવાય? દહાડે દહાડે સ્વરાજ્યનું કામ આગળ વધતું જાય છે ને! વળી ગરીબ હીંદનાં દુઃખોપર ડહામ પડયા ત્યારે મારા જેવાથી મુગું બેસાય?" મહેતાએ જવાબ દીધો.

"નહિંજ તો મુગા તે કેમ બેસે? પંજાબની આફત પછી કોઇ દેશભક્તથી મુગું ન રહેવાય," શીરીન બોલી "મને આવડતું હોય તો હું પણ જાહેર મીટીંગોમાં બોલીને તકતો જાઉં."

"કાં નથી બોલતાં?" મહેતાએ ટેકો આપ્યો "તમારા જેવાં પારસીઓ કયાં છે આજે? પારસીઓ તો અલગા રહેવામાં સલામતી માને છે, અને બોલીને કોઇબી જાતનું દુઃખ રખે ખમવું પડે તેથી બીહે છે,—"

"બીહતાં નથી, અમારાં પારસીઓ," સુનાએ બચાવ કર્યો, "પણ તમારા હીંદુઓ ખાલી બોલે છે અને કરવાનું તે કરતા નથી, તેથી, પારસીઓને વિશ્વાસ નથી આવતો. ગાંધીજી કહે છે કે આપણને રાષ્ટ્રીય શાળાઓ જોઇએ છે પણ તે શાળાઓ ચલાવવા પૈસો જોઇએ તે કોણ કાઢે છે? નવી શાળાઓ તૈયાર કર્યા વિના જુની ખાંજી નાખી."

"અરે પૈસો કાઢનાર તો અમારા પારસીઓજ. તેમને તમારા હિંદુઓ નહિ પુગે! જુઓને એસ. આર. બમનજીએ કેવડી મોટી રકમ કાઢી આપી, અને સ્વરાજય મળે ત્યાં સુધી દર મહિને દસ હજાર રૂપિયા આપવાનું કબૂલ કીધું છે!" માણેક વચે બોલી.

આ સ્ત્રીઓ ઘણીવાર બેઠી, માણેકે ચા નાસ્તા મંગાવી તેમને જમાડી, અને પોતે પણ જમી અને સાંજે સાથે ફરવા જવાની કબૂલાત કરી છેક તડકો થયો ત્યારે છૂટાં પડયાં.

એ પછી માણેકનો સ્વભાવ સુધર્યો અને મહેતાનો ધુમટો ઉતર્યો. બન્ને ઘરમાં પણ રાજયદ્દુવારી બાબદોપર વાતો કરવા લાગ્યાં અને સાંજે દરિયાની રેતીના ઢગલાઓપર સર્વેએ સામટાં બેસીને, સમુદ્રની છોળના અવાજને લીધે મોટે મોટે સાદે એની એજ વાતો કીધી. બે ચાર દહાડામાં તો એવું થયું કે સમુદ્ર તીરે ફરવા આવનારા ઘણાએક ગૃહસ્થો અને થોડીક બાનુઓ મહેતાને બોલતો સાંભળવા આવી બેસવા લાગ્યાં અને સર્વ મળી મોટા મોટા ફડાકા મારવા લાગ્યાં કે આપણે આમ કરવું જોઇએ, તેમ કરવું જોઇએ. કેટલાક બ્રિટિશની હકુમત હજી હિંદને જરૂરની છે એમ કહેતા અને આયર્લંડનો દાખલો લેવા કહેતા, ત્યારે બીજાઓ, તેમાં મહેતા પોતે એકદમ કોનગ્રેસની કોડ શ્રોતાજનો પાસે કબૂલ કરાવવા માંગતો કે જેમાં બ્રિટિશની હકુમત અમને જોઇતીજ નથી, અમે સમુળગું સ્વરાજય માંગીએ છીએ અને તે મારફાડ વગર આત્મબળથી લઇશું, એમ તે મી. ગાંધીના શબ્દો ટાંકીને બોલતો. મહેતાના ભાષણોની અસર કેટલાક સાંભળનારાઓ ઉપર એવી થતી કે તેઓ પણ કોનગ્રેસની પક્ષનું બોલવા માંડતા, અને એવા બોલનારાઓમાં એક નવરોજી હતો. મહેતા જે વળા ચોપાટી ઉપર બોલતો હતો તે વેળા તો નવરોજી તેની હાંસી કરતો હતો—તેના અને કોનગ્રેસના વિચારોનું પોકળપણું દેખાડી આપતો હતો અને તેની બેન શીરીન, જેણે કોનગ્રેસનો પક્ષ ધરેલો હતો તેને ખોટી પાડતો, ધમકાવતો અને રાજયદ્રોહી ગણતો હતો, પણ આજે નવરોજી મહેતાને બોલેબોલ ટેકો આપે છે; તે હવે બદલાઇ ગયો છે.

---

## પ્રકરણ ૫૦ મું.

---

### બ્રીજ પાર્ટી.

પૈસાવાળાં પારસી હોદ્દુ કુટુંબો રોજ સમુદ્ર કાંઠે મળે અને વાતો કરીનેજ છૂટાં પડે એતો અશકય છે—તેમાં પારસીઓને ચાર દહાડા પણ ચાલે નહિ, અને તેમજ પહેલી ચા પાર્ટી નવરોજીની માતા મહેરબાઇએ કીધી અને મી. અને મીસીસ મહેતાને તેમજ બીજા ઓળખાણવાળી-

એને મોહનનાં સેનેટરીઅમમાં આવવાનું આમંત્રણ કર્યું. સારાં સારાં કપડાં પહેરાયાં, સાફ સાફ ખવાયું પીવાયું અને રાત્રે આઠ વાગત સુધી સર્વેએ બેસીને ગાયન વાદન કર્યું. અને પાનાં રમ્યાં. સુનાબાઇ પોતાને સારી ગાનારી સમજતી હતી તેણે એક મોટાં અવાજનાં-નાટકશાળાને લાયકનાં-હાર્મોનીઅમ ઉપર વજાડી, ખુબ અવાજ તાણીને ગાયનો ગાયાં, કેટલીક હિંદુ બાઇઓએ ઝીણા મીઠા સ્વરે ઇશ્વરભક્તિઓ ગાઇ અને કેટલાક હિંદુ ગૃહસ્થોએ પણ ગાયનો ગાઇ ગાયન વિદ્યાની સારી માહીતી દેખાડી આપી. મહેતાને ગાતાં આવડે નહિં અને માણેકને પાનાં રમવાનો શોખ નહિં, એટલે મહેતાને ગમત પડવા માટે બ્રીજની રમતની સૂચના નવરોજીએ કીધી અને નવરોજી, તેની બેન સુના અને એક હિંદુ ગૃહસ્થ તૈયાર થયા કે "ચાલો બ્રીજ રમ્યે" અને મહેતાને ખહેસ કરીને બેસાડયો. "અરે તમે શું સદા રાજદ્વારી વાતોનાજ બળાપા કરશો કે કંઇ રમત ગમત પણ ચાખશો?" શીરીને મશ્કરી કીધી. અને લાવીને રમવા બેસાડયો. ગાયન વાદન થોડો વખત ચાલ્યું, પછી પરોણાઓ વિદાય થયાં, મહેતાને બેસી રહેવું પડયું, કેમકે બ્રીજનું 'રબર' પૂરૂં થવું જોઇએ. વળી મહેરબાઇએ કહ્યું કે મી. મહેતા તમે કંઇ બહારના નથી, તમારાં માણેકબાઇ તો ઘણાં વર્ષથી અમારાં મિત્ર છે, વળી તેમને ઘેર જવાની ઉતાવળ નથી, માટે હું એમની સાથે વાતે બેસું છું તમે રમો" મહેતા ધ્યાનથી રમતો, પણ નવરોજીને બ્રીજમાં ઝાઝો રસ પડતો નહિં, તેનો જોડીદાર હિંદુ ગૃહસ્થ સરસ રમનાર હતો એટલે ઘણું કરી તેજ "ડીક્લેર" કરતો અને નવરોજી "ડમી" થતો. "ડમી" ને જો રમતમાં રસ હોય છે તો તે બેસી રહી રમત કેમ નીભે છે તે જોયા કરે છે, પણ નવરોજીને ખરો રસ નહિ હતો માટે ડમી થતાં વાર તે ઉઠીને માતા અને માણેક આગળ જતો અને ત્યાંથી તેના તેમજ માણેકનાં હસવાના અવાજ મહેતાને કાને જતા એટલે તેના બાર વાગતા ખરા-"બુખ, એમજ બીજ રમાતું હશે!" તે મનમાં કચવાતો "ફક્ત બૈરાંઓમાં મશ્કેરી ઠઠ્ઠા કરી જાણી છે."

પણ રાજ્યદ્વારી બાબદોમાં નવરોજીનાં અને મહેતાના વિચાર એટલા એક મળતા હતા કે થોડા વખતમાં બન્ને ગોઠયા થઇ પડયા. સાથેના સાથે ફરે અને દેશનાં કલ્યાણની વાતો કર્યા કરે. કોઇવાર માણેક બન્નેને ચીડવતી કે "કેમ ખાદીનાં કપડાં અને ખાદીની

ટોપી પહેરતા નથી? કેમ ચરખો ફેરવતા નથી?" એ ઉપરથી એક સાંજ વાતો ચાલી, શીરીને કહ્યું કે "ખચિત આપણે ઘેરમાં ચરખા લેવા જોઇએ અને ખાદી વણવી જોઇએ. સુનાબાઇએ કહ્યું કે "આપણો સીવવાનો સંચો તે આપણો ચરખો છે." પણ મહેતાએ તે માન્યું નહિં. સીવવાનો સંચો પરદેશી છે, વળી ચરખા ઉપર સુતર કાંતવાથી તો તમે દેશમાં કાપડ વણી શકો અને આપણી મતલબ મેનચેસ્ટરને ફટકા લગાડવાની છે. મહેરબાઇ બોલ્યાં કે "મને તો તમારા ગાંધીજીની એ વાતમાં સમજ પડતી નથી. એમના કહેવા પ્રમાણે સૌ ચરખાજ લઇને બેસે અને સૌ ખાદીનાજ લુગડાં પહેરે તો આ દેશમાં જે સારાં ઝીણાં કપડાં વણાય છે તે વણનારા ભૂખે મરે? જે જાડાં અને ટકાઉ કપડાં મીલોમાં તેમજ ઘણે ઠેકાણે હાથથી પણ વણે છે તે બધાનો ધંધો બંધ પડે? જો સૌ ખાદી પહેરે તો દેશના ઉદ્યોગ ઉપર ઘણી માઠી અસર થાય. એ તો સારૂં છે કે લોક ગાંધીજીના કહેવાં પ્રમાણે કરવા નીકળી પડતા નથી, નહિં તો દેશનું નખોદ વળી જાય, સ્વદેશના ઉદ્યોગને ઉત્તેજન આપવા માટે સ્વદેશી માલ વાપરવો એ મને માન્ય છે અને હું તો બનતાં લગી પરદેશી માલનો મારાં ઘરમાં ઓછો ઉપયોગ કરું છું, પણ ઘણી ચીજો એવી છે કે જે આપણા દેશમાં બનતી નથી ત્યારે શું કરવું?"

"શું કરવું? બેસી રેહવું! તે વગર ચલાવવું, પણ પરદેશી લેવું નહિં." મહેતાએ મોટો સાદ કર્યો.

"ખરૂં ખરૂં મી. મહેતા! અને પોતે માથાંથી પગ સુધી પરદેશી કપડાંમાં સજ થયા છો!" મહેરબાઇ હસ્યાં, "વળી કાપડજ પરદેશી નહિં પણ ફેશનબી પરદેશી! તમારા હીંદુઓને શા માટે ઈંગ્રેજી ઢબે કોટ પાટલુન શર્ટ કોલર ટાઇ બુટ મોજાં બધું આ દેશમાં પહેરવું જોઇએ વારું? જો કંઇબી અઘટિત હોય તો એ છે. દેશ તેવો વેશ એ જેવી કોઈ કહેવત સાચી નથી. એક ઠંડા મુલકનો ડ્રેસ તે ત્યાંજ પહેરાવો જોઇએ. એક ગરમ મૂલકનો વેશ તે ત્યાંજ પહેરાવો જોઇએ વળી તે દેશીઓએજ નહિં પણ પરદેશીઓએ પણ ગ્રહણ કરવો જોઇએ પણ આ જમાનામાં લોક પોષાકમાં જોઇતો ફેરફાર કરવામાં ઘણાજ પછાત છે. યુરોપિયનો ટેવ પડેલી માટે પોતાના દેશની ફેશન પ્રમાણે આ દેશમાં પહેરવાસ પહેરે તો સમજ્યાં; પણ દેશીઓને શી ગરજ છે

તેમનો પોષાક ગ્રહણ કરવાની ? તેથી વળી તમ જેવા દેશભક્ત મી. મહેતા ?"

આથી હસવાનું થયું અને મહેતાનો ચહેરો ઉતર્યો અને એ પછી સીરીન સુનાઇએ મહેતાને વારંવાર એજ બાબદ ચીડીરડવવા માંડયો કે "મી. મહેતા તમે કયારે ખાદીના શટ શીવાડો છો? તમે કયારે ખાદીની ટોપીઓ મંગાવો છો?"

નવરોજીએ પણ આ વાતમાં મહેતાથી મતફેર દેખાડી કહ્યું કે ગાંધીજી જે હક્કો માંગે છે તે માંગવા અને લેવામાં હું સામેલગીરી આપું છું, પણ આ નિશાળો ભાંજી પાડવાની, વિદ્યાર્થીઓને ચરખા લઇ બેસવા કહેવાની. અને ખાદી પહેરાવવાની વાતો તો મને દેશને પછાત નાખનારી, દેશનુંજ નુકશાન કરનારી લાગે છે. એ રીતે વાદ-વિવાદ ચાલતા, તકરારો થતી, કોઇવાર કજીઆની અણીપર આવતા, કોઇવાર હસાહસ અને ગમત થતી. પણ એમ કરતાં માણેક મહેતા નવરોજી સીરીન સુનાઇ અને મહેરબાઈ એક ઘેરના, એક કુટુંબનાં જેવાં થઇ ગયાં. સાથે જમતાં, સાથેજ ફરતાં, અને રાત્રેજ છૂટાં પડતાં. માણેકને હસવા બોલવાનું મળ્યું એટલે તેની તનદરસ્તી સુધરી, તેના ચહેરા ઉપર સુરખી આવી અને મહેતાને વાતો કરવા, સોબતીઓ મળ્યા એટલે તેણે માણેક ઉપરનો જાપતો જરાં ઓછો કર્યો, બલકે નવરોજી ઉપર તો પુરો વિશ્વાસ મેલ્યો. કેમકે તેણે જોઇ લીધું કે તે માણેક તરફ કશી ખાસ પસંદગી દેખાડતો નથી.

પણ નવરોજી પક્કો હતો. મહેતાને દેખાડવા તે દેશભક્ત થઇ ગયો હતો. માણેકને તેના હાથમાંથી છોડાવી લેવાય તો લેવા તેનો જીવ તલપી રહ્યો હતો. માણેકને એ વાતની ખબર નહિં હતી, તે તો સાધારણ રીતેજ વર્તતી, પણ નવરોજી લાગ જોતો હતો, હવડાં નહિં તો પછી, મુંબાઇ જઇને પણ એ છોડીનો પીછો પકડી રાખવો, કંઇ નહિં તો એની સાથ દોસ્તી ચાલુ રાખવી, અને એનું મન પોતા તરફ જીતી લેવું એ નવરોજીની મતલબ હતી.

---

## પ્રકરણ પર મું.

### માધવનાં ભાઈ-સાલી.

વરસાદમાં ભીંજાતો કાદવ કીચડથી ખરડાયલો માધવ ઘેર ગયો પછી તેને એક તાર મળવાથી એકાએક ડાર્જીલીંગ જવું પડયું હતું

કેમકે તેનો નાનો ભાઈ જેને માટે તે મગરૂર આગળ બોલ્યો હતો કે "મારો હુશિયાર ભાઈ-બધા પૈસાનું નખોદ વાળવા બેઠો છે." તે ઘણો માંદો હતો. તેની સ્ત્રી કમળા રોજની માંદીમાં ખપતી હતી. શરીર ઉપર માસના ડુંગર વધવાથી તેની છાતી હાંફી આવતી, તેને રૂમેટીઝમ થતું, તેનાથી ચલાતું નહિ, માટે સારૂં સારૂં ખાઇ મોટર ગાડીએ ફરી હાય અફસોસ કરતી હતી કે "શું કરૂં મારી તબિયત સારી રહેતી નથી." પૈસાવાળાની દીકરી ખરી, પણ પૈસા સદાના હતા, અને બાપ કરોડાપતિ થઇ ગયો હતો પણ ક્યારે એકાએક પરપોટો ફુટી જશે તે કોઇ કહી શકતું નથી.

હું તો રોજની માંદી એમ બળાપો કરતી કમળા ઘણી ખરચાં-ઓને લઇ ડાર્જીલીંગ ગયલી હતી, ત્યાં માધવના ભાઇ વૈકુંઠરાયને કંઈ વ્યાધી થઈ. ડાકટરે તેને કહ્યું કે તારે અત્રે રહેવું જોઇએ નહિ, માટે તું કલકતે જા, આ સમાચાર પત્રદ્વારે માધવને મળ્યા હતા. મોટે ભાઇ અંગલો લીધો અને મને અહિં આવવા પછી જરા સારૂં લાગે છે, છોકરાંની પણ તબિયત સુધરી છે તો હવે બધું મૂકી હું કલકતે કેમ જાઉં, ત્યાં તો કોઇ ઓળખાણવાળાં પણ નહિં, અજાણ્યું શહેર, તે મારાથી ત્યાં ન રહેવાય એમ કહી કમલાએ ત્યાંજ રહેવા માગ્યું, જેથી વૈકુંઠે પોતાના ભાઇને તેડાવ્યો કે તેના ભેગો પોતે કલકતે જાય. માધવ ડાર્જીલીંગ ગયો કે ત્યાંથી ભાઇને લઇ કલકતે જાય, પણ તેટલાં તો તે ઘણો લઠડી ગયલો માલમ પડયો. માધવ બે દહાડા રહ્યો પણ તેની હાલત સુધરી નહિં એટલે ડાકટરે તાકીદ કીધી કે "એને લઇ જાવો, અને ત્યાંના કોઇ સારા ડોક્ટરને દેખાડો. તો પણ કમ-લાએ સાથે જવાની મરજી દેખાડી નહિં. આથી માધવને ખુબ ક્રોધ છૂટો, અને તેને બે બોલ કહી સંભળાવ્યા, કમળાને હિસટરીઆ થઈ આવ્યો, છોકરાં રડવા લાગ્યાં અને તેવાંમાં પાલખી આવી અને વૈકું-ઠને લઈ ચાલ્યા. કલકતામાં પંદરેક દિવસ હોસ્પીટલમાં રાખ્યો, પણ તબિયત સુધરી નહિં, એવું જોઇ માધવે તાર કરી કમળા છોકરાંને તેડાવ્યાં, અને ત્રણ દહાડે વૈકુંઠ પ્રાણ મૂકયો અને માધવને માથે ભા-ભીની બરદાસ્ત લેવાની ફરજ પડી.

રાંડેલી ભાભી અને રડતાં છોકરાંને લઇ માધવ અમદાવાદ ગયો અને ત્યાં ભાઈની માલમિલકતનો સંધો વહિવટ કરવામાં રોકાઇ પડયો. તે ત્રણ મહિના સુધી ત્યાંથી નિકળાયું નહિં. પણ આખર કમળા પોતા-ના કરોડપતિ પિતાને ઘેર રહેવા ગઇ, છોકરાં પણ સાથે ગયાં, એટલે માધવને માટે કંઇ કામ રહ્યું નહિ અને તે પાછો ઘેર આવ્યો. [અપૂર્ણ.]

# નવીન રૂશીયાનો સૃષ્ટા લેનીન.

યૂરોપની મહા પ્રતિભાશાળી વિભૂતિ અને નવીન રૂશીયાના સૃષ્ટા મહાત્મા લેનીનના નામથી જગત્ આજે ભાગ્યેજ અજાણ્યુ હશે.

એની પ્રવૃત્તિએ આજે સમસ્ત જગત્‌ની આંખો એનાપર ઠારી છે. એ પ્રવૃત્તિને વિનાશક માનનારા યૂરોપના મૂડીવાદી રાષ્ટ્રોની સઘળી શક્તિ એના નાશની યોજનાઓ ઘડવામાં જ્યારે પ્રસંશકોની એ પ્રવૃત્તિને ફતેહમંદ નીવડેલી જોવામાં ખર્ચાતી જોઇએ છીએ. જગત્‌માં આજે એનો જોટો માત્ર એકજ વ્યક્તિમાં મળી શકે અને તે મી. બેનસ્પુરના શબ્દોમાં, કદાચ એથી વધુ બળવાન, વધુ પવિત્ર એશિયાની તે મહાન્ વિભૂતિ—મહાત્મા મોહનદાસ ગાંધીજીમાં. એ બે વીરોના જીવનમાં ઘણું સામ્ય છે. ઉભય ગરીબના બેલી અને ભાંગ્યાના ભેરૂ છે,- ઉભય આમ વર્ગના દુઃખી, રીબાતા, રગદોળાતા મનુષ્યોનાં દુઃખોથી દુઃખી થાય છે, એમની ઉન્નતિમાં પોતાનું જીવનસાફલ્ય માને છે અને એમની સાથે એમના જેવા થઇને રહે છે. પીડિતો માટે પોતાનું આયુ, પોતાનો દેહ ખર્ચી નાંખવા. માટે ઉભય એટલાજ જાણીતા છે. અને એજ એમના જીવન–સાફલ્યની ચાવી ! જે લાગવગ પ્રજા ઉપર મોટરોમાં મહાલતા, વાઇસરોયની સભામાં જવામાં જીવન સાફલ્ય માનતા અને માન ચાંદ માટે મરી ફીટતા પ્રજાના નેતાઓ મેળવી શકયા નથી તે લાગવગ એ ઉભય મહાત્માઓ સહેજે મેળવી શકયા છે; જે પ્રભાવ બીજાઓ પાડી નથી શકતા તે એમનો પડયો છે.

આપણે અહીં લેનીનના રાજકીય સિદ્ધાંતોની ચર્ચા ન કરીએ કે લેનીનના મતે ઈંગ્લાંડના વડા પ્રધાનને મૂડીવાદમાં ઉન્મત્ત આખા ઈંગ્લાંડને કેમ ચોંકાવી દીધું છે એ ન તપાસીએ. આપણે તો માત્ર આપણા પૂજ્ય નેતા ગાંધીજીના સમોવડીઆ અને એમના જીવન સાથે સામ્ય ધરાવતા રૂશીઆના એ નેતાના સાદા જીવનની સાદી દષ્ટિએ ઝાંખી કરીશું.

પ્રથમ તો જગત્ એ મહાન્ વ્યક્તિ વિષે બહુજ ઓછું જાણે છે; સોવિટ સરકાર વિષેના ઘણાએ નિર્દોષ સંદેશાઓ આપણાથી ગુપ્ત રખાયા છે, અને પરિણામે એના વિષે ઘણી ખરી ખોટી વાતો સાંભળી

છે. સેંકડો વખત ગોળીબારથી મરણ પામેલો કહેવાતો લેનીન આપણે જીવતો જોઇએ છીએ; એને રાક્ષસ ચીતરાયલો આપણે સાંભળ્યો છે; એ ખળવાખોર ગણાયો છે; જ્યારે મેં એને એક સાદો પ્રમાણિક, રાષ્ટ્ર નેતાના રૂપમાંજ નિહાળ્યો છે. એના જીવન અને કાર્યની તુલના ઇતિહાસ કરશે—લેનીન એ ઇતિહાસ હજુ રચે છે.

## બાળપણ અને શિક્ષણ.

રૂશીયાના વડા પ્રધાનનું ખરૂં નામ 'નીકોલે લેનીન' નથી પણ "વલાડીમીર ઇલીચ ઉલીઆનોવ" છે, રૂશીયનોથી માતૃ વૉલ્ગા નામે ઓળખાતી નદી ઉપર આવેલા 'સીમબર્કસ' પરગણામાં ઈ. સ. ૧૮૭૦ ના એપ્રીલની દશમી તારીખે આ જગતનો પ્રકાશ લેનીને જોયો.

કેટલાક એને ખેડુતનો છોકરો માને છે, કેટલાક એક ઉમરાવનો; બન્ને માન્યતાઓ સાચી છે.

જુના જમાનામાં રૂશીયામાં જે કોઈ લશ્કરમાં કર્નલ કે નૌકા સૈન્યમાં કેપ્ટન અગર સ્ટેટ કૌંસીલર થતો એ સ્વાભાવિક ઉમરાવપદ પામતો. લેનીનના પિતા ખેડુતની સ્થિતિમાંથી સ્ટેટ કૌંસીલરની પદવીએ પહોંચ્યા હતા. લેનીનના માતા મેરીયા એલેકઝાન્ડ્રોવના કૅઝાન પરગણામાં મીલકત ધરાવતાં અને ધણીના મૃત્યુબાદ એને પેન્શન મળતું.

એના પિતા કસરતના ઉસ્તાદ અને શાળાના ઇન્સ્પેક્ટર હતા. શિક્ષણ માટે એમને અજબ ઉત્સાહ હતો અને જ્યાં ત્યાં એ શિક્ષણ પ્રચારનું કામ કરતા. એમનાં પાંચે છોકરાંઓએ એના એ ઉત્સાહને સરસ ઉત્તર વાળ્યો—એમનું ગૃહજ એક નાની યુનીવરસીટી થઇ રહ્યું હતું. બધાં ભાંડુઓ એકમેક પ્રત્યે પ્રીતી ધરાવતાં.

એમના ગૃહજીવનની સુંદરતા અને રસિકતા ઝારના જુલ્મ હેઠળ કચડાતા લાખોના જીવનથી નિરાળાંજ પડતાં. એમની સ્વાતંત્ર્ય અને આમની ગુલામી વચ્ચેનો ભેદ નજરે તરી આવતો. બધાંએ બાળકોએ જ્ઞાનપ્રાપ્તિ સાથે લોકો માટેનો પોતાનો પ્રેમ પણ એટલોજ કેળવ્યો અને એક પછી એક એમ સઘળાએ મજુરો અને ખેડુતોના શિક્ષણ અને ઉદ્ધાર—મુક્તિ—માટે જીવન ખર્ચવા માંડયું.

## લેનીનના ભાઇને ફાંસીની સજા.

ઇ. સ. ૧૮૮૬ ના મે ની ૨૦ મીએ એક કરૂણ બનાવ બન્યો છે જેણે લેનીનના ઉપર બહુ ઉંડી છાપ પાડેલી કહેવાય છે. એના ભાઇ

સખ્તીરીઆનું બરફ કે નતો ત્યાંનું આળસુ જીવન! એને તો અહીં ઊંડા અભ્યાસ અને મનનની ઉત્તમ તક મળી. તે સુશેન્સ્કૉયના ગામડામાં એણે પુષ્કળ મગજમારી અને લખવાનું કામ કર્યું, અને પરિણામ એનું તે 'ઇલીન', 'લેનીન', 'તાઇલીન' અને 'ઇલીચ'ના ઉપનામો હેઠળ પ્રગટ થયેલાં અસંખ્ય પુસ્તકો!

આખા યુરોપમાં એક અદ્વિતીય ઉપદેશક અને વ્યવસ્થાપક.

એની શિક્ષાની મુદત પુરી થતાં એને રૂશીઆના કોઇ મોટા શહેરોમાં, કારખાનાવાળા સ્થળોએ કે યુનીવર્સીટીવાળા નગરોમાં વસવા મનાઇ કરવામાં આવી. એટલે રૂશીઆ છોડી પશ્ચિમના મુલકોમાં ગયા. ત્યાં કેટલાક ગોઠીઆઓ સાથે સહકારમાં એનું 'Iskra' પત્ર બહાર પડયું. એ ત્વરાએ રૂશીઆના દેશપાર થયેલ સામ્યવાદી નેતાઓનું કાર્યક્ષેત્ર થઇ પડયું. આ ઉત્સાહી ઉત્ક્રાંતિવાદીઓ વચ્ચે લેનીને પોતાની વ્યવસ્થા શક્તિ કેળવી. સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના કાર્ય માટે લાયક થવા ઇચ્છતો આ સ્થળે આવતો; અને રૂશીઆના પુનર્જીવનના સઘળા મંત્રો અહીં ગવાતા—અહીંથી ગર્જના કરતા ફેલાતા.

પોતાની પાછળ યુરોપના પોલીસ ભમતા હોઇ એ મ્યુનીચ, બ્રુસેલ્સ, પારીસ, લંડન અને જીનેવા એમ બધે એક પછી એક સ્થળે ભમ્યો અને અંતે જીનેવાને પોતાનું મુખ્ય ધામ બનાવ્યું. એની પત્ની—નાડેઝડા ક્રુપસ્કેયા એના મંડળની સેક્રેટરી હતી. એણે પોતાની તબીયતનું—કોઇ રસાયણી ગુપ્ત સાહી વડે ગુપ્ત સંદેશાઓ ઉતારવાના થકવી નાંખનારા કામથી—સત્યાનાશ વાળ્યું.

લેનીન "બોલ્શેવીકોનો" નેતા થાય છે.

લેનીન આ બોલ્શેવીકોનો નેતા થયો. પ્લેખેનૉવ જેવા વૃદ્ધ નેતાએ પણ એને મત આપ્યો. જો કે પાછળથી એ સઘળા વિરૂદ્ધ પક્ષે ભળ્યા હતા. કોઈ જાતના સાધન વિના પોતાના વાઙ્મયની ગેરહાજરીમાં અણવણી ભૂમિમાં પણ એ નાહિમ્મત ન થયો. Economic Studies એ નામનો ગ્રંથ એણે પ્રગટ કર્યો. એ આખા રૂશીયામાં વખણાયો. અને એની આવક વડે બોગ્ડેનોવ અને લોરોસ્કી જેવા સાથીઓની મદદથી એણે Forward નામનું નવું વર્તમાનપત્ર કહાડયું.

ઈ. સ. ૧૯૦૪ ની કોંગ્રેસમાં લેનીને જે પ્રશ્નો સોવેટ સરકારના વડા તરીકે એણે પાછળથી ઉકેલ્યા તે બધાં રજુ કર્યાં. આમાં મૂડીવાદનો વિનાશ અને રૂશીઆનું ક્રાંતિદ્વારા પુનરુજ્જીવન મુખ્ય હતા.

૧૯૦૫ માં જ્યારે પ્રથમ બળવો ફાટી નીકળ્યો એ વેળા લેનીન પોતાને દેશ આવ્યો. પરંતુ તરત એને ફીનલેન્ડ (૧૯૦૬) ત્યાંથી સ્વીટઝર્લેંડ (૧૯૦૭) તથા ત્યાંથી પાછો (૧૯૦૮) પારીસ આવ્યો. અહીં એણે બે પત્રો "સોસીઅલ ડેમોક્રેટ" અને "પ્રોલેટેરીઅટ" કાઢયાં. રસીઆની સરહદ નજીક ક્રેકો નગરમાં પોતાના સાથીઓ સાથે એણે ધામો નાંખ્યો, કે જેથી બળવાખોરોની હીલચાલ પર નજર રખાય અને તેમને દોરી શકાય.

## લેનીન એક ગ્રંથકાર તરીકે.

આ પ્રચારના કાર્ય ઉપરાંત લેનીને બીજાં ઘણાંયે ક્ષેત્રો ડોહાળ્યાં છે. એક લેખક કહે છે કે "કાર્લ માર્કસની માફક લેનીન, બ્રીટીશ મ્યુઝીઅમના જ્ઞાનના ભંડારો ઉથલાવવામાં જેટલો સુખી દેખાતો એટલો કદીએ નહોતો. એ આ સંસ્થા વિષે હમેશાં ઘણા ઉત્સાહથી પ્રશંસા ઉચ્ચારતો, અને અહિંજ એને એના માનીતા સિદ્ધાંતો મળી

બળવો કરવા ઉશ્કેરવામાં ગુંથાયો હતો. એને કેદ કરવામાં આવ્યો પણ ફ્રેંચ સામ્યવાદીઓના પ્રયાસોને લીધે પાછો છુટો થયો. ત્યાંથી સ્વીટઝરલેન્ડ પાછો ફર્યો અને સુલેહની લડત માટે પ્રયાસો શરૂ કર્યા. ઝીમરવોલ્ડ કોન્ફરન્સની વ્યવસ્થામાં એનો આગળ પડતો ભાગ હતો. ૧૯૧૭ ના એપ્રીલ મે પછી એટલે ઝારશાહીની પડતી પછી એને રૂશીઆ જવાનું મન થયું. મિત્રરાજ્યોની સરકારો એની વિરુદ્ધ હતી. એટલે એણે સ્વીટઝર્લેંડના સોસીયાલીસ્ટ પક્ષની માંગણીઓ સ્વીકારી. પરિણામે એને એકસો દરેક પક્ષના ઉત્ક્રાંતિવાદીઓ સાથે જર્મનીમાંથી જવા દેવામાં આવ્યો. આ બનાવને બોલ્શેવીકો જરમન સત્તાના એજન્ટો હતા એવું સિદ્ધ કરવા પુરાવા તરીકે ઉપયોગ કરવામાં આવ્યો. પરંતુ એ યાદ રાખવાની જરૂર છે કે એજ ટ્રેનમાં એક્ષેલરોડ અને માર્ટવ જેવા લેનીનના કટ્ટા વિરોધીઓ મેનશેવીકો પણ હતા. પેટ્રોગ્રાડમાં એનાં પનોતાં પગલાં પડતાંજ પ્રજાએ તથા નૌકાસૈન્ય તેમજ લશ્કરે પણ એને બાદશાહી આવકારથી વધાવ્યો અને ત્યારપછીનું લેનીનનું જીવન એ તો રૂસીઆના ઉદ્ધારનો ઇતિહાસ છે. જગત્ એ જાણે છે કે રૂસીઆ લેનીનના પ્રયાસે આજે જુદે જ માર્ગે વહ્યું જાય છે. કયી દિશાએ સ્વર્ગ કે નર્ક એ તો ઇતિહાસ સિદ્ધ કરશે. આપણે તો પોતાનો દેશ અને દેશના આમને માટે જીવન અર્પનાર એ આત્મભોગી વીરને વંદીશું જ!

હેપીહાઉસ, મુંબાઇ. }  વિનોદ.
૨૩-૪-૨૧

# આરોગ્ય પત્રિકાઓ.

( સંપાદક-વડોદરા આરોગ્ય પ્રદર્શનના મંત્રીઓ. )

વડોદરામાં સમાજસેવા તથા આરોગ્ય પ્રદર્શન ભરવામાં આવ્યું હતું તે સમયે ઘણી ઉપયોગી પત્રિકાઓ વહેંચવામાં આવી હતી. આમાંની કેટલીએક ખાસ કરીને સ્ત્રીઓને ઘણીજ ઉપયોગી હોવાથી સ્ત્રીબોધમાં છાપી છે. આમાં દરેક વિષય ઉપર ટુંકું, સચોટ, અને ઉપયોગી લખાણ છે; તે સર્વને ધ્યાનપૂર્વક વાંચવા વિનંતિ છે.

## સગર્ભા સ્ત્રીને શિખામણ.

**પ્રસુતી પહેલાંની તજવીજ.**

( ૧ ) સગર્ભા સ્ત્રીએ જાણવું જોઇએ કે તમારી હાલત કુદરતી છે અને એમાં કાંઇ પણ અકુદરતી નથી. માટે કુદરતના નિયમ પ્રમાણે ચાલશો તો કાંઇ હરકત આવશે નહી.

( ૨ ) ખોરાક સાદો પુષ્ટિકારક અને જલદી પાચન થાય તેવો લેવો. અને પેટ પંપાળીને ખાવું નહિ. ચાહ કોફી વિગેરે મોટા પ્રમાણમાં પીવાં નહિ. દારૂ મુદલ લેવો નહિ.

( ૩ ) ઝાડો કબજીઆત રાખવો નહિ. અને ઝાડો લાવે તેવી વસ્તુ ખાવી. દાખલા તરીકે દ્રાક્ષ, કીસમીસ, અંજીર વીગેરે.

( ૪ ) પિશાબ કમી થાય તો તબીબી સલાહ લેવી.

( ૫ ) દરરોજ હુંફાયલા પાણીથી અને સાબુ લગાડી નાહી ધોઇ સાફ રહેવું. ખાસ કરીને બહારના ગુહ્ય ભાગો સવારના અને રાતના ગરમ પાણીથી ધોઇ સ્વચ્છ રાખવા.

( ૬ ) કપડાં ઢીલાં પહેરવાં. પટા પટી કે કોરસેટ બાંધવા નહિ. પેટ લબડતું અને ચરબીથી ભરેલું હોય તોજ તબીબી સલાહ પ્રમાણે એક પાટો પેટ પર બાંધવો. પણ આવો પાટો તાણીને કદિ બાંધવો નહિ. ફક્ત ગર્ભસ્થાનને ટેકો મળે તેમ બાંધવો.

( ૭ ) સાધારણ ફરવાની કસરત લેવી, મઙ્ થકવી નાખે તેવી કસરત કરવી નહિ. જો પ્રથમ કસુવાવડ થઇ હોય અથવા રક્તસ્રાવ

તેને આહ પીવા આપવી. આ પછી જે તે થોડો વખત ઘણું સાઇ. ત્યાર પછી તેના ગુહ્ય ભાગો ફરીથી ધોઇ તેને ની ચડી યા લંગોટ બાંધવી.

( ૧૭ ) સુવાવડી સ્ત્રી આગળ નજીકના બેએક સગાં સિવાય કોઇને પહેલાં પાંચ દિવસ જવા દેવાં નહિ, અને જે કોઇ ચેપી સમાગમમાં આવ્યું હોય તેને સુવાવડી બાઇ આગળ મુદ્દલ દેવું નહિ.

( ૧૮ ) છોકરૂં અવતર્યા બાદ છ કલાક સ્ત્રીને સુતાં સુતાંજ ...ાબ કરાવવો. જો આ નહિ બને તો આથો અને ઘુંટણપર સુવાડવી. ...ાબ ન નીકળે તો પેટ નીચેના ભાગ અને ગુહ્ય ભાગ પર ગરમ ...ણીમાં ભિંજવેલા કપડાને નિચોવી તે વતી શેક કરવો. આથી પિશાબ ...ર આવશે. જો આમ કરવા છતાં પિશાબ ન આવે તો પછી તબીબી ...દદ લેવી જોઇએ.

( ૧૯ ) ઝાડો સાફ રાખવો. જો બીજા દહાડાની સાંજ અથવા ત્રીજા દહાડાની સવાર સુધીમાં ઝાડો ન આવે તો એક ચમચો વિલાયતી દીવેલ અથવા એક પ્યાલું સુનામખીના ઉકાળાનું પાઇ દેવું.

( ૨૦ ) પહેલા બે દહાડા દુધ અથવા કાંજીનો ખોરાક લેવો. ત્યાર પછી થોડો થોડો ખોરાક વધારવો. પણ ભારે ખોરાક લેવો નહિ.

( ૨૧ ) બાળકને ધવાડયા પછી સ્તનની બોટણીઓ ગરમ પાણીમાં કપડું ભિંજવી તે વતી સાફ કરવી. પહેલા અઠવાડીઆમાં માતાએ સુતાં સુતાંજ બાળકને ધવાડવું.

( ૨૨ ) પહેલા બાર દિવસ સુધી સ્ત્રીએ બિછાંના પરજ રહેવું. ત્યારપછી બિછાના પર ઉશીકાને અઢેલીને બેસવામાં હરકત નથી.

( ૨૩ ) જે ગમે તે, ધાવણ બગડે તેવો ખોરાક દુધ ઉપર લેવો નહીં.

## પ્રસૂતિ સમયની વ્યવસ્થા.

પ્રસુતી સમયની વ્યવસ્થાને માટે હજી આપણે ઘણા પછાત છીએ. તેને લીધેજ આપણા હિન્દુસ્તાનમાં સુવારોગ અને બીજા પ્રસુતી સમયના ભયંકર વ્યાધિઓને લીધે ઘણાં મૃત્યુ થાય છે. તે મૃત્યુનું પ્રમાણ બીજા દેશોની સાથે સરખાવતાં એટલું તો વધારે છે માટે શરમાવું જોઇએ, અને ઘણું શિખવું જોઇએ.

સુવાવડ વખત વાપરવાનાં કપડાં.

સુવાવડ વખત વાપરવાનાં કપડાં સફેદજ હોવાં જોઇએ; કારણ કે રંગીન કપડાંના રંગ કાચા હોય તો તેથી ઘણું નુકસાન થાય છે. વળી બીજું એ કે સફેદ કપડું જરા મેલું થશે તો જણાઇ આવશે અને તે ધોવાની ફરજ તરત જણાઈ આવશે. સફેદ કપડાં જુનાં કે ફાટેલાં હશે તો ચાલશે. પણ સ્વચ્છ ધોબીને ત્યાં ધોએલાં હોવાં જોઇએ. વાપરવા માંડયા પછી પણ દરરોજ સોડામાં બાફીને અથવા સાબુથી દરરોજ ધોઇને સ્વચ્છ રાખવાં જોઇએ. મેલાં કપડાં મારફત પણ ઘણા રોગો ઉત્પન્ન થાય છે.

સુવાવડમાં વાપરવાનાં કપડાં ગાંસડી બાંધીને ન મુકતાં એક પેટીમાં ધોવરાવીને મૂકવાં કે જેથી બહારની રજકણો અંદર ઉડે નહીં.

સુવાવડમાં બીજી સ્વચ્છતા.

સુવાવડ વખત પોતાના શરીરની સ્વચ્છતા તથા તેની પાસે બેસનારને પણ ઘણી સ્વચ્છતા રાખવાની જરૂર છે. સુવાવડી બાઇને અડકતાં પહેલાં સાબુથી હાથ પગ ધોઇને અડકવું કે જેથી કોઇ પણ જાતનો મેલ લાગે નહીં.

સુવાવડ માટે જગ્યા.

સુવાવડ માટેની જગ્યા પર પ્રસુતિ સ્ત્રીની તબીઅતનો આધાર રહે છે. સુવાવડ માટેનો ઓરડો ભેજ વગરનો તથા પુષ્કળ હવા આવ જા કરે એવો હોવો જોઇએ, કારણ કે તાજી અને ચોકખી હવા એજ પ્રસૂતીનો મૂખ્ય ખોરાક છે. ચોકખી ખુલ્લી હવા વગર લોહી ફીક્કું પડી જવા ઉપરાંત શક્તિ ઘણી મોડી આવે છે, માટે શરીર પર પવન ન લાગે અને ચોમાસા જેવી ભેજવાળી હવા હોય તે સિવાય ખુલ્લી હવા આવજા કરી શકે તેવી રીતે માતા તથા બાળક બન્નેને સુવાડવાથી તબીઅત તંદુરસ્ત રહેશે.

પ્રસવ સમયે રાખવાની વ્યવસ્થા.

પ્રસુતી માટેનાં કપડાંની પેટી અને જે કામમાં જેવી રીતે દવા ખાવાની હોય (દાખલા તરીકે હિંદુ રિવાજ પ્રમાણે હેરી, ઓસડ ખાતાં હોય તો) તે ખાંડીને તથા વીણીને સાફ કરીને કાચની સીસીમાં ભરીને ઓરડામાં તૈયાર રાખવી અને પથારી, ઓઢવાનું તથા ચાદર વગેરે પણ

અવારનવાર તડકે નાખતાં રહેવું અને તરત ઉપયોગમાં લેવાય એવી રીતે રાખવું.

**સુવાવડ માટે માણસો.**

પ્રસુતીના સમયને માટે માણસ અગાઊથી રાખીને તેને બરાબર સ્વચ્છતાના નિયમો શીખવી તૈયાર રાખવું કે જેથી ખપ પડે ત્યારે કાંઇ ગફલત કરે નહીં અને ઉપયોગી થઇ પડે. દાયણ બરોબર શીખેલી હોય છે. અણુઘડ બાઇઓને કદિ બોલાવવી નહિ. તેને હાથે પ્રસુતાનાં અનેક મરણો થાય છે.

સુવાવડ વખત જે મીડવાઇફ (દાયણ) ને બોલાવવાની હોય તેને પણ અગાઊથી પોતાની તબિઅતથી જાણીતી કરવી અને તેની પાસેથી સૂચનાઓ લઇ લેવી.

પ્રસુતી સમયે ઘણાં માણસો હોય તો ગડબડ થઇ ઘોટાળો થઇ જાય છે, માટે જરૂર જેટલાંજ માણસો કેળવીને તૈયાર રાખવાં.

**પ્રસુતી માટે જોઇતી ચીજો.**

પ્રસુતી માટે જોઇતી ચીજોને માટે પોતાની મીડવાઇફ (દાયણ) હોય તેની પાસેથી જોઇતી ચીજોનું લીસ્ટ કરી અગાઊથી બધું તૈયાર કરી રાખવું. અને એવી રીતે મૂકી રાખવું કે જે જરૂર વખતે શોધવું ન પડે અને તરત જડી આવે.

---

## બાળકની જીંદગી બચાવો.

**બાળકનું મરણ પ્રમાણ.**

હિંદુસ્તાનમાં બાળકોનું મરણ પ્રમાણ ઘણું ભયંકર છે. મુંબાઇમાં ૧૮ મહિનાની ઉમરનાં બાળકોનું મરણપ્રમાણ સેંકડે ૫૦ ટકા હોય છે; અને તેથીજ બાળકો માટે મુંબાઇ શહેર નહીં પણ શ્મશાનભૂમિ છે, એમ કહેવાય છે.

હિંદુસ્તાનનાં બીજાં શહેરોની સ્થિતિ મુંબાઇ કરતાં કાંઇ વિશેષ સારી નથી. વડોદરા શહેરમાં પણ દર સો બાળકમાંથી ૩૦ બાળકો એક વર્ષની ઉમરે પુગે તે પહેલાં મરણ પામે છે. આ સ્થિતિ ઘણીજ ભયંકર ગણાય.

પણ પુરતી રાખવામાં તો આમાંથી ઘણાંની જીંદગી

બચાવી શકાય તેમ છે. દાખલા તરીકે બસો વર્ષ ઉપર ઈંગ્લાંડમાં પણ આવીજ દશા હતી, અને ત્યાંનાં બાળકોનું મરણપ્રમાણ પણ એટલુંજ ભયંકર હતું. પરંતુ હાલમાં ત્યાં આગળ બાળકોનું મરણપ્રમાણ સેંકડે ફક્ત ૧૦ નું આવે છે. શામાટે હિંદુસ્તાનમાં પણ બાળ મરણના પ્રમાણમાં ઘટાડો ન કરી શકાય ?

બાળમરણનું મુખ્ય કારણ.

બાળકના મરણની આ ભયંકર સંખ્યાનું અને મુવેલાં જન્મેલાં બાળકનું મુખ્ય કારણ પ્રસવ કરાવવા આવતી અનઘડ, દાઇની અજ્ઞાનતા છે.

જો શિક્ષિત દાયણને પ્રસૂતિ વખતે કામે લગાડવામાં આવે અને જ્યાં જરૂર જણાય ત્યાં વેળાસર તબીબી મદદ લેવામાં આવે તો મુએલાં જન્મેલાં બાળકની સંખ્યા ઘણીજ ઓછી થાય એમાં કોઇ શક નથી.

ધનુર્વા, જન્મ્યા પછી આવતો તાવ, કોગળીયું (કોલેરા), ઝાડાનો રોગ, મરડો, શરીરનું ગળાઇ જવું; શિતળા અને ગોવર, એ ઉપરાંત ક્ષય, વરાધ અને રતવા તથા રીકેટ (હાડકાનું નરમ થઇ જવું) અને અપચાથી પણ બાળક મરે છે, અથવા હમેશનું દુઃખી થઇ પડે છે.

જન્મ્યા પછી થોડા વખતમાં ઘણાં બાળકો ધનુર્વા, અને સખત તાવથી મરી જાય છે, તેનું કારણ એ કે અજ્ઞાન દાઇઓ ગંદી કાતર અથવા છરીથી નાળને જમીન ઉપર મુકીને કાપે છે. તેથી તેની દુંટી ઉપર સોજો આવેલો હોય છે. હવે તમેજ વિચાર કરો કે આવી જમીન પર લોકો ગંદા પગે અને ગંદા જોડા પહેરી ફરે છે અને તે પર કેટલી ધુળ હોય છે ? અને આવી રીતે જંતુઓ બાળકના શરીરમાં જાય તેમાં નવાઇ શી ? શિક્ષિત દાઇ હોય તો આ પ્રમાણે ન થાય.

કોલેરા.

કોગળીઆ (કોલેરા) નું દરદ હાલમાં દર વર્ષે દેખા દે છે. તેમાં પણ જ્યારે કોઇ કુટુંબમાં આ દરદ લાગુ પડે તો નાનાં બાળક સપડાયા વગર રહેતાં નથી, અને આ દરદથી બચી શકતાં નથી.

ઝાડાનો રોગ.

આ દરદ બાળકમાં વારંવાર જોવામાં આવે છે.

દરદો અટકાવી શકાય તેમ છે.

હવે આપણે આગળ કહ્યું છે કે પૂરતી કાળજી રાખવાથી ઘણાંક

**દરદોનું પહેલું કારણ–ખોટો ખોરાક.**

આ દરદો ખોટો ખોરાક અથવા જંતુઓ, એ બે કારણને લીધે થતાં હોય છે.

**બાળકનો ખરો ખોરાક માનું દુધ.**

પહેલા થોડા મહિના સુધીનો બાળકનો ખરો ખોરાક તો માનું દુધ છે. જો માની હાલત સારી હોય તો તે બાળકને ધવાડી શકશે એટલુંજ નહીં પણ એમ કરવાની તેની ફરજ છે. આવા કુદરતી ખોરાકથી બાળક તંદુરસ્ત થતું જશે.

બીજી જાતના દુધ ઉપર ઉછરતાં બાળકનું મરણપ્રમાણ માના દુધ ઉપર ઉછરતા બાળકોના મરણપ્રમાણ કરતાં ઘણું વધારે હોય છે. આ ઉપરથી જોશો કે માનું દુધ એજ બાળકનો કુદરતી અને સૌથી સારો ખોરાક છે.

પણ જો માને દુધ આવતું ન હોય તો શું કરવું ? આ તો નિર્વિવાદ છે કે જો માનું દુધ બાળકને ન મળી શકે તો ગાયનું અથવા બકરીનું દુધ વાપરવું.

**માના દુધ સિવાયનો ખોરાક.**

ઘણુ મોટે ભાગે બકરીનું અથવા ગાયનું દુધ વાપરે છે. બાળકની હોજરી આવું દુધ પૂરતા પ્રમાણમાં પાણી સાથે મેળવવાથી હજમ કરી શકશે, પણ બાળકની હોજરી ( જઠર ) કદિ પણ દાળ, ભાત, જેવી સખત વસ્તુ હજમ કરી શકશે નહીં. આવો તમામ ખોરાક અકુદરતી છે અને તેથીજ બાળકો માર્યા જાય છે.

**બાળકનો અકુદરતી ખોરાક.**

ચોખા, લોટ, વગેરેમાં અમુક સ્ટાર્ચ ( ખેળ ) નામનો પદાર્થ હોય છે, તે પદાર્થ બાળક નવ મહિનાની ઉમરનું થાય નહિ ત્યાં સુધી કદિ પણ પચાવી શકશે નહીં. તેથી કોઇ બાળકને દુધને બદલે એવો ખોરાક આપવો નહિ; અને જો આપવામાં આવશે તો સખત દુખાવો થશે, બાળક ગળાઇ જશે, અને આખો વખત રડયાં કરશે. તે નવ મહિનાનું થયા પછી પણ જે ખોરાકમાં સ્ટાર્ચ ( ખેળ ) આવે તે આપવાનુ સલાહ ભર્યું નથી. યાદ રાખવું કે, બે વર્ષનું ... ત્યાં સુધી તેનો મુખ્ય ખોરાક દુધ છે.

**દરદોનું બીજું કારણ જંતુઓ.**

હવે બાળકોનાં દરદનું બીજું કારણ જંતુઓ છે. શિતળા, ગોવર, રૂંટીયું વિગેરે દરદો ચેપી ગણાય છે. કારણ તે એક માણસથી બીજા માણસને ઉડે છે; અને આ દરદો ઘણીક જાતના સૂક્ષ્મ જંતુઓને લીધે છે.

**જંતુઓ બાળકના શરીરમાં કેમ દાખલ થાય છે?**

આવા જંતુઓ ધુળની રજકણમાં અથવા ખરાબ પાણીમાં ભેળાયલા હોય છે, અને તે ખોરાક માર્ગે અથવા દુધ માર્ગે અને માખીઓથી મનુષ્યના શરીરમાં દાખલ થાય છે. માખીઓ કોઇ પણ જાતની ગંદી વસ્તુઓ ઉપર બેસે છે, અને ગંદી વસ્તુ ખાય છે. ત્યાર પછી ઘરમાં ઉડી આવી ખોરાક પર બેસે છે અથવા દુધના વાસણમાં પડે છે, અને તેમાં જંતુઓ અને ઝેર ભેળે છે. કોલેરા, મરડો, ઝાડાનો રોગ, આ પ્રમાણે ખોરાક અથવા પાણી માર્ગે અથવા માખીથી મનુષ્યને લાગુ પડે છે. વળી ક્ષયનો રોગ પણ આજ પ્રમાણે ફેલાય છે. પણ કેટલીક વખતે ગાયને પણ ક્ષયનો રોગ લાગુ પડેલો હોય છે, અને તેના દુધમાં આવા ક્ષયના જંતુઓ નીકળે છે. માટે કદિ પણ દુધ ઉકાળી ઠંડું પાડયા વગર બાળકને પીવા આપવું નહિ.

હવે આ દરદો જે જંતુઓને લીધે થાય છે, તે કેવી રીતે અટકાવી શકાય?

જો બની શકે તો ગાયનું અથવા બકરીનું સ્વચ્છ દુધ મેળવવા પ્રયત્ન કરવો. બજારમાં વેચાતું દુધ ઘણું ખરાબ હોય છે, અને પાણી ભેળેલું હોય છે એટલુંજ નહીં પણ જે વાસણમાં દુધ મુકવામાં આવે છે, તે વાસણ પણ ગંદાં હોય છે, અને તેથી તે ઉપર હજારો માખી બેઠેલી હોય છે. આથી આવા દુધમાં અસંખ્ય જંતુઓ ભેળાયલા હોય છે. માટે આવું દુધ બાળકને આપવું નહીં. જો ન છુટકે આપવું પડે તો દુધને બરાબર ઉકાળી ઠંડું પાડયા વગર આપવું નહીં.

તંદુરસ્ત જાનવરને દોહતાં પહેલાં આંચળ પાણીથી ધોઈને દોહવાં. કેટલાક લોકો બકરીના આંચળ પાણીથી સાફ કરી સાફ કપડાથી લુંછી બાળકને ધવાડે છે, આ રીત પણ સારી છે.

**બાટલીમાંથી દુધ પાવાની રીત.**

વળી જે બાટલીમાંથી બાળકને દુધ પીવાડવામાં આવે છે તેની

પણ ખાસ સંભાળ રાખવાની છે. બાળક દુધ પી રહે કે તુર્ત વધેલું દુધ કાઢી નાંખવું; અને બાટલીને ઉના પાણીથી ધોઇ નાંખી, એક વાસણમાં ચોખ્ખું પાણી ભરી તેમાં ડુબાવી રાખવી; અને ફરી વાપરતી વખતે ગરમ પાણીથી ધોઇ નાંખવી. યાદ રાખવું કે જો બાટલીમાં અથવા ટોટી (બોટણી) માં દુધ લાંબો વખત પડી રહેશે તો બાળકને નુકસાન થશે.

વિશેષ અને અનિયમિત ખોરાકથી બાળક રડકણું થાય છે.

ઘણી માતાઓ બાળક જરા રડયું કે ધવડાવવા મંડી જાય છે. આથી બાળક ઉપરાછાપરી ધાવે છે, અને તેમ કરતાં તેની હોજરી (જઠર)ને મુદલ આરામ મળતો નથી.

જો બાળકને અમુક વખતેજ દુધ પાવામાં આવે તો તેને દુધ હજમ થઇ શકશે, અને તેની હોજરી (જઠર) ને પુરતો આરામ મળશે. બનતાં સુધી બાળકને ત્રણ ત્રણ કલાકે દુધ પાવું જોઇએ, અને રાત્રે ૧૦ વાગ્યાથી ૬ વાગ્યા સુધી મુદ્દલ દુધ પાવું નહીં. આથી બાળક તેમજ માતાને પુરતી ઉંઘ અને આશાએશ મળશે.

બાળક નવ મહિનાનું થાય એટલે તેને ધાવણું છોડાવવું જોઇએ, અને ગાયના દુધ પર મુખ્યત્વે ઉછેરવું જોઇએ. વળી બાળક દુધ ઉપરાંત થોડીક બીજી ચીજો દાખલા તરીકે, દાળ, ભાત, વગેરે થોડા પ્રમાણમાં હજમ કરી શકે છે. વળી નવ મહિના ઉપરાંત ધવાડતાં માતાની તબીઅત નબળી થઇ જાય છે.

બાળકને ખુલ્લી હવામાં ફેરવવાની જરૂર.

હવે એક બીજી બાબત પર ખાસ લક્ષ આપવાનું છે, અને તે "ખુલ્લી હવા" છે. બાળકને તંદુરસ્ત કરવા માટે ચોખ્ખી ખુલ્લી હવા ઘણી અગત્યની છે. જેમ બાળકને ઘરની બહાર ફેરવશો તેમ તે વધુ તંદુરસ્ત થશે. વળી બાળકના મોં ઉપર અને નાક ઉપર કદિ પણ કપડાં નાંખવાં નહીં; કારણ આમ કરશો તો બાળક ચોખ્ખી હવા દમમાં લઇ શકશે નહીં. જો માખ અથવા મચ્છરથી બાળકને બચાવવા કપડું નાંખવાની જરૂર પડે તો મચ્છરદાની નાંખવી.

સારાંશ.

૨ આ મરણો ઘણે ભાગે અટકાવી શકાય તેમ છે.

૩ આ મરણો મુખ્યત્વે ખોટા ખોરાક અને જંતુઓથી થતા ચેપને લીધે છે.

૪ બાળકનો સૌથી સારામાં સારો ખરો ખોરાક તે માનું દુધ છે.

૫ દુધ આપવું પડે તો તે ગાયનું દુધ લેવું. આવા દુધમાં જંતુઓ હોવાનો સંભવ છે, અને તેનો ફેલાવો ઘણે ભાગે માખીથી થાય છે.

**બાળકની જીંદગી બચાવવાની દરેક શહેરીની ફરજ છે.**

છેવટે ફરી યાદ રાખવું કે બાળકની જીંદગી ઘણી કિંમતી છે, અને ઉપર કહેલી બાબતો પર ખાસ લક્ષ આપશો તો ઘણાંક બાળકોની જીંદગી બચાવી શકશો; એટલુંજ નહીં, પણ બાળકની જીંદગી બચાવવાની દરેક શહેરીની ફરજ છે.

---

## ૧ વર્ષની અંદરનાં બાળકનું આરોગ્ય.

બાળકના આરોગ્યનો મુખ્ય આધાર તેના શરીરનો બાંધો તથા ઉછરવાની રીત પર રહેલો છે; માટે દરેક સ્ત્રીએ માતા થતાં પહેલાં બાળકને ઉછેરવા સંબંધી સારૂં જ્ઞાન મેળવવું જોઇએ.

**માતાનું દુધ.**

બાળકને વધવાનો મુખ્ય આધાર તેની માતાનું દુધ છે; તેની બરોબરી કોઇ પણ જાતનો બનાવટી ખોરાક અથવા દુધ કરી શકતું નથી. માટે માતાની ફરજ છે કે પોતાની તબિયત ઘણીજ સંભાળીને તંદુરસ્ત દુધ બાળકને આપવું અને પોતાનાજ દુધથી બાળકને પોષવું.

**ઉપરનું દુધ.**

કેટલીક વાર, કમનસીબે માતાથી ક્ષય જેવા વ્યાધિને લીધે અથવા કોઈ બીજાં કારણને લીધે પોતાનું દુધ આપી શકાતું નથી ત્યારે બનાવટી બીજા અંગ્રેજી ખોરાકો કરતાં જનાવરનું તાજું દુધજ આપવું. તે એકલું આપતાં ભારે પડે છે તેથી તેમાં પાણી ભેળીને આપવું અને તે પાણી ઉમ્મરના પ્રમાણમાં નાંખવું. કેટલું પાણી તે બાળકના શરીરના બાંધાપર આધાર રાખે છે તેથી માત્ર દુધ અને પાણીનું પ્રમાણ જાણવું જરૂરનું છે.

પહેલા મહીનામાં—ત્રણ ચમચા પાણી, ૧ ચમચો ગાયનું તાજું દુધ, મીઠાશને માટે સ્હેજ સાકર નાખવી.

બીજા મહીનામાં—બે ચમચા પાણી, ૧ ચમચો દુધ, જરૂર પ્રમાણે સાકર.

ત્રીજા મહીનાથી તે છઠ્ઠા મહીના સુધી—અડધું દુધ અને અડધું પાણી અને પછી પાણી ચમચો ઓછો કરતાં જવું અને છેવટે એકલું દુધ આપવું.

દુધ અને પાણી સાથે ન ઉકાળતાં બન્ને જુદાં જુદાં ઉકાળવાં (દુધ ઘણું ઉકાળવું નહિ કારણ કે તે વધારે ઉકાળવાથી ભારે પડે છે) અને ખપ પ્રમાણે મેળવીને થોડું થોડું પાવું.

નવરાવવું.

આપણા ગરમ દેશમાં ઠંડી ઋતુ સિવાય દરરોજ નવરાવવાની રીત પણ પશ્ચિમના દેશો કરતાં જુદી છે. આપણા દેશમાં બાળકને પગ પર સુવાડીને કાંઇ ચીકાશનો પદાર્થ ચોળી નવરાવે છે તે ઘણું સારૂં છે, કારણ કે શરીર પર મસળવાથી શરીરની ગરમી વધે છે અને ઝોળીમાં કે પાટલા પર એકજ સ્થિતિમાં બાળક સુઇ રહેવાથી અવયવો સુસ્ત થઇ ગયાં હોય તેમાં સ્ફુર્તી આવે છે.

બાળકને કપડાં.

બાળકને કપડાં ઋતુ પ્રમાણે ગરમ તથા ઝીણાં પહેરાવવાં. બાળકના શરીરના પ્રમાણથી કપડાં મોટાં રાખવાં, કારણ બાલક હાથ હલાવે એજ તેની કસરત છે, માટે અવયવો હલાવવામાં કાંઇ રોકાણ થવું જોઇએ નહીં, અને શરીર ખીલવવામાં કાંઇ પણ હરકત આવે એવાં હોવા જોઇએ નહિ.

બાળકને હવા.

હવા ઘણી અગત્યની ચીજ છે માટે ખોરાક જેટલીજ હવાને માટે પણ કાળજી રાખવી. બાળકનું પારણું પહેલાંથીજ શરીર પર સીધો પવન ન લાગે તેમ બારી પાસે રાખવું. બાળકને જન્મથીજ ખુલ્લી હવાની ટેવ પાડી હશે તો તેને શરદી લાગી જવાની બીક ઘણીજ ઓછી થઇ જશે અને ફેફસાં મજબુત થઇ સસણી, દમ એવા છાતીના વ્યાધીથી બાળક અલગ રહેશે; તેમજ ખુલ્લી હવાથી બાળક આનંદી અને સતેજ બુદ્ધિનું થશે.

બાળકને દવા.

બાળકને નાની ઉમ્મરથી દવાની બીલકુલ ટેવ પાડવી નહિ. તબિયત બેચેન જણાય કે હલકો જુલાબ તથા ખોરાકમાં ફેરફાર કરી

દેવો, પણ દવાની પ્રકૃતિ પડી જવા દેવી નહિ. વારંવાર દવાની મદદથી તબિયત સારી કરવાથી કુદરતી શક્તિઓ શિથિલ થઇ જાય છે અને બાળકનો બાંધો પખળો પડી જાય છે.

બાળકને રમકડાં.

બાલક બેસતાં શીખે એટલે તેની પાસે નુકસાન ન કરે એવાં નરમ અને હલકાં રમકડાં આપવાં. રમકડાં વગર એકલું સુસ્ત બેસવા દેવું નહિ, કારણકે રમકડાંની આકૃતિઓ તથા રંગ જોવાથી તે બાળકની કેળવણીની શરૂઆત થાય છે, અને બાલક કજીઆખોર થતું નથી.

( ચાલુ )

# નોંધ.

આ પત્રમાં જે ફેરફાર થયો છે તે એપ્રીલના ગયા અંક ઉપરથી સર્વને માલુમ પડી ગયો હશે. "સ્ત્રીબોધ" ની વ્યવસ્થામાં ફેરફાર સર્વ વ્યવસ્થા તથા નાણાંનો ભાર રા. રા. જીવનલાલ અમરશી મહેતાએ સ્વીકાર્યો છે. હાલના મુશ્કેલીના સમયમાં તેમણે આ ભાર ઉપાડીને કાંઇક સાહસ ઉપાડ્યું છે ખરૂં, પણ અમને-તંત્રીઓને ખાત્રી છે કે આ પત્રની કદર ગુજરાતીઓ-હિંદુ, પારસી અને મુસલમાન ગુજરાતીઓ કર્યા વિના નહિજ રહે. આ ત્રણે વર્ગના વાંચકો આ પત્રને છે અને અમને આશા છે કે તે હજી વધશે, અને રા. જીવનલાલે જે વધારે નકલો છપાવી છે તે સર્વના ગ્રાહક થઇ જશે. વળી તેમણે ફરીથી સ્ત્રીબોધને સચિત્ર કર્યું છે. એપ્રીલના અંકમાં ગુજરાતના જાણીતા કવિ સ્વ. કલાપીના સુંદર કાવ્ય "વિણાનો મૃગ" ઉપરથી ગુજરાતના જાણીતા ચિત્રકાર રા. રવિશંકર રાવળ પાસે ખાસ ચિત્રાવેલું સુંદર ચિત્ર આપ્યું છે. તેમજ તે કવિના બીજા એક કાવ્ય ઉપરથી એક ન્હાના બાળકને હાથે ઘવાયેલા પક્ષીનું આકર્ષક ચિત્ર પણ આપવામાં આવ્યું છે. અમારા "બાળક" ના વાંચનારાઓને આ બીજું ચિત્ર ગમ્યું હશે એમ ધારીયે છીયે. "વીણાના મૃગ" ની મનોહરતા ને ભાવમયતા એવાં છે કે તે હરકોઇ જોનારની આંખને ઘડીભર થંભાવી દે છે.

× × × ×

**ચિત્રપરિચય**

આ અંકમાં આપેલું ચિત્ર પણ સર્વનું વિશેષ ધ્યાન ખેંચશે, તે સ્વ. રાજકવિ કલાપીના સ્નેહરાજ્ઞી મોંઘીબાઇ (શોભના) નું છે. સાચો પ્રેમ કોઇ વાર સર્વ શૃંખલાઓ તોડી નાખી, લોકોનો ને રૂઢીનો ડર દૂર કરી, પોતાનું કાર્ય સચોટ રીતે સાધે છે. અલબત્ત આવા પ્રેમના પ્રેમીયાએ લીધેલા માર્ગનું અનુકરણ સામાન્ય મનુષ્યો, સામાન્ય રીતે કરે તે કાંઇ આવકારદાયક નથી. એ તો જે હળાહળ વિષ પીયે તે શંકરજ જટામાં ગંગા રાખે અને જે ગોવર્ધન પર્વત ઉપાડે તે કૃષ્ણચંદ્રજ રાસ રમે. આ રાજકવિનું "કલાપીના કેકારવ" માંનું લાંબું કાવ્ય "હૃદયત્રિપુટી" જેમણે વાંચ્યું છે તથા કલાપીના પત્રો

જેમણે વાંચ્યા છે, તેઓ કવિનું હૃદય સંપૂર્ણતાથી જાણે છે. જે ગુજરાતીઓએ તે નથી વાંચ્યા તે સર્વને તે વાંચવા ખાસ ભલામણ છે. જુલાઇના અંકમાં બે બાળોપયોગી સુન્દર ચિત્રો આપવાનાં છે.

× × × ×

**સંસાર સુધારો**

ભરૂચમાં રાજકીય પરિષદ ભરાઇ ગઇ છે. અત્યાર સુધી જ્યાં જ્યાં ગુજરાત રાજકીય પરિષદ ભરાઇ હતી ત્યાં ત્યાં સંસાર સુધારા પરિષદ પણ ભરાઇ હતી. પરંતુ ભરૂચ આ વખતે એક ડગલું પાછળ હઠયું છે. ત્યાં સંસાર સુધારા પરિષદ ભરાઇ નથી. રાજકીય પરિષદમાં સંસાર સુધારાને લગતા બે ઠરાવો પસાર થયા છે. મદ્યપાન નિષેધનો તથા સ્પર્શાસ્પર્શ નિષેધનો. હમણા હમણા અસ્પૃશ્ય વર્ગોના ઉદ્ધાર માટે હીલચાલ સારી થવા માંડી છે અને અમને આશા છે કે તેના મૂળ તત્વરૂપ "સમાનતા" ના સિદ્ધાંતને લોકો ગ્રહણ કરી તેનો ઉપયોગ સર્વ બાબતોમાં કરશે. ખાસ કરીને સ્ત્રીઓના હક્કનો વિચાર કરતી વખતે "સમાનતા" નો આ સિદ્ધાંત સર્વ લોકો ધ્યાનમાં રાખશે, અને અત્યારે સામાજિક અને કાયદાની અનેક અસમાનતામાં સ્ત્રીવર્ગ ગુંધાયો છે, તેમાંથી તેને મુક્ત કરશે. ભરૂચ પરિષદમાં રાષ્ટ્રીય શિક્ષણ સંબંધી ઠરાવ થયો છે, પરંતુ તેમાં પાછળ પડી ગયેલી સ્ત્રી કેળવણી સંબંધી કાંઇ ઉલ્લેખ નથી તથા રાષ્ટ્રીય શિક્ષણના કાર્યક્રમમાં કન્યા-કેળવણી તરફ જોઇયે તેટલું ધ્યાન નથી અપાતું તે સંબંધી પણ વિદ્યાપીઠને ચાનક અપાઇ નથી, તેથી અમને દીલગીરી થાય છે.

× × × ×

**લગ્નનો કાયદો**

ડૉ. ગૌરે વાઇસરોયની ધારાસભામાં તા. ૨૩–૩–૨૧ ને દિવસે લગ્ન સંબંધી કાયદામાં સુધારો કરવા માટે જે ખરડો દાખલ કર્યો છે તે નીચે મુજબ છે.

૧૮૭૨ ના ત્રીજા કાયદામાં સુધારો કરવાનો ખરડો. ૧૮૭૨ ના ત્રીજા કાયદામાં સુધારો કરવો જરૂરનો લાગવાથી નીચે પ્રમાણે કાયદો કરવામાં આવે છે.

૧ આ કાયદાને સીવીલ મેરેજ એક્ટ (સુધારેલો) કહેવો અને ૧૮૭૨ ના ત્રીજા કાયદાને આ કાયદા મુજબ સુધારીને પછી તેને સીવીલ મેરેજ એક્ટ કહેવો.

૨ ૧૮૭૨ ના કાયદાની પ્રસ્તાવનામાં એવા શબ્દો છે કે "જે લોકો હિંદુ, મુસલમાન............જૈન ધર્મ પાળતા નથી" તે શબ્દોને બદલે એવા શબ્દો લખવા કે "જે લોકો આ કાયદા પ્રમાણે લગ્ન કરવા ઇચ્છતા હોય."

૩ ૧૮૭૨ ના ત્રીજા કાયદાની બીજી કલમમાં એવા શબ્દો છે કે "વર કે કન્યા હિંદુ,............જૈન ધર્મ પાળતા નથી" તેને બદલે એવા શબ્દો લખવા કે "વર અને કન્યા આ કાયદા પ્રમાણે લગ્ન કરવા ઇચ્છે છે."

૪ ૧૮૭૨ ના ત્રીજા કાયદાના શીડયુલમાં એવા શબ્દો છે કે "હું ખ્રિસ્તિ, જયુ, હિંદુ, મુસલમાન, પારસી, બુદ્ધ, સીખ કે જૈન ધર્મ પાળતો નથી." તેને બદલે એવા શબ્દો લખવા કે "હું સીવીલ મેરેજ એક્ટ મુજબ લગ્ન કરવા ઇચ્છું છું."

આને મળતાં અંગાઉ બે નિષ્ફળ પ્રયત્નો "બાસુ બીલ" અને "પટેલ બીલ" નામે થઇ ગયા છે. હવે આપણે આશા રાખીશું કે ડૉ. ગૌરે રજુ કરેલું બીલ પસાર થશે. તે બીલ કોઇને પર જ્ઞાતિમાં લગ્ન કરવાં હોય તો તેને કાયદા તરફથી, ધાર્મિક જુઠાણું બોલ્યા વિના તેવું લગ્ન કરવાની છુટ આપે છે. વ્યક્તિસ્વાતંત્ર્ય અને બંધુતા તથા સમાનતાના આ યુગમાં આ કાયદાથી ઘણો લાભ થવા સંભવ છે. અને તે એક ન્યાયી પગલું છે તેમાં તો શક છેજ નહિ. સર્વ સમજુ સજ્જનો તેને જરૂર ટેકો આપશે.

× × × ×

ડૉ. રવિન્દ્રનાથ ટાગોરે અમેરિકામાના એક પત્રકારને જણાવ્યું હતું કે "પ્રજાના પ્રગતિ પથમાં પ્રકાશ નાખવાનું સ્ત્રીત્વનો આદર્શ કાર્ય તો સ્ત્રીજ કરે છે." અને પછી તેમણે જણાવ્યું કે સ્ત્રીત્વનો ખરો આદર્શ તો માતૃત્વ છે. માતૃત્વનો અર્થ તેઓ કેવળ શરીર શાસ્ત્રની નજરે સંકુચિત નથી કરતા; પણ સામાજિક, આધ્યાત્મિક, આદિ અનેક દૃષ્ટિએ તેઓ તે શબ્દ વાપરે છે. તે પત્રકારે એમને પૂછયું કે, સ્ત્રીનું કાર્ય શું હોવું જોઇએ? તેના ઉત્તરમાં તેમણે જણાવ્યું કે "સ્ત્રીઓ જે ઉચ્ચમાં ઉચ્ચ કાર્ય કરી શકે તે માતૃત્વનું છે અને આ કાર્ય કરવા માટે તેમને યોગ્ય શિક્ષણ મળવું જોઇએ. બાળાઓ જયારે શાળામાં

તેમને એવું શિક્ષણ આપવું જોઇએ કે તેઓ ભવિષ્યમાં પોતાના બાળકોને ઇતિહાસ, ભાષા અને વિજ્ઞાન વગેરેજ શીખવી શકે અને હોશીઆરીથી બાળ વાર્તાઓ મારફતે શુભ આદર્શો તેમનાં મનમાં રોપી શકે.

"સ્ત્રીઓમાં ભાષાશક્તિ સારી હોય છે, કોઇ વાત સારી રીતે કરવાની તેમને કુદરતી બક્ષીસ છે. પુરૂષ આદર્શ માટે શુષ્કપણે કાર્ય કરે છે, ભાષાની સુંદરતા તેનામાં નથી. જો સ્ત્રીઓની આ ભાષા સંબંધી કુદરતી બક્ષીસને વાર્તા કહેવા માટે ખીલવવામાં આવે તો બાળકોને અને ભવિષ્યને ઘણોજ લાભ થાય, આખી ભવિષ્યની પ્રજા ઉત્તમ નીવડવાનો સંભવ ઉભો થાય.

"વળી હાલ દુનિયામાં સમતોલપણું નથી જોવામાં આવતું તેથી ઘણું દુઃખ ઠેર ઠેર જોવામાં આવે છે, આ દુઃખ પણ સ્ત્રીઓ ટાળી શકે અને નવીજ સંસ્કૃતિ ઉત્પન્ન કરી શકે. પાછલી સંસ્કૃતિની ભૂલોને લીધે હાલની સંસ્કૃતિમાં ઉણપો રહી છે. તેનું મુખ્ય કારણ તો એ છે કે વ્યક્તિ કરતા સંસ્થા અને વ્યવસ્થાની કીંમત વિશેષ આંકવામાં આવી, પણ સ્ત્રીઓ કુદરતી રીતેજ સંસ્થા કરતાં વ્યક્તિની કીંમત કેટલી વધારે છે તે જાણતી હોવાથી, તેઓ સામાન્ય પ્રજાનું કલ્યાણ અને વ્યક્તિના સુખ બન્ને સચવાય તેવો માર્ગ દર્શાવી શકશે."

આ પ્રમાણે એ કવિવરની માતૃત્વની ભાવના એમ છે કે સ્ત્રી કેવળ કુટુંબમાંજ માતાનું કાર્ય કરે નહિ પણ પ્રજા-દેશનાં કાર્યોમાં માતાની માફક કાર્ય કરે, પછી ભલે તે કુમારિકા હોય, સધવા હોય કે વિધવા હોય !!

તંત્રી.

---

## “સ્ત્રીબોધ”નાં ગ્રાહકો માટેજ લાભ.

જે ગ્રાહકે સને ૧૯૨૨નું લવાજમ ભર્યું હશે કે ભરશે તેનેજ આ લાભ મળશે. ગ્રાહકને એક જાતની એકથી વધારે પ્રત અપાશે નહિ.

નવા ગ્રાહક થનારને પણ આ લાભ મળશે.

### અર્ધી કિંમતે મળવાનાં પુસ્તકો.

૧—૪—૦ સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ—સ્ત્રી પુરૂષના ખરેખરા પત્રવ્યવહારરૂપે બાળકોની કેળવણીને લગતા ઉપયોગી પત્રો.

૦—૧૨—૦ શાંતિદા—સ્વ. સુમતિ લલુભાઇ કૃત સાંસારિક નવલકથા.

૦—૧૦—૦ રાસમન્દિર—એ. ડી. રાયચુરા કૃત રાસ, ગરબા, વગેરે.

૦—૮—૦ બાળઉછેર-બાળરક્ષણ—“ભગિની સમાજ”નો ઇનામી નિબંધ.

૦—૧૦—૦ તપસ્વિની—સતીઓની મહત્તા અને પ્રાબલ્ય બતાવનારૂં ત્રણ અંકી સુબોધક નાટક.

૧—૮—૦ સત્યભામા—(આઠ ચિત્રો સાથે) પત્નીની પસંદગી અને પવિત્ર સાચા પ્રેમના આદર્શરૂપ ઘણુંજ સુંદર ગદ્ય નાટક.

૧—૪—૦ સ્વામી વિવેકાનંદ—ધર્મ ને સ્વદેશ પ્રેમનું પ્રબોધક ગદ્ય નાટક.

૧—૪—૦ પ્રમોદા યાને દિલેર દીવાનરામ—ઐતિહાસિક નવલકથા.

૦—૧૨—૦ પંચરત્ન અથવા પ્રેમમય જગત—બોધક પાંચ વાર્તા.

૦—૧૦—૦ આરોગ્ય દર્પણ—શારીર વૈદકનું ઉપયોગી પુસ્તક.

૧—૧૨—૦ મુક્તિમાળા અથવા જીવરાજ જીવન્મુક્તિ આખ્યાન—વેદાન્તને લગતો સંવાદરૂપે ધાર્મિક સરળ ભાષાનો ગ્રન્થ.

૧—૪—૦ પ્રવાસીના પત્રો—દેશ, ધર્મ, સમાજ, વિદ્યા, રાજ્ય, હુન્નર ઉદ્યોગ વગેરેની પત્રોદ્વારા વિચારણીય ચર્ચા.

૧—૮—૦ ગીતા પરિચય—મૂળ લેખક બાબુ રામદયાળ મજમુદાર એમ. એ. સર્વ મતાનુયાયીને સરખોજ ઉપયોગી ધર્મગ્રન્થ.

૧—૦—૦ શિક્ષાનો આદર્શ—ડૉક્ટર રવીન્દ્રનાથ ટાગોર કૃત હાલની શિક્ષણ પદ્ધતિ વિશેના પાંચ લેખો.

૨—૦—૦ સ્વામી દયાનંદ સરસ્વતી—વિસ્તારી ?

૧—૪—૦ લોક માન્ય તિલક ચરિત્ર—જીવનચરિત્ર

## પોણી કીંમતે મળવાનાં પુસ્તકો.

૨—૮–૦ કથામંજરી—ભાગ ૧ લો. બીજા કોઇ પણ સંગ્રહમાં ન આવેલી સાક્ષરોએ લખેલી સોળ નાની મોટી વાતો.

૩—૦–૦ કથામંજરી—ભાગ ૨ જો. „ „ ૧૪ વાતો.

૨—૦–૦ ગુર્જર સાક્ષર જયંતીઓ—ગુજરાતના નવ વિદેહ સાક્ષરોના જીવન ઉપર જાણીતા વિદ્વાનોએ કરેલાં ભાષણો.

૧—૮–૦ સુખશાંતિ વિચારણા—સર જોન લબકના ગ્રન્થ ઉપરથી ઘણાજ ફેરફાર તથા હિન્દુ ધર્મશાસ્ત્રના દૃષ્ટાન્તો સાથે.

૧—૪–૦ પૈસાદાર કેમ થવાય ?—ગૃહઅર્થશાસ્ત્ર અથવા કરકસર-સ્માઇલ્સના "થ્રીફ્ટ" નામે પુસ્તક ઉપરથી તૈયાર થયેલું.

૩—૦–૦ તત્વચિંતન—નીતિબોધક શિક્ષાવલી—જેમ્સ એલન કૃત ૩૬૫ દિવસની દરરોજ કરવાની નૈતિક પ્રાર્થના રૂપે.

૦—૮–૦ સ્વર્ગની સામગ્રી—વિચાર તેવું વર્તન. જેમ્સ એલન કૃત.

૦—૮–૦ પશુમાંથી દેવ—અથવા પુણ્યાત્માઓનો પંથ—જેમ્સ એલન.

૦—૮–૦ બાળગીતા—પૂર્વાર્ધ. અધ્યાય ૧ થી ૯ સુધી.

૦—૬–૦ જાદુઇ બાગ, ભાગ ૧ લો. બાળકોને આકર્ષક જાદુઇ વાતો.

૧—૮–૦ મેવાડ-પતન—દ્વિજેન્દ્રલાલ રોય કૃત ઐતિહાસિક નાટક. પતિ પ્રેમ, દેશપ્રેમ અને વિશ્વ પ્રેમની ઉચ્ચ ભાવનાવાળું.

૨—૪–૦ શારદાનું સ્વાર્પણ યાને સેવાધર્મસમીક્ષા—સામાજીક નોવેલ.

૧-૧૨–૦ રાજસ્થાનની વીરરમણી ચંદા—ઐતિહાસિક ને સ્વતંત્ર.

૩—૦–૦ ગુલામી વહેપાર—ભાગ ૧-૨ "અંકલ ટોમ્સ કેબીન" નામે અમેરિકાની ગુલામગીરીનો હૃદયદ્રાવક ચિતાર.

૨—૪–૦ ધર્મપાળ યાને દેવી કલ્યાણીનો આત્મોત્સર્ગ—બૌદ્ધ સમયની ઐતિહાસિક, પ્રેમરસ ભરી, સુંદર નવલકથા.

૨—૮–૦ ચોખેરવાલી એટલે આંખની કણી !—બે ભાગમાં. ડૉક્ટર રવિન્દ્રનાથ ટાગોર કૃત સાંસારિક નવલકથા.

૪—૪–૦ માયાનો બજાર—ભાગ ૧-૨ આપટે કૃત ઉપરથી વીસમા સદીના હિંદુ ઘર સંસારનું સુંદર ચિત્ર આમાં આલેખ્યું છે.

૪—૦–૦ ડૂબતું વહાણ અથવા પવિત્રતાની પ્રસાદી—ડૉ. ટાગોર કૃત.

૨—૮–૦ ચક્રવર્તી અશોક—ઐતિહાસિક, ધાર્મિક, સરસ નવલકથા.

૨—૦–૦ એડીસનનું જીવનચરિત્ર—વીજળી, તાર, સીનેમા, ફોનોગ્રાફ વગેરેના શોધક મહા પુરૂષનું જીવન ગુજરાતીમાં તદ્દન નવુંજ છે.

લખોઃ— જીવનલાલ અમરશી મહેતા

મંત્રી "સુબોધ", પીરમશા રોડ—અમદાવાદ.

શ્રીબાપનો બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૨. ] ૨, ૧૯૨૧. [ અંક ૫.

## નાનો નરેંદ્ર.

પ્રકરણ ૨ જું.

### નરેંદ્રની મુસાફરી.

(ગયા અંકથી ચાલુ)

નરેંદ્ર બહુ બહાદુરીથી પર્વત તરફ ચાલ્યો. પર્વત નજીક દેખાતો હતો, પણ ખરી રીતે તો દૂર હતો. આખો દિવસ ચાલ્યો, ત્યારે તે તળેટી સુધી પહોંચ્યો.

થોડેક દૂર ગયો એટલે તેણે એક પોપટ દીઠો. તેનો પગ જાળમાં જકડાયો હતો. તે કાઢવાને તે મહેનત કરતો હતો તેનાથી તે નીકળી શકે એમ ન હતું. દોરી પગે વિંટળાએલી હતી, તેથી તેને ઘણી ઇજા થતી હતી.

નરેંદ્ર તે તરફ દોડયો. તેણે એકદમ તે દુઃખી પક્ષીને પીડાથી છોડાવ્યું. ઉડતાં ઉડતાં તે બોલ્યું, કે બહાદુર છોકરા! હું તારો ઉપકાર માનું છું. તારી દયાનો બદલો તને મળશે.

પક્ષીને આમ બોલતું જોઇ નરેંદ્રને નવાઇ લાગી. છતાં ધીરે ધીરે તે આગળ વધવા લાગ્યો.

થોડેક ચાલ્યો. એક મરઘી તેના તરફ દોડી આવતી હતી. તેને પકડવા એક શિયાળ, તેની પાછળ દોડતું હતું. નરેંદ્રે તે.

દોડી ગયું. જ્યારે શિયાળ દેખાતું બંધ થયું, ત્યારે નરેંદ્રે મરઘીને છોડી મૂકી. મરઘી દોડી જતાં બોલી, બહાદુર છોકરા! હું તારો આભાર માનું છું. તારી દયાનો બદલો તને મળશે.

નરેંદ્રને ફરીથી નવાઇ લાગી. તે ધીરે ધીરે આગળ ચાલ્યો.

આખરે તે ઘણી ઉંડી અને પહોળા પટવાળી નદીને કાંઠે પહોંચ્યો. નદીને સામે કાંઠે પર્વતનો રસ્તો દેખાતો હતો. હવે તેણે શું કરવું?

કાંઠે કાંઠે આમ તેમ જોતો તે ફરવા લાગ્યો. પૂલ કે હોડી તેને જડી નહિ. નરેંદ્ર નિરાશ થઇ જમીનપર બેસી રોવા લાગ્યો. ઓ દયાની દેવી! ઓ દયાની દેવી! મને મદદ કરો.

તરતજ મરઘી તેની પાસે આવી. તે બોલી, કે "ભલા છોકરા! અહીં દયાની દેવી કંઈ કરી શકે નહિ. તેં મને દયા લાવી શિયાળના ભયથી છોડાવી હતી. મારે પણ તને બનતી મદદ કરવીજ જોઇએ. તું મારા આવતા સુધી બેસજે. હું હોડીવાળાને તેડી લાવું છું.

નરેંદ્ર કાંઠાપર બેઠો. મરઘી થોડીવારમાં હોડીવાળાને તેડી લાવી. નરેંદ્ર તેમાં બેસી સામે કાંઠે ગયો. તેણે મરઘીનો ઉપકાર માન્યો. મરઘી પણ તેના તરફ મીઠી નજરે જોઇ રહી. પછી પોતાનું એક પીંછું તેને યાદગીરીમાં આપી ચાલી ગઇ.

ખરેખર પર્વતપર જતાં આવી મુશીબતો નડવાની, પણ હું પાછી પાની નહિ કરૂં. માતાને માટે ગમે તેવું દુઃખ પણ ખમીશ. ઓ દયાની દેવી! તમે મને સહાય કરજો. વગેરે બોલી તે આગળ જવા લાગ્યો.

**શીખોઃ**—(માબાપ અગર શિક્ષકની મદદથી)

પોપટ–મૈના એવાં ઘણાં પક્ષીનાં નામ જાણો.

પશુ અને પક્ષીમાં શો ફેર હશે? શિયાળ શું કહેવાય? ા જેવા જનાવરનાં નામ જાણો. પહોળું–લાંબું સાંકડું–ટુંકું.

નીક, તલાવ, સરોવર, કાંસ, વહેળો, ખાડી, નદી, દરિયો મહાસાગરનો તફાવત જાણો. તળાવની પાળ, નદીનો કાંઠો, દરિયાનો કિનારો વગેરેનો તફાવત જાણો.

તરાપો, હોડી, વહાણ, આગબોટ, ગાડી, ગાડાં, રેલવે ગાડી, મોટર, સાઈકલ, બલુન, વગેરે મુસાફરીનાં વાહનનાં નામ જાણો. પીઠ, માથું વગેરે શરીરના દરેક ભાગનાં નામ જાણો. ઉઠવું, ચાલવું, તરવું એ સમજો.

દેશી પહેરવેશ સાદો અને સસ્તો છે એ સમજો. (અપૂર્ણ)

પ્રેમયોગી.

---

## એનું નામ કાર્યકુશળતા !

એકવાર કોઈએક ગૃહસ્થને ત્યાં બ્રાહ્મણ જ્ઞાતિનાં નાનાં બાળકોને જમવાનું આમંત્રણ હતું; આથી બહુ ન્હાનાં બાળકોને જમાડવા સારૂ તેઓની મા સાથે આવી હતી.

એક ભૂખાળવી બ્રાહ્મણીએ પોતાનાં અઢી વરસના બાળકને ખુબ સમજાવી રાખ્યું હતું કે બધાં છોકરાં જમવા માંડે એટલે તું રોઈ પડજે ને કહેજે કે "તું જમ તો હું જમું !"

સઘળું પીરસાઈ રહેતાં જમવાની છુટ મળી કે છોકરૂં માનો બોધ ભુલી જઈને ટપ જમવા મંડયું.

બ્રાહ્મણી નીચી નમીને કાનમાં કહેવા લાગી, "બોલો !–અરે !–બોલોઓઓ !"

છોકરાંએ આમું જોયું પણ કાંઈ સમજણ ન પડતાં જમવાનું ચાલુ રાખ્યું. બ્રાહ્મણી ગુસ્સે થઈને તેના ખભા મસળવા તથા સાથળ પર વળદાર ચોંટીઆ ભરવા લાગી. બીચારૂં છોકરૂં પહેલાં ધીમે ધીમે અને પછી રાગ કાઢીને રડવા માંડયું.

બાજુમાં બીજી બ્રાહ્મણી પોતાના બાળકને જમાડતી હતી તેણે પૂછયું, "કેમ રૂએ છે ?"

બ્રાહ્મણી છણકો કરીને બોલી, "કાંઇ નથી ! એને તો હેવા પડયા છે !"

બીજી બ્રાહ્મણી બોલી, "હેવા નહિ, કાંઈક છે તો ખરૂં !"

બ્રાહ્મણીએ કહ્યું, "એને મરી જવું છે ! એ મોત માગે છે ! (હાથ ઉગામીને) એક દઈશને મુંઢામાં !"

એવામાં ગૃહસ્થના ઘરના સ્ત્રીવર્ગનું ધ્યાન ખેંચાતાં એકે પાસે આવીને પૂછયું, "શું છે ? કેમ કજીયા કરે છે ?"

બ્રાહ્મણી હાથ વડે મ્હોં સંતાડીને બોલી, "એનું નામ બાળો એટલે થયું ! કો'કને ઘેર ફજેતિ કરાવે છે તે !"

"કહો તો ખરાં, શું છે ?"

"શું કહું, મ્હારૂં કપાળ ? !–(છોકરાને ખભા પકડી ઘણુ ઘણાવતાં) એ મરો તમે ! પારકે ઘેર આબરૂ ગુમાવી !"

"પણ છે શું ?"

"કહેતાંય શરમ આવે એવું છે !–સુવું ક્યારનું ભસ્યા કરે છે કે 'તું જમ તો હું જમું ! '–તે મ્હારાથી કાંઇ જમાય ? ! (છોકરાંને) મૂંગો વગર બોલ્યું જમવા ! નહિ તો વાત છે !"

છોકરૂં ગભરાઇ જવાથી જમી શકે એવી સ્થિતિમાં હતું નહિ.

એવામાં ગૃહિણીએ નજીક આવીને કહ્યું, "છોકરાને રડાવો માં, અને તમે પણ તેનીજ સાથે જમવા બેસી જાઓ."

બ્રાહ્મણીએ ડોળ કર્યો, "નારે બા એમ થાય ? એને તો હેવા પડયા છે ! એનાં નચાવ્યા નાચીએ તો ક્યાં આરો આવે ? ( છોકરા તરફ હાથ ઉછાળતાં ) નખ્ખોદ જાય તમારૂં ! મલ્યાં માણસમાં મને હલકી પાડોછ તે !"

ગૃહિણીએ કહ્યું, "તમે એને વઢોમાં; બાળક કાંઇ સમજે છે ? એક બચ્ચું પણ જમ્યા વિના પાછું જાય તો અમારૂં કર્યું કરાવ્યું પાણીમાં જાય માટે તમે બિલકુલ શરમાયા વિના જમવા બેસો; એને રડાવો માં."

પત્રાવળી પીરસાઇ; ઘડીક તો બ્રાહ્મણી એમને એમ બેસી રહી પણ ગૃહિણીના અત્યંત આગ્રહથી લાચાર બનીને, ન છુટકે, છોકરાંને ધમકાવતી કોળીઆ ભરવા લાગી, "લેઅએ !–લેઅએ ! –લેઅએ !–લેઅએ !–જો ખાઉં !–જો ખાઉં !–જો જમું !–જો જમું ! –હવે સખ વળ્યું ? !–!"

પોરબંદર. જાન્યુઆરી ૧૯૨૧

હરિલાલ પ્રભુલાલ છાયા,
બી. એ. એસએલ. બી.

# હઠીલો રાજુ.

એક દિવસ રાજુ માતાની સાથે હેન્ગીન્ગ ગાર્ડનમાં ફરવા ગયો હતો. જે બેન્ચ પર તેઓ બેઠા હતા તેની બાજુમાં એક કુતરો કંઇ ખાતો હતો. રાજુની નજર તે કુતરા પર પડી અને તેની પાસે જવાનું મન થયું તેથી તે ધીમે રહી ઉઠયો. રાજુને કુતરા પાસે જતો જોઇ તેની બાએ અટકાવ્યો અને કહ્યું, "રાજુ, કુતરા પાસે જઇશ તો તે તને કરડી ખાશે; માટે ત્યાં જતો નહિ."

રાજુ—"બા, પણ હું ત્યાં જઇ તેને રમાડીશ એટલે મ્હને નહિ કરડે, પણ ઉલટો મ્હારી સાથે ગેલ કરશે."

રાજુની બાએ આંખ કહાડી અને કહ્યું—"રાજુ, તું ખોટી હઠ નહિ કર; ત્યાં ત્હારે જવાનું નથી. અહીં બેસી જોયા કર."

હઠીલા રાજુને તેની બાએ કહ્યું તે કંઇ ધ્યાનમાં ઉતર્યું નહિ. પરંતુ તેને તો એમજ થયા કરતું હતું કે કયારે બા અહીંથી ખસે અને હું કુતરા પાસે જઇ રમાડું. પાએક કલાક પછી કોઇ ઓળખાણવાળા આવી પહોંચ્યા અને રાજુની બા તેની સાથે વાતોમાં પડી. રાજુ તે તકનો લાભ લઇ કુતરા પાસે જઇ પહોંચ્યો અને તેની સાથે ગેલ કરવા લાગ્યો. કુતરાની સાથે ગેલ કરતાં કરતાં રાજુને પોતાના ગજવામાંની ટીકડીઓ સાંભરી અને તે કુતરાને જાણે આપતો નહોય તેમ કુતરા સામું હાથ ધરતો અને જેવો કુતરો ટીકડી લેવા ઉંચો થાય કે તરત હાથ પાછો ખેંચી લેતો. એ પ્રમાણે દરેક વખતે રાજુ કુતરાને લલચાવતો, પરંતુ એક વખત રાજુ હાથ ઉંચો લેવાનું ચુકી ગયો કે તુરતજ કુતરાએ ફલાંગ મારી તેના હાથે બચકું ભર્યું અને ટીકડી પડાવી લીધી. રાજુને દરદ થવાથી મ્હોટેથી બુમ પાડવા તેમજ રડવા લાગ્યો. રાજુની બા કે જે વાતોમાં મશગુલ હતી તે રાજુની બુમો સાંભળી દોડી આવી અને રાજુને હાથે પાટો બાંધ્યો અને ઘણો ઠપકો આપ્યો. રાજુ પોતાના હઠીલા સ્વભાવ માટે શરમાઇ ગયો અને ત્યાર પછી તેણે હઠ કરવી છોડી દીધી.

કેશવ આશ્રમ
મુંબઇ. } ઠાકોર ચીમનલાલ માધવલાલ.

# કથામંજરી-ભાગ બીજો.

( મોટાં પૃષ્ઠ ૩૦૦ સોનેરી સુન્દર બંધાઇ-કિંમત રૂ. ત્રણ. )

આ ભાગમાં વિદ્વાન લેખકોની નીચેની ચૌદ વાર્તા-કથાઓ છેઃ—

૧ નિર્મળા. ( લગભગ ૧૦૦ પૃષ્ઠની અપ્રસિદ્ધ પવિત્ર સ્નેહકથા. )
૨ ગુલછડીના બાગમાં ગુલાબ ( લેખક મી. શિયાવક્ષ નસરવાનજી મોજીઆ. પારસી સંસારી સ્નેહકથા )
૩ બે મૃગનાયક—( લે. જીવનલાલ અમરશી મહેતા. આત્મભોગ વડે પરમાર્થ સાધનની અપ્રસિદ્ધ કરુણ કથા. )
૪ સુખી રાજકુમાર—( લે. રા. રા. સવાઇલાલ ચુનીલાલ યાજ્ઞિક. ઉપલીજ કથાના સિદ્ધાંતવાળી કથા )
૫ એક સ્વપ્ન—( લે. રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા, એમ. એ. એલ.એલ. બી. )
૬ મદનનો મનોરથ—( લે. રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે, એમ. એ. એલ. એલ. બી. ચાલુ જમાનાના ઉછરતા યુવક પ્રેમી જીવનનું એક સુંદર દશ્ય. )
૭ નિર્ભયતાની મૂર્તિ—( લે. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી. આત્મબળની શક્તિનો પ્રભાવ દર્શાવવાની વાર્તા. )
૮ માળીની છોકરી—( લે. રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. માતૃ-પ્રેમ, મનોનિગ્રહ અને સાચા પ્રેમની અપ્રસિદ્ધ વાર્તા. )
૯ ચતુર્મુખ—ચાર મુખનું કૌતુક. }
૧૦ ગુઢાકાર બંધ. } (લે. રા. બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલ. એલ. બી. બુદ્ધિચાતુર્યની અદ્ભુત વાર્તાઓ. )
૧૧ વિચિત્ર વિલ—( લે. રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા. આશ્ચર્યકારક, બુદ્ધિચાતુર્ય, અને અદ્ભુતતાભરી વાર્તા. )
૧૨ હીરામાણેકની મોટી ખાણ—(લે. રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ વધી પડેલી ખોટી જરૂરીયાતો વિશે વિચારણીય બોધક કથા. )
૧૩ દુઃખમાંથી સુખ—( લે. સ્વ. કલાપી. )
૧૪ માતૃભાષા પ્રત્યેનો પ્રેમ—( એક બનેલો બનાવ. )

મળવાનું ઠેકાણું—

**જીવનલાલ અમરશી મહેતા.**

પીરમશા રોડ-અમદાવાદ.

# મર્હુમ કેખુશરો નવરોજી કાબરાજીકૃત

## પુસ્તકો.

૧. નીંદાખાનું (પ્રખ્યાત નાટક)
૦–૧૨–૦ ટપાલખર્ચ ૦–૨–૦
૨. જમશેદ (ઇરાની નાટક)
૦–૧૨–૦ ટપાલખર્ચ ૦–૨–૦
મિસસ હેન્રીવુડની પ્રખ્યાત
વાર્તાઓના અનુવાદઃ–

૧. દુખિયારી બચ્ચું. ૧–૮–૦
ટ. ખ. ૦–૪–૦

૨. બીબો ભરભરીઓ. ૨–૮–૦
ટ. ખ. ૦–૪–૦
હાસ્ય રસિક બોધદાયક વાર્તા
ચાલીશ હજારનો ચાનજી
ભાગ ૧ લો રૂ. ૩–૦–૦
ટ. ખ. ૦–૪–૦
ભાગ ૨ જો રૂ. ૧–૮–૦
ટ. ખ. ૦–૪–૦
પવિત્ર તહેવારો પર શાહનામાનું વાંચન દરેક ઘરમાં કરી શકાય, માટે મંગાવો—
સંગીત રૂસ્તમ સોહરાબ.
કાબરાજીની રસીલી કલમથી લખાયલું જેમાં શાહનામાંનાં દાસ્તાન તરેહવારમધુર રાગરાગણીમાં જોડેલાં ૫૬ ગીત તેની સહેલી સા.રી.ગ.મ. સાથે છે, જેથી હારમોનીયમ પર કોઇ પણ વગાડી શકે છે, અને ગીત શીખી જવાય છે.
કિ. રૂ. ૧–૮–૦ પોસ્ટેજ ૦–૧–૬
ઉપલાં પુસ્તકો સ્ત્રી–બોધ ઓફિસમાં મળશે.

૧૧૭, એસપ્લેનેડ રોડ, કોટ, મુંબઇ
સ્ત્રી–બોધ ઓફિસમાં મળતા બીજાં પુસ્તકો.

૧. વાર્તાસાગર અને જ્ઞાનવિલાસ
પુસ્તક બીજું–૨૨ વાર્તાઓ
અને ૫૭ ચિત્રો. કિં. ૨–૦–૦
ટ. ખ. ૦–૪–૦
૨. સંસાર સુધારો–(સ્ત્રીબોધની ૫૦ વર્ષની જ્યુબીલીનો ગ્રંથ.)
૭૭ સુંદર ચિત્રો સહિત.
કિં. ૧–૮–૦. ટ. ખ. ૦–૫–૦
૩. એક પુસ્તકમાં બે મોટી વાર્તાઓ–'ગુમાસ્તાની મની'
કર્તા: પુતલીબાઇ કાબરાજી.
'સ્નેહ કે મોહ' કર્તા સ્વ. ભોગીન્દરાવ દીવેટીઆ કિં.
૨–૦–૦ ટ. ખ. ૦–૪–૦

# શેઠાણીઓ!! દયાળુ દેવિયો!!

તમો જીવદયાની આટલી બધી લાગણી.

કુતરાં, બિલાડાં, પોપટ, મેના જેવાં પશુ પક્ષીઓ તરફ રાખો. તેમને લાડથી નવરાવી ધોવરાવી ખવરાવો, પાળો, અને લાડથી રમાડો—

અને

તમારા દેશભાઇનાં માનવ સંતાનો અન્ન, વસ્ત્ર અને ઘર વિના ટળવળે, ભૂખે મરી જાય, તો પણ તેમના સામી જરા મીઠી નજરે ન જુઓ, એક મુઠી અનાજ આપી ન બચાવો !!

## શું એ તમારૂં દયાળુપણું કે શોપણું કહેવાય?

આજથી તેમને બચાવવાની પ્રતિજ્ઞા લઇ કંઈ પણ દાન મોકલો.

રીપોર્ટ મફત મળે છે લખો—

મંત્રી હિંદુ અનાથાશ્રમ—નડીઆદ

આ ગ્રાહકપત્ર શાહ સોમાભાઇ મંગળદાસે અમદાવાદ પાંચકુવા ચાર રસ્તા ઉપર આવેલા પોતાના ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું છે, અને તેના માલીક શા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ અને બાઇ પુતળીબાઇ અસારફ માટે સોમાભાઇ મંગળદાસે તેજ ઠેકાણે પ્રગટ કર્યું

Registered No. B.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૬૫ મું. ] જુન, ૧૯૨૧. [ અંક ૬

## અનુક્રમણિકા.




તંત્રીઓઃ—બાઇ પુતળીબાઇ કાબ્રાજી.
રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ
બી. એ. એલ. એલ. બી.

મંત્રીઃ— જીવનલાલ અમરશી મહેતા,
"સ્ત્રી-બોધ ઓફિસ";—પીરમહમદ રોડ,—અમદાવાદ.
( સઘળો પત્રવ્યવહાર મંત્રીને નામે કરવો )

વાર્ષિક લવાજમ રૂ ૨-૮-૦ (ટપાલખર્ચ સુદ્ધાં) હિંદુસ્તાનમાં ...

# કેટલીક અગત્યની માહિતી.

"સ્ત્રી–બોધ"નું લવાજમ રૂ. ૨–૮–૦ છે; પરદેશ માટે રૂ. ૩–૪–૦

"સ્ત્રી–બોધ" નો જુલાઈનો અંક તા. ૧૫ મીના અરસામાં અને ઓગસ્ટનો અંક તા. ૧૦ મી ઓગસ્ટના અરસામાં બહાર પડશે.

"સ્ત્રી–બોધ" ની ચાલુ વાર્તા તંત્રી બહેન પુતળીબાઈ લખે છે તે પુરી થવા આવી છે. તે પુરી થયા પછી એક હિન્દુ સંસારી સરસ વાર્તા શરૂ કરવામાં આવશે. તે એવી તો દીલપસંદ નીવડશે કે તે માટે વાંચકો "સ્ત્રી–બોધ" ના નવા અંકની રાહજ જોઈ રહેશે.

"સ્ત્રી–બોધ" ના ચાલુ વર્ષના નવા ગ્રાહક એપ્રિલથી નોંધીએ છીએ. તે પહેલાંના અંકો ખલાસ થયા છે.

"સ્ત્રી–બોધ"ના ગ્રાહકોને અર્ધી અને પોણી કીંમતે મળતાં પુસ્તકોની જાહેર ખબર અંદરના પાનામાં વાંચો, ને તેનો સત્વર લાભ લો.

"સ્ત્રી–બોધ" ના લેખકો પ્રત્યે–આ માસિકના લેખકોએ ખાસ કરીને સ્ત્રીઓ તથા બાળકોને ઉપયોગી થાય, અને સહેલાઈથી લખાણનો ભાવ તેઓ સમજી જાય તેમ સાદી સરલ ભાષામાં લખવા તરફ ખાસ ધ્યાન આપવા વિનંતી છે. પારસી, મુસલમાન લેખક બહેનો તથા ભાઈઓને પોતાના લેખો મોકલવા ખાસ વિનંતી છે. "સ્ત્રી–બોધ"ના ગ્રાહકોમાં વધારે પ્રમાણ પારસી બહેનોનું હોવાથી તેમના લેખો વધારે પ્રિય થવા સંભવ છે.

"સ્ત્રી–બોધ"માંની જાહેર ખબરો પાંચથી દસ હજાર કેળવાયેલાં કુટુંબોમાં વંચાય છે, ને તેથી તેના માલીકોને તેનો લાભ જરૂર સારો મળવો જોઈએ. અમારા જાહેર ખબરના ભાવ વધેલી મોંઘવારીના પ્રમાણમાં માફકસરનાજ છે. માટે જેમને પોતાના ધંધાની જાહેરાત આપવી હોય તેમણે અમને મોકલવી. એક પાનાના એક વર્ષના રૂ. ૭૫, અર્ધા પાનાના રૂ. ૪૦ રાખ્યા છે. વધારે ખુલાસા માટે લખો:—

જીવનલાલ અમરશી મહેતા,
મંત્રી–"સ્ત્રીબોધ"; અમદાવાદ.

ક.—મેનો તથા આ મહિનાનો અંક જેમને નમુના દાખલ ગ્રાહક થઈ લવાજમ મોકલશે એવી આશા છે. છતાં ગ્રાહક મરજી ન થયે તો તેવો જવાબ તો જરૂર લખશોજ.

જુલાઈના અંકમાં બે સુંદર ચિત્રો બાળક વિભાગનાં આવશે.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૬૫ મું. ] જુન, ૧૯૨૧. [ અંક ૬ ઠો.


## ક્ષયરોગ અને સામાજિક રૂઢીયો.

કોઇક કાળોથી આપણા સમાજમાં એવી રૂઢીયો ચાલુ થઇ ગયેલી છે, કે તેથી સામાજિક આરોગ્યને ઘણું નુકશાન પહોંચે છે. સંસાર સુધારકો જયારે તે રૂઢીયો નાબુદ કરવા આગ્રહ કરે છે, ત્યારે એ પ્રાચીનપંથીયો પોતાની વિરૂદ્ધતા દર્શાવે છે, પણ તેથી થતા ઘોર નુકશાન તરફ નજર દોડાવતા નથી. પરન્તુ હમણા એક દાક્તર તરફથી "હિંદમાં ક્ષયરોગ". *એ નામે દાક્તરી પુસ્તક નિકળ્યું છે, તેમાં દર્શાવેલા વિચારોથી આપણા સમાજની નજર ઉઘડવી જોઇયે. આ પુસ્તકના લેખક ડો. આર્થર લેંકેસ્ટર એમ.ડી. ક્ષયરોગ માટેના હિંદ સરકારના ખાસ અમલદાર હતા તથા નિઝામ રાજયના વૈદક તથા આરોગ્ય ખાતાના મુખ્ય અમલદાર છે. તેઓ તેમના પુસ્તકમાં ઘણીજ સાદી ભાષામાં ક્ષયરોગ સંબંધિ માહિતી આપે છે, અને તે શાથી થાય છે, તથા કેવી રીતે અટકાવી શકાય તે જણાવે છે. આમાં સામાજિક રિવાજો–પડદા તથા બાળલગ્નનો ક્ષયરોગ સાથે કેવો સંબંધ છે, તે દર્શાવવા એક ખાસ પ્રકરણ લખાયલું છે. લોકજીવનની અંદર જે ફેરફાર થાય, તેને અનુસરતા બીજા સામાજિક ફેરફાર કરવામાં આવે નહિ, તો શું નુકશાન થાય તે લેખક લાગણી ભરી રીતે દર્શાવે છે લોકો નવી જાતના સુધારા–સંસ્કૃતિ તરફ ઉતાવળે વધે, અથવા મોજ શોખ કે પૈસાની પાછળ નવા યુગની ઢબે લાગે, તે વખતે પોતાના જીવનમાં બીજા ફેરફાર ના કરે, જુની રૂઢીયો ના બદલે, તો અવશ્ય રોગને ભોગ થઇ જાય. કોઇ કહે કે રૂઢીયો–અમુક રૂઢીયો–જુના કાળમાં નુકશાનકારક નહોતી ? અલબત્ત તે રૂઢીયો જો જુના કાળમાં પણ પ્રચલિત હોય, તો તે નુકશાનકારક તો તેટલીજ હોય, પણ તે

* "Tuberculosis in India" by Arthur Lancaster M D. Butterworth & Co., Calcutta, price Rs. 7—8.

વખતની બીજી રહેણી કરણી જુદી જાતની હોવાથી તે નુકશાનનો પ્રતિકાર હોય, એટલે સમાજ તેમાંથી બચી જાય. એના એ રિવાજ નવા સંજોગોમાં કેટલું નુકશાન કરે તેનો દરેકજણે પુરતો વિચાર કરીને, તેમાં ફેરફાર કરવા જોઇયે. કેટલાએક રિવાજોનું વર્ણન કર્યો પછી ડૉ. લૅંકેસ્ટર જણાવે છે કે સ્ત્રીઓ સાથે સંબંધ ધરાવનાર કેટલીએક રૂઢીયો, ક્ષયરોગ સાથે સીધો સંબંધ ધરાવે છે. અને પહેલો "પડદા"નો રિવાજ તે ચર્ચે છે. આ સંબંધી તેમનું લખાણુ વાંચ્યા પછી કોઈ એમ કહે કે, "ના, પડદાનો રિવાજ ભલે ચાલ્યા કરે," તો તેનું ભેજું કાંઇ વિચિત્રજ હોવું જોઇએ. ઇગ્લાંડમાં પુરૂષો કરતાં સ્ત્રીઓને ક્ષયરોગ ઓછા પ્રમાણમાં થાય છે. હિંદમાં તેથી ઉંધું છે. જુદી જુદી કોમોમાં, હીંદુ કરતાં મુસલમાનમાં તે વધારે પ્રમાણમાં છે. રાંદેરનો દાખલો આ પુસ્તકમાં આપ્યો છે, તેથી પૂરી ખાત્રી થાય છે. સુરતથી ચાર માઈલ દૂર, રાંદેર એક નાનું ગામ છે. તેમાં ધનવાન મુસલમાનોની મુખ્ય વસ્તિ છે. તે જે જગો ઉપર વસેલું છે, તેની સામે આરોગ્યની દષ્ટિથી કાંઇજ ફરીયાદ કરવા જેવું નથી. અહિં ક્ષયનું મરણ પ્રમાણ ૨.૫૩ છે. પરંતુ કોમવાર અને લિંગવાર તપાસ કરીયે તો તે મુસલમાન મરદોમાં ૨.૧૫ છે અને મુસલમાન સ્ત્રીઓમાં ૬.૭ છે, પણ હિંદુ મરદોમાં ૧.૦૫ અને હિંદુ સ્ત્રીઓમાં ૧.૩૬ છે. આ સબંધી ડૉ. લૅંકેસ્ટર નીચે પ્રમાણે ટીકા કરે છેઃ—

"આ ગામમાં મુસલમાનો હિંદુઓ કરતા ઉંચો સામાજિક દરજ્જો ધરાવે છે, અને હિંદુઓ કરતા તેઓ ખાયે પીયે સુખી છે; પણ મુસલમાનોમાં પડદાનો રીવાજ સખ્ત છે, અને હિંદુઓમાં બીલકુલ નથી. આ રીવાજ વિના મુસલમાન સ્ત્રીઓમાં ક્ષયને લીધે જે મોટું મરણ પ્રમાણ આવે છે, તેનું બીજું કારણ આપી શકાય તેમ નથી."

અજમેરમાં મુસલમાન સ્ત્રીઓમાં ક્ષયનું મરણ પ્રમાણ ૩.૫૭ આવે છે, અને ત્યાંની બર્મીઝ સ્ત્રીઓ, જે પડદો પાળતી નથી, તેમનામાં આ મરણ પ્રમાણ ૧.૭૯ નું છે. રજપુતાનામાં હિંદુ સ્ત્રીઓ મુસલમાનો જેવોજ પડદો પાળે છે, ત્યાં ક્ષયનું મરણ પ્રમાણ બન્ને કોમોની સ્ત્રીઓમાં સરખુંજ આવે છે. ડૉ. લૅંકેસ્ટરે પોતાના પુસ્તકમાં એક પ્રખ્યાત હકીમનો મત ઉતારી લીધો છે કે "અમારા લોકોમાં ક્ષયરોગ મોટા પ્રમાણમાં પ્રવર્તે છે, તેનું કારણ—અમારા પડદાનો

રીવાજ છે. ” વળી પડદો પાળનાર વર્ગના જે દરજ્જાના લોકમાં ક્ષયરોગ પ્રવર્તે છે તે સબંધી ડૉક્ટર જણાવે છે કેઃ—

“સાધારણ રીતે કહીયે તો વધારે પૈસાવાળા કે છેક ગરીબ વર્ગમાં આ રોગનું પ્રમાણ બહુ મોટું નથી. ગરીબ લોકો ખુલ્લી હવામાં ફરી શકે છે; તેમને સતત્ મહેનત કરવી પડે છે, અને તે કારણથી તેમની તબિયત સારી રહે છે. બહુ પૈસાદાર લોકોમાં પણ જો કે પડદા વિનાના વર્ગ કરતા તે રોગનું પ્રમાણ વિશેષ છે ખરૂં, તોપણ તેઓ ખાનગી વાડી બગીચામાં કસરત લઇ શકે છે, તથા ઘોડાગાડીમાં બેસી ખુલ્લી હવાવાળી જગાઓમાં જઈ શકે છે, તેથી આ પ્રમાણ કોઇક હદમાં છે. પરંતુ ક્ષયરોગના ખરેખરા ભોગરૂપ તો મધ્યમ વર્ગના લોકો છે. તેમને આબરૂની નિશાની ખાતર તેમના પતિ પડદામાં રાખે છે, પણ પૈસાને અભાવે તેમને બીજી રીતે ખુલ્લી હવાનો લાભ તેઓ આપી શકતા નથી. આવો લાભ મળે તોજ, પડદો પાળ્યા છતાંયે, તબિયત કાંઇક સચવાય. પણ તે વિના તેઓ ક્ષયરોગના ભોગ બને છે.”

જે બીજી રૂઢીને લીધે ક્ષયરોગ વધારે થાય છે, તે “બાળલગ્ન” છે. આ કુરિવાજ મુસલમાનો કરતાં હિંદુઓમાં વધારે ફેલાયલો છે. આ સબંધી લૅંકેસ્ટરે જે લખ્યું છે તે આખુંયે વાંચવા લાયક છે. આ બાબતો વિષે તેમણે બહુજ સંયમથી અને સંભાળથી લખ્યું છે. તોપણ તેમાંથી આપણે જોઈ શકીયે છીયે કે તે વિષયનો અભ્યાસ તેમણે ઘણોજ કર્યો છે. “વૃદ્ધ અને મોટી વયના વિધુરોનાં, નાની બાળાઓ સાથેનાં લગ્નનાં પરિણામ” બહુજ ભયંકર આવે છે. સંસાર સુધારા પરિષદોમાં આવા લગ્નો તરફ ઘણો તિરસ્કાર દર્શાવવામાં આવ્યો છે. અને તે વિરોધ માટે આ પુસ્તકમાં ઘણીજ અસરકારક દલીલો આપેલી છે. ડૉ. લૅંકેસ્ટર આ વિષયમાં છેક છેલ્લે પાટલે બેસતા નથી, પણ બહુજ મધ્યમસરની સૂચનાઓ કરે છે, તેઓ કહે છે કે “પશ્ચિમમાં કન્યાઓનાં લગ્નને માટે અઢાર વર્ષની ઉમર નાનામાં નાની ગણાય છે, તેના કરતાં ભલે અહિં બે વર્ષનો ફેર રાખો, અને કન્યાઓના લગ્નને માટે સોળ વર્ષની હદ ઠરાવો. એમ થશે તો હિંદની સ્ત્રીઓ માટે, તથા તેમની પ્રજા માટે, તેનો પરિણામ બહુજ સુંદર આવશે. પણ આને બદલે આપણે શું જોઇયે છીયે? જ્યાં લગ્નવય મર્યાદા છે, એમ કહેવાય છે, તે પ્રદેશોમાં પણ ચૌદ વર્ષની થાય તો,

અને તેમાં પણ મોટે ભાગે તો તેર કે બાર વર્ષની વયની અંદર કન્યાઓનાં લગ્ન થઇ જાય છે."

આ પ્રકરણ સંબંધી પોતાનું વિવેચન કરીને અંતે ડૉ. લૅકેસ્ટર બહુજ ભાર મૂકીને જણાવે છે કે પડદા અને બાળલગ્ન જેવા સામાજિક રિવાજો અને ક્ષયરોગ વચ્ચે સંબંધ ઘણોજ ગાઢ છે, અને ઘણો વિચારવા લાયક છે. તેઓ છેવટે ઉમરે છે કે—

"ક્ષયનાં કારણો સબંધી તપાસ કરતાં આ વિષયો તરફ મારૂં લક્ષ દોરાયું, અને તે સબંધી વિચાર કરતાં, તેનાં પરિણામો આરોગ્યની નજરે મને અતિ ગંભીર લાગ્યાં. મને લાગે છે કે આ ક્ષયનું પ્રમાણ તે કુદરતના નિયમો ભાંગવામાં, માણસ જે ગંભિર ભૂલ કરે છે. તે બતાવી આપનાર ભયચિહ્ન છે."

ત્રણ કુરિવાજો ઉપર આ પ્રમાણે ક્ષયનો સબંધ છે. આ રિવાજો તરફ સંસાર સુધારા પરિષદે ધ્યાન આપ્યું તો છે, પણ લોકોનું ધ્યાન તે તરફ જોઇયે તેવું દોરાયું નથી. પડદા, બાળલગ્ન, અને મોટી ઉમરના પુરૂષ સાથે બાળાઓનાં લગ્ન, આ ત્રણેનાં નુકશાન અનેક છે. પડદાનો રિવાજ કેટલેક અંશે કાઠીઆવાડમાં, તેમજ મુસલમાનોમાં છે. મુસલમાન ભાઇઓએ ક્ષયરોગના આંકડાઓ ઉપરથી શીખામણ લઇ તે રિવાજ દૂર કરી નાંખવો જોઇયે. તેમજ કાઠીયાવાડમાં પણ તે સબંધી હિલચાલ શરૂ કરવી જોઇયે. બાળલગ્ન તો હજી સુધી, ચાલે છે તે જોઇને દરેક સમજુ માણસનું લોહી ઉકળવું જોઇયે. પ્રજાના આગેવાનોએ આ બાબતમાં હવે નિશ્ચય કરીને વેદમાં ઠરાવેલી સોળ વર્ષની વય કરતાં નાની બાળાનાં લગ્ન થઈ શકેજ નહિ એમ ગોઠવણ કરવી જોઇયે. વડોદરા રાજ્યમાં તેર વર્ષથી નાની બાળાનાં લગ્ન ના કરવા એમ કાયદો છે, તેનો અમલ ખરોખર થતો નથી. તે કાયદો સખ્ત કરવો જોઇયે અને ઉમર સોળ વર્ષની ઠરાવવી જોઇયે અને હવે નવી ધારાસભામાં પણ આવો કાયદો પસાર થવો જોઇએ. આપણી પ્રજા નિર્બળ અને નિસ્તેજ થતી જાય છે. તેથી આ વિષય તરફ દરેક રીતનું ધ્યાન આપી, હરકોઈ પ્રકારે તે રિવાજ દૂર કરવો જોઇયે. મોટી ઉમરના પુરૂષો પણ અમુક વર્ષ કરતાં નાની કન્યા સાથે લગ્ન કરી ના શકે, તેવો કાયદો થવો જોઇયે. વયમાં અંતર વિશેષ હોય તે સ્ત્રીનું શરીર ક્ષીણ થઇ, તેને ક્ષય થવાનો પાકો સંભવ રહે છે. પણ હાલમાં તો પરિસ્થિતિ એવી છે કે કન્યાઓ તેર

ચૌદની વયમાં બધીજ પરણી જાય; અને કોઇ માણસ વિધુર થાય અને તેને લગ્ન કરવાની ઇચ્છા થાય તો મોટી કન્યા મળેજ નહિ. આ બાબતમાં જો વિધવા લગ્નનો રિવાજ હોય તો વિધુરો ઘણું ભાગે મોટી ઉમરની વિધવાઓ સાથેજ લગ્ન કરે. આ કારણથી પણ વિધવાવિવાહનો વિચાર થવો જોઇએ. જ્યારે તે થાય, તો પણ, સ્ત્રીઓના આરોગ્ય ખાતર, તેમની ભવિષ્યની ઓલાદની તંદુરસ્તિ ખાતર, અને સમસ્ત પ્રજાના કલ્યાણ ખાતર કન્યાઓના લગ્નની વય સોળ વર્ષની કરવીજ જોઇયે. આ કાંઇ માન્યતાની બાબત નથી. ખાલી પશ્ચિમના અનુકરણની વાત નથી. પણ કુદરતી નિયમની વાત છે. અને તેને ટેકો આપનારા પુરાવા પણ હિંદુ શાસ્ત્રોમાં છે. વેદમાં સોળ વર્ષની વય ઠરાવેલી છે. પુરાણોમાં મોટી વયે સ્વયંવરથી કન્યાઓ પરણ્યાના દાખલાઓ છે. છે. અને સૌથી વિશેષ તો અત્યારે આપણી બુદ્ધિ શું કહે છે તે વિચારો. કેવળ રૂઢી ચાલે છે માટેજ ચાલુ ના રાખો. તે રૂઢીથી લાભ નથી. નુકશાન છે. માટે સોળ વર્ષની પહેલાં કન્યાનાં લગ્ન નાજ કરવા જોઇએ એવો નિશ્ચય દરેક જણે કરવોજ જોઇયે.

કેશવપ્રસાદ.

---

# "વધી પડેલી" કુમારીકાઓ

[ ચાલુ વાર્તા. ]

લખનારઃ—પુતલીબાઇ.

## પ્રકરણ ૫૨ મું.

---

### નેતરના પચાસ ફટકા.

ભાઇના અંદવાડની, મરણની, વગેરે ખબરો માધવે મંગલાને લખી હતી અને હવે જાતે મળી વધુ વાતો કહેવા તે એક દહાડે મેહમ ગયો. મંગળા એકલી તેને મળી, અને માધવે આંખમાં આંસુ લાવી ભાઇનાં દુઃખોની વાતો કીધી અને તેની પૈસાદાર બાજુ ઉપર ફીટકાર નાખતો ગયો. "બધું દુઃખ એને છે તે પૈસાનું છે. લાડનું છે, આવડું પાડા જેવું દિસે તો હાકે કેમ નહિ? આખો [illegible] સાહ[illegible]

ખાય તો કો નહિ રૈતીનો દુખારો ને રૂમેટીઝમ થાય? " અને તો હાર્ટડીઝીઝ થયું છે હું તો હવે મરીજ જવાની" એમ બુમાટો મારતી હતી અને બિચારો વૈકુંઠ એની માવજત જતન કરતો. પોતાને ભોંધી થઇ તેની દરકાર પણ ન કરી પણ ખરે તો એનું હાર્ટ નબળું હતું. તેવામાં એટલા ઉંચા ડુંગર ઉપર જવું નહિ જોઇતું હતું. " બૈરી આવીને કહે ! બૈરી તો એવી જોઇએ કે ધણીને વાસ્તે જ્યાં જવું પડે ત્યાં જાય, સાવિત્રી યમરાજની પૂંઠે પૂંઠે પણ ચાલી ગઇ હતી. સુવાં તમારાં આજનાં સૂધરેલાં બૈરાં ! હજી આગળનાં ભલાં કે લખી વાંચી નહિ જાણે પણ મહેનત મસાગત કરી શરીરને તો હલકું રાખે."

"ભાઇ માધવ, એતો તમારી ભૂલજ છે હો. આપણાં દાદીના વખતમાં રોગાં બઇરાં નહિ હતાં ? એ તો બધા જમાનામાં હોય, પૈસા થયા એટલે બેસી રહેવું ને ખાવું એ તો અજ્ઞાનતાના વખતમાં વધારેજ હતું આજે તો કેટલાંક કસરતના ફાયદા સમજે છે." મંગળાએ ધીમેથી સહાદત આપી.

"તે હશે પણ આ સ્રીનું તો પાડા જેવું દિલ અને જરા જરામાં હર્ટ બેસી જાય અને હીસ્ટીરીઆ થઇ આવે. મને તો એવો ગુસ્સો આવેલો કે એકઠા થયલા લોકનાં દેખતાં તેજ વખતે મારી પતલી નેતરના એક પચાસ ફટકા સડાસડ લગાવત, પણ ભાઇને ખાતર ચૂપ રહ્યો અને હવે લોક આગળ બોલે છે કે નખળાઇમાં 'રીસુવ' કરીને ભાઇને મારી નાખ્યો. પણ ભાઇને કોણ પજવી પજવીને આવી હાલતમાં લ.વ્યું તે કંઇ બોલી ? મને ભાઇએ ઘણી વાતો કહી, એના મીજાજ અને મગરૂરીની, પણ રખે કજીઓ થાય, રખે એની પ્રકૃતિ બગડે એમ કરી કરી બધું ખમી જતો બિચારો."

આ વાત ચાલે છે તેટલામાં રાધા દાખલ થઇ. માધવે ઉઠી નમન કર્યું, રાધાએ દિલસોજી જણાવી હાથ આપ્યો, અને બેઠી, તેટલામાં માધવ બોલ્યો, " તમે તો બધી વાતો જાણો છો, જુઓને આ ગગળ—એમાં મારી ભાભી મારાપર ભાઇને મારી નાખવાનું આળ મૂકે છે. અરે એને તો ખચિત એક મજાની સુંદર રૂપાની મુઠવાળી નેતર લઇને સડાસડ સડાસડ ઝુડી કાઢવી જોઇએ. મારા ભાઇએ નહિ મારી: તેથી તે ઘણી બેહકી માથે ચઢી, સ્રીઓને મારવાથી ઘણી સારી કેળવાય છે. કેમ મીસ રાધા બોલતાં નથી ?"

"હું ધારૂં છું કે તમે છેક હદ કુદાવી જાવો છો" રાધા હસી.

"અરે પણ તમે બધી વાત સાંભળી નથી કે જે મેં હવણાંજ મંગળા બેનને કહી," અને પછી માધવે પોતાની ભાભીની બધી વાત રાધાને કહી, જે સાંભળી તે બોલી, "હા ખરૂં છે કે કેટલાંક બૈરાંને એવી કોઇ સખત શિક્ષા જોઇએ છે. પણ લોક શું ધારે તે વિચારવું જોઇએ."

"અરે લોક? તમે લોકની બીક રાખો છો કે? લોક તો તમારે વાસ્તે ઘણુંબી બોલે છે—" માધવે ગર્જના કીધી.

"વારૂ ત્યારે તમે મારજો" "રાધા બોલી," મંગળા અને હું કોર્ટમાં આવી તમો તરફથી જુબાની આપીશું, બસને!"

"આ હા! શું આ સ્ત્રી છે! ખરૂં એક રત્ન છે, મંગળા ખરૂં કહું છું કે આવી સ્ત્રીનો પ્યાર મેળવવા માટે હું જો મેરૂ ચઢવો પડે તો ચઢું."

માધવથી ઉતાવળમાં આવું બોલી દેવાયું પણ મોઢેથી શબ્દો પડતાંજ તેણે જીભ કરડી. રાધા રાતી રાતી થઇ ગઇ, અને મંગળા ગભરાઇ ગઇ, પણ માધવે બોલવું ચાલું રાખ્યું. "એ પોતે જાણે છે કે હું જે કહું છું તે સત્ય છે પણ માનતી નથી, ત્યારે હવે કરૂં શું? હ્યો આ ચાલ્યો સાહેબજી. હવે તો હું વાંકમાં આવ્યો એટલે તો એ મારી સાથે બોલશેજ નહિં, અરે મંગળા જરા તો દયા કરજો, અને મારી તરફથી સમજાવજો!"

અને એમ બોલતાં ઉભો થયો અને સાધારણ રીતે જરા હાથ મેળવી ચાલતો થયો. બન્ને સ્ત્રીઓ એકમેકથી દૂર ઉભેલી હતી તેમ ઉભી રહી. પછી મંગલા જરા હસી અને બોલી "માધવ ઘણો બેઅક્કલ છે."

રાધાએ એક ખુરસીને અઢેલી, આંખ નીચીજ રાખી સવાલ કીધો "તમે ધારો છો કે બોલે છે તેમ પોતાની ભાભીને નેતરની સોટી મારે?"

"તું એવો સવાલ પણ કેમ પૂછે છે રાધા!"

"મજાહ પડે એમ કરે તો, અને હું તો એને માટે ઉંચું મત ધરાઉં," અને એમ બોલી હસીને ચાલી ગઇ. જાણે એમ કહેતી હોય કે જે માણસ એટલી હદ સુધી દુન્યાનો ડર નહિ રાખે તે સતત મારોજ.

"તમે ક્યાં રહો છો મી. ત્રિવેડી ? હું ધારૂં છું કે મેં તમારા નામનું પાટિયું હ્યુગ્ઝ રોડ ઉપરના એક મોટા બીલ્ડીંગમાં જ્યાં અમારા કોઈ મિત્રો રહે છે ત્યાં જોયું. હું તેમને મળવા મી. મહેતા સાથે ગયલી ત્યારે ત્યાં મેં તમારૂં નામ જોયું અને પછી મંગલા બેનને પૂછ્યું ત્યારે જણાયું કે તમેજ ત્યાં રહો છો."

"હા, રહું છું, આપડો એકલો ગુરતો કુંવારો, હવે કોઇ દહાડે તે તરફ મી. મહેતા સાથે આવો તો જરા મુજ ગરીબની પણ ખબર લેજો ને !"

માણિક ફક્ત હસી અને જાણે કંઇ બીજું બોલવું તો એકજ ફરી પૂછ્યું, "તમે તો દેવલાલી ગયા હતાને ?"

"હા," માધવે કહ્યું અને દેવલાલીને લગતી વાતો કરવા લાગ્યો. પણ માણિકનું ધ્યાન બીજી ગમ હોય એવું લાગ્યું. તેણે પોતાની એક સખી જે પાસે બેઠેલી હતી તેની સાથે હલ્લુસે વાત કરવા માંડી તેથી માધવ પોતાની પિત્રાઇ બેન આગળ ગયો અને પૂછ્યું, "રાધા ક્યારે આવશે વારૂ ?"

"રાધા તો છેક જમવાને વખતે આવશે. તમે જમવા રહો અને મળીને સીધાવો."

"ઓ ! તે તો ઘણું સારૂં, ત્યારે હું જરા દરિયા તરફ ફરવા જાઉં છું," અને એમ કહી ઉઠીને ચાલતો થયો.

થોડો વખત દરિયા ઉપર ફર્યો પછી સ્ટેશન તરફ ગયો કે કદાચ રાધાની મુલાકાત થાય, તેટલામાં તેને માણિક એકલીજ સ્ટેશન ઉપર જતી મળી. માધવ તેની આગળ ગયો અને પૂછ્યું, "મિસીસ મહેતા, તમે એકલાંજ છો, અહીં ગીરદી ઘણી છે, તમને ટીકીટ લાવી આપું ?"

"ના ટીકીટ તો છે મારી પાસે, અને એકલી ફરવાની મને ટેવ છે, પણ મારી ટ્રેનને હજી વાર છે."

એવામાં સામા પ્લાટફોર્મ ઉપર ટ્રેન આવી અને માધવે સારી પેઠે નજર ફેરવી રાધાને શોધી, પણ તે જણાઇ નહિં, એટલે મિસીસ સાથ પાછો વાતમાં રોકાયો. તે છોડી છેક ધીમે અવાજે હતી અને માથું નીચુંજ રાખતી હતી, તેથી માધવ પણ વાંકો વળીને સાંભળતો હતો, વળી સ્ટેશનની ગડબડને લીધે પણ છેક પાસે માથાં લઇ તેઓ વાત કરતાં હતાં તેટલામાં રાધા પસાર થઇ ગઇ !

તેણે તેમને જોયા અને જરા બળી ખરી, "કંઇ ઘણીજ રસ ભરી વાતો થાય છે !" તેને લાગ્યું.

વાત રસ ભરી હતી ખરી, કેમકે રાધાને લગતી હતી. એક પુરૂષ જ્યારે પ્યારમાં ઘેલો થયલો હોય છે ત્યારે તેની પ્રિયાની વાતો, જે મુખેથી સાંભળવાની મળે તે મુખ તેને વ્હાલું લાગે છે. ચિત્રોના એક સંગ્રહસ્થાન વિષે વાત કરતાં માણેક બોલી હતી કે "મને મિસ રણજીતે ચિત્રકળા શીખવવા માંડી હતી. તે ઉપરથી માધવે તેને સવાલ પર સવાલો પુછવા માંડયા અને માણેકે રાધાની કેટલીક વાતો કહી.

"હું પરણ્યા પછી રાધા મારાથી ખીજતી થઇ ગઇ છે." તે બોલી.

"હં એમ કે ? એના વિચાર પ્રમાણે તમારે પરણવુંજ નહિં જોઇતું હતું કેમ ? હવે જોઇએ પોતે પરણે છે કે નહિં ?" માધવે શંકા દેખાડી.

"હું તો નહિં ધારતી કે પરણે."

"અરે અફસોસ ! ત્યારે તો હું ખરો કમનશીબ !" માધવે બોલી દીધું.

માણેકે અજબ થઇ તેના તરફ જોયું, જાણે પૂછતી હોય કે "શું તમે એને પરણવા માગો છો ?"

"તમે અજબ થાવો છો કે હું આમ કેમ બોલું છું, પણ મિસીસ મહેતા હું એ યુવતીને પરણું તોજ મારૂં જીવન સાર્થક થાય એવું મને તો લાગે છે."

માણેક હસી, "હું તમને ફતેહ ઇચ્છું છું પણ મને તો નથી લાગતું કે રાધા પોતાના વિચાર ફેરવે" તે બોલી અને પછી માધવને પૂછવે બીજી કંઇક વાતો રાધા વિષે કરી, પોતાની ટ્રેન આવ્યે તે છુટી પડી અને માધવ પાછો પોતાની પિત્રાઇને ઘેર જમવા ગયો અને રાધાને મળ્યો. રાધા બોલીજ નહિં કે તેણે તેને મિસીસ મહેતા સાથ વાતમાં લીન થયેલો જોયો હતો. પણ તે જરા ઠસ્સામાંજ રહી, માધવને કંઈ પણ ઉત્તેજન આપ્યું નહિં.

માણેકને ફરી જ્યારે માધવ મળ્યો—ઉપલા ચિત્રોનાં પ્રદર્શનમાં ન ધારી તેઓ મળ્યા,—ત્યારે તેણે માણેકને એ સાંજની વાત કહી. "તમને છોડીને હું પાછો મંજલા બેનને ઘેર ગયો અને ત્યાં મને રાધા મળી જો ! એ ટ્રેનમાંથી ઉતરી લોકનાં ટોળામાં ભેળાઇ ગઇ હશે તે આપણે તો જોયલીએ નહિં. પણ મારા તરફ જરા ખીજવા-

ચડી લાગી. ખરાખર બોલીજ નહિ. મને લાગે છે કે મેં મારા છેલ્લા કાગળમાં કંઇ મશ્કરીઓ કીધેલી તે એને ગમેલી નહિ."

"નહિંજ ગમે વળી, જે સ્રી પરણુવાની સામે આવા સખત વિચારો ધરાવે તે વળી મશ્કરીઓ ખમે? તમે નકામા આશાવંત થાવો છો એવું મને તો લાગે છે."

આવી અંગત વાતો કરતાં આ બે, માણેક અને માધવ એક સોફા ઉપર બેઠાં હતાં અને હલ્લુસે બોલતાં હતાં, તેટલામાં મહેતા તે ઓરડામાં દાખલ થયો, તેમને જોઇ તેનો ચહેરો લાલ થઇ ગયો, પણ તે જાણે ચિત્રો જોવામાં કેવોક લીન થયો હોય તેમ ફર્યો કીધો, માધવ ઉઠીને ચાલી ગયો, માણેક બીજા ઓરડામાં કેટલાંક ઓળખાણુવાળા આગળ ગઇ, તે તેણે જોયું.

વળી વરવહુ વચ્ચે મીનાકેસો થયલો હતો, શનીવારને દિવસે માણેકને ઘેર પહોંચતાં મોડું થયું તે ઉપરથી મહેતા રિસાયો હતો. માણેકે મોઢું ચઢાવી એકલી ફરવા માંડયું હતું અને તેથી મહેતાને ખુબ રિસ ચઢી હતી, ઘડીમાં તેને લાગતું કે જાણે માણેકને મારી નાખી પોતે મરી જાય તેમાં આ રીતે એકલી અદર્શનમાં જઇ માધવ સાથે વાતે બેઠેલી જોતાં તો તે દિવાનોજ થઇ ગયો હતો.

માણેકે જોયું કે આજે વરને છેક ખીજવવા જેવું થયું છે માટે હવે ટાઢો પાડવો જોઇએ. ફરી સુના શારીનને સાથે લઇ તે તેની આગળ ગઇ. "તમે કયારે આવ્યા? ઓફીસથી સીધા આવ્યા હશો, સારૂં થયું, હવે આપણુ સાથેજ ઘેર જઇશું," તે બોલી, અને મહેતા જવાબ દે તેટલાં સુના શીરીને ટોળ ટપ્પા એટલા કીધા કે તેને હસીને જવાબો આપવાજ પડયા, પછી બધાં સાથે રીફ્રેશમેન્ટ લેવા ગયાં, અને ત્યાંથી છુટાં પડી પોતપોતાને ઘેર ગયાં, ઘેર જતાં મહેતાએ માણેકને પૂછ્યું "એ માધવ શું એક જોસભરી વાતો કરતો હતો?"

માણેકે કહી દીધું-અને પોતાના હંમેશના ખુશમીજાજમાં માધવની મશ્કરીઓ કીધી, મહેતાના મનનું સમાધાન થયું અને ઘેર ગયા તેટલામાં તો તે પોતાની જાતને ઠપકો આપવા લાગ્યો કે હું બી મુર્ખ છું, બહારના દેખાવથી ભૂલું છું અને નકામા શક લઇ જાઉં છું તો પણ તેણે માણેકને વારી કે એ માધવ સાથ તું મિત્રાચારી ના રાખે, એ માણસ સારો નથી, માણેકે કહ્યું કે હું ખાસ મિત્રાચારી તો નથી રાખતી, પણ તેમ હું તેના તરફ તોછડાઇથી વર્તી શકતી નથી, કેમકે

તે મંગળાનો પિત્રાઇ છે અને એમને એને વિષે સારો વિચાર તમને મારા પર વિશ્વાસ નથી એ દિલગીરીની વાત છે, જાણે હું હલકી સ્ત્રી હોઉં તેમ મારી આબરૂની સંભાળ તમે રાખવા જાવો છો ત્યારે મને ગુસ્સો આવે છે."

માણેકની આ હમેશની તકરાર હતી અને મહેતા તે જાણતો હતો તે છતાં તેના અદેખા સ્વભાવને લીધેજ તે દુઃખી થતો અને કરતો. માણેકનો દોષ એ હતો કે તે પોતાના મનને રોકવા કે તનને કસવા કંઇ પણ જાતનું કામ માથે રાખતી નહિ હતી. તે સદા પરવાડતી હતી અને પરવાડતાં ફક્ત વાતો કરવા, ટાહેલાં કરવાં, લોકની વચ્ચે ફરે છે અને પારકી નિંદા કે કુથલીમાંજ મન રોકે છે. એ તે માતા થઇ હોત તો છોકરાંની વનવાડમાં રોકાત, તેમ નહિ તો તેણે કોઇ પણ જાહેર કામમાં ભાગ લેવો જોઇતો હતો. મહેતા જો ખરો દેશભક્ત હોત તો તે પોતાની ભાર્જાની મદદથી કંઈ જાહેર સેવાનાં કામમાં જોડાત, અને દેશનું કલ્યાણ થાય એવાં કામમાં રોકાત. પણ આજના આપણા દેશભક્તો ફક્ત લાંબા લાંબા ભાષણો અને લખાણો કરે છે લોકને સુધારવાનાં, તેમની મુશકેલીઓને ટાળવાનાં, વગેરે કાર્યો તો ક્રિસ્તી મીશનરી કે સેલવેશન આર્મીવાળા કરે છે; દેશભક્તો તો જીભલી હલાવી હાડકાં ભાંજે છે.

---

## પ્રકરણ ૫૪ મું.

---

### ખાદીનો કુરતો.

હજીરાથી આવ્યા પછી મહેતાએ નાન કોઓપરેશન વાળી પાર્ટીના અનેક પ્લેટફાર્મ ધુજાવવા માંડયા હતા. જાણે એ પાર્ટીના જેમણો હાથ મહેતા થઇ પડયો, અને કંઇ નહિ તો પોતાના શબ્દોના ટેકામાં તેને પશ્ચીમાત્ય પોશાક અને આચાર વિચાર તજવા પડયા કેમકે તેની ઉપર ઘણી ગમથી હુમલા થવા લાગ્યા કે તે બોલે છે તેવું કરતો નથી. અને એક સાંજે જ્યારે તે એક મોટી ઠક આગળ ભાષણ કરવા રોકાયો હતો ત્યારે કેટલાકોએ તેના ઘરમાં જઇ તેના ચાકરોના દેખતા તેની ખુંટી કબાટ વગેરેમાંથી તેના ઇંગ્રેજી કપડાં ખેંચી કાઢીને બાળી મુક્યાં,

જ્યારે તેને ખબર પડી કે કોણે તેનાં કપડાં બાળ્યાં હતાં ત્યારે તેની પૂછવાની પણ હિંમત ચાલી નહિં, કેમકે તે એવા હતા કે જેમનાં પૂંછડાં પકડી તે ચાલતો હતો. માટે મુંગે મોઢે એ નુકશાન સહન કરી ગયો અને પછી થોડા થોડા કરી દેશી પોશાકમાં સજ થતો ગયો તે એટલે સુધી કે આખર "બુટ ઇસ્ટાકરા" તજી તેણે દેશી જોડા પહેર્યા અને ખાદીનો કુરતો અને ખાદીનાજ અંગરખો પહેર્યો. માણેકથી આ ખમાયું નહિં, પણ જાહેરમાં અણગમો બતાવી શકી નહિં. તેણે તેની સાથે ફરવા જવાનું તજ્યું અને ઘણીખરી સુના શીરીન સાથે યા નવરોજી સાથે ફરવા માંડયું. તેમજ વળી મહેરબાઇને વચ્ચે નાંખી તેણે પોતાની બેનો સાથ દોસ્તી કીધી અને પછી કેટલીક સાંજે પોતાને ઘેર ન જતાં બેનોને ઘેર રહેવા માંડયું, જેથી મહેતા ઘણોજ ખીજવાયો.

શીરીન નોન કોઓપરેશન પક્ષમાં એક અતિ ઉત્સાહી વ્યક્તિ થઇ પડી હતી. તેણે ખાદીની સાડી પહેરવા માંડી હતી અને ઘરમાં રેંટીઓ લાવી સુતર કાઢતી હતી. નવજરોજી બે ત્રણ મહીના બહાર ગામ ગયો હતો તેટલા તેને ઘણી છૂટ મળી હતી, અને નવજરોજી ઘરમાં આવ્યા પછી ઘરમાં કજીઆ શરુ થયા હતા. શીરીન જુદી રહી પોતાનો નિર્વાહ પોતે કરી લેવાની ધાક આપતી હતી, નવરોજી તેને પોતાના કાબુમાં રાખવા ચહાતો હતો ખરો, પણ તેને મુંબઇમાં કંઇ ચાકરી નહિ મળતી હોવાથી તેણે પેશાવર બાજુ કંઇ કામ શોધી કાઢયું હતું અને ત્યાં જવાની તૈયારીમાં હતો.

માણેકની જે એક યુરેઓપીઅન સખી મીસીસ ડેડ હતી તેની આગળ તે પોતાનાં મનની સંધી વાતો કહેતી. મહેતા સાથ ત્રણ છેલ્લા કજીઆ પછી તો તેણે રડીને પોતાની સખીને કહ્યું હતું કે "હવે મને એ માણસ સાથ વસવું જુલમ જેવું લાગે છે, અને હવે તો હું કોઇબી રીતે એનાથી છૂટી થવા માગું છું. એ મારાપર ખોટા શક લઈ જાય છે તો હું હવે તે પરજ પાડી આપું, અને એને બાળવા પેશા માધવને ઉત્તેજન આપું કે જેથી એ મને તલાક આપે."

આવા વિચારોથી માણેકે માધવ સાથ જરા પરિચય વધાર્યો. તેને એકલી તજાયલી જોઈ તે દયાને ખાતર તેની આગળ જતો અને તેને ફરવા લઇ જવાની માગણી કરતો, તો માણેક તરત તૈયાર થઈ

જતી, અને હવે વરના ધાકની કે તેના પ્યારની તેને કંઈ પરવા નહિ હતી માટે તે છૂટથી જાહેર જગ્યાઓમાં માધવ સાથ ફરવા લાગી, અને માધવે રાધા વિષેની પોતાની ઉમેદો તેને કહેલી હોવાથી બન્ને વચ્ચે વાત તેની ને તેની થતી.

તેમને સાથે ફરતાં અને વાતો કરતાં જોઇ ચર્ચા ચાલી અને રાધાને એ વાતની ખબર પડી, અને તેને ઘણું દુઃખ લાગ્યું. માધવ મને પરણવા માંગે છે અને બીજીની સંગતમાં એટલો ફરે છે કે તેના વરને શક જાય, તો હવે મારે તેનાપર વિશ્વાસ કેવો રાખવો એમ વિચારતી એકવાર તે મીલડ્રેડને મળવા ગઇ, અને તેને પોતાની સાથે ફરવા લઇ ગઇ. મુંબઇથી રેવાસ જઇ પાછી આવતી એક બોટ ઉપર બન્ને ચઢયાં અને ટીકીટ લઇ તુટક ઉપર બેઠા અને સમુદ્ર લીલા નિહાળતાં વાતો કરવા લાગ્યાં. રાધાએ મીલ્ડ્રેડને માણેક વિષે ઘણીક પરપુછ કરી લીધી અને તેમાં મીલ્ડ્રેડે રાધાને માણેકના કેટલાક વિચારો કહ્યા. "એ બોલે છે કે હું તો હવે એ વરથી કંટાળી ગઇ છું અને છૂટી થવા માગું છું અને મી. નીવેડીને વધુ ને વધુ ઉત્તેજન આપે છે અને કહે છે કે તેની સંગતમાં મારો વર મને જોશે તો મને તલાક આપશે."

રાધાને લાગ્યું કે માધવ માણેકને ફુસલાવવા માંડયો છે, અને મને જે કહે છે તે સંધુ ખોટું છે. જો હું હવે એનાપર વિશ્વાસ રાખું તો તેમાં મારીજ મુર્ખાઇ, અને ઠરાવ કીધો કે હવે માધવનો વિચારજ મનમાંથી કાઢી નાંખી હું પાછી મારે કામે વળગી જાઉં.

ઘેર જઇ તે રાતે રાધાએ ખંડાળે જવાની તૈયારીઓ કીધી, કેમ જે વિદ્યાલયમાં રજા પડી હતી; અને બન્ને સ્થાપકો હવાફેરને માટે જવાનો વખત આવ્યો હતો. તૈયારી કરતાં રાધાએ માધવના બધા કાગળ ફાડીને બાળી નાખ્યા અને ઠરાવ કીધો કે હવે કદી એ માણસ જોડે પરણવાનો ખ્યાલ પણ કરવો નહિ.

---

## પ્રકરણ ૫૫ મું.

### નવરોજીની મદદ.

માણેકે પોતાના વરને ઠગવાને માંડેલી બાજીનો ભોગ રાધા થઇ પડી તેની તેને કે માધવને ખબર નહિ હતી, પણ નવરોજી, જેનો માણેક

પ્રત્યેનો ઘણાં વર્ષનો પ્યાર હવડાં તાજો થયો હતો, તે આ જોઇ ઘણો બળવા લાગ્યો. એકવાર મિસીસ તાડીવાળા નામે એક મિત્રને ઘેર માણેક સાથ મેળાપ થયો ત્યારે તેણે તેને અતિ આજીજીથી કહ્યું કે "ઘણા દહાડાથી તમે મારે ઘેર આવ્યાં નથી, માટે જો પરમ દહાડે સાંજે આવો તો અમે બધાં ઘણું ખુશી થઇએ અને સાથે ચા લઇએ." માણેકે કહ્યું કે "હા હું પણ ઘણા દિવસથી સુના શીરીનને મળી નથી માટે મારો જીવ ભરાઇ રહ્યો છે, હું ખચિત્ત આવીશ."

પણ જ્યારે નવરોજે ઘેર જઇ પોતાની મા બેનો આગળ આ વાત કહી ત્યારે તેને ન ધારેલા જવાબ મળ્યો. મહેરબાઇએ કહ્યું કે "એ રાંડ વટલેલીને ડોઢું આપવામાં આપણે ઘણીજ ભૂલ કીધી, એ જાતે હલકીજ છે અને હવે એક હીંદુને પરણી બીજા સાથ ફરે છે, પેલો ડોઈ ત્રીવેદી કરીને છે તેની સાથ હદબહાર છૂટ લિયે છે, અને શીરીન જેણે મહેતાથી માણેકની ઘણી વાતો સાંભળી હતી તે તો માણેક ઉપર છેક ફીટકાર નાખવા લાગી અને ત્રણેએ સાફ ના પાડી કે અમે કંઇ એ સ્રીને અમારે ઘેર તેડીએ નહિ કે એની સાથે ચા પીવા બેસીએ નહિ. નવરોઝ જે સ્વભાવે પાજી હતો તે ઘણો ચીડીરડાઇ ગયો અને માતા બેનોને કહ્યું કે "ઘર મારૂં છે તમારે નહિ પાલવે તો તમે બહાર જજો, પણ મેં તો તેડું કીધું એટલે માણેક ઘરમાં આવવાની, અને હુંજ તેનો આદરસત્કાર કરીશ."

ઠરાવેલે વખતે માણેક દાદર ઉપર ચઢી કે નવરોઝ તેને લેવા સામો દોડયો અને હાથ મેળવતા વાર ખુલાસો કીધો કે "મેહરબાઇ તથા સુના શીરીનને એકાએક કોઇ અતલગનાં સગાંનું મરણ સાંભળવામાં આવવાથી જવું પડયું પણ તેઓ ચા વગેરે તૈયાર કરીને ગયાં છે, અને માફી માગી છે." માણેકને જરા અજબ તો લાગ્યું કે ત્રણે એમ જતાં રહ્યાં, મને મળવા એક તો રહેત, પણ હશે કરીને માંહે ગઇ.

પણ તેના હાથ પગ ધ્રુજવા લાગ્યા, નવરોજે તેને સારી ખુરશી લેઇ બેસાડી પાસે પોતે બેઠો અને જરા ચા તો લેવો, કહી થર્મોસ બૉટલમાં ગરમ રાખેલી ચા પ્યાલામાં રેડવા માંડી.

"થેંક્યુ, હું ચા લઇશ, પણ સુના શીરીન બેમાંથી એક પણ કી શકી નહિ?"

"ના રે! બનેને મેં તો ઘણી ખટ્ટોસ કીધી, પણ માતાજી સાથ હુંજ જોઇએ કહીને જતી રહી."

માણેકે ચા પીધી અને તેનો ગભરાટ જરા નરમ પડયો, પછી નવરોજે તેને પોતાની પોસ્ટ કાર્ડ આલબમ જોવા આપી, અને ગ્રામોફોન ચાલતું કીધું.

"તમે આ ટયુન પૂરો થાય કે મને ઉઠવા દેજો હો." માણેકે અધીરાઈ દેખાડી. "મને બીજે ઠેકાણે જવું છે."

"ઉતાવળ શી છે મિસીસ મહેતા ?" હું તો આજે આ તક તમને એક અગત્યની વાત કહેવા માગું છું."

માણેક વધારે ધ્રુજવા લાગી.

"તમે ન્યાત જાતનો તફાવતનો વિચાર ન રાખતી જે પગલું ભર્યું તેથી હવે તમે પસ્તાવો છો એમ સર્વ કોઇ જુવે છે. એ હીંદુઓ અદેખા અને બાઇરોને સદા જાપતામાં રાખનારા તેમનાથી તમારૂં છૂટાપણું ખમાય ?"

"મારી ભૂલ થઇ ખરી," માણેકે ડોળા નીચા રાખી કહ્યું, પણ તે વખતે હું એ માણસના રાજદ્વારી વિચારોપર લોભાઈ ગઇ હતી અને મને એમ લાગ્યું હતું કે સર્વ ન્યાત જાતે એક થઈ જઇ દેશના લાભાર્થે કંઈ કાર્ય કરવું જોઇએ. હું એને પરણી ત્યારે મને દેશને માટે ઘણું ઘણું કરવાની હોંશ હતી, પણ એતો ઠગારો નિવડયો. એ કેટલું કેટલું બોલે છે પણ દેશને માટે કંઇ પણ કરવાનું તે કરતો નથી. હવે તો મને લાગે છે કે એ બધા દેશભકતો ઠગારા છે, અને આ મહેતા તેમનો સરદાર છે. હવડાં એ ખાદીનાં કપડાં પહેરે છે તે કંઇ પોતાની મરજીથી નહિં પણ બળાત્કારથી પહેરે છે. હવે આગીવાર એ ઢોંગ પણ ચાલશે નહિં, કેમકે એણે હવે ઠરાવ કીધો છે કે મુંબઇ છોડી કેઠે દુર દરોજ ગામડામાં જઇ પડવું કે જયાંથી એ મોટાં મોટાં લખાણો કર્યે જાય, પણ કપડાં કે બીજી કોઇ બાબદોમાં એને કોઇ પુછે નહિં. હું તો હવે એની સાથ રહેવા નથી માગતી, હું એનાથી છૂટી થવા માગું છું. નવરોજ, એ મહેરબાઇ અહીં હોત તો હું તેમને મારી કેટલીક વાતો આજે કહેવાની હતી."

"હા મારાં માતાજી આજે અહીં નથી તે દીલગીરીની વાત છે પણ માણેકબાઇ તમે જાણતાં નહિં હશો કે મારાં માતાજીને કોઇએ તમારે માટે ખરાબ વિચાર આપ્યો છે. તેઓ કહે છે કે તમે નીચલા માળાપર રહેતા મો. ત્રીવેદી સાથ ફરવા હરવાનું હદથી જયાદા માંડેલું છે અને તેથી તેઓ હવે તમારી સાથ દોસ્તી રાખવા ચહાતાં નથી."

માણેક ડડવાસથી હસી, "અફસોસ! હું દિલગીર છું કે જેમનું મન હું મેળવવા માગું છું તેઓ પણ બહારના દેખાવથી ઠગાઇ મારે વિષે હલકું મત બાંધે છે. નવરોજી, હું તમને ખરું કહું છું અને તે તમે મારી તરફથી મહેરબાઇને કહેજો, કે હું જે મી. ત્રિવેદી સાથ દોસ્તીનું રૂપ દેખાડું છું તે ખોટું છે. હું મારા વરને ચીડવી તેનાથી છુટી થઇ જવા માટે ફક્ત તાળ કરૂં છું."

"મેં તો માન્યુંજ નહિ કે તમે કોઇપણ રીતે ખોટું કામ કરો, અને હું તો માતાજી સાથ લડી ઉઠયો કેમકે હું તમને ઘણાં વર્ષથી ઓળખું છું, અફસોસ કે મારી કમાઈ થોડી તેથી મેં તમને પુછવાની હિંમત કીધી નહિ અને તમે આ હીંદુના ફાંદામાં ફસ્યાં."

માણેકની આંખોમાં આંસુ આવ્યાં. "આપણી પારસી છોડીઓને માટે મારો દાખલો સારો છે. કુંવારી પડી રહેવું–કંઇ ઉપયોગી કામોમાં રોકાઇ રહેવું પણ આવી રીતે પરજાતમાં પરણવું નહિ, તેમના અને આપણા આચાર વિચાર મળવા કઠણ છે, એ તેઓ મારા દાખલાથી શીખશે."

"તમે કંઇ પારસી કે ઇંગ્રેજી લગ્નની વિધી પ્રમાણે પરણ્યાં નથી કે તમને ડાઇવોર્સ લેવાની મુશકેલી પડે, તમે તો ફક્ત સીવીલ મેરેજ કીધું છે એટલે હું નથી ધારતો કે યહેતાને તમોપર કોઇ આળ મુકવું પડે."

"અરે એવું હોય તો કેવું સારૂં! હું તો એ મી. ત્રિવેદી સાથ કેવોક પરિચય ધરાવતી હોઉં એવું ડોળ ઘાલું છું કે જેથી એ મારો વર થતો મને 'ડાઇવોર્સ' આપે." માણેક ફરી રોઈને બોલી, અને નવરોજને એટલું લાગી આવ્યું કે, તેણે માણેકનાં પગ આગળ પડી કસમ લીધા કે "હું તને એ દઘલ્યથી છોડાવવા મારાથી બનતું કરીશ, અને આબરૂથી તું છુટી થઇસ."

એ પછી આંખો લુછી માણેક ઉઠી અને જવા માંગ્યું. નવરોજે તેને એકલી જવા દીધી નહિ. પણ પોતે સાથે ગયો અને તેની બેનોને ઘેર પહોંચાડી.

(અપૂર્ણ.)

# ગૃહસ્થ વિદ્યાર્થી.

( અનુવાદકઃ—રા. રા. પુનમચંદ કે. શાહ, બી. એ. )

૧.

રામચંદ્રની મા એક બ્રાહ્મણ સ્ત્રી હતી. તેનો પિતા ઘણો ધનવાન હતો, પરંતુ તેનું લગ્ન એક કુલીન છતાં ગરીબ ઘરમાં થયું હતું. કુટિલ કાળ કોણ જાણે કેટલાં ખધાનું ભલુંબુરૂં કરી નાખે છે! વળી તે કેટલી બધી આશાપૂર્ણ વ્યક્તિઓને હતાશ કરે છે! લગ્ન થયા પછી તેના પિતાની સ્થિતિ એકદમ બગડી ગઇ. તે મરણ પામ્યા તેમજ દુકાનમાં પણ દેવાળું ફુંકાયું. હવે તો તે અબળાએ પોતાના પતિનેજ સર્વસ્વ સમજીને તેમની સેવા ચાકરી કરી, પરંતુ તે પણ ત્યારબાદ બે વર્ષના અરસામાં ગુજરી ગયા. અને વળી વધારેમાં તેનો એકનોએક પુત્ર રામચંદ્ર પણ તેને દગો દેઇ ચાલતો થયો. પતિ તથા પુત્રના મરણના કારી ઘાને લીધે એ અબળા ઘણીજ દુઃખી થઈ, પણ સમય જતાં તે ઘા રૂઝાયો અને તેણે ગામનાં બધાં છોકરાં તરફ પ્રેમભાવ રાખવાનું, તેમને ખવડાવવા પીવડાવવાનું તથા સર્વ કોઇ દુઃખી જીવને બીજના પ્રસંગે સહાયરૂપ થવાનું આરંભ્યું. તેના પરોપકારી સ્વભાવથી ગામની ઘણી સુશીલ સ્ત્રીઓ તેની ઓશિંગણ રહેતી તેમજ તેના તરફ પૂજ્યભાવ રાખતી. વળી તેઓ તેને કાંઈ પણ પ્રકારનું ઓછું આવવા દેતી નહિ. તેણે તો એક રામચંદ્રને ખોઇને, પોતાના હૃદયમાંના અગાધ પ્રેમના પ્રભાવથી અનેક બાલકોનું પાલણપોષણ કર્યું અને તે સર્વની તે "દાદીમા" થઇ પડી. પવિત્ર વૈધવ્ય જીવનનો તેણે આવો સુંદર સદુપયોગ કર્યો.

તેના નિર્જન મકાનની પાસે લાલા શિવનારાયણનું ઘર હતું. લાલાજી ઉચ્ચકુળના પણ ગરીબ કાયસ્થ હતા. તેઓ દરરોજ ચાર આઠ ચાલીને કાનપુર જતા, ત્યાં આખો દહાડો દુકાનમાં નીચું માથું ઘાલી મુનીમપણું કરતા. સાંજે પાછા ચાર આઠ ચાલી ઘેર આવતા હતા. આવી ભારે નોકરીના બદલામાં તેમને દર મહિને દસ રૂ. નો પગાર મળતો હતો. તેમના ઘરમાં તેઓ પોતે, તેમની પત્ની તથા તેમનો પુત્ર રામદયાળ એમ ત્રણ માણસ હતાં. ગામડાની જીંદગીને

સીધિ આ ટુંકા પગારમાં પણ લુખુંસુકું ખાઈને ત્રણે જણને પૂરૂં થઈ શકે, પરંતુ લાલાજીને પોતાની એક વિધવા બ્હેનને દરમહિને ચાર રૂ. મોકલવા પડતા હતા, એટલે તેમને મન જીંદગીનો પ્રશ્ન ઘણો વિકટ થઈ પડયો હતો.

રામદયાળ ઘણોજ ઉદ્યમી અને વિદ્યાવિલાસી છોકરો હતો. તે પણ પોતાના પિતાની સાથે સવારમાં કાનપુર જતો. અને નિશાળમાં ભણીને સાંજે પાછો ઘેર આવતો. તેની ગરીબાઇ તથા ચપળતાપર દયા લાવીને ફી માફ કરવામાં આવી હતી, તેમજ શિક્ષક લોકો પ્રેમભાવથી તેને પુસ્તકો પણ પુરાં પાડતા હતા. હમણાં તે અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ભણતો હતો.

જો કે લાલાજીની ગરીબાઇ જગજાહેર હતી, તોપણ ન્યાતમાં કે માણસોને ઘેર પરણવા લાયક યોગ્ય કુંવારી કન્યાઓ હતી તેઓ રામદયાળ તરફ નજર કરતાં હતાં; આ પૈકી રંગપુર નિવાસી લાલા ભવાનીદયાળ પણ એક હતો. વળી કન્યા સાવિત્રી ઉપવર થઇ ગઇ હતી. એક પૈસાદાર ઘરમાં તેનું માગું કર્યું હતું, પણ ધનાશેઠે ના પાડી હતી. હવે મેટ્રીક પાસ થયેલો કોઇ વર શોધવા જાય તો તેના બાપ પહેરામણી ( વરવિક્રય ! )ના ઓછામાં ઓછા રૂ. ૨૦૦૦) ની માગણી કરતો હતો. અને ભવાનીદયાળ ફક્ત સાધારણ સ્થિતિનો મનુષ્ય હોવાથી તેને તે પરવડે તેમ નહતું. તેથી નિરાશ થઇને છેવટે તેણે લાલાજી પાસે રામદયાળનું માગું ચાલવા એક હજામને મોકલ્યો.

૨.

શિવનારાયણની પત્નીએ હજામ આવ્યાની વધામણી રામચંદ્રની માએજ કહીઃ—

"શેઠાણીજી, શું કરો છો ?"

આ વખતે શેઠાણી રસોડામાં ખાવાનું કરતાં હતાં, ધુમાડીયું ન હોવાથી ઘરના ચારે ખુણાઓમાં ધુમાડો ભરાઇ ગયો હતો. તેવી ધુણીમાં આંખો ચોળતી ચોળતી તે બહાર આવી અને રામચંદની માને કહ્યું,

"કેમ, માજી, આવો, બેસો. શું કામ છે?"

હસતાં હસતાં માજી બોલ્યાં, "તમને તે કાંઇ ખબર છે કે તમારે બારણે રંગપુરથી એક હજામ રામદયાળને જોવા માટે આવ્યો છે, અને લાલાજીને હાંક મારીને બોલાવે છે? તમારે તો આખો દિવસ હંડી

અને રસોઈ કયાં કરવું એટલે બહારની ખબર કોની રહે ?"

શેઠાણી હરરોજ દેવદેવીઓની બાધા આખડીયો કરીને તેમની પાસે પોતાના લાડકા પુત્રને યોગ્ય વહુ મળી આવે તેવી યાચના કરતાં હતાં. પોતાનો એકાંતવાસ દૂર થાય, ગૃહકાર્યમાં મદદ મળે, અને પુત્રનેજ પરણાવવાની અભિલાષા તૃપ્ત થાય એ તેમની તીવ્ર ઇચ્છા હતી. આમ હોવાથી આ વધામણી સાંભળીને તેમના હર્ષનો પાર રહ્યો નહિ; અને તેમણે પ્રસન્ન મુખે રામચંદ્રની માને વિનંતિ કરી.

"માજી, તમને હાથ જોડું, બહાર ખાટલો ઢાળી દો તથા હજામને ચાર ધસમપાણી વગેરેની કૃપા કરીને વ્યવસ્થા કરો. હું રસોઇ તૈયાર કરૂં છું. લાલાજી તથા રામદયાળ પણ હમણાં આવતા હશે."

પરોપકારી બાઇને તો "ભાવતું હતું અને વૈદે કહ્યું." એણે બધી વ્યવસ્થા કરી અને હજામની આગળ લાલાજીનાં, શેઠાણીનાં તથા રામદયાળનાં પેટભરીને વખાણ કર્યાં. થોડીવાર પછી લાલાજી આવ્યા અને સર્વાંનુમતે સગપણનું નક્કી થઇ ગયું. ગુણીયલ માતપિતા તથા રામચંદ્રની માને ઘણોજ આનંદ થયો.

૩.

લગ્નક્રિયા થઇ ગઈ. નવી વહુ પણ ઘેર આવી અને થોડા ઘણા દિવસ આનંદમાં પસાર થયા. આનંદમંગળ પુરો થયા પછી હિસાબ કરવા માંડયો તો માલુમ પડયું કે રૂ. ૨૦૦) નું દેવું થઇ ગયું છે. હવે લાલાજીને દેવું પતાવવાની ચિંતા પેઠી, અને મહામુશીબતે દિવસ કાઢવા માંડયા. એક વર્ષ પછી રામદયાળ મેટ્રીકની પરીક્ષામાં પાસ થઇ ગયો, અને પછી ઉન્હાળાની રજામાં તેણે એક જગાએ નોકરી કરીને પિતાશ્રીનો ભાર ઓછો કરવામાં મદદ કરી.

કોલેજ ઉઘડતાં રામદયાળ પ્રયાગના હિંદુ વસતિગૃહમાં દાખલ થયો, અને તેણે કોલેજનો અભ્યાસ શરૂ કર્યો. મિત્રોની મદદથી તેને ત્રણ શીખવણી મળી અને એ પ્રમાણે માસિક રૂ. ૩૦) કમાવા લાગ્યો. ખપ પુરતુંજ ખર્ચ કરી બાકીની રકમ તે પિતાજીને મોકલતો હતો. હવે આખા કુટુંબે વિચાર કર્યો કે ત્રણચાર વર્ષ દુઃખસુખમાં કાઢીશું, એટલે રામદયાળ બી. એ. થઇ જઈ નોકરીએ [illegible] અને દ[illegible] દૂર થશે.

આ વાતને એક વર્ષ થયું. રામદયાળ ઇન્ટરના વર્ગમાં આવ્યો. માતાપિતાને આનંદના દિવસો પાસે આવ્યા છે એમ લાગ્યું. સાવિત્રીને સારો પ્રસંગ પ્રાપ્ત થયો; અને સર્વ સંસ્કાર વિધિપૂર્વક કરવામાં આવ્યો. તેણે યોગ્ય સમયે પુત્રરત્નને જન્મ આપ્યો, તેનું નામ વિષ્ણુદત્ત રાખ્યું. રામદયાળે પણ ઇન્ટરની પરીક્ષા આપી. રજાઓમાં ઘેર આવ્યો. રજા પુરી થતાં પરિણામ ઉત્તમ આવ્યું. આખી વિશ્વવિદ્યાલયમાં તેનો નંબર પહેલો આવ્યો અને તેને માસિક રૂ. ૧૨) ની સરકારી શિષ્યવૃત્તિ મળવાનું નક્કી થયું.

હવે, માતાપિતા પોતાને ઘણુંજ ભાગ્યશાળી સમજવા લાગ્યાં. તેમણે દયાળુ પરમેશ્વરનો ઉપકાર માન્યો. છુટી પુરી થઇ જવાનો સમય આવ્યો, અને રામદયાળ ફરી કોલેજમાં જવાની તૈયારી કરવા લાગ્યો. પરંતુ દૈવ કોઇને જંપવા દેતો નથી, તેને તો મુશીબતો ઉભી કરવામાંજ આનંદ પ્રાપ્ત થાય છે. એક દિવસ લાલા શિવનારાયણ નોકરીપરથી ઘેર આવ્યા બાદ તેમને કોલેરા થઇ ગયો. નાનું ગામડું અને રાતનો વખત એટલે ન મળે દાક્તર કે ન મળે દવા. ગામમાં એક ઇટવૈદ હતો, તેને બોલાવ્યો, તેનો ઇલાજ લાગ્યો નહિ. સવારના પહોરમાં લાલાજીનો દેહાન્ત થયો. મરતી વખતે તેમણે રામદયાળને ગદ્ગદ્ કંઠે બોધ દીધો કે, " ભાઇ, તમે તમારી માતુશ્રીની તન મન અને ધનથી સેવા કરજો અને મારા મરી ગયા બાદ તેને જરા પણ આંસુ આવવા દેશો નહિ. " પ્રાણપંખી શરીર છોડીને ઉડી ગયું.

૪.

હવે તો રામદયાળને માથે ગૃહસ્થાશ્રમનો બોજો પુરેપુરો પડયો. અત્યાર સુધી પિતાજીની શિતળ છાયા નીચે તેને કોઇ પણ પ્રકારની ચિન્તા નહતી. વળી, તેનાં મનની અભિલાષા એ હતી કે ગમે તેમ દુઃખ વેઠીને પણ બી. એ. ની પરીક્ષા પાસ કરીને પછી એલ. એલ. બી. નો અભ્યાસ કરવો. પરંતુ હવે તેમ બનવું દુઃખમય ભાસ્યું. વળી તેને આ સમયે આ ન્હાનકડા ગામમાં દવાખાના વગર તથા યોગ્ય ડાક્ટર કે વૈદ વગર લોકોને કેવી વિપત્તિ ભોગવવી પડતી હતી તેનો વિચાર થયો અને એવી રીતે સમાજસેવા તરફ પણ તેનું ધ્યાન ખેંચાયું. આવી અનિશ્ચિત સ્થિતિમાં તેણે પોતાના પિતાજીનો દિવસપાણી કર્યો. ૧૪ મા દિવસે ક્રિયા કરી ઘેર આવ્યો તો માલુમ પડયું કે માતુશ્રીને

પણ ડાહેરો થઇ ગયો છે. ઔષધ, સારવાર માટે તેણે ઘણીજ દોડધામ કરી મૂકી. કાનપુર જઇ દાક્તરને પણ બોલાવી લાવ્યો. વૃદ્ધ વિધવા માતુશ્રી ઘરમાં રહી ઘર સંભાળી શકશે તેમજ તેની સ્ત્રી તથા છોકરાની દેખરેખ રાખશે એવી તેને આશા હતી; પરંતુ આયુષ્ય આવી રહ્યું હતું એટલે અનેક ઉપાયો કરવા છતાં સંધ્યાકાળે માતુશ્રીએ દેહ મુકી. આ પ્રમાણે અચાનક રામદયાળ માતપિતા વિહીત અનાથ થઈ ગયો. શું કરવું તે સૂઝે નહિ. છતાં પ્રયત્ન કરવો અને દુઃખ સહન કરવું એમ ધારી તેણે અભ્યાસ તો જારી રાખવાનું ઠરાવ્યું.

૫.

ઘેર કોઇ મ્હોટું રહ્યું નહિ એટલે પોતાની અર્ધાંગના તથા પુત્ર વિષ્ણુદત્તને લેઇને રામદયાળ રજા ઉઘડયા પછી, મોડો મોડો પણ અલાહાબાદ ગયો. તેણે ત્યાંજ ઘર માંડયું. એક ઘર ભાડે લીધું અને પોતાના નિર્વાહ માટે શીખવણીની શોધ કરી. બી. એ. ક્લાસનો અભ્યાસ પણ જારી રાખ્યો. બે શીખવણીઓ મળી આવી, પરંતુ ઘરમાં દેખરેખ રાખવા સારૂ તેને ઘણીજ થોડી ફુરસદ મળતી હતી.

સાવિત્રી ઘણી સુશીલ, ધીરજવાન તથા ઉદ્યોગી ગૃહિણી હતી. જેનામાં નામ પ્રમાણે ઉત્તમ ગુણો હતા. ઘરમાં એકલે હાથે કામ કરવાનું હતું, છતાં તે સર્વ ગૃહકાર્ય કરતી અને પતિને સંતોષ આપતી તેમજ પુત્રને ઉછેરતી. આ પ્રમાણે તે રસોઈપાણી, વાસણ માંજવાનું છોકરાને સંભાળવાનું તેમજ પતિની સેવા કરવાનું કાર્ય વ્યવસ્થિત રીતે વિના ચૂક કર્યે જતી હતી. પરંતુ કામનો બોજો ઘણો પડવાથી તેમજ ગરીબાઇને લીધે પુષ્ટિકારક અન્ન ન મળવાથી તેની અસર તેના શરીરપર થઈ એટલે કે તેને ધાવણ કમી આવવા લાગ્યું. પરિણામે પુત્ર ભૂખે મરવા લાગ્યો અને તેનો સ્વભાવ ચીડીઓ થઇ ગયો. આને લીધે માતા તેને દૂધ, ખીચડી, સાબુચોખા વગેરે ખવડાવવા લાગી, છતાં પણ છોકરો દુર્બળ અને દુર્બળ રહેવા લાગ્યો. દાંત આવ્યા પહેલાંના ધાવણા બાળકને ખાવાનું આપવાથી તેના જઠરને નુકશાન થાય છે. સ્ટાર્ચ (મેંદા) વાળા પદાર્થો થુંક સાથે મળીનેજ સાકર જેવા થઇ શકે છે. આ ક્રિયા બાળકમાં ન થવાથી સ્ટાર્ચ (મેંદા) વાળા પદાર્થો પચાવવાનું અશક્ય કામ પેટને કરવું પડે છે. માટે વૈજ્ઞાનિક નિયમ એવો છે કે જ્યાં સુધી ધાવણાં બાળકને ધાવણ સિવાય કાંઇ

પણ આપવું નહિ: બનતાં સુધી પાણી પણ પાવું નહિ અને દાંત આવીને પાકા થયા વગર કોઇ પણ જાતનું અન્ન ખવડાવવું નહિ.

હિંદુ લલનાઓનો જાતિસ્વભાવજ એવો છે કે તેઓ પરદેશમાં પણ એક બીજા સાથે જલદીથી હળીમળી જાય છે, તેમજ પરસ્પર સહાય કરવા માટે હમેશાં તૈયારજ રહે છે. તેમનામાં ફક્ત એકજ દુર્ગુણ છે, અને તે કહો તો ઇર્ષ્યા. જે સ્ત્રી બીજીની સમૃદ્ધિ તથા સુખ જોઇને બળે છે તેનો તિરસ્કાર કરે છે; પરન્તુ બીજી સુશીલ સ્ત્રીઓ પાસે તેઓ પોતાનું અંતઃકરણ ખુલ્લું કરી દે છે તેમજ તેમના પર નિષ્કપટ તથા નિશ્ચલ પ્રેમ રાખે છે. સાવિત્રીનો સ્વભાવ ઘણોજ સારો અને સીધો હતો. બધા સાથે મિષ્ટ બોલવાનું તો તેણે જાણે માના દૂધ સાથે પીધું હતું. આને લીધે પાડોશની બધી સ્ત્રીઓ સાથે તેને થોડાજ દિવસમાં ઓળખાણ થઇ ગઇ. તેઓ વખતો વખત તેની પાસે આવતી: વાતચીત કરતી અને જરૂર પડતી મદદ પણ કરતી.

એક દિવસ બપોરે પાડોશની એક ડોસીમા સાવિત્રી પાસે આવીને વાતો કરવા લાગી. તે દિવસે વિષ્ણુદત્તને ઝાડા થઇ ગયા હતા અને તેથી તેને ચેન પડતું ન હતું તેમજ બહુ રોતો હતો. આ જોઈને ડોસીમાએ કહ્યું, "વહુ બેટા, છોકરો બહુ રડે છે અને તેને ઝાડા પણ બહુ થઇ ગયા છે. એક કામ કરો. બજારમાંથી એક પૈસાનું અફીણ મંગાવો અને સવાર સાંજ અડધી રતિભાર તેને આપ્યા કરો. આથી ઝાડા બંધ થઈ જશે તેમજ રડવાનું પણ ઓછું થસે."

સાવિત્રીએ પ્રશ્ન કર્યો:—"અફીણ નુકસાન તો નહી કરેને?"

ડોસીમા બોલ્યાં, "જરા પણ નહીં. વળી તમારે હવે સુવાવડ આવવાની છે, માટે તમે હમણાંથીજ અફીણ આપવાની વ્યવસ્થા કરો તો તમને દુઃખ નહિ થાય. નહિ તો તે વખતે તમને આ માંદા છોકરાની ભારે ફીકર રહેશે."

સાદી ભોળી અનુભવરહીત સાવિત્રીએ ડોસીમા ઠીકજ કહેતાં હશે માની લેઇ તેમનેજ વિનંતિ કરી, 'માજી, અફીણ લાવી આપોને.' અફીણ આવી ગયું, અને તે દેવાનું કામ પણ ચાલ્યું. બે ત્રણ દિવસમાં વિષ્ણુદત્તને ઝાડા બંધ થઇ ગયા, અને રડવાનું પણ કમી થઇ ગયું.

*

થોડા દિવસ પછી કોલેજમાં રજાનો દિવસ આવ્યો તે દિવસે

રામદયાળને શીખવવા જવાનું પણ ન હતું. તેથી તેણે નિશ્ચય કર્યો કે "આજરોજ પત્નીની સાથે વાતચીત કરીશું." બપોરે ઘરકામથી પરવારીને સાવિત્રી જ્યાં રામદયાળ સુઇ રહ્યો હતો ત્યાં ગઇ અને પાંગત આગળ બેસીને તેના પગ ચાંપવા લાગી. કોમળ હસ્તના સ્પર્શથી રામદયાળ જાગ્યો અને પોતાની અર્ધાંગના સાથે આંખ મેળવીને બોલ્યો, "હમણાં હમણાં તને ઘણી વિપત્તિ ભોગવવી પડે છે ખરું ને ?"

સાવિત્રી—"સ્વામિનાથ, આપના દર્શન માત્રથી મારી સર્વ વિપત્તિઓ નાશ પામે છે. પરમેશ્વર આપને આનંદમાં રાખે એવી મારી હરનિશ પ્રાર્થના છે."

રામદયાળ—"આજકાલ વિષ્ણુદત્ત ઘણો સુસ્ત રહે છે. ખાટલા પર પડયો પડયો સુઇ રહે છે અને જ્યારે આંખો ઉઘાડે છે ત્યારે હસતો જણાય છે."

સાવિત્રી—"બાળકને ઇશ્વરે હવે સમજણ આપી છે. હવે તે બિચારો જરાપણ દુઃખ દેતો નથી. આનંદથી સુઇ રહે છે. હવે તેણે રડવાનું બીલકુલ છોડી દીધું છે, તેમજ ઝાડા પણ બંધ થઇ ગયા છે."

રામદયાળઃ—"પરંતુ તેની આંખો હમેશાં ઘેનવાળી કેમ રહે છે ?"

સાવિત્રીઃ—"ઝાડા થવાથી નબળાઈ આવી ગઇ છે તેથી તે સુસ્ત રહે છે."

રામદયાળઃ—"હજુ સુધી હું તને સુખ આપી શકયો નથી. મારી અભિલાષા પૂર્ણ થાય એવા દિવસ કોણ જાણે કયારે આવશે ?"

સાવિત્રીઃ—"તમે ઇશ્વરમાં પુરેપુરી આસ્થા રાખો. ભગવાન સહુનું સારૂં કરે છે. એકનિષ્ઠાથી કર્મ કર્યો જાઓ. જો ચિંતા વધારે કરશો તો આપની તબીયત બગડશે. ગમે તેમ કરી આપ બી. એ. ની પરીક્ષામાં પાસ થઈ જાઓ એટલે સહુ સારાં વાનાં થશે. પછી આપ કોઇપણ શાળામાં નોકરી કરીને વકીલાતનો અભ્યાસ કરજો. વકીલ થઇ ગયા પછી દારિદ્રય દૂર થઈ જશે."

રામદયાળઃ—"જોઇએ, પરમેશ્વરે શું ધાર્યું છે. હું તો ત્હને સવારથી સાંજ સુધી કામમાં ગુંથાયેલીજ જોઉં છું. જ્યારે જ્યારે તારૂં ફીક્કું મુખ તેમજ વધતી જતી નબળાઇનો હું વિચાર કરૂં છું ત્યારે ત્યારે, આપણા દુષ્ટ રીવાજો પ્રત્યે મને તિરસ્કાર ઉપજે

રામદયાળને શીખવવા જવાનું પણ ન હતું. હિનાનો તાપ એ બે કારણોને
"આજરોજ મંત્રીની સાથે વાતચીત મેં. હવે અફીણની જરાપણ અસર
ધારીને સાવિત્રી જ્યાં રામદયાળ સુધાથી. રામદયાળ તેને દાક્તર રામા-
આગળ બેસીને તેના પગ ચાંપવા.એ દવા કરી, પરન્તુ આડા કમી
રામદયાળ જાગ્યો અને પોતાની.રને વિચાર આવ્યો કે કદાચ છોકરાને
"હમણાં હમણાં તને ઘણી િ નહી હોય. તેણે તુરતજ રામદયાળને
સાવિત્રી—"સ્વામિનાથ, આ:

નાશ પામે છે માલુમ ન હતું એટલે તેણે ઘેર જઇ સાવિત્રીને
હરનિશ આરમ ખૂટ્યો. દાક્તર.સાહેબ ગુસ્સે થઇ ગયા અને
રામદયાળ—"આ ઠપકો આપ્યો. પછી સમજણ પાડીને કહ્યું કે "તમારી
પડયોજ.છોકરાનું જઠર ખરાબ થઇ ગયું છે. હું મહેનત કરીશ
હસ પછી તેને અફીણ ખવડાવવું ન પડે, પણ તમે તેની
સાવિત્રી— હમેશને માટે બગાડી નાખી છે. હમણાંજ દસ બાર દિવસ
.ાય મૂર્તિ મનોહરલાલની પુત્રી અફીણની ઝેરી અસરને લીધે
ગઇ છે. તેને અફીણ ખવડાવવાને લીધેજ સંગ્રહણીનો રોગ થઇ
.ા હતો; પરંતુ આ છોકરાની તબીયત એટલી બધી લાસ ગઇ નથી."
ર રામદયાળ બિચારો તો આભોજ બની ગયો. પરન્તુ ઘેર જઇને
સાવિત્રીને એટલુંજ સૂચવ્યું કે દાક્તર સાહેબે અફીણ આપવાની મના
કરી છે. એ વધારે ન કહી શકયો; કારણ કે તેને બીક લાગી કે સર્વ
હકીકત જણાવવાથી વખતે સાવિત્રીની માનસિક સ્થિતિ ખરાબ થઇ
જાય અને તેથી ગર્ભને પણ હાનિ પહોચે. વળી, તેણે તેજ વખતે દૃઢ
નિશ્ચય કર્યો કે હવે પછી કોઇપણ બાળકને ભૂલમાં પણ અફીણ
આપવું નહિ.

આષાઢ મહિનામાં સાવિત્રીએ એક સુંદર કન્યાને જન્મ આપ્યો.
મહોલ્લાની સર્વ સ્ત્રીઓએ સાવિત્રીની ઘણીજ સેવા ચાકરી કરી.
સુવાવડમાંથી ઉઠયા પછી તે બિચારીને માથે ફરી ગૃહકાર્ય આવી
પડ્યું. હવે તો કામ પણ દોઢું થઇ ગયું. છતાં તેણે સુખે મોટે શાંતિથી
પોતાનું કાર્ય કર્યા કર્યું.

૯.

આ પ્રમાણે ચાર વર્ષ વહી ગયાં, તે દરમ્યાન સાવિત્રીને બીજાં
બે છોકરાં થયાં, એટલે હવે તે ચાર છોકરાંની મા થઇ છે. બાલી

સાવિત્રીના પ્રેમને લીધે તથા તેના ઉત્તમ સ્વભાવને લીધે રામદયાળ પોતાના માતાપિતાને પણ ભૂલી ગયો હતો, અને તેમના મરણનું દુઃખ પણ સાલ્યું નહતું. સાવિત્રીની ભક્તિ તેમજ પતિદેવ તરફના માનને લીધેજ રામદયાળને ગરીબાઇનું દુઃખ પણ નડયું નહતું. તેમજ સાવિત્રીની સહાય, સલાહ અને દઢતાને લીધે તેણે પોતાનો અભ્યાસ છેવટ સુધી પુરો કર્યો હતો. હવે એની જીંદગીનો સુકાની અને એની આશાઓનું કેન્દ્રસ્થાન જતું રહ્યું છે. ધીમે ધીમે તેનું મન ધર્મભાવનાથી જાગ્રત થયું. તેણે પોતાની પત્નીની સપ્રેમ છેલ્લી ધર્મક્રિયા કરી. અને ધર્મસેવા તથા દેશ સેવા કરીને પોતાની અર્ધાંગનાનો પરલોકનો માર્ગ સુગમ કરી દીધો.

પછી છોકરાને સાચવવા માટે તેણે પોતાની ફોઇને બોલાવીને ઘેર રાખી. છોકરાંનું હવે તો વિધવા ફોઇમા ઘણા પ્રેમથી લાલન પાલન કરે છે, પરંતુ રામદયાળ હમેશાં ચિન્તામગ્ન રહે છે. પહેલાંનું હાસ્ય હવે તેના ભવ્ય વદન પર નજરે પડતું નથી. તેને તો હમેશને માટે દુઃખજ છે! એક ધર્માભિમાની નરની માફક તે જીવન ગુજારે છે. તેણે ફરી લગ્ન પણ કર્યું નથી. યથાશક્તિ દેશકાળમાં પોતાનો ફાળો આપે છે. તેનું હૃદય હવે શૂન્ય છે અને તે પોતાના પુરાણા સંયમને પ્રેમથી સંભારે છે.*

* "વિજ્ઞાન" માસિકના માર્ચ એપ્રીલ સને ૧૯૨૦ ના અંકમાં આવેલી વાર્તા પરથી.

# ગૃહજીવનની સુંદરતા.

## પતિનો ધર્મ.

( લેખક—રા. કેશવપ્રસાદ દેસાઇ, બી. એ., એલએલ. બી. )

( એપ્રીલ, પૃષ્ટ ૧૯૨ થી ચાલુ. )

### વિનયપૂર્ણ વર્તણુક.

ગાઢ પ્રેમના અર્થમાં વર્તણુકમાં અતિશય વિનય રાખવાનું આવીજ જાય છે. કોઇ માણસ હૃદયનો સાચો હોય, વફાદાર હોય, પણ વાણી અને વર્તનમાં પ્રેમપાત્રનું હૃદય હરવા માટે જે સ્નેહાર્દ્રતા હોવી જોઇએ તેની તેનામાં કોઇ વાર ખામી રહી જાય છે. ખ્રિસ્તિ ધર્મ પુસ્તકમાં પતિને ખાસ આજ્ઞા કરેલી છે કે તેમણે પત્ની પ્રત્યે પ્રેમ રાખવો અને તેની તરફ કટુવર્તન કરવું નહિ. આ આજ્ઞામાં કડવો સ્વભાવ, કડવી લાગણીઓ, માયાહિન વર્તન અને ક્રોધપૂર્ણ વાણી પણ નહિ ધારવાનું સમાઇ જાય છે. આ આજ્ઞાનો યોગ્ય અર્થ એમ થાય છે કે હૃદયની ક્રિયામાંજ સર્વ પ્રકારની કટુતા દબાઇ જવી જોઇયે અને તેને બદલે મીઠાશ વર્તિ રહેવી જોઇએ.

આ બાબતમાં બધાજ પતિ દોષહિન છે? કેટલાએક પતિ પોતાની પત્ની પ્રત્યે કટુતા નથી ધરતા? તેઓ ઘણીવાર કડવા શબ્દો—સખ્ત મહેણું—પોતાની પત્નીના મૃદુ હૃદયમાં તીરની માફક નથી મારતા? આ બધું બમર વિચારે થઇ જતું હશે; કારણ કે જે માણસ પોતાની પ્રિયાને સાચા દિલથી ચાહે છે, તે તેને દુઃખ દઇ શકેજ નહિ. કવિ કા ઉપર એક કવિતામાં કહે છે કે "કોઇ માણસ કુરતાથી એક કીડાને પણ ચગદી નાંખે તેવો હોય, તો તેની દેખીતી રીતભાત ગમે તેવી સફાઈ-વાળી હોય છતાંયે તેને હું મારા મિત્રમાં ગણું નહિ."

એવા પણ મનુષ્યો છે કે તેઓ એક કીડીને, કે પ્રભુના એક સૂક્ષ્મમાં સૂક્ષ્મ જંતુને, કે કોઇ પણ મુગા પ્રાણીને લેશ માત્ર ઇજા કરવાની ઇચ્છા પણ ધરાવતા નથી, તો પણ તેઓ હરહમેશ, તેમના

ઉતાવળીઆ સ્વભાવથી અને વર્તનથી, તેમજ કડવા વેણથી તેમની પ્રેમાળ સહૃદય, અને સાચા દિલની સ્ત્રીનું હૃદય ચીરી નાખે છે તથા તેને અજાણ્યે અતિશય વેદના કરે છે.

વાત એમ છે કે પોતાના ઘરમાં પુરુષો સ્વભાવે તેમ વર્તનમાં બહુજ બેદરકાર રહે છે. ઘરની બહાર, બીજાને ત્યાં તેઓ બેદરકાર નથી રહેતા; બીજે ઠેકાણે તેઓ અતિ સભ્ય રહે છે અને આ સભ્યતા માટે તેઓ ઘણું અભિમાન ધારે છે, સહેજમાં ખોટું લાગી જાય તેવાં બાઇઓ સાથે પણ વાત કરતાં, પોતાની ભાષા અને બીજી રીતભાતમાં તેઓ તેને ખોટું ના લાગે તે માટે બહુ સાવધાન રહે છે. પણ ઘરમાં તેઓ બોલવામાં બેદરકાર, વર્તનમાં જંગલી અને પોતાના વર્તન તથા વાણીથી સામાને કેવું લાગશે તેનો વિચાર સરખો પણ તેઓ કરતા નથી. આખો દિવસ ઘરની બહાર તેમનો મીજાજ ગયો હોય, ખોટું લાગેલું મનમાં દબાવી રાખ્યું હોય, તે સર્વનો ઉભરો તેઓ ઘરમાં આવીને કહાડે છે. રીતસરના પ્રશ્નોના ઉત્તર ગુસ્સાથી આપે છે. જરા જરામાં ઉશ્કેરાઈ જાય છે. ચડેલું મોઢું ને ગુસ્સા ભર્યું વર્તન રાખે છે. તેઓ ભૂલી જાય છે કે એમની પોતાની પત્નીને પણ લાગણીઓ હોય છે તેને પણ ખોટું લાગી શકે છે. તેઓ એમ જાણે છે કે એક સ્ત્રી પોતાની પત્ની થાય એટલે પતિ બહારથી ઉશ્કેરાયલો આવ્યો હોય તે પણ જાણીજ શકે અને પતિ ગમે તેવું જંગલી વર્તન રાખે તો પણ પત્નીએ તો જાણવુંજ જોઇએ કે તે તેની તરફ અગાધ પ્રેમ રાખે છે. અને પતિ ગમે તેમ વર્તે, ગમે તેમ કહે, તેથી સામાન્ય રીતે કોઇ પણ સ્ત્રીને ગમે તેટલું ખોટું લાગે તેવું હોય, તો પણ પત્નીએ તો તેથી ખોટું લગાડવુંજ ના જોઇએ !

આના કરતાં વધારે જુઠી માન્યતા બીજી કોઈ સહેજ નહિ. ઉલટું પોતાની પત્ની સાથે તો અતિશય સભ્ય વર્તન કરવું જોઇયે. તેનાં શબ્દોથી [illegible]ર વિચારે બોલાયલા શબ્દોથી બીજી કોઇ પણ સ્ત્રી કરતાં તેની સ્ત્રીનેજ વધારે માઠું લાગશે; કોઇ પણ સ્ત્રી કરતા પોતાની પત્નીની લાગણી દુખાવવાથીજ પતિને વધારે દુઃખ થવું જોઇયે. તેણે તો બહુજ વિચારીને તથા લાગણીઓ ધ્યાનમાં લઇને તેની તરફ વર્તવું જોઇયે. પ્રેમ કોઇ પ્રેમપાત્ર સાથે જંગલી વર્તન ચલાવવાનો અધિકાર આપી શકતો નથી. જેમ જેમ સંબંધ વધારે ગાઢ હોય, તેમ તેમ વગર વિચારે બોલાયલાં અસભ્ય બોલ કે વર્તનથી ખોટું પણ વધારે લાગી

જાય. પરંતુ પુરૂષો પત્ની પ્રત્યે કટુતા ધારણ ના કરે તેટલુંજ બસ નથી. દુર્ગુણની ગેરહાજરી તે કાંઇ એક સદ્ગુણ નથી. કટુ શબ્દો કરતાં અલબત્ત મૌન વધારે સારૂં છે. પત્થરના પુતળા જેવું ઔચિત્ય પણ અવિનય કરતાં તો સારૂં છે. ફુલ ઝાડ વિનાની કોઇ વાડીમાં જ્યારાયે ઝાંખરાં ના હોય, તે ઝાંખરાનાં મેદાન કરતાં તો સારી લાગે, પણ તેના કરતાં સુંદર સુગંધમય ઉદ્યાન અતિશય રમણીય લાગેજ. કોઇ પતિ, પત્ની પ્રત્યે કટુતા ધારણ ના કરે તે ઘણીજ સારી વાત છે; પણ તેના કરતાયે સારી વાત તો એ છે કે તેનું વર્તન કોમળ અને પ્રેમપૂર્ણ હોય. કેટલાએક માણસો કડવાં વેણ નથી બોલતા, મહેણાં નથી મારતા, પણ તેમના મુખમાંથી વ્હાલસોયા શબ્દો પણ નથી નિકળતા. યુવાન રમણ જેટલી પ્રેમોષ્ણતા તે દાખવતા નથી. તેના બોલ દુનિયાદારી અને ઠંડા થઇ જાય છે. આવા વર્તનથી પ્રેમ માટે તલસતા હૃદયને સંતોષ થાયજ નહિ, એમ સર્વ કોઇ કહી શકશે.

શબ્દ, સામાન્ય રીતે નિર્જીવ વસ્તુ જેવા લાગે છે અને તેથી કયો શબ્દ કેમ બોલાઇ ગયો, તેની કોઈ દરકાર કરતું નથી. શબ્દ બોલતાં કાંઇ વાર થતી નથી, એટલે તે બોલ્યાથી સાંભળનારને શું સુખ કે દુઃખ થયું હશે, તે યાદ પણ રહેતું નથી. બોલનાર તો બોલીને તે વિસરી જાય છે; પરંતુ જેને શબ્દબાણ લાગ્યાં હોય તેના તો હૃદયમાં તે સૂળની માફક સાલ્યા કરે છે અથવા જો વેણ મીઠાં હોય તો તેનો પમરાટ અત્તર માફક ફેલાયેલો રહે છે. તે બોલનારને એવા તો નિર્જીવ લાગે છે કે સાંભળનારના આત્માના આનંદ અને શાંતિ તે તોડી શકતા હશે, કે વધારી શકતા હશે, એવો કાંઇ ખ્યાલજ આપણા તો મનમાં રહેતો નથી. તે મુખમાંથી જાણે સરી પડે છે, અને પછી સદાને માટે ગુમ થઇ જાય છે, એમ આપણને તો લાગે છે. એક અંગ્રેજ કવિ, એક "શબ્દ" નો ચિતાર આપે છે તે વાંચવા લાયક છે.

"કંટાળાભરી ચુપકી તોડનારો એક શબ્દ મેં સાંભળ્યો. વિજળીની
"ઝડપથી બોલાયલા તે શબ્દની પાંખો ઉપર નિઃસિમ વિનાશ હતો.
"તેના કરતાં તિક્ષ્ણ હથિયાર, તેના કરતાં વધારે દુઃખ કે મોત
"આણનાર, પૃથ્વી ઉપર મેં બીજું જોયું નથી, તેનો પ્રતિધ્વનિ
"વર્ષોનાં વર્ષ લગી તેટલોજ ક્રુર પડતો હતો."

"પરંતુ એવા શબ્દ પણ મેં સાંભળ્યો છે કે નિરાશામય જીવનમાં તે આશાના તારારૂપ થઈ રહ્યો હતો, અને દુઃખ તથા આફતના અંધકારના સમયમાં આંસુભરી આંખે જોતાં, તે અતિશય ચળકતો લાગતો હતો; તે વચનથીજ નિરાશ મુસાફરનું હૃદય-જીવનના અંધકારમય પથમાં પણ આશા-દિન પ્રતિદિન વધતી જતી આશાથી ટકી રહેતું હતું."

સામાન્ય રીતે પતિનું વર્તન પત્ની પ્રત્યે સભ્યતાપૂર્ણ હોવુંજ જોઇયે. પરંતુ અમુક પ્રસંગો તો એવા છે કે તે સમયે સભ્યતા ઉપરાંત, વિશેષ વિચારપૂર્ણ વર્તન તથા સહાનુભૂતિ દર્શાવવાની ખાસ જરૂર છે. કોઇવાર પત્ની થાકી ગયેલી હોય છે. આખા દિવસમાં ચિંતા ભર્યા પ્રસંગો આવી ગયેલા હોય છે; ઘરમાં બધું કાર્ય સાનુકુળ રીતે ચાલ્યું હોતું નથી, તેની ધીરજ ખુટી ગઇ હોય છે, ગમગીનીના કાંઇ સમાચાર તેણે સાંભળ્યા હોય છે, ઘરમાં બાળક માંદું પડયું હોય છે; અથવા કોઇ બાળકે કાંઇક તોફાનથી કે કહ્યું ના માનીને તેના હૃદયમાં નિરાશા પ્રસરાવી હોય છે. આવે પ્રસંગે પતિયે શું કરવું જોઇયે? જો તેનામાં જરાયે કોમળતા હોય, તો તે દર્શાવવાનો આ સમય છે. તેના થાકેલા હૃદય ઉપર ભાર પડે તેવો એક પણ શબ્દ એણે બોલવો ના જોઇયે. પત્નીના મુંજાતા હૃદયને શાંત કરવા, તેને બળ અને શાંતિ અર્પવા વિચારપૂર્વક-પ્રેમપૂર્વક-તેનાથી જે કાંઇ બની શકે તે તેણે કરવુંજ જોઇયે.

એક વખતે સખત વાવાઝોડામાં હું એક ઝાડ નીચે થઇને જતો હતો, તેટલામાં ઝાડ ઉપરથી એક પક્ષી, ડાળાં પાંદડાંમાંથી ફફડતું નીચે આવ્યું અને મારી છાતી સાથે અથડાઈ, મારા મોટા ડગલા નીચે ભરાઇ ગયું. સખત તોફાન વખતે તે આશ્રય ખોળવા આવ્યું હતું. દરેક પત્નીના મનમાં એવી ખાત્રી હોવી જોઇયે કે જ્યારે તેને ગભરામણ થશે, કંટાળો આવશે, ત્યારે પોતાના પતિના પ્રેમમાં તેને સલામત અને શાંત આશ્રય મળશેજ. તેને એમ પણ ખાત્રી હોવી જોઇયે કે, પતિ તેના દુઃખદાયી સમજી શકશે, તેની સાથે સુહૃદતાથી વર્તશે, અને તેનું રક્ષણ કરવા માટે પોતાના બળનો તે ઉપયોગ કરશે, તથા તેને જે ધસારો વેઠવો પડશે તે ધસારાને સાટે પોતાના બળથી તેને સબળ કરશે. પત્નીના મનમાં પતિની સહાનુભૂતિ મળશે કે નહિ, તે સંબંધી શંકા રહેવી જોઇયેજ નહિ. જ્યારે તે આશ્રય માંગતી આય,

અને પોતાના દેશ તરફ ફરજ, જેવી કે પરોપકાર વગેરે, કાંઈ પણ કામમાં તેનાથી આવી શકાતું નથી. જીંદગી માત્ર સંતાન ઉત્પન્ન માટેજ સરજી હોય તેમ નાનાં નાનાં છોકરાં એકઠાં કરી તેને નમાયાં કરી કાંઈ પણ સુખ ભોગવ્યા વગર બિચારી રસ્તે પડી જાય છે.

કમનશીબ બાળકો.

આવા આવા અસંખ્ય બનાવો બનવાથી માતા વગરનાં સેંકડો બાળકો રઝળતાં થાય છે. તેઓ યોગ્ય અને સુથી કેળવણીના અભાવે જેમ તેમ ઉછરીને મોટાં થાય છે અને કાંઈ પણ સંસ્કાર મળતા નથી. તેથી એ બાળકોને તથા આપણા દેશને કેટલું સહન કરવું પડે છે તે આજ કોઇથી અજાણ્યું નથીજ.

અટકાવવાના ઉપાય.

દરેક બાબતમાં મિતાચાર એ મોટું શસ્ત્ર છે. બાળકના જન્મ પછી અમુક મહિના સુધી બ્રહ્મચર્ય સખત પાળવું એ ધર્મ ગણવો જોઇએ. મનનો નિગ્રહ શીખવો જોઇએ. એકાન્તનો પ્રસંગ લાવવો ના જોઇએ. મનોબળ કેળવવા માટે સારૂં વાંચન, સારી કસરત, શારીરિક મહેનતનું કામ, સારી ઉચ્ચ સોબત, એનું ગ્રહણ કરવું અને મનને બગાડે એવો તામસી ખોરાક, શૃંગારી વાંચન, નાટકો, સીનેમા, અશ્લીલ વાતો, ખરાબ સોબત, એ સર્વનો ત્યાગ કરવો જોઇએ. મગજમાં સતત્ સારા સંસ્કાર રહે એવાં શ્રવણ મનન, વાંચન રાખવાં.

---

# પંચામૃત.

(સંશોધક, રા. મનહર.)

૧. જ્ઞાનનો હેતુ ડહાપણને પકવ કરવાનો, ચારિત્ર્યને સુધારવાનો, આપણને વધારે સારા, વધારે સુખી, વધારે ઉપયોગી અને જીવનના દરેક સુભ કાર્યમાં વધારે ઉદાર, વધારે ઉત્સાહી અને વધારે ખંતીલા બનાવવાનો છે. સ્માઇલ્સ.

૨. માણસ જ્યારે પોતાના જાતભાઇઓની સેવા કરે છે ત્યારેજ તે દેવના જેવો થાય છે. સિસેરો.

સત્કાર્ય ગમે તેવું નાનું હોય તો પણ તે કરો, ગમે તેવી નજીવી આશાને માટે પણ કાર્ય કરો, કાર્ય કરો, કારણ કે સર્વ સત્કાર્ય ઉન્નત અને પવિત્ર છે. ન્યૂમેન હૉલ.

૪. માનવ હૃદય એવું બનાવેલું છે કે તેનો વ્યય કરવાથીજ તે સંપુર્ણ બને છે. સેવા કરવાથીજ આપણે અધીકાર ચલાવીએ છીએ જે આપણે દાનમાં આપીએ છીએ તે આપણી પાસેજ છે. આપણે બીજાના સેવક બનવાથીજ તેમના ઉપર વિજયી બનીએ છીએ. સ્વાર્થને વિસરતાંની સાથેજ આપણે ઉત્તમ પદ પામીએ છીએ. ન્યૂમેન.

૫. જો સદ્ગુણી મનુષ્યો બીજાના કલ્યાણાર્થેજ પોતાના ગુણોનો ઉપયોગ કરે અને ગર્વિષ્ઠ બની બીજાના દોષ માટે તિરસ્કારને બદલે સહાનુભૂતિ દર્શાવે તો, કેટલાં બધાં મનુષ્યોને તેઓ સન્માર્ગે વાળી શકે ? અચર.

૬. ત્હારા દુઃખને ભૂલી જઇ ત્હારા બંધુને સહાય કર, સુવર્ણને સેવક બનાવ તું તેનો દાસ બનીશ નહિ. ભિક્ષુકની ઝોળીમાં છૂટે હાથે ભિક્ષા નાખ. આપત્તિના અન્ધકારમાં ગુંગળાતા મનુષ્યને સુખરૂપી પ્રકાશમાં લાવ. સદ્વિચાર કર્યાંજ કર; કારણ કે તેની પાછળ સત્કાર્ય આવશેજ. ટેનિસન.

૭. સત્કાર્યની પેઠી કદિ દેવાળું કાઢતી નથી. થૉરો.

૮. સ્નેહ રાખો. ફક્ત પોતાની જાતને નહિ; પરંતુ માણસ માત્રને ત્હમારા ભાઇ ગણીને આકાશમાં ફરતા ઇન્દ્રની પેઠે સર્વની



## પોવેલનાં સુધારેલા ટ્રસીસ—

હર્નીઆની લાઇનમાંજ કમરના ઘેરાવાનું માપ મોકલી આપજો અને અમે જોઇ શકીશું કે તમને પણ બરાબર બેસતું ટ્રસીસ મળી શકશું છે, જેનાથી તમને દુખાવો કે બેચેની નહિ લાગતાં ઉલટો આરામ થશે.




વળી અમારા જેકેટોનાં ઇલેસ્ટીક સસ્પેન્ડરો—લીનનનાં બરાબર બંધ વાળાં અને સગવડવાળાં છે તથા જરા પણ મરી પડતાં નથી. આ સસ્પેન્ડરો છેલ્લી ઢબનાં બનાવેલાં છે અને તેથી પેહેરનારાઓને આશીર્વાદ સમાન છે. તે આપોઆપજ ફીટ થાય છે અને આંકડા કે બંધની જરૂર પડતી નથી.

વળી અમારી પાસે ઇલેસ્ટીક સ્ટોકીંગ્સના પણ ગંજાવર સ્ટોક છે અને અમો ખાસ માપવાળાં ઓર્ડરો ઉપર અમે ખાસ કાળજી આપીએ છીએ. વધુ વિગત માટે લખોઃ—સલાહ મફત આપવામાં આવે છે.



**એન. પોવેલની કંપની,**

લેમીંગ્ટન રોડ, મુબઇ

---

## સ્ત્રીઓની સુંદરતા વાળ છે.

### વાળને સુંવાળા લાંબા ચકચીત કરવા માટે

કોહીનુર-ઓટો-ડી. રોઝ-હેર ટોનીક વાપરો. કિંમત એક બાટલીના ૧-૪-૦.

બનાવનાર—કોહીનુર વર્કર્સ-માંડવી, મુબાઇ.

શ્રીગાંધતો બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૨. ] જુન, ૧૯૨૧. [ અંક ૬.

## નાનો નરેંદ્ર.

(ગયા અંકથી ચાલુ)

### પ્રકરણ ૩ જું.

#### ખેતરનો પાઠ.

નરેંદ્ર ઘણા દિવસ આગળ ચાલ્યો. પણ હજુ તે શિખર સુધી પહોંચ્યો નહોતો. તેને બદલે જો કોઇ હિંમત વગરનો છોકરો હોત, તો ખરેખર તે ઘેર પાછો ફરત.

થોડેક ચાલ્યો એટલે એક ડોસો તેણે દીઠો. ડોસે પૂછ્યું, "છોકરા! તું કયાં જાય છે?"

નરેંદ્ર—"હું અમરફળ લેવા આવ્યો છું. મારી વહાલી માતા ઘણીજ માંદી છે, તેની દવા માટે જોઇએ છીએ."

તે ડોસે પોતાનું માથું હલાવ્યું. તેને નવાઇ લાગી. નરેંદ્ર તરફ થોડીક વાર ટીકી ટીકી જોવા લાગ્યો. પછી તે બોલ્યો, "આ ખેતરમાં ઘઉં વાવેલા છે, તેને કાપી, બધા ભેગા કર. પછી મસળી, ઘઉં જુદા પાડ. પછી તેને દળી લોટ કર, તેની રોટલીઓ બનાવ. આટલું કરીશ તોજ હું તને આગળ જવા દઇશ. ને તને ફળ મળશે. જો આ ખેતર." એમ બોલી તે એકદમ ચાલ્યો ગયો.

તે બહાદુર છોકરાએ પોતાનું ફાટલું બદન કાઢી નાખ્યું. જમીન પર પડેલું દાતરડું હાથમાં લીધું, ને કામે વળગ્યો. તેને લાગ્યું કે ઘણાં અઠવાડિયાં તેને કામ કરવું પડશે.

પણ જ્યારે તે સઘળું કામ પુરૂં કરી રહ્યો, ત્યારે તેને ઘણોજ આનંદ થયો. તે ડોસાને તેણે બુમ પાડી, તે આવ્યો. તેણે જોયું, તો બધું કામ તેના કહ્યા મુજબ થઇ ગયું હતું. તેથી તેણે તેને થાબડયો ને શાબાશી આપી કે,

"બહાદુર છોકરા ! તેં જે કામ કર્યું છે તે બદલ હું તને કંઇક આપવા માગું છું." એમ કહી તેણે તેને એક લાકડાની નાની પેટી આપી અને કહ્યું, "તું ઘેર જાય ત્યારે ઉઘાડજે. તેમાંથી તને નવું નવું મળશે." નરેંદ્રે તેનો આભાર માન્યો; ડોસો ખુબ રાજી થયો બંને છુટા પડયા.

---

શીખો:—(શિક્ષક અગર માબાપની મદદથી.)

ખેતરમાં કેમ વાવેતર થાય તે શીખો.

જુદા જુદા પાક સંબંધી પણ જાણવું જોઇએ.

ઘઉં જેવાં ધાન્યનાં નામ જાણો.

જુદી જુદી ખોરાકની ચીજોનાં નામ સમજો.

હાલરડું વગેરે ખેતરના ઓજારનાં નામ પુછો.

પેટી શાની શાની બનતી હશે ? કોણ બનાવતું હશે ?

સુતાર, લુહાર, મોચી, દરજી વગેરે વધુ નામ જાણો.

શા ઉપરથી એવાં નામ પડયાં હશે ?

નાની નાતો થવાથી દેશને નુકશાન છે તે પણ સમજી શકાય તો ઘણો ફાયદો થાય.

નરેંદ્રે ડોસાને આજીજી કરી હોત તો તે જઇ શકત, પણ સારો છોકરો તેવું પસંદ કરતો નથી. આજીજી કરીને પોતાનું કામ કરાવવું એ આળસુ પસંદ કરે છે. નરેંદ્ર જેવા છોકરાઓ તો કામજ કરવાનું પસંદ કરે છે.

તમે કેવા બનશો ? (અપૂર્ણ)

(કે. સ્યોગી.)

---

# ઉદારતા અને ન્યાયીપણું.

બીજાઓ આપણી સાથે જેવી રીતે વર્તે એવી ઇચ્છા રાખીએ છીએ, તેવી રીતે બીજાઓ સાથે આપણે વર્તવું, તેને ઉદારતા કહે છે.

એક તંદુરસ્ત અને દરેક કામ સહેલાઇથી કરી શકે એવો માણસ પોતાનું, પોતાની સ્ત્રીનું અને પોતાનાં બાળકોનું ગુજરાન પોતાની જાતમહેનતની કમાઇથી કરતો હતો.

પણ એવાંમાં દેશમાં રોગ ફાટયો, તેની મજુરી ઘટી અને સાથે ખાનપાનની ચીજના ભાવ પણ વધ્યા.

તે મજુરને અને તેના કુટુંબને આથી ઘણી હાડમારી પડી. તેની થોડી બચાવેલી રકમ પુરી થયા પછી તેને પહેલાં તેનો સરસામાન રફતે રફતે વેચવો પડયો, પછીથી કપડાં પણ વેચવાં પડયાં.

જ્યારે એ પૈસા પણ પુરા થયા ત્યારે તેની પાસે કાંઇ રહ્યું નહિ, તેને ભુખના વરૂને તેના બારણાં આગળ ઘુરકતું જોયું. નહિ! તેના ઘરમાં એકલા ભુખમરાએજ નહિ પણ સાથે સાથે દરદોએ પણ વાસો કર્યો.

હવે આ માણસના પાડોશીઓમાંનો એક ઘણો પૈસાદાર અને બીજો થોડે પૈસે સુખી હતો.

તે પહેલાને ત્યાં ગયો અને કહ્યું, "અમને અને મારી સ્ત્રીને અને મારાં બાળકોને હવે દરેક ચીજની જરૂર છે, સાહેબ અમારા પર આટલી મહેરબાની કરો."

શ્રીમંતે ઉત્તર વાળ્યો; "હું એ માંટે શું કરી શકું? જયારે તમે મારે માટે કામ કર્યું હતું ત્યારે શું મેં તમને તમારા પૈસા આપ્યા નહોતા? અને શું તમને મોં માગ્યાં પૈસા તે વખતે મેં આપ્યા નહોતા? હું કદી પણ તમારી સાથે તેમજ બીજાઓ સાથે અન્યાયપણે વર્ત્યોજ નથી. તમારાં દુઃખ માટે ખરેજ હું દીલગીર છું, પણ આવા ખરાબ વખતે-કોણ જાણે એ ક્યાં

સુધી રહેશે ?–હરેક જણે પોતાનું સંભાળવાનું છે."

તે ગરીબ મુંગો રહ્યો; તેના અંતઃકરણમાં ઘણું દુઃખ થતું હતું; તે ત્યાંથી દયામણે મોંએ ઘેર જતો હતો એટલામાં રસ્તામાં તેનો બીજો સુખી પાડોશી મળ્યો.

તેને વિચારમાં અને દીલગીરીમાં જોઇને તે બોલ્યો, "કેમ! તમારા કપાળ પર કરચળી વળી ગઇ છે અને આંખમાં આટલાં બધાં આંસુ ? કેમ શું છે તમને ?"

તે ગરીબ બાપડે બદલાયલા સાદે પોતાનું દુઃખ કહ્યું.

જ્યારે તેણે પુરૂં કર્યું, ત્યારે પાડોશી બોલ્યો, "તેથી શા માટે તમે આટલા બધા દીલગીર થાઓ છો ? શું આપણે ભાઇઓ નથી ? અને તેથી શું હું મારા પાડોશી ભાઇને દુઃખમાં રહેવા દઇશ ? ચાલો, આપણે પરમેશ્વરે જે કંઇ થોડું ઘણું મને આપ્યું છે તેનાથી આપણું ગુજરાન કરીશું."

આવી રીતે તે ગરીબ કુટુંબની હાડમારી તે જ્યાં સુધી તેની જરૂરી ચીજો મેળવી શકયો ત્યાં સુધી દૂર થઇ.

S. T. R.

---

## શહેનશાહ અને પાદરી.

શહેનશાહ સિકંદર પોતાના રાજ્યમાં ફરતાં ફરતાં એક દિવસ એક પાદરીના ઘર આગળ આવી પહોંચ્યો. શહેનશાહે ઓરડામાં જોયું તો પાદરી ત્યાં હાજર હતો નહિ અને વધારે બારીકાઇથી જોતાં તેને એક ખુણામાં ધૂળથી ભરેલી એક ચોપડી મળી. તે તેણે લઇને જોઇ તો તે ધર્મપુસ્તક હતું. તેમાં થોડી નોટો મુકીને જ્યાં હતું ત્યાં પાછું તે મુકી દીધું.

આખરે પાદરી આવ્યો, તેને જોઇ શહેનશાહે પુછયું, "તમે રોજ બાઇબલ (ધર્મપુસ્તક) વાંચો છો ?"

"હા, નામદાર" પાદરીએ જવાબ આપ્યો.

શહેનશાહે કહ્યું, "હું તમને શાબાશી આપું છું."

આ વાતને બે વર્ષ થઇ ગયા પછી પાછો શહેનશાહ તેજ રસ્તેથી જતાં તે પાદરીને ત્યાં ગયો અને તેના બાઇબલને ત્યાંને ત્યાંજ પડેલું જોઇ બોલ્યો, "પાદરી સાહેબ, તમો બાઇબલ વાંચતાજ નથી." અને પાદરીના દેખતાં પેલી નોટો કાઢી બતાવી. આ જોઇ પાદરી ગભરાયો.

માટે ભાઇઓ, આપણાથી મોટાં નાનાં અને સરખાંઓ સાથે આપણે હંમેશ સાચું બોલવું. જુઠું બોલવાથી કોઇ વાર આપણા ભાઇબંધો, સગાંવહાલાં અથવા લોકમાં નીચું જોવું પડે. આપણો ગુન્હો કબુલ કરવાથી આપણે તે બીજી વાર કરતાં અટકીએ છીએ.

જો તે પાદરીએ શહેનશાહને સાચેસાચું કહી દીધું હોત તો તેને શહેનશાહ આગળ આવું નીચું જોવું ન પડત, શહેનશાહને તેને માટે ઉંચો અભિપ્રાય રહેત અને તેને બાઇબલ વાંચવાનું મન થાત. માટે આપણાથી કોઇ કામ થયું ન હોય અથવા કાંઇ કામ ખોટું થઇ ગયું હોય તો તે કહી દેવામાં કદી શરમાવું નહિ.

S. T. R.

# શેઠાણીઓ!! દયાળુ દેવિયો!!

---

### તમો જીવદયાની આટલી બધી લાગણી.

કુતરાં, બિલાડાં, પોપટ, મેના જેવાં પશુ પક્ષીઓ તરફ રાખો. તેમને લાડથી નવરાવી ધોવરાવી ખવરાવો, પાળો, અને લાડથી રમાડો—

અને

તમારા દેશભાઇનાં માનવ સંતાનો અન્ન, વસ્ત્ર અને ઘર વિના રઝળે, ભૂખે મરી જાય. તો પણ તેમના સામી જરા મીઠી નજરે ન જુઓ, એક મુઠી અનાજ આપી ન બચાવો !!

### શું એ તમારૂં દયાળુપણું કે સ્ત્રાપણું કહેવાય?

આજથી તેમને બચાવવાની પ્રતિજ્ઞા લઇ કંઈ પણ દાન મોકલો.

રીપોર્ટ મફત મળે છે લખો—

મંત્રી હિંદુ અનાથાશ્રમ—નડીઆદ

# "સ્ત્રીબોધ"ની નવી ચાલુ વાર્તા.

સપ્ટેંબરથી શરૂ થવાની છે. આ વાર્તામાં વર્તમાન સમયના હિંદુસમાજને લગતા વિષયોની સુન્દર રીતે ગુંથણી કરેલી હોવાથી તેના વાંચનારે નવા અંક માટે જરૂર અધીરા થઇ રહેશે, એવી અમને પુરેપુરી ખાત્રી છે.

"બાળ વિભાગ"માં પણ ખાસ બાળોપયોગી સુંદર વાર્તા ઑગસ્ટથી શરૂ થવાની છે.

નવા ગ્રાહક થનાર ચાલુ વર્ષના એપ્રીલથી ૧૯૨૨ આખર સુધીના લવાજમના રૂ. ૪-૬-૦ મોકલી આપશે તેમને વિ૦ પી૦ તથા મનીઑર્ડરનું એવડું ખર્ચ નહિ લાગે; અને નવી શરૂ થનારી સામાજીક તથા બાળવિભાગની વાર્તા પહેલેથી વાંચવા મળશે.

જુલાઇથી નવા ગ્રાહક થનારે દોઢ વર્ષના રૂ. ૩-૧૨-૦ મોકલવા. વિ૦ પી૦થી મગાવનારને પોણા બે વર્ષના ખર્ચ સાથે રૂ. ૪-૧૦-૦ અને દોઢ વર્ષના રૂ. ૪-૦-૦ ભરવા પડશે.

પરદેશના નવા ગ્રાહકોએ ૧૯૨૧ ના એપ્રીલથી ૧૯૨૨ આખર સુધીના રૂ. ૫-૧૧-૦; અને જુલાઇથી દોઢ વર્ષના રૂ. ૪-૧૪-૦ મોકલવાના છે.

"સ્ત્રીબોધ" શાળાઓમાં ખરીદવા મંજુર થયું છે. મુંબઇ ઇલાકાના કેળવણી ખાતામાં તથા વડોદરા, ભાવનગર, જુનાગઢ, વગેરે કાઠીઆવાડનાં દેશી રાજ્યોની શાળાઓમાં ખરીદવા આ માસિક મંજુર થયેલું હોવાથી શિક્ષકો પોતાની પસંદગીથી ખરીદી શકે છે. તે ખરીદવા સારૂ ખાસ મંજુરી મેળવવાની જરૂર નથી. આ માસિક કન્યાશાળાઓમાં તથા તમામ જાહેર પુસ્તકાલયોમાં ખરીદવા ખાસ ભલામણ થાય છે.

વધેલી ભારે મોંઘવારીને લીધે હાલ ખર્ચો બહુ વધી ગયા છે ને તેના પ્રમાણમાં ગ્રાહકોની પુરતી સંખ્યા હોવાની જરૂર છે. તેમ થાય તોજ અમે તેના સુધારા વધારા માટે છૂટથી ખર્ચ પણ કરી શકીએ, માટે આશા છે કે દરેક ચાલુ ગ્રાહક તેમજ બીજા ગૃહસ્થ આ માસિકના ગ્રાહકો વધારી આપવામાં અમને જરૂર મદદગાર થશે જ.

જીવનલાલ અમરશી મહેતા,
મંત્રી "સ્ત્રીબોધ": -અમદાવાદ.

તા. ક. જેમને આ અંક નમુના દાખલ મોકલ્યો છે તેઓ જરૂર ગ્રાહક થઇ લવાજમ મનીઑર્ડરથી મોકલશે એવી આશા છે. કદાચ જેમની ગ્રાહક થવાની મરજી નજ થાય તેમણે તેવો જવાબ તો જરૂર લખવા તસ્દી લેવી. જેમનો કાંઇ ખુલાસો નહી આવે તેમને હવે પછીનો અંક વિ૦ પી૦ થી મોકલાશે, ને તે લેવાને

( ૪ )

કે કે સિદ્ધિ કે કે સુખો સાંપડે,
કે કે લ્હાવા જીવનનાં લેવાય જો !
સુખમય આ સંસાર સદાયે દિસતો,
મન માન્યા અંતરના કોડ પૂરાય જો !
સહુ જીવનનાં સુખ મધુરાં શું કહું ?

( ૫ )

જીવન મધુરૂં હૃદય મધુરૂં થઇ જશે,
મધુર થશે આ વિશ્વ તણો વ્યવહાર જો !
સફલ થશે આ મોંઘી માનવ જીંદગી,
ધન્ય મધુરો ઉન્નત આ સહચાર જો !
સહુ જીવનનાં સુખ મધુરાં શું કહું ?

[ રસકુંજ ]

"નલિનીકાન્ત."

---

**પારસી લેખક મંડળ તરફનું રૂ. ૩૦૦) નું ઇનામ.**

પારસી લેખક મંડળની કારોબાર મંડળીએ હાલ એવો ઠરાવ કર્યો છે કે છેલ્લાં ત્રણ વર્ષની મુદતમાં, ગુજરાતી ભાષામાં પારસી લેખકો (બાનુઓ અને ગ્રહસ્થો) ના પુસ્તકો છપાઇ પ્રગટ થયાં હોય તેમાં જે સૌથી સરસ ગ્રંથ રચાયો હોય—ભાષાની નજરે તેમજ સંગીન વિદ્વતાની નજરે—તેના ગ્રંથકર્તાને રૂ. ૩૦૦ અંકે ત્રણસોનું ઇનામ આપવું.

એ ત્રણ વર્ષની મુદત ઇ. સ. ૧૯૧૮, ૧૯૧૯ અને ૧૯૨૦ ના વર્ષોની ઠરાવવામાં આવી છે. માટે જે પારસી લેખકોએ એ ત્રણ વર્ષની મુદત દરમિયાન પોતાના પુસ્તક પ્રગટ કર્યા હોય અને જેઓ ઇનામ માટે તે રજુ કરવા માગતા હોય તેઓને માનપૂર્વક અર્જ કરવામાં આવે છે કે તેઓએ પોતાના પુસ્તક ચોક્કસ નામ ઠામ જણાવી પારસી લેખક મંડળના ઑનરરી સેક્રેટરિ ઉપર મી કે. આર. કામા ઓરિએન્ટલ ઇન્સટિટયુટ (સુપારીવાલા બિલ્ડીંગ, હૉર્નબી રોડ, કોટ, મુંબઇ) માં મેહેરબાની કરી તા. ૧૫ મી ઑગસ્ટ ૧૯૨૧ સુધીમાં મોકલી આપવાં. એવી રીતે મળેલાં પુસ્તકો એક પરિક્ષક—કમિટી નેમી તેમની પાસ તપાસાવવામાં આવશે અને કમિટી જે પુસ્તક ઇનામ લાયક ઠરાવશે તેના કર્તાને રૂ. ૩૦૦) નું ઇનામ મંડળ તરફથી આપવામાં આવશે.

# સ્ત્રી-બોધ.

પુસ્તક ૬૫ મું. ] જુલાઈ, ૧૯૨૧. [ અંક ૭ મો.

## સહ જીવન.

[ ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ. ]

( ૧ )

સહ જીવનનાં સુખ મધુરાં શું કહું ?
શું કથવાં એ માનવનાં સદ્‌ભાગ્ય જો !
ગૃહમાં–વનમાં સુખ–દુઃખ સર્વ સ્થિતિમાંહી,
શુદ્ધ સ્નેહ અંતરથી ના વીસરાય જો !
સહ જીવનનાં સુખ મધુરાં શું કહું ?

( ૨ )

સ્નેહભર્યો રસપૂર્ણ મધુર સહચારમાં,
દુનિયાંનાં ભય ક્લેશ બધાં ભુલાય જો !
ઘોર અરણ્યો નન્દન વન સરખાં શોભતાં,
સર્વસ્થળે અનુકૂળ સ્વજન પરિવાર જો !
સહ જીવનનાં સુખ મધુરાં શું કહું ?

( ૩ )

દુનિયાંનાં આ દારૂણ વિષમય દુઃખથી,
શાંત થવાને શીતલ મીઠી છાંય જો !
ભવસાગરમાં ડુબતા સર્વે જીવને,
યોગ્ય ગૃહિણી એજ અમોલું નાવ જો !

( ૪ )

કૈં કૈં સિદ્ધિ કૈં કૈં સુખો સાંપડે,
કૈં કૈં લ્હાવા જીવનનાં લેવાય જો!
સુખમય આ સંસાર સદાયે દિસતો,
મન માન્યા અંતરના કોડ પુરાય જો!
સહુ જીવનનાં સુખ મધુરાં શું કહું ?

( ૫ )

જીવન મધુરૂં હૃદય મધુરૂં થઇ જશે,
મધુર થશે આ વિશ્વ તણો વ્યવહાર જો !
સફલ થશે આ મોંઘી માનવ જીંદગી,
ધન્ય મધુરો ઉન્નત આ સહચાર જો !
સહુ જીવનનાં સુખ મધુરાં શું કહું ?

[ રસકુંજ ]

“ નલિનીકાન્ત. ”

---

## પારસી લેખક મંડળ તરફનું રૂ. ૩૦૦) નું ઇનામ.

પારસી લેખક મંડળની કારોબાર મંડળીએ હાલ એવો ઠરાવ કરે છે કે છેલ્લાં ત્રણ વર્ષની મુદતમાં, ગુજરાતી ભાષામાં પારસી લેખકે (બાનુઓ અને ગ્રહસ્થો) ના પુસ્તકો છપાઇ પ્રગટ થયાં હોય તેમાં જે સૌથી સરસ ગ્રંથ રચાયો હોય—ભાષાની નજરે તેમજ સંગીન વિદ્વતાની નજરે—તેના ગ્રંથકર્તાને રૂ. ૩૦૦ અંકે ત્રણસોનું ઇનામ આપવું.

એ ત્રણ વર્ષની મુદત ઇ. સ. ૧૯૧૮, ૧૯૧૯, અને ૧૯૨૦ ના વર્ષોની ઠરાવવામાં આવી છે. માટે જે પારસી લેખકોએ એ ત્રણ વર્ષની મુદત દરમિયાન પોતાના પુસ્તક પ્રગટ કર્યાં હોય અને જેઓ ઇનામ માટે તે રજુ કરવા માગતા હોય તેઓને માનપૂર્વક અર્જ કરવામાં આવે છે કે તેઓએ પોતાના પુસ્તક ચોકસ નામ ઠામ જણાવી પારસી લેખક મંડળના ઓનરરી સેક્રેટરિ ડૉક્ટર શ્રી કે. આર. કામા ઓરિએન્ટલ ઇન્સટિટ્યુટ (સુપારીવાળા બિલ્ડીંગ, હૉર્નબી રોડ, કોટ, મુંબઇ) મેહેરબાની કરી તા. ૧૫ મી ઑગસ્ટ ૧૯૨૧ સુધીમાં મોકલી આપવાં એવી રીતે મળેલાં પુસ્તકો એક પરિક્ષક—કમિટી નેમી તેમની પાસે તપાસાવવામાં આવશે અને કમિટી જે પુસ્તક ઇનામ લાયક ઠરાવશે તેના કર્તાને રૂ. ૩૦૦) નું ઇનામ મંડળ તરફથી આપવામાં આવશે.

# દેશભક્ત કેવા જોઇએ ?

## કેટલીક વ્યવહારૂ સૂચનાઓ.
( મળેલું. )

આપણા આ સુંદર દેશમાં કેવી કેવી સારી કુદરતી રચનાઓ છે. સમુદ્ર તીરે રેતી ઉપર ફરવાનું કેવું રમણીય લાગે છે, નદી કિનારે ઠંડી લેહરી કેવી મનપસંદ લાગે છે, કે જાણે ચાલ્યાજ કરીએ ! પણ સમુદ્ર તીરે સવારના વખતે ફરવા જાવો તો ત્યાં લોકે કીધેલી ગંદકીથી તમે કમકમીને ઘેર જતાં રહેશો. નદી કિનારે ફરવાની સપાટ જગ્યા નહિં મળવાથી ઢોળાવ ઉપર, ઉગેલા બાવળીમાં થઇને તમે ફરવા ચાહો છો; પણ ત્યાં લોકે મેલું કીધેલું એવું હોય છે કે સવારના વખતે ફરવા જવુંજ નહિં એમ તમે ઠરાવ કરો છો. બજારમાંથી ચાલીને જતાં તમે દુર્ગંધ અને કુવડાઇથી કમકમી નાક અને આંખ પણ બંધ કરો છો. કોઇ કહે છે, "અરે મુંબઇ કેવું ગંદું છે !" કોઇ કહે છે, " તમે સુરત જોયું નથી, સુરત જુવો તો શું કહો ?" કેટલાંક જે ઇંગ્લાન્ડ જઇ આવ્યાં છે તે કહે છે, " અરે લન્ડન કેવું સરસ, આવડું મોટું શહેર પણ ગલીચી દેખાય નહિં, બધું નજરથી દૂર અને સુધરેલી ઢબે જમીનની નીચે લઇ લીધેલું એટલે ના આવે વાસ કે ના મળે ગંદાઇના દેખાવો. એથી લોકની સ્થિતિ ઉપર કેવી સારી અસર ! મરણ પ્રમાણ કેટલું થોડું ! લોકસુખાકારી કેવી સારી ! "

" પણ એ કંઇ સઘુ પોતાની મેળે થયું ?" પેલો લન્ડન જોઇ આવેલો કહે છે, કે એકવાર લન્ડન એવું તો ગંદું હતું કે જર્મનીનો પ્રખ્યાત ઉપદેશક માર્ટીન લ્યુથર ત્યાં જઇને રાજા હેન્રી આઠમાની દરબારમાં રહેવાને બીધો હતો, કે જેમ આજે બીજાં ગામોનાં લોક મુંબઇ જઇ રહેતાં બીહે છે. "

આ પોતાની મેળે નહિં ત્યારે કોણથી થયું ? પરોપકારી, મહેનતુ, પરગજુ માણસોના પ્રતાપથી થયું કે જેઓમાંનો એક શરીર એડવીન એડવીક નામે હતો. ગામડાની ચોખ્ખી હવામાં જન્મેલો અને વસેલો તે લન્ડનમાં આવ્યો ત્યારે તેને ત્યાંની દુર્ગંધ અને કુવડ દેખાવોની ચ[illegible] લાગી, કે જેમ ઘણા ગામડીઆઓને લાગી હશે, પણ એડવીકે [illegible]ના

સુધારવાની મહેનત લીધી. આજે આપણા દેશમાં એવા કોઇ હોય કે જેઓ સર્વ તનમન અર્પણ કરી શહેરની મ્યુનીસીપાલીટીના કાયદાઓ સુધારે, કુવડાઇ, ગલીચી અને અપવિત્રાઇ કેટલી છે તેનાં ખરેખરાં વર્ણનો જાહેરમાં લખી લોકની લાગણી ઉશ્કેરે, અને ગામડાંઓમાં, નદી પારે, સમુદ્ર તીરે મેલું કરનારને સમજાવી. શરમાવી, તેમને વાસ્તે ખાસ જગ્યા કરાવી આપી પાણીના ઝરાઓ, નાળાંઓ અને નદીઓ પવિત્ર કરાવે. એડવીકની પેઠે મહેનત કરે તો તેઓ લાખો જીવ ઉગારી શકે.

જેમ આજે આપણાં ગામડાંઓમાંથી જુવાનો કેળવણી લેવા માટે મુંબઇ આવે છે તેમ એડવીક નામના ગામમાંથી એડવીક લન્ડન આવ્યો હતો. તે બેરીસ્ટર થવા માટે અભ્યાસ કરતો હતો અને ફુરસદની વેળા વર્તમાનપત્રોમાં લખાણો કરતો હતો; કેમ કે તેને પૈસાની ગરજ હતી. એકવાર વિમા કમ્પની માટે કંઇ લખાણ કરવાનું માથે લેવાથી તેને મરણોની સંખ્યા અને મરણોનાં કારણો વિષે શોધખોળ કરવી પડી, અને તેમ કરવા તેને લન્ડન શહેરનાં ગીચ મહોલ્લાઓમાં જવું પડયું અને ત્યાં તેણે જે દેખાવો જોયા, મરણ પ્રમાણ મોટું હોવાનાં જે કારણો તેને જણાયાં તેથી તેનો જીવ કમકમ્યો, તેનો પિત્તો ઉછળ્યો, તેને અતિ ક્રોધ આવ્યો અને ત્યારથી તેણે ઠરાવ કીધો કે હવે એજ કામ ઉપર મંડવું અને કાયદામાં સુધારો કરાવી ગરીબોની હાલતમાં ફેરફાર કરાવવો. અને તે માટે તે વાટ જોતો બેઠો નહિ પણ અતિ ઉત્સાહથી તેણે કલમ ચલાવી જાહેર પત્રોમાં લખાણો કરવા માંડયાં, અને તેનાં લખાણો વાંચી કેટલાક મોટા માણસો તેના મિત્ર થયા.

એ વેળાએ—મહારાણી વિક્ટોરિયા ગાદીએ આવ્યાં તે સમયે—લન્ડનના પૂર્વ ભાગના મહોલ્લાઓમાં જવું તો જીવવાની આશા મૂકીને જવું એમ સાધારણ કેહણી હતી. " શું મરવાનો થયો છે કે ત્યાં જાય? વિમો ઉતરાવીને જજો હોં બાઇ! કોઇ રડનાર નહિં હોય તો જજો હોં! " એમ ચેષ્ટા થતી. ત્યાં લૂટારો લૂટી લેતા, મારીને દાટી દેતા, ત્યાં તો ત્યાંથી તાવનાં અને બીજાં રોગોનાં જંતુ એવાં લાગુ પડતાં કે જીવજ લીએ. ત્યાં જવાની પોલીસનાં માણસોને પણ હિંમત નહિં હતી. અને કેટલાક મહોલ્લા તો એવા હતા કે ત્યાં પોલીસવાળા પેસી પણ શકે નહિં. ત્યાં ચોરો ચોરી કરીને ભરાઇ જતા તો કદી પકડાતા નહિં, એવા અંધારા અને સાંકડા તે મહોલ્લા હતા. ચોરો સામા પોલીસને ફ્રમાવી મારી નાખતા. એ સર્વ વાત ડીકન્સની લખેલી નવલકથાઓ વાંચનાર જાણે છે.

એવા મહોલ્લામાં એડવીક લોકની ખરી હાલતથી વાકેફ થઇ લખાણ કરવાની હોંશથી દાખલ થયો. તેણે ત્યાં એવો તો ગંદવાડ અને મંદવાડ જોયો, અને લોકને એવી તો માઠી સ્થિતિમાં રહેલાં જોયાં કે તેનું દિલ દુઃખાયું. તેને ઘણીજ દયા આવી, અને જે સત્તાવાળાઓ ગરીબોને આવી સ્થિતિમાં રહેવા દેતા હતા તેઓપર ઘણોજ ગુસ્સો આવ્યો. અને તે ગુસ્સાના આવેશમાંજ તેણે કેટલાંક લખાણો કીધાં. હું ધારૂં છું કે મુંબઇમાં પણ કેટલાક મહોલ્લાઓ એવા છે કે જ્યાં એવો દયાવંત સાથે હિંમતવાન માણસ જાય તો તેને અતિશક ગુસ્સો આવે અને તે ગુસ્સાથીજ લખાણ કરે અથવા જાહેર જગ્યાઓમાં બોલે.

એડવીકને તેના જે મિત્રોએ કહેલું કે "મરવા જાય છે કે!" તેઓ ખરા પડયા; એડવીકને ટાઇફસ તાવ આવ્યો અને તેની જીવવાની આશા મૂકાઇ. પણ તેમાંથી તે સાજો થયો. સાજો થઇને તેણે બૅરીસ્ટરની લાઇનજેમાં પૈસાદાર થવાનો સંભવ હતો–તે છોડી દીધી અને ગરીબોની હાલત સુધારનાર એક કમીશન સરકાર તરફથી નેમવામાં આવ્યું તેમાં મદદનીશ પ્રમુખ થયો, અને ઘણો નાનો પગાર કબુલ કીધો. તેણે એટલા ઉત્સાહથી કામ કરવા માંડયું કે પ્રમુખ કંટાળી ગયો! "આ તે કંઇ આપણું કામ? આવામાં જીવને જોખમે કેમ જવાય?" એવું એવું કહીને તેણે રાજીનામું આપ્યું એટલે એડવીકને પ્રમુખપદ આપવામાં આવ્યું. તેણે પૂર જોશથી કામ ચલાવ્યું. ખરી વિગતો અને સાચા આંકડા મેળવ્યા વગર લોકની કે સરકારની ખાતરી થાય નહિં એ તેનો વિચાર હતો માટે તેણે શહેરેશહેર અને ગામેગામ ફરી પરપૂછ કરી વિગતો અને આંકડા મેળવ્યા, અને એવી વાતો લઇ આવ્યો કે સરકાર ગભરાઇજ ગઇ! હવે કેમ કરવું, કેવા કાયદા બાંધવા કે જેથી આવું ન થાય, લોકને કેમ સુધારવા, કેમ બચાવવા, એ વાત ઉપર જાહેરમાં ચર્ચા ચાલી રહી, અને ઘણીએક કમીટીઓ થઇ અને ઘણાઓની લાગણી ઉશ્કેરાવાથી લન્ડન અને મૅન્ચેસ્ટર અને બીજાં મોટાં શહેરોના લોકની હાલત સુધારવા ઉપર બીજા પરોપકારી ગૃહસ્થોનું લક્ષ દોડયું. તેઓ કામે લાગ્યા અને તેઓએ એડવીકનું આરંભેલું કામ હજારો હાથે ઉપાડી લીધું.

તે સમયમાં મજૂરોને માટે કંઇ કાયદા નહિં હતા. જેટલા કલાક ચાહે તેટલા કલાક મજૂરો પાસે કામ કરાવતા, નાનાં કે નબળાં કે ઘરડાં કે બચ્ચાં જોતા નહિં, પૈસાને માટે સર્વ કચડાતાં. પછી પૈસો દારૂમાં ખર્ચાય, વ્યસનોમાં ખર્ચાય, પણ કમાતું તો વધારેં કરીને, અને તે પણ

ગંદીલી, હવા વગરની, ઉજાસ વગરની, ડરામણી જગ્યાઓમાં. એડવીકે એ બધું ઉઘાડું પાડયું. કમીશનના બીજા સભાસદોને એક કોરે બેસાડી પોતાના જુસ્સા ભરેલા શબ્દોમાં લખાયા તેવા રીપોર્ટ લખ્યા અને લોકનું ધ્યાન મજૂરોના રક્ષણ તરફ ખેંચ્યું. લોકે સરકારને ફરજ પાડી કાયદાઓ બાંધવાની, છોકરાંને ભારે મહેનતમાંથી બચાવવાની, જુવાન સ્ત્રીઓને ફુરસદનો વધારે વખત આપવાની, પુરુષોને મહેનત કરી થમાય પીસાઇને મરતા અટકાવવાની. છે કોઇ આપણામાં આજે મજુરોની ખરી હાલતથી સરકારને વાકેફ કરી, તેમના તરફથી લડી કાયદા બંધાવનાર ? એડવીકની લડતથી બંધાયેલા કાયદાનો લાભ આ દેશને મળ્યો છે ખરો, પણ હજી કેટલી ગરજ હશે એ મહેનતુ વર્ગમાં સફાઈ ઝાડાઇ તનન્દુરસ્તિને લગતા કાયદાઓ કરવાની ? તે વખતે એડવીકે સૂચના કીધી કે મજુર વર્ગના રક્ષણ સારૂ સરકારે ઇન્સપેકટરો નેમવા જોઇએ. ત્યારે લોક કહેવા લાગ્યા કે પૈસો નકામો ખરચાશે, અને પાર્લામેન્ટે કહ્યું કે આ માણસ કોઈ ઘેલો છે કે જે ન બને તેવું કરાવવા માગે છે. એડવીકની મહેનતથી થયલા કાયદાઓમાં એક કાયદો એ હતો કે જો કોઇ આદમી એક કારખાનામાં કામ કરતાં દાઝે યા ઘાયલ થાય, યા લુલો થાય યા આંધળો થાય તો તેના શેઠની ફરજ છે કે તેને મુસારો બાંધી આપે. તેણે પંચાવન વર્ષ સતત મહેનત કીધી ત્યારે તે આવો કાયદો પસાર કરાવી શક્યો.

લોકની સુખાકારી, મજુર વર્ગની સ્થિતિની સુધારણા એ સરકારની ફરજ છે એમ તે વખતે માનવામાં આવતું નહિં હતું. તે મનાવવા એડવીકે લખાણો કર્યાં, જાહેર પ્રજાએ તે વાંચ્યાં, એથી પ્રજામત કેળવાયું, મતને આધીન થઇ સરકારને સુધારા કરવા પડયા. આજે આપણા દેશને પણ પાર્લામેન્ટ મળી છે, અને લોકોના હાથમાં છે એવી રીતે સત્તાધારી આંકડાઓ મેળવી ખરી વિગતો બહાર લાવી, અસુખાકારી અને મરણ પ્રમાણ શાથી વધે છે તથી જાહેર પ્રજાને વિદિત કરી સરકાર પાસે કાયદા બંધાવવા જોઇએ, તેને બદલે આપણા દેશભક્તો તો ઘેર બેસીને સરકારનાં કામોની બારીકીથી તપાસ લેવા વિના તેમને વખોડશે અને લોકને સરકાર સામે ખોટું સમજાવી ઉશ્કેરી મેલશે એવા છે. એ આપણું દુર્ભાગ્ય સમજવું.

---

# ગૃહજીવનની સુંદરતા.

## વિભાગ ત્રીજો.

### પત્નીના ધર્મ.

( અનુસંધાન પૃ૦ ૨૯૭ થી. )

લેખક—રા. રા. કેશવપ્રસાદ છો. દેસાઈ, બી. એ. એલએલ. બી.



સકળ કન્યાઓના જુથમાંથી, એક સાચા દિલના સદ્ગૃહસ્થની પત્ની તરિકે પોતેજ પસંદ થાય તે કોઇ પણ સન્નારીને ઘણુંજ માનભર્યું છે. જાણે રાણીપદને માટે તેને નિયત કરી હોય, એટલું માન મળ્યું તેમ સમજવાનું છે. તેનો પતિ પોતાનો પ્રેમ તેને ચરણે ધરીને, પોતાના મનોરાજ્યના તખ્ત ઉપર તેને પધરાવે છે. તેના હાથમાં મોટી સત્તા મૂકે છે. પવિત્ર ભવિષ્યનો કબજો તેને સોંપે છે. આ સુપટ લાભદાયી રીતે જે પહેરશે તેનું રાજ્ય તે સૌંદર્ય અને આશીશથી ભરપૂર કરી નાંખશે કે તેનામાં મૂકેલા પવિત્ર વિશ્વાસને તે અપાત્ર નિવડશે? આનો ઉત્તર તેનું પરિણિત જીવન જ આપી શકે.

પરણ્યા પહેલાં દરેક કન્યાએ શાંત ચિત્તે જોવું જોઇએ કે જેને માટે સર્વત્યાગ કરવા તે તત્પર થઇ છે તે આ સર્વ માટે યોગ્ય છે કે નહિ; પોતાનું જીવન તે સુખમય બનાવી શકશે? પ્રેમ અને સહચારની સર્વ આકાંક્ષાઓ, તે તૃપ્ત કરી શકશે? પોતાના હૃદયના સર્વોત્તમ સ્થાનમાં પધરાવવાની યોગ્યતા તે ધરાવે છે? આ સર્વ પ્રશ્નો કન્યાએ પોતાના શ્રેય સારૂ જ પૂછવા જોઇએ. નહિ તો કદાચ તેને અંબોડે ગૂંથેલી વેણીના ફૂલને કરમાતા જેટલો સમય થશે, તેટલાજ સમયમાં તેનાં સુખી સ્વપ્નો પણ કરમાઇ જશે; અને જેને માટે તેણે પોતાના સર્વ સંબંધીઓને તજ્યાં, તેનામાં પવિત્ર વિશ્વાસ પૂર્ણ કરવાની લાયકાત નથી, તેમજ તે તેનું જીવન સુખથી ભરી શકે તેમ નથી, તથા તે તેના હૃદયના તાર જગાવી શકે કે આત્માનાં ઉંડાણ હલાવી શકે તેમ નથી; એ જ્ઞાન તેને ઘણું જ મોડું—સુધારી ના શકાય તેટલું મોડું—થશે.

પરંતુ ઉપરના પ્રશ્નો ઉલટાવીને બીજી રીતે હૃદયને પૂછવા જોઇયે. જે ગૃહસ્થ તરફથી

છે, તેની સાચી અને વફાદાર પત્ની પોતે બની શકશે? તેના પગ આગળ જે પ્રેમ પાથર્યો છે તેને લાયક પોતે છે? જે મનુષ્ય તેને પોતાની હૃદયરાણી સ્થાપવા માંગણી કરે છે તેને તે આશીર્વાદ રૂપ થઇ શકશે? અત્યારે તે પુરૂષ તેનામાં જે કમનીયતા, જે સદ્દાચાર, જે સુસ્વભાવ, જે પ્રબળ, પ્રોત્સાહક પ્રેમ, જે આનંદસ્રોત, અને સહકાર નિરખી રહ્યો છે તે ખરેખર તેને મળી શકશે? ભવિષ્યમાં તેની સાથે કોઇ પણ રીતે અસંગત થવાનો સંભવ છે? તે પુરૂષના હૃદયની કાંઇપણ ઈચ્છાઓ તે તૃપ્ત કરી ના શકે તેવી છે? તેના હૃદયના કાંઇ પણ તાર એવા છે કે તેને તેની અંગુલીયો સ્પર્શી ના શકે?

પુરૂષના હૃદયને આ સર્વ પ્રશ્ન પૂછવાની જેટલી જરૂર છે તેટલીજ જરૂર સ્ત્રીના હૃદયને પૂછવાની છે. પરિણિત જીવન બેસુર બનાવવું ના હોય તો પત્નીયે પણ તે સંગીતમાં પૂર્તિ કરવાની છે. લગ્ન દિવસે પત્નીને પવિત્ર ભવિષ્ય, ગંભીર જોખમદારી, અને કીંમતી કાર્યોની સુપરત થાય છે; અને જો આ સર્વ એકદમ તેની નજર સમક્ષ મૂકી દેવામાં આવે તો બહાદૂર હૃદય પણ તે ભાર નીચે દબાઇ જવાનો સંભવ છે. તેને જે શક્યતાઓ પ્રાપ્ત થાય છે તે એવી છે કે દેવો પણ તેની અદેખાઇ કરે. પુરૂષના જીવનનું કેવળ સુખ જ નહિ, પણ તેના ચારિત્ર્યનું, તેની લાગવગનું, તેના વિકાસનું, સર્વ ભવિષ્ય તેના ઉપર આધાર રાખે છે.

એક પ્રખ્યાત લેખકે સુગૃહિણીનો જે ચિતાર આપ્યો છે તે જુવો.

"એક સુગૃહિણી, મનુષ્યને મળેલી ઉત્તમોત્તમ ઈશ્વરી બક્ષીસ છે, તે તેની દેવી છે, અગાધ કલ્યાણ કરનારી છે, અને સદ્દગુણોની ખાણ છે. તેના કંઠમાં મધુરૂં સંગીત રહેલું છે, તેના સ્મિતથી દિવસો આનંદમય બને છે, તેનું ચુંબન પવિત્રતાનું રક્ષક છે, તેનાં હસ્ત રક્ષણ કરનારા અને રોગ હરનારા તેના જીવનમાં અમૃત રેડનારા છે; તેના ઉદ્યમીપણામાં તેની સકળ મિલકત સમાયેલ છે, તેની કરકસર તે મીલકતનો ચોકીયાત છે, તે મદ્દ એોષ્ઠ સુંદર સાચી સલાહ આપનારા છે, તેનું વક્ષસ્થળ, સકળ ચિંતા નિવારક ઓશીકું છે, અને તેની પ્રાર્થનાઓ, પ્રભુના આશીર્વાદ અપાવનાર ઉત્તમ પુરોહીત છે."

જો પત્નીયે પુરૂષ માટે આ સર્વ કરવાનું છે તો શું તેણે લગ્નવેદિ સમીપ જતા પહેલાં પોતાના હૃદયને આ સર્વ પ્રશ્ન પૂછવા ના જોઇએ?

પત્નીનો સાચો આદર્શ શો છે? તે કાંઇ નિત્ય જીવન બહારની અને અમુત ઉપર જીવતી, તથા તર્ક પ્રદેશમાં મહાલતી વસ્તુ નથી. યુરોપનાં કેટલાંએક શહેરોમાં, પ્રવાસીઓને ધર્મમંદિરની નાની પ્રતિમાઓ સ્ફેદ પદાર્થની બનાવેલી વેચવામાં આવે છે. તે બરફ કરતાં પણ વધારે શ્વેત હોય છે. પણ એટલી બધી નાજુક હોય છે કે જરા ધૂળથી તે ગંદી થઇ જાય છે, અને જરી સ્પર્શથી ખંડિત થઇ જાય છે, માટે તેને કાચનાં ઢાંકણાંમાં રાખવી પડે છે. તે બહુજ સુંદર હોય છે, પણ તેનાથી કાંઇજ ઉચ્ચ કાર્ય સરતું નથી. તે પ્રતિમા દેવળમાં પૂજારીઓ લઇ જઇ શકતા નથી, તેમાંથી સુંદર ભજનો નિકળી ગગનને સ્પર્શતા નથી. તેજ પ્રમાણે સ્ત્રીત્વનાં એવાં પણ આદર્શો છે કે, તે સુંદર હોય, કમનીય હોય, આહ્લાદક હોય, આકર્ષક હોય, છતાં એ એટલાં નાજુક હોય કે આપણી વસ્તુતઃ અને ચઢતી ઉતરતીવાળી દુનિયામાં તે ઉપયોગી થઇ પડે નહિં. આવા આદર્શો કવિતા અને નવલકથામાં જોવામાં આવે છે. ચમકતાં પૃષ્ઠ ઉપર આલેખાયેલાં આ પાત્રો ઘણાં ખેંચાણકારક લાગે છે. પરંતુ તે પાત્રો હાલના નિત્ય જીવનમાં શું કરી શકે? આપણી દુનિયાના સહેજ પવનથીજ એ તો કરમાઇ જાય. સખ્ત મહેનત વાળા અને જીવન માટે નિત્ય મજુરી કરવી પડે તેવા હાલના જીવનમાં જો તેઓ ફક્ત એકજ દિવસ ગાળે તો તેમની નાજુક ખુબસુરતી તરતજ વિખરાઇ જાય. આપણે તો એવા આદર્શ જોઇયે કે જે, સહેજ આંચકો લાગતાં તુટી ના જાય કે પવનના જરાક ઝપાટામાં ઉડી ના જાય; પણ જીવનના મહેનત ભર્યા અને ત્યાગપૂર્ણ માર્ગે આગળ વધતાં, વધુ અને વધુ કમનીયતા પ્રાપ્ત કરે. સાચી પત્ની કાંઇ કવિયોનાં સ્વપ્ન જેવી કે ચિતારાના અણીશુદ્ધ ચિત્ર જેવી, કે અડતાજ ભાંગી જાય તેવી અલૌકિક સુંદરી જેવી ના જોઇયે, પણ એ તો તંદુરસ્ત, મજબૂત, વ્યવહાર, મહેનતુ સ્ત્રી જોઇયે; જીંદગીની સામાન્યમાં સામાન્ય ફરજ બજાવવા તૈયાર હોવી જોઇયે. છતાંયે, ઉચ્ચ અને ઉદાર કાર્યો કરવા માટે આત્માની જે સુંદરતા હોવી જોઇયે તેવી સુંદરતાથી અલંકૃત જોઇએ.

## વફાદારી.

પત્નીમાં જે ગુણ પ્રધાનપણે હોવો જોઇએ તે વફાદારીના વિશાળ અર્થમાં વફાદારીનો છે. તેના પતિનું હૃદય તેનામાં સંપૂર્ણ વિશ્વાસ રાખે છે. સાચા પ્રેમના મૂળમાં સંપૂર્ણ વિશ્વાસ હોવો જ જોઇએ. અણવિશ્વાસના અંશ મા-

ચારિત્રથી તેમ જ વર્તનથી પોતાના પતિના પૂર્ણ વિશ્વાસને પાત્ર થાય છે. પતિને તેના પ્રેમમાં વિશ્વાસ હોય છે; તેને ખાત્રી હોય છે કે તેની પત્ની તેને સતત પ્રેમથી ચાહે છે. તેને પત્નીની વ્યવસ્થાશક્તિમાં અને તેની ગૃહવ્યવસ્થામાં પણ સંપૂર્ણ વિશ્વાસ હોય છે. તે એમ જાણે છે કે પોતાની પત્ની સમજુ અને ડાહી છે તથા ઘરમાં બગાડ કરે તેવી કે ઉડાઉ નથી, અને તેનું હિત દરેક બાબતમાં જાળવે તેવી દરેક પત્નીમાં એવી આવડત હોવી જોઇએ કે તેના પતિને એમ લાગે કે મારા ઘરની અંદરની સર્વ વ્યવસ્થા તે કરી શકશે અને મારે તેમાં કાંઇ જ ફીકર કરવા જેવું રહેશે નહિ. પત્નીના ઉડાઉપણાને લીધે તથા કરકસરની ખીન આવડતને લીધે ઘણાયે કુટુંબોનાં સુખ અને શાંતિ નષ્ટ થયાં છે, અને પત્નીની કરકસર અને ઘરની હોંશીયારીભરી વ્યવસ્થાને લીધે ઘણાયે માણસો આગળ વધી સમૃદ્ધિવાન થયા છે.

દરેક સાચી પત્ની તો પોતાના અને પતિના હિતમાં કાંઇ ભેદ જોતી જ નથી. પતિ પત્નીને માટે જ જીવે છે, તેની જ પ્રતિમા હૃદયમાં ધારીને સારો દિવસ તેને જ માટે મહેનત કર્યા કરે છે, અને પત્ની પણ સતત એજ વિચાર કર્યા કરે છે કે પતિને સારૂં કેમ લાગશે? જ્યારે પતિ મુશ્કેલીમાં હોય છે ત્યારે તે સહાનુભૂતિ, આનંદ અને પ્રેમથી તેનો ભાર હળવો કરી નાંખે છે. તેના સર્વ યોજનાઓમાં તે ઉલટભર્યો ભાગ લે છે. તે ભાર રૂપ થઇને પતિને તળીએ બેસાડતી નથી; પણ એ તો તેને મદદ કરનાર, ઉન્નત અને ઉત્તમ ચીજ કરવા પ્રેરનાર, તેના હૃદયનું ખરૂં બળ છે.

બધી જ પત્નીઓ કાંઇ તેમના પતિને આશીર્વાદ રૂપ થતી નથી. ઘણીવાર સ્ત્રીને એક નાજુક વેલ સાથે સરખાવવામાં આવે છે અને પુરૂષને મજબુત ઝાડની ઉપમા આપવામાં આવે છે, અને ઝાડની આસપાસ વેલી વળગી રહે તેમ સ્ત્રી પુરૂષને અવલંબીને રહેતી કલ્પવામાં આવે છે. પરંતુ વેલી ઝાડને જુદી જુદી રીતે વળગી રહે છે. કેટલીએક વેલીઓ ઝાડ ઉપર તોરણની માફક રહે છે અને ઉનાળામાં પોતાનાં લીલાં પાનથી તેને ઠંડક આપે છે, તથા શીયાળામાં તેનાં ડાળાં, પોતાના સુંદર રાતા ફળનાં લુમખાથી શોભાવે છે. પણ કેટલીએક બીજી વેલીઓ ઝાડ ઉપર દબાઇને વીંટાય છે, તેનો સર્વ રસ શોષી લે છે, અને તેને સુકવી નાંખીને પોતે વિકસે છે.

સાચી સ્ત્રી તો પોતાના પ્રેમના પ્રભાવથી, પોતાના પતિના મનુષ્ય-

ત્વના સર્વ બળને ઉચ્ચ રસ્તે-પ્રભુતાને પથે વાળીને તેનું જીવન મહાન, અને બળવાન બનાવે છે. તેના પવિત્ર વિશ્વાસનું પાત્ર બનીને તેના પ્રેમને વશ થઇ જઇને, તેના સ્વભાવમાં જે કાંઈ ઉત્તમ અંશો રહેલા હોય છે, તેને તે બહાર આણે છે. હિંમત અને ઉત્સાહની પ્રેરણા તે પોતાના પતિમાં કરે છે. તેનું જીવન તે સૌંદર્યપૂર્ણ બનાવે છે. તેના સ્વભાવમાં કાંઇ કર્કશતા હોય, કાંઈ જંગલીપણું હોય, તે તે ઘસી નાંખે છે, તેના મનુષ્યત્વને તે સંસ્કૃતિથી અને નમ્રતાથી શણગારે છે. અને તે હંમેશાંજ કાળાગરી રહે છે તથા તેની લેશપણ ઇચ્છાનો અનાદર કરતી નથી. તોપણ ખરી રીતે તો તે તેની રાણી છે, તેના સકળ જીવન ઉપર તેનુંજ સામ્રાજ્ય ચાલે છે, અને તે સતત તેને પ્રગતિને માર્ગે યોગ્યતાથી દોરે છે.

પરંતુ એવી પણ પત્નીઓ હોય છે કે વેલની માફક પતિને વળગી તેનો રસકસ ચૂસી લઇ, સુકવી નાંખે છે. તેઓ પરતંત્ર, નિર્બળ, આળસુ અને નિરાધાર હોય છે. તે ફક્ત પરાવલંબી હોઇ લેશપણ બળ પતિને આપતી નથી. તે પતિને વળગી રહે છે, પણ ફક્ત તેનો જીવ લેવાજ. તેને તેઓ જરાયે મદદ નથી કરતી. તેઓ કાતો ઢોલાયામાં આળોટે છે કે રસ્તામાં રઝળે છે. ઘેર ઘેર જઇ ગપ્પાં મારે છે, અને કેવળ કાલ્પનિક દુનિયામાંજ વિચરે છે. તેઓ કેવળ નકામી છે, અને તેથી કોમળ હૃદયથી ચહાતા પતિને પણ બોજારૂપ બને છે. પતિનું જીવન સબળ, સુખી, પ્રફુલ્લ બનાવવાને બદલે તેઓ તેનું બળ હરણ કરે છે, તેના કાર્યમાં વિઘ્ન નાખે છે, અને તેનું જીવન નિષ્ફળ બનાવી દે છે. તેઓ જાતે પણ કંગાલ જીવન જ ગાળે છે. પરતંત્રતાથી જો નિર્બળતા અને બિન આવડત એ બે વાનાં ના આવે તો જ તે સૌંદર્યપૂર્ણ રહે છે. સાચી પત્ની તો પતિપર આધાર રાખે છે, તેને વળગી રહે છે, પણ તે સાથે તેને તે મદદ કરે છે અને ઉત્તેજન આપે છે. તેનો પતિ પોતાના સકળ જીવનમાં તેના પ્યારના લીધે ઘણા જ ઉત્સાહથી વર્તન કરી શકે છે. કારણ કે ઘરની શાંતિમાં જે પ્રેમપૂર્ણ સુખ તેને માટે રાહ જોયા કરે છે, જે હૃદય તેના ગમે તેવા કાર્યની સાથે સહાનુભૂતિના ધબકારા કર્યા કરે છે, જે શબ્દો દિવસના કાર્યને અંતે આનંદ અને પ્રોત્સાહનના શબ્દો કહેવા તૈયાર છે, તે સર્વને લીધે તેને પોતાની મહેનત સહેલી થતી લાગે છે, જીવનભાર હલકો લાગે છે, અને જીવન કલહમાંથી છૂટતા જતી રહેલી લાગે છે. પોતાની [illegible]કાદારીને લીધે, તથા પોતાના મધુર જીવનના જ્વલંત સતત પ્રોત્સાહન [illegible]ડે, પોતાના પતિને તે પુરૂષો મધ્યે કેટલાં માન આબરૂ અપાવી શકે, [illegible] જીવન સતો[illegible] અને સફળ કેટલું બનાવી શકે તેનો

ખ્યાલ કોઇ પણ પત્નીને હોતો નથી. એક પ્રખ્યાત લેખક તે સંબંધી નીચે પ્રમાણે લખે છે:—

" પોતાની મધુર સુકુમાર પ્રેમાળ પત્ની, પોતાના ઘેર પાછા ફરવાની વરમાતુર હૃદયે રાહ જુવે છે, તેને સ્વાગત કરવા તે એક પગે થઇ રહી છે, સાંજને ઘેર ગયા પછી તેને ખુશ કરવાનાં સાધનોની તૈયારી તે કરી રહી છે, એમ જેના મનમાં ખાત્રી છે, તેવા પતિને પોતાની સર્વ મહેનત મધુરી લાગે છે; જો તે ફક્ત કઠીયારોજ હોય તો તેની કુવાડીના ઘા તેને મન રમત જેવા લાગે છે, જો તે લુહાર હોય તો એરણપરનો અવાજ તેને સંગીતસમ લાગે છે, જો તે ખેડુત હોય તો હળ ઉપર સુ- રાગમય સીસોટી મારતો તે પોતાનું કાર્ય કરે જાય છે, અને જો તે કા- રીગર હોય તો તે પોતાનું કાર્ય ખુબ મોજથી કરે છે. પોતાની પ્રિયતમા પોતાની ગૃહરાણી છે, એ જ્ઞાનથી ચિત્રકારની પીંછીમાં અવનવાં દશ્યો આવે છે. જો પોતાની પ્રિયતમાની સહાનુભૂતિવાળી ટીકાથી ઉત્સાહ અને મદદ મળવાની ખાત્રી હોય તો લેખકને શુષ્ક વિષયમાં પણ, આનંદ રહે છે: જો પોતાની મધુરી સ્ત્રીના આનંદમય અવાજનું પ્રોત્સાહન ઘરમાં મળ્યું હોય, તો ધારાશાસ્ત્રી પણ પોતાનો મુકદ્દમો સારી રીતે તૈયાર કરી શકે છે, તે સબંધી સ્પષ્ટ વિચાર કરી શકે છે, અને પોતાની દલીલો અસરકારક રીતે ગોઠવી શકે છે. જો વૈદ્ય પોતાના દરદીઓને જોવા જાય તે સમયે તેને ખાત્રી હોય કે તેની મધુર પ્રિયતમા તેની સફળતા માટે પ્રાર્થના કરી રહી છે, તો તેનું વર્તન જ એવું ખાત્રી ભર્યું બની જાય છે કે માંદગીના બીછાના પાસે તે હાજરી આપે એટલે તેની અસર જ શાંતિમય બની જાય. અને ધર્મગુરૂ યા કીર્તનકારના મનમાં, પોતાને ઘેર પોતાની પ્રિયતમા સ્મિતભર્યા વદને સ્વાગત કરવા હમેશાં તત્પર છે એવાં મધુરાં સ્મરણાં રમી રહ્યાં હોય તો તે દુઃખી આત્માઓને પોતાના ઉપદેશથી વધારે શાંતિ જરૂર આપી શકશે." (ચાલુ.)

—×—

# પુસ્તક પરિચય.

**બાલવાર્તા.** સંગ્રહકર્તા રા. ગિરિજાશંકર ભગવાનજી બધેકા

દક્ષિણામૂર્તિ વિનયમંદિર—ભાવનગર.

જ્યારે દેશમાં જાગ્રતી આવે છે, ત્યારે જ્યાં જ્યાં આપણી ઉણપો હોય તે નજરે ચડે છે, અને તે દૂર કરવા પ્રયત્ન થાય છે. આમ થા તો જ જાગ્રતી સર્વદેશીય ગણવી, અને સર્વદેશીય જાગ્રતી હોય તોજ દેશ પ્રગતિને માર્ગે જાય. છેલ્લાં થોડાં વર્ષોથી બાલસાહિત્ય તરફ લોકોનું ધ્યાન દોરાવા માંડયું છે, અને તે માટે થોડા ઘણા પ્રયત્નો પણ થવા માંડ્ય છે. બાળકો માટે માસિકો, સામાન્ય માસિકોમાં બાળવિભાગ, તથા બાળકો માટે નાનાં પુસ્તકો હવે મળી આવે છે. વળી અમદાવાદમાં મળેલી સાહિત્ય પરિષદે આ વિષય તરફ લોકમત દોરવા કાંઇક પ્રયત્ન પણ કર્યો હતો, એક કમિટી નીમી પોતાનો અભિપ્રાય જાહેર કર્યો હતો, અને સાંભળવા પ્રમાણે અમદાવાદ સાહિત્યસભા બાળસાહિત્ય પ્રસિદ્ધ કરવા પ્રયત્ન પણ કરે છે. વળી ચરોતર કેળવણી મંડળ તરફથી એક આદર્શ બાળમાસિક પ્રસિદ્ધ કરવાની તૈયારી પણ થઇ ચૂકી છે. આ સર્વ ચિન્હ ઘણાંજ આશાજનક છે. બાળકની ખીલવણી ઉપર પૂરતું લક્ષ અપાય તોજ પ્રત્નો—ભવિષ્યની પ્રજાનો વિકાસ જલદી થાય. પરંતુ ગુજરાતના કંઠસ્થ-અણલખાયલા સાહિત્યમાં પણ બાળકોને વિસારવામાં આવ્યા નહોતા તે આપણે રા. ગિરિજાશંકરે કરેલા આ સંગ્રહ—"બાલવાર્તા" માંથી જોઇ શકીયે છીયે. સદરહુ પુસ્તકમાં નાની મોટી પચીસેક વાર્તાઓ છે. તે ઘરડાંઓ પાસેથી સાંભળીને સંગ્રહેલી છે. બધીજ વાર્તાઓ નાનાં છોકરાંને બહુ ગમી જાય છે. સંગ્રહકર્તા લખે છે કે: "આ વાર્તાઓને લેશમાત્ર પણ ઓપ આપ્યા વિના, જેવા સ્વરૂપમાં તે મળી છે, તેવા સ્વરૂપમાં તેને પ્રસિદ્ધ કરવામાં આવી છે." હાલમાં બાળકો માટે અધકું અને આડંબરવાળું સાહિત્ય કોઇક સ્થળે નજરે પડે છે, તેની સાથે આ વાર્તાઓ સરખાવી જોવા અમે સૌને ભલામણ કરીયે છીયે. બાળસાહિત્ય લખનારાઓ આ જુના ગેયદનો બરોબર અભ્યાસ કરશે તો ઘણો લાભ થશે એમ અમારૂં માનવું છે. વિષયો ભલે નવા નવા હોય, અંદર જ્ઞાન આપવાનો કે નીતિનો બોધ આપવાનો ભલે પ્રયત્ન કરવામાં આવે, પણ વાત,

હોવી જોઈએ તે આપણે આના ઉપરથી શીખી શકીએ તેમ છે.

સંગ્રહ દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિ ભવનની શાળાના ઉપયોગ માટે પ્રસિદ્ધ થયો છે. અને રા. ગિરિજાશંકર એમ માને છે કે બાળવાર્તાના પુનરોદ્ધારનો પ્રયત્ન શાળામાં થઈ શકે. " વિદ્યાર્થિઓમાં શુદ્ધ અને નિર્દોષ આનંદ રેડવા, તેમનામાં કલ્પનાશક્તિ, ધારણાશક્તિ અને શબ્દજ્ઞાનનો વિકાસ...થાય " માટે આ વાર્તાના શિક્ષણને અભ્યાસક્રમમાં સ્થાન આપ્યું છે. આ બાબત રાષ્ટ્રીય શિક્ષણક્રમમાં વિચારવા જેવી છે. વળી મોટી ઉંમરની કન્યાઓના ક્રમમાં પણ આવી વાર્તાઓ કહેતાં આવડે તેવું કાંઈક યોજવામાં આવે તો તેઓ સમય આવે બાળકોને વાર્તાઓ કહી શકે. બાળઉછેરનું આ તો એક અંગ ગણાવું જોઈએ.

રા. ગિરિજાશંકરે આ સંગ્રહ પ્રસિદ્ધ કરી ગુજરાત બાળકોની અને સામાન્ય પ્રજાની સેવા કરી છે. અમે આશા રાખીશું કે દરેક ઘરમાં આ પુસ્તક દાખલ થઈ જાય. પુસ્તકની કીંમત આપેલી નથી, પણ તે વધારે નહિ હોય. જે લોકો વધારે દામ ખરચી શકે તેમ હોય તેમને માટે પાકા આકર્ષક પુંઠા સાથે અને બનો તો થોડાં ચિત્રો સાથે આ સંગ્રહ પ્રસિદ્ધ કરવામાં આવે તો સારૂં, એમ અમારૂં ધારવું છે.

**સુશિક્ષિત સ્ત્રી.** (લેખક સૌ. પ્રસન્નગૌરી મુકુન્દરાય મહેતા. પ્રકાશક રા. જીવનલાલ અમરશી મહેતા. કિંમત રૂ. ૧) પાનાં ૧૭૫).

રા. જીવનલાલ અમરશી મહેતા ઉત્તમ પુસ્તકોના પ્રકાશક તરિકે ગુજરાતી ભાષાની સારી સેવા કરે છે. તેઓ " વિચાર પુષ્પમાળા " નામે એક પુસ્તકમાળા પ્રસિદ્ધ કરતા હતા તેના ૧૩–૧૪ મા મણકા તરિકે આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. અત્યારે આપણો સમાજ જુના અને નવા વિચારો વચ્ચેની પરિવર્તન દશામાં છે. આપણે જુના અનુભવના ડહાપણની વાતો ભૂલ્યા છીએ, અને નવા જ્ઞાનની વાતો હજી બરોબર શીખ્યા નથી. આવી બાબતોમાં ઘરની તથા બાળકોની સંભાળ તે એક મુખ્ય બાબત છે. આ પુસ્તકમાં સુશિક્ષિત સ્ત્રી બાળકોને ગૃહકેળવણી કેવી રીતે આપી શકે તેનો તાદૃશ અને બોધક ચિતાર વાર્તા રૂપે આપવામાં આવ્યો છે. બાળકોની ગૃહકેળવણી માતાનાજ હાથમાં છે, અને જો માતા સુશિક્ષિત હોય તો ઘરનાં બાળકોને સારી કેળવણી આપી, તેમની બુદ્ધિ અને ચારિત્ર્યનો વિકાસ કેવી સારી રીતે કરી શકે તે આપણે આ પુસ્તકમાંથી બહુ સરસ રીતે જોઇ શકીએ છીએ. આખું પુસ્તક વાર્તા રૂપે છે એટલે વાંચનારાને તેમાં રસ રહે છે અને આ ઉપયોગી જ્ઞાન કંટાળ્યા વિના મેળવી શકે છે.

વાર્તાની મુખ્ય પાત્ર સીતા છે. પતિ અને પુત્ર સાથે દરિયા માર્ગે મુસાફરી કરતાં વહાણ ભાંગવાથી તે વિખૂટી પડી હિંદુસ્તાન પાછી આવે છે. પોતાનું દુઃખ ઓછું થાય તે માટે તે પોતાની એક બ્હેનપણી ગુલાબને ઘેર રહે છે. ગુલાબ સ્વતંત્ર અને પૈસાદાર વિધવા બાઇ છે. તેને બે દીકરીઓ અને એક દીકરો છે. આ ત્રણે લાડમાં અને બેદરકારીથી ઉછરેલાં હોવાથી તેમના યોગ્ય વિકાસ તરફ લક્ષ અપાયું નહોતું. પોતાનો વખત જાય તેથી સીતાએ આ બાળકોની કેળવણી પોતાના હાથમાં સોંપવા ગુલાબને વિનંતિ કરી, અને ગુલાબે તે માન્ય કરી. પછી આ ત્રણે બાળકોને કેવી સારી રીતે તેણે કેળવ્યા તેની બધી હકીકત આવે છે. તે સાથે ગુલાબને પણ તે ખુબીથી માતા તરિકે ફરજોનું જ્ઞાન કરાવે છે; અને તેના ઘરની બીજી વ્યવસ્થા પણ ઉત્તમ રીતે થાય તેમ ગોઠવણ કરે છે. આ સર્વ બહુજ બોધક છે. છેવટના ભાગમાં ગુલાબની એક બીજી મુંબાઇગરી બ્હેનપણી અને તેની પુત્રીઓ તેમને ઘેર આવે છે. આ પુત્રીઓએ અંગ્રેજી કેળવણી લીધેલી હોય છે; પણ ગૃહકેળવણી નહિ તથા શાળામાં પણ છાછરી જે કેળવણી—જે હાલમાં તદ્દન સામાન્ય છે તે મળેલી હોવાથી આ બે જાતની કેળવણી વચ્ચે સરખામણી થઇ શકે છે. વળી પુસ્તકમાં કેટલેક સ્થળે દેશની આર્થિક સ્થિતિ સબંધી તથા દેશાભિમાન સબંધી પણ વિચારો આવે છે તથા ગૃહકેળવણી યા કેળવણીમાં આ વિચારોનું શું સ્થાન છે તે બતાવવામાં આવ્યું છે. આખા પુસ્તકમાં કેળવણી કે અયોગ્ય કેળવણી વિરુદ્ધ કાંઇ પણ ટીકા કર્યા વિના સુશિક્ષિત સ્ત્રી પોતાનાં બાળકોને કેવી સરસ રીતે કેળવણી આપી શકે તેજ આખા વિવેચન અને ચિતાર છે એ ખાસ ખુશી થવા જેવું છે. એકંદરે આ પુસ્તક ઘણું ઉપયોગી છે, રસપૂર્વક વંચાય તેવું છે, અને એક અતિ અગત્યના વિષય તરફ લક્ષ દોરનારૂં છે. તેની ભાષા સરળ, પુંઠું પાકું અને છપાઇ વગેરે સારાં છે.

એક વાત કહેવાની છે. જો કેવળ વાર્તા તરિકે તપાસીયે તો પુસ્તકમાં બહુ દોષ દેખાય છે. વચમાં લાંબાં લાંબા વિવેચનો અને બોધ છે, તે વાર્તાના રસમાં ક્ષતિ કરેછે. પણ કેવળ વાર્તાના પુસ્તક તરિકે તેને લેખવું જોઇએ નહિ. બીજું, આ પુસ્તક કયા પુસ્તકનું ભાષાંતર છે તે કહેવામાં આવ્યું હોત તો ઠીક થાત. અમે આશા રાખીએ છીએ કે આ પુસ્તક દરેક ભણેલી બાઇ વાંચશે અને તેમાંથી બોધ લઇ પોતાના ઘરની સુવ્યવસ્થા કરશે.

કેશવપ્રસાદ.

સૂચના:—'પુસ્તક પરિચય'—તેમાં પણ વિશેષે કરી સ્ત્રી તથા બાળો-

# અમેરિકન સ્ત્રીઓની એક ગ્રેન રેડિયમની મેડામ કરીને ભેટ.*

( મેડામ કરીને અમેરિકન સ્ત્રીઓ તરફથી ત્રણ લાખ રૂપિયાની કિંમતનું એક ગ્રેન રેડિયમ અને સત્તાવીસ લાખ રૂપિયા તેમની અમેરિકાની મુલાકાત દરમીયાન ભેટ તરીકે મળવા પામ્યા છે, જેનો અહેવાલ નીચે આપ્યો છે. )

અમેરિકાનાં સ્ત્રીઓનાં મંડળો અને વિજ્ઞાનીઓ તરફથી રેડિયમનાં શોધક મેડામ કરીને તા. ૨૧ મી મે ૧૯૨૧ ને દિવસે પ્રજાસત્તાક અમેરિકાના પ્રમુખ મી. હાર્ડિન્જને હાથે ત્રણ લાખ રૂપિયાની કિંમતનું રેડિયમ ભેટ અપાયું છે. મેડામ કરી અને તેમની રેડિયમની શોધ વિષે અનેકવાર અગાઉ "સ્ત્રી–બોધ"માં કહેવાઇ ગયું છે. આ જાણીતાં ફ્રેન્ચ વિજ્ઞાનશાસ્ત્રીને તેમણે જે વસ્તુની ખોળ કરી—તેની એક ગ્રેન વજનની રેડિયમની—અમેરિકા તરફથી ભેટ મળી છે. અમેરિકાનાં જૂદાં જૂદાં આગેવાન મંડળો તરફથી જે પ્રકારનું માન મેડામ કરીને અપાયું તેવું અત્યાર અગાઉ ઘણાં જ થોડાંને જ અપાયું છે.

મેડામ કરીએ પોતાની શોધમાંથી પૈસા મેળવવા કદિ પ્રયત્ન કર્યો નથી; પણ પોતાની શોધનો લાભ દુનિયાંને મળે તેવી ઇચ્છા પ્રગટ કરી છે. તેમની ઉમર અત્યારે ૫૬ વર્ષની છે અને ફ્રાન્સની સોર બોને યુનિવર્સીટીમાં શિક્ષક તરિકે કામ કરી પોતાનો નિર્વાહ ચલાવે છે. જેમણે રેડિયમની શોધ દુનિયા આગળ જાહેર કરી, જેમણે રેડિયમની પાછળ પોતાનું

* સ્ત્રી–બોધમાં મેડામ કરીનું જીવનચરિત્ર, તેમની રેડિયમ વિષેની શોધખોળ અને રેડિયમ સંબંધના લેખ અગાઉ પ્રગટ થઇ ચૂકયા છે.

મીસ મેરી સ્કોડોવસ્કાએ વોરસો હાઇસ્કુલની ગ્રેજ્યુએટની પરીક્ષા પસાર કરી પારિસની જૂદી જૂદી યુનિવર્સીટીઓમાં અભ્યાસ કર્યો હતો અને પછી મોં. કરીની પ્રયોગશાળામાં મદદગાર તરીકે નોકરીએ રહ્યાં હતાં. પાછળથી મોં. કરીની સાથે તે પરણ્યાં હતાં.

૧૯૦૩ માં મેડામ કરીને રેડિયમની શોધ માટે 'નોબલ પ્રાઇઝ' આપવામાં આવ્યું હતું.

સર્વસ્વ ખર્ચી નાંખ્યું, તેમની પાસે આજે પ્રયોગશાળામાં કામ કરવા માટે સહેજ પણ રેડિયમ નથી, અને તેના સિવાય તેમની પ્રયોગશાળાનું કામ તેમજ રેડિયમની ભવિષ્યની શોધ અટકી પડ્યાં છે. જેમણે માનવી જાતના ભલા ખાતર એકજ દિશામાં—એકજ શોધ પાછળ—પોતાનું જીવન અર્પણ કર્યું છે, તેમની પાસે પ્રયોગશાળાના નિભાવ માટે પૈસા નથી તેમજ તેમની છોકરીઓને ઉંચું શિક્ષણ આપવા જોગવાઇ નથી. થોડા એક મહિના ઉપર તેમણે પોતાના મિત્રો આગળ રેડિયમ વગર પોતાની પ્રયોગશાળાનું કામ કેવું અટકી પડ્યું છે, તે વિષે પોતાના મનનો ઉભરો ખાલી કર્યો હતો અને જાહેર કર્યું હતું કે, જો ફક્ત તેમની પાસે એકજ ગ્રેન રેડિયમ હોય તો પ્રયોગશાળાનું કામ સરળ રીતે ચાલે, અને પોતે રેડિયમ વિષેની શોધ આગળ લંબાવી શકે. તેમના મિત્રોએ કોઇ પણ પ્રયત્ને એક ગ્રેન રેડિયમ દુનિયામાંથી મેળવી આપવાનું માથે લીધું, અને જુદા જુદા દેશમાં આગેવાન વર્તમાન પત્રોમાં મેડામ ક્યુરીની મુશ્કેલીઓ જાહેર કરી.

અમેરિકામાં તે સમાચાર પ્રગટ થતાં કેળવણીની સંસ્થાઓ, વૈજ્ઞાનિક તેમજ સ્ત્રીઓની સંસ્થાઓ તરફથી મેડામ ક્યુરીને આશ્વાસન દેવાયું કે એક ગ્રેન રેડિયમ અમેરિકાની સ્ત્રીઓ તરફથી ભેટ આપવામાં આવશે, પણ એ સરતે કે તે ભેટ લેવા મેડામ ક્યુરીએ જાતે અમેરિકા આવવું. વળી જુદી જુદી અમેરિકન સંસ્થાઓએ મેડામ ક્યુરીના મિત્રોને આગ્રહ પૂર્વક લખ્યું કે કોઇ પણ પ્રયત્ને મેડામ ક્યુરીને અમેરિકા આવવા સમજાવવાં અને તેમને માટે સર્વે વ્યવસ્થા કરી આપવી. અંતે મેડામ ક્યુરીએ અમેરિકાનું આમંત્રણ સ્વીકાર્યું અને તેની સાથે “અમેરિકાની સ્ત્રીઓ, તરફનું મેડામ ક્યુરીનું રેડિયમ ફંડ”—એ નામનું ફંડ આગેવાન સ્ત્રીઓની દેખરેખ તળે સ્થપાયું. તેમજ આ ફંડના પ્રમુખ તરીકે કોલમ્બીઆ યુનિવર્સીટીના ( જ્યોર્જ ક્રોકર રીસર્ચ લેબોરેટરીના ડાયરેક્ટર ) ડૉ. ફ્રાન્સીસ કાર્ટરવુડ નીમાયા. ફંડ એક સેન્ટથી હજારો ડૉલર ( સેન્ટ=અડધો આનો. ડૉલર=ત્રણ રૂપિયા ) માટે ખુલ્લું મુકાયું કે જેથી ગરીબ યા તવંગર કોઇ પણ મદદ આપી શકે. જોત જોતામાં એક મહિનાની અંદર દસ લાખ ડૉલર ( ત્રીસ લાખ રૂપિયા ) ભરાઇ ગયા અને તેમાંથી ત્રણ લાખ રૂપિયાની કિંમતનું એક ગ્રેન વજનનું રેડિયમ ખરીદાયું.

મેડામ ક્યુરી એપ્રીલનાં છેલ્લા અઠવાડિયામાં અમેરિકા આવી પહોંચ્યાં, જે વખતે અનેક સ્ત્રીઓનાં મંડળો, વૈજ્ઞાનિક સંસ્થાઓ, યુનિવર્સીટીઓનાં

મંડળો તરફથી જાહેર માન અપાયું હતું, તેમજ ન્યુયોર્કના મેયર તરફથી ન્યુયોર્ક શહેરનું છુટાપણું બક્ષાયું હતું. અમેરિકાનાં વર્તમાનપત્રો કહે છે તેમ "આવું માન અમેરિકા તરફથી ઘણાં થોડાં જ મેળવી શકયા છે."

મેડામ કરીનો જન્મ પોલાન્ડમાં થયો હતો, અને કેળવણી પેરિસનાં જુદાં જુદાં વિદ્યાલયોમાં રહી મેળવી હતી. ફ્રાન્સના જાણીતા પ્રોફેસર મોં. પીયર્સ કરીની સાથે તે પરણ્યાં હતાં.

પ્રોફેસર રેન્ટેજનની ' 'એક્સરેઝ' ની શોધ જાહેરમાં આવી ત્યાર પછી ફ્રેન્ચ વિજ્ઞાનશાસ્ત્રીઓએ અનેક ધાતુઓમાંથી 'એક્સરેઝ' નાં કિરણો મળી આવે છે કે નહીં તેની શોધ શરૂ કરી હતી. મેડામ કરીએ આ શોધ માટે યુરેનિયમ ધાતુ ( Self of Uranium. ) પસંદ કરી હતી. સોરબોર્નની પ્રયોગશાળાની છાજલી ઉપર લાંબી મુદત થયાં તે ધૂળ ખાતી પડી રહી હતી. યુરેનિયમમાંથી નીકળતાં કિરણોની અસર ફોટોગ્રાફ પ્લેઇટ–છબી પાડવાના કાચ—ઉપર જણાઇ હતી. યુરેનિયમનું મૂળ શોધતાં ઓસ્ટ્રિયાની પીચ બ્લેન્ડ ધાતુની ખાણ તરફ ધ્યાન દોરાયું, પણ તે ખાણ તો ઓસ્ટ્રિયન સરકારના કબજામાં હતી, અને ત્યાંથી યુરેનિયમ મેળવવામાં મુશ્કેલી જણાઇ. અનેક પ્રયત્ને તે ખાણમાંનું કાચું પીચબ્લેન્ડ મેળવી શકાયું અને તેની તપાસ કરતાં જણાયું કે, પીચબ્લેન્ડમાં 'એક્સ-રેઝ' ના જેવાં જ કિરણો છે. આ અરસામાં મેડામ કરીનું નામ ફ્રાન્સના રસાયણશાસ્ત્રી તરીકે આગળ આવ્યું હતું. મોં. અને મેડામ કરીની મદદે પ્રોફેસર બેકરેરલ આવ્યા અને તે ત્રણેના પ્રયત્નોથી વળી બીજી ધાતુની શોધ થઇ. યુરેનિયમ પ્રમાણે થોરિયમનાં કિરણો તેવું જ કામ આપે એમ નક્કી થયું.

કાચું યુરેનિયમ મેળવવામાં પુષ્કળ ખર્ચ આવતું હોવાથી અને મોં અને મેડામ કરીની સ્થિતિ એવી નહોતી કે તેઓ યુરેનિયમ ખરીદી શકે તેમજ સોરબોર્ન કે બીજી કેળવણીની સંસ્થાઓએ ઉદાર મદદ આપવાનું ના સ્વીકાર્યું તેથી થોડોક સમય પ્રયોગશાળાનું કામ અટકી પડયું. પણ આ અરસામાં ઓસ્ટ્રિયન સરકાર તરફથી એક ટન વજનનું કાચું યુરેનિયમ મેડામ કરીની પ્રયોગશાળાને ભેટ મળ્યું, જેથી આવી પડેલી મુશ્કેલી દૂર થઇ અને તેમની શોધ આગળ લંબાઇ.

મેડામ કરી તરફથી નામાંકિત રસાયણશાસ્ત્રીઓને પોતાની પ્રયોગશાળામાં કામ કરવા આમંત્રણ મોકલાયાં, અને સર્વેએ જુદી જુદી રીતે યુરેનિયમનું પ્રથક્કરણ કર્યું. આના પરિણામમાં વળી બીજી ધાતુઓ ખોળાઇ અને તે વિષે નવું અજવાળું પડયું. મેડામ કરીનું 'મગજ' અજબ કામ

કરી રહ્યું હતું. તેમની ખાત્રી થઇ હતી કે હજી પણ કોઇ અજાણી ધાતુ યુરેનિયમમાં સમાઇ છે અને છૂટી પડી શકી નથી. તે અજાણ્યા તત્વમાં વિજળીક કિરણો છે એવું તેમનું અનુમાન બંધાઈ ચૂક્યું હતું.

ચાલુ અખતરાઓ પછી ચપ્પુની અણી ઉપર રહે તેટલા પ્રમાણની એક નવા પ્રકારની વસ્તુ મેળવાઇ. તેમણે આમાંનાં એક તત્વનું નામ પોતાના વતનની યાદ ખાતર પોલોનિયમ આપ્યું અને બીજું જે પાછળથી શોધાયું તેનું નામ રેડિયમ પાડ્યું. યુરેનિયમમાં રેડિયમનો નાશ કરનાર પોલોનિયમ છે એમ તેમણે જાહેર કર્યું.

પ્રયોગશાળાઓમાં થતા પ્રયોગો અને રસાયણશાસ્ત્રીઓની કામ કરવાની પદ્ધતથી અજાણ્યાં રહેનારને તેમની મહેનતનો ખ્યાલ આવી શકે તેમ નથી. એક છૂપાં રહસ્ય, અજાણ્યાં તત્વને ખોળવા માટે તેમણે વર્ષોનાં વર્ષો રાત દિવસ પોતાની પ્રયોગશાળામાં ગાળ્યાં છે, અને આ નવાં તત્વોની જાણ દુનિયા આગળ રજુ કરી છે, અને કાંઈ પણ છૂપાવ્યા સિવાય સઘળું દુનિયાના લાભ માટે જાહેર કર્યું છે. તેમની પાસે અત્યારે સમુળગું રેડિયમ નથી—પોતાની શોધમાંથી તેમણે કમાવાની ઇચ્છા કરી નથી, પાસે પ્રયોગશાળા નિભાવવા પૈસો નથી—એવાં એક સ્ત્રીરસાયણશાસ્ત્રી મેડામ કરીનું નામ રેડિયમના ઇતિહાસની સાથે સદાય જોડાયલું રહેશે ! તેમણે પોતાની શોધનું 'પેટન્ટ' મેળવ્યું નથી, રેડિયમ વિષેની માહિતી મંગાવનાર પાસેથી 'ફી' મેળવી નથી, તેમજ પોતાની કામ કરવાની પદ્ધત—પ્રયોગો કદિ છૂપાવ્યાં નથી. તેમણે અને તેમના પતિએ જે કાંઇ પુંજી બચાવેલી હતી તે પણ પ્રયોગશાળા પાછળ ખરચાઈ ચૂકી છે. અને હજીયે સોરબર્ન યુનિવર્સીટી તરફથી એક શિક્ષકના પગાર સિવાય વધારે કાંઇ નહીં મેળવતાં પોતાની બે દિકરીઓ સાથે અખંડ મહેનત કરી નિર્વાહ કરે છે. તેમના પતિ મો. પીયરી કરી પેરીસમાં મોટરના અકસ્માતથી મરણ પામ્યા હતા, અને તેમના મરણથી મેડામ કરીને કૌટુંબિક દુ:ખ, પૈસાનો ટકો, પ્રયોગશાળાના મદદગાર, અને પતિવિયોગ—એ સઘળું દુ:ખ ભોગવવાનું આવ્યું હતું.

અમેરિકાની દરેક યુનિવર્સીટીઓ તરફથી ભાષણો આપવા માટે મેડામ કરીને આમંત્રણ થયાં છે અને કેટલીક યુનિવર્સીટીઓ તરફથી "ઓનરરી ડીગ્રીઓ" એનાયત થનાર છે. તે પોતાને દેશ પાછાં ફરે ત્યારે તેમની પ્રયોગશાળામાં કામ કરવાને ઉત્સાહી વિદ્યાર્થીઓએ અને વિજ્ઞાનશાસ્ત્રીઓએ સાથે જવા મરજી દર્શાવી છે. મેડામ કરીના રેડિયમ

ફંડમાંથી બચત રકમ તેમની નવી પ્રયોગશાળા બાંધવા પાછળ, નવાં સાધનો મેળવવામાં અને તેમની દિકરીઓને વ્હડતી કેળવણી મળી શકે, તેમનો નિર્વાહ વગર મુશ્કેલીએ નભી શકે, તે માટે વપરાશે. આ ઉપરાંત અમેરિકામાં તેઓ ભાષણો આપશે તેની ઉપજમાંથી તેમનું મુસાફરીનું સઘળું ખર્ચ નીકળી જશે.

જેમને માન માટે દરકાર નથી, પૈસાને માટે તૃષ્ણા નથી, તેમને માટે જ્યારે જોઇએ ત્યારે પૈસા આવી મળે છે તે જ નિયમે મેડામ કરીએ પોતાના મિત્રો આગળ પોતાની મુશ્કેલીઓ જાહેર કરી તેના ૭ મહિનામાં જ અમેરિકાએ અગાઉ કોઇને નહીં આપેલું માન તેમણે મેળવ્યું છે અને અમેરિકન ઓઓ તરફનાં ફંડમાંથી આશરે ત્રીસ લાખ રૂપિયાની કિંમતી મદદ અને લાંબા વખતની તેમની ઇચ્છા 'એક ગ્રેન રેડિયમ મળે તો મારી પ્રયોગશાળાના પ્રયોગો દુનિયાની જાણ માટે આગળ ધરું' તે પાર પડી છે.

ન્યૂયોર્ક,
અમેરિકા.

વૈકુંઠરાય માધવલાલ દેસાઈ.

---

# 'તૂં કહૂં કે તમે?'

આજે તો રજનિકાન્તના જીવનમાં સોનાનો દિવસ હતો; સુલોચના ભાભીને આજે ઘેર રાખવાનાં હતાં. રજનિકાન્તનો સુવાનો ખંડ વિવિધ જાતનાં ચિત્રો તથા ગૂંથેલા રૂમાલ, તોરણો આદિથી શણગારવામાં આવ્યો હતો. રજનિકાન્તના ઘરમાં તેમની બ્હેનો તથા તેમના નાના ભાઈઓ બધા ઉત્સાહમાં દેખાતાં હતાં. 'આજે તો ભાભી આવવાનાં છે' એ વિચારથી બધાંયે પ્રફુલ્લિત હૃદયથી ઘરમાં હેરાફેરા કરતાં હતાં. આ બધી ધમાલ શાની છે, તે નહિ સ્દમજનારાં ન્હાનાં ન્હાનાં બાળકો ઘરમાં ગળ્યું ખાવાનું કર્યું છે, એટલાથીજ હર્ષમાં આવી ગયાં હતાં. ટૂંકમાં આજે રજનિકાન્તનું ઘર ઉત્સાહ અને આનન્દમાં છલકાઈ જતૂં હતૂં.

રજનિકાન્ત બી. એ. પાસ થઈ ગયા હતા, અને મુંબઈમાં એલ. એલ. બી. નો વિદ્યાભ્યાસ આગળ ચલાવતા હતા. તેમના અભ્યાસ કરતાં ઉમ્મરની ઝડપ વધારે હતી. અત્યારે તેમને માત્ર ત્રીસ વર્ષ થયાં હતાં. સ્વભાવ શાન્ત, મીલનસાર અને હસમુખો હતો; આને લીધે તન્દુરસ્તી પણ સારી હતી. સુલોચનાની સાથે એમનો વિવાહ મોટી ઉમ્મરે થયેલો હોવાથી સુલોચનાને માટે તેમના હૃદયમાં બહુ માન હતૂં. વિવાહ થયા પછી તુરતજ તેમનાં લગ્ન થયાં, અને તે જ વર્ષમાં તે બી. એ. માં પાસ થયાં. આથી વહુનાં પગલાં શુકનીઆળ ગણાયાં. બી. એ. માં અણુધારેલી રીતે પાસ થયા પછી તો રજનિકાન્ત સુલોચનાં તરફ વધારે પ્રેમાળ દ્રષ્ટિથી જોવા લાગ્યા; અને 'હવે સુલોચના ક્યારે ઘેર આવે' એવા વિચારમાં પત્નીઘેલા પતિના દિવસો જતા હતા.

સુલોચનાની ઉમ્મર અત્યારે સત્તર વર્ષની હતી. પિતાને ઘેર સારા સંસ્કારમાં ઉછરેલી હતી, છતાં મોસાળ પક્ષના મિજાજનો વારસો તેને મળ્યો હતો; તેથી કેટલીકવાર સંસ્કૃતિને પે લાજે તેવો મિજાજ કરતાં ગુમાની બાળા શરમાતી નહિ. રજનિકાન્ત સાથે વિવાહ થયા પછી તેણે રજનિકાન્તને વ્હાલની દ્રષ્ટિથી જોવા માંડ્યો હતો; રજનિકાન્ત ઉપર તેને અપાર સ્નેહ હતો, છતાં એક દિવસ બી. એ. થઈ ગયા પછી રજનિકાન્તે કોઈ ન જાણે તેવી રીતે એક કાગળ સુલોચના ઉપર મોકલાવ્યો. આથી સુલોચનાનો મિજાજ ગયો, અને પતિને ... દિવસે પોતાના મિજાજનું

પ્રદર્શન કરાવવાનો મનમાં વિચાર કરી રાખ્યો હતો. મિજાજી છતાં યે સુલોચના ઘરકામમાં હોંશિયાર હતી. બુદ્ધિશાળી હોવાથી નકામો વખત જરાયે ગુમાવતી નહિ. તેના પિતાની ખંતને લીધે તેણે અભ્યાસ પણ સારો કર્યો હતો. આજે તો પતિને ત્યાં જવાનું છે, એ વિચારથી તેના હૃદયના ઉમળકા ઉભરાઇ જતા હતા: સ્હેજસાજ વાતચિતમાંયે તેનાથી હસી પડાતું. તેના હૃદયમાં મધુરૂં મંથન ચાલી રહ્યું હતું. પતિના પત્રની વાત તેના મનમાંથી ભૂંસાઇ ગઇ નહોતી.

આજે સુલોચના આવવાની છે, એ વિચારથી રજનિકાન્ત જો કે રાજી થયા, છતાં તેમના હૃદયમાં એક મૂંઝવણ ઉભી થઈ. સુલોચનાને 'તૂં કહું કે તમે?' એ પ્રશ્નનો ઉત્તર તેમનું હૃદય આપી શક્યું નહિ જેમ જેમ દિવસ જતો ગયો, તેમ તેમ તેમની મુંઝવણે મ્હોટું રૂપ ધારણ કર્યું. તેઓ મનમાં વિચાર કરવા લાગ્યા કે, અરે, હવે શું કરવું ? 'તૂં' એ વ્હાલસૂચક શબ્દ છે. પણ મુંબઇમાં ચંદ્રવદન પોતાની પત્ની સુશીલાને 'તૂં' કહે છે, છતાયે તેમના ઘરમાં હંમેશાં વાક્યુદ્ધ ચાલે છે. ત્યારે શું 'તૂં' ન કહેવું ? 'તમે' કહેવામાં યે વાંધો છે. એક તો આપણું માન જાય, પ્રેમનું પ્રદર્શન થાય નહિ; ત્યારે હવે કરવું શું? અહિં ઇન્દુરાય પોતાની નિર્મળાને 'તમે' કહે છે, છતાંયે તેમનો કંકાસ સહુ કોઇ જાણે છે." આમ 'તૂં' અને 'તમે' માં નિશ્ચય ન થવાથી રજનિકાન્ત મૂંઝાવા લાગ્યા. જેમ જેમ ઘરનાં મનુષ્યોમાં આનન્દ વધવા લાગ્યો, જેમ જેમ સુલોચનાના હૃદયમાં મીઠી ગલીપચી વધવા લાગી, તેમ તેમ રજનિકાન્તનું હૃદય વધારે ગભરાવા લાગ્યું. ગભરાટ એટલો બધો વધી પડયો, કે રાત્રે વાળુ કરવામાંયે મન ન ચોંટયું.

રાત્રી પડી. ધમધમાટ કરતાં સુલોચના સાસરાના ઘરમાં દાખલ થયાં. રજનિકાન્ત પોતાના ખંડમાં રહે રહે હજૂ એ વિચાર કર્યા હતા, કે 'તૂં કહું કે તમે!'

આપણામાં કહેવત છે, કે 'આવતી વહુ, અને બેસતો રાજા' એ બેને આપણે જેમ રાખવા ઇચ્છીએ, તેમ રાખી શકીએ. સુલોચનાએ પતિના ખંડનું બારણું ઉઘાડયું, ત્યારે રજનિકાન્તને આરામ ખુરસી ઉપર ઉંડા વિચારમાં બેઠેલા દીઠા; ગુમાની બાળાને પોતાના પતિનો પત્ર સાંભર્યો, અને પતિને દબાવી દેવાનો વિચાર પણ કરી રાખ્યો હતો તેથી તેણે મનમાં ધાર્યું

તથા પોતાને દીઠા છતાં રજનિકાન્ત બોલતા નથી, એમ સ્હમજી, સુલોચનાને ખોટૂં લાગ્યું. તેના શુમાનને પુષ્ટી મળી, અને પોતાનો પહેલો નિશ્ચય દૃઢ થયો.

રાત્રી તો વહી જવા માંડી; છતાં યે રજનિકાન્ત ખુરશી ઉપરથી ઉઠયા નહિ. તેમના હૃદયના ધબકારા વધી ગયા હતા; તેમના શરીરમાં લોહી ઉકળી આવ્યું હતૂં; અને આવે સમયે સંસાર–રસ–પાન કરવાને બદલે, તેઓ મોટી ગુંચવણમાં પડી ગયા હતા. સુલોચના તો પલંગ ઉપર નહિ સુતાં એક જુદી જ પથારી કરી સુઇ ગઇ અને મનમાં પતિના જ વિચાર કરતી અર્ધી ઉંઘતી સ્થિતિમાં તેણે રાત્રી પૂરી કરી. થયું; પહેલી રાત્રી બોલ્યા ચાલ્યા વિના પૂરી થઇ. સુલોચના સ્હવારે જ્યારે પોતાના ખંડમાંથી બહાર ગઇ, ત્યારે રજનીકાન્તના હૃદયમાં ' હાશ ' થયું !

બીજો દિવસ ઉગ્યો. જમીને પોતાના સુવાના ખંડમાં જઇ રજનિકાન્ત વિચાર કરવા લાગ્યા; " તું કહું કે તમે ? " તું કહેતાં કેટલાંક દંપતીઓમાં તેમણે કંકાસ થતા જોયા; અને કેટલાંક દંપતીને પ્રેમરસમાં તરબોળ થતાં જોયાં; તમે કહેતા દંપતીઓમાં પણ આમ બે સ્થિતિઓ જોઇ. હવે કરવું શું ? પરમેશ્વરને તું કહીએ, માને તું કહીએ, આપણા વ્હાલા મિત્રોને તું કહેવામાં શો બાધ ? એક પાસથી આ વિચાર આવતો, ત્યારે બીજી પાસથી બીજો વિચાર આવી, આ વિચારનું ખંડન કરતો. પત્ની બિચારી જન્મારા સુધી આપણને તમે કહે, અને એનાં નસીબમાં પતિ તરફથી તમે નહિજને ! શું બીની પદવી માનનીય નથી ? આખરે તેમણે નિશ્ચય કર્યો, કે આજે રાત્રે તું કે તમે કહ્યા વિના જ વાત શરૂ કરવી. આ નિશ્ચયથી મનમાં સ્હેજ હિમત આવી; પણ હૃદયમાંથી હજુએ ફડફડાટ ગયો નહિ.

બીજી રાત્રી પડી. સુલોચના આવી. આજે તો સુલોચનાએ નિશ્ચય કર્યો હતો, કે જ્યાંસુધી રજનિકાન્ત ન બોલે, ત્યાંસુધી તેણે પણ બોલવુંજ નહિ. રજનિકાન્તની ખરેખરી કસોટી થતી હતી. સુલોચના તો આવીને બારોબાર પલંગમાં ઉંઘી જવાનો ડોળ કરીને સુઇ ગઇ. રજનિકાન્ત ધીરેથી પલંગ પાસે ગયા અને ધીરેથી સુલોચનાનો હાથ પકડીને પૂછ્યું,"કેમ, તબીયત તો ઠીક છે ને ?" "હા. પણ મન ઠીક નથી." સુલોચનાએ મિજાજમાં જવાબ આપ્યો. તું કે તમે વાપર્યા વિના બીજો કિયો પ્રશ્ન પૂછવો, તે રજનિકાન્તને ન સુજ્યું . આ બીજી રાત્રી પણ મૌનમાં જ પસાર થઇ ગઇ.

બીઓએ તો નિશ્ચય કરી રાખેલો હોય છે, કે પતિને તમે કહેવા; એથી કરીને પતિની આ મુંઝવણ તેઓ યથાર્થ સ્વરૂપમાં ન સ્હમજી શકે; એ સ્વાભાવિક છે. પહેલાંનાં દિવસોમાં આપણા વૃદ્ધો તો બીઓનું સ્થાન

પોતાનાથી નીચું જ ગણતા હોવાથી, તેમને તો કદીયે આવો પ્રશ્ન ઉપસ્થિત થયો નહોતો. પણ હાલમાં તો સ્ત્રીઓની પદવી પુરુષો જેટલીયે નહિ, પણ તેથી ઊંચી ગણાઇ એટલે હવે તૂં કે તમેનો પ્રશ્ન બહુ ગૂંચવણ ઉભી કરવા લાગ્યો. એક પાસથી વ્હાલ, અને બીજી પાસથી માન, આમ એનાં યુદ્ધ ચાલવા લાગ્યાં. કેટલાંક દંપતી વ્હાલને પ્રાધાન્ય આપવા લાગ્યાં, અને કેટલાંક માનને પ્રાધાન્ય આપવા લાગ્યાં. પણ વ્હાલ અને માન બન્નેને સમાન ગણનાર રજનિકાન્ત આ પ્રશ્નનો નિર્ણય કરી શક્યો નહિ. નવોઢા સાથે બીજો પતિ ક્યારનોયે નવો જુનો થઇ ગયો હોય તેટલો સમય વીતી જવા છતાં પણ હજુ તો આ નિર્ણય ન થાય તો આ અબોલા ક્યારે છુ-ટશે ને પણ સમજાતું નહોતું. સુલોચના રજનિકાન્તની મુંઝવણ હજુએ સમજી નહોતી. તે તો એમજ માનતી હતી, કે પોતાનો પતિ પોતાનું માન તોડાવવા માગે છે. રજનિકાન્તનો પ્રશ્ન એવો હતો, કે બીજા પાસેથી તેનો ખુલાસો મેળવાય તેમ નહોતું. સુલોચનાને યે આ પ્રશ્ન કહેવો કે નહિ, તે પણ સમજાયું નહિ.

ત્રીજા અને ચોથા દિવસની રાત્રીઓ પણ અબોલામાં જ વહી ગઇ. સુલોચનાને હવે કાંઇક શંકા આવી. પોતાનો પ્રેમાળ પતિ આમ ચાર ચાર દિવસ થયાં કાંઇ બોલે નહિ એથી તેને કાંઇક વ્હેમ આવ્યો. રજનિકાન્તના હૃદયમાં કાંઇક ઊંડું દુઃખ છે, એમ તેને લાગ્યું. આવો વ્હેમ પડયા પછી તો પતિ-ઘેલી બાળાએ પતિને સહાય કરવાનો નિશ્ચય કર્યો. પાંચમે દિવસે આવીને સુલોચનાએ એકદમ રજનિકાન્તના કંઠમાં હાથ નાંખી પૂછ્યું: "વ્હાલા કાન્ત! આજ પાંચ પાંચ દિવસ થયાં શા વિચાર કરો છો? શું હજુએ બોલવાનો વિચાર નથી? મારાં વ્હાલા! પત્ર તો વ્હાલભર્યો લખ્યો હતો, ત્યારે જીભ શે નથી ચાલતી!"

સુલોચનાના સ્પર્શથી જ રજનિકાન્ત ચમક્યો. તેની મીઠી વાણીથી તેમને હિમ્મત આવી. આખરે મનનો પડદો ઊંચક્યો અને પોતાની મુંઝવણ સુલોચનાને જણાવી. 'વ્હાલી! તૂં કહું કે તમે?' સુલોચના ખડ-ખડાટ હસી પડી. 'અરેરે! આવા નજીવા કારણ માટે પાંચ પાંચ દિવસ અબોલામાં વીતાવ્યાં? વ્હાલા! તું તો મને સદાયે 'તૂં' કહેજે, હું તને સદાયે 'તમે' કહીશ.' આટલું કહી પ્રેમઘેલી સુલોચનાએ પતિનો ગભ-રાટ દૂર કર્યો. પાંચ દિવસ પછી તેઓનો સંસાર સુખરૂપ ચાલ્યો!!!

વાંચનાર! આવી મધુરી મુંઝવણ તને કોઇ દિવસ થયેલી કે?

રતિપતિરામ ઉ. પંડ્યા, બી. એ.

# વધી પડેલી " કુમારિકાઓ.

( લખનાર—પુતળીબાઇ કાબરાજી. )

## પ્રકરણ ૫૬ મું.

### ખંડાળામાં મેળાપ.

માધવનું મન એક ઠેકાણે નથી, તે માણેક સાથ પરિચય રાખે છે અને મને પ્યારનું ખોટું ડોળ દેખાડે છે, એનો વિચાર મનમાં હોવાથી રાધાએ ઠરાવ કર્યો હતો કે હવે એને કોઇ રીતે ઉત્તેજન આપવું નહિં. અને તેના કાગળો ફાડીને ગઇ હતી, પણ ખંડાળે જતાં વાર ત્યાંની સુંદર લીલા નિહાળતાં તેને ઇચ્છા થઇ, કે તેની સાથે માધવ હોય, "તે આ રળીઆમણાં સ્થળ ઉપર ડુંગરા ચઢતાં અને પાણીનાં ઝરણાં કુદાવતાં લાવો કરે, હસે અને હસાવે ! દીવાળીનું ટાંકણું હોવાથી ખંડાળા ઘણુંજ રળીઆમણું થયું હતું, ઝરણા પૂર જોસથી વહેતાં હતાં, ડુંગરો પર લીલોતરી સાથ સુંદર જંગલી ફુલો ખીલ્યાં હતાં. જ્યાં જતી ત્યાં રાધાને એક અંગત સાથીની ખુટ માલમ પડતી અને તેના વગર સંધુ અધુરૂં–રસ વગરનું લાગતું અને તે તે કોણ એમ જો મનનું પૃથકરણ કરતી, તો માધવનો ફમામદાર આકાર નજર સામે આવતો. તેનો હસતો મુખડો, અને હાસ્ય રસીક મશ્કરીઓ અને ટોળટપ્પાની યાદ થતી. તે મનથી મગ્ન થતી, અને તેને ભૂલી શકતી નહિં. બે ત્રણ દહાડા થયા કેડે તો તેની વાટજ જોવા લાગી. એણે મંગલાને પુછી લીધું હશે કે હું ક્યાં છું અને ખચિતજ મારી પૂઠે આવશે. પણ આવેથી તો હું એને એક સોબતી કરતાં વધારે ગણીશ નહિં. હવે હું બીજી કોઇ આશા રાખીશ નહિં, કેમકે એનું મન બીજીમાં છે. તે ખુબસુરત હોવાથી એ તેના તરફ લલચાય છે તો હું શા માટે મૂર્ખ બનું અને એને ઉત્તેજન આપી પ્રેમ વચને બોલાવું. ના, કદી નહિં, મારે તો એનો પ્રેમ જોઇએ તો આખો જોઇએ, વેહેંચાયલો મારાથી ખમાય નહિં. અને એવા વિચાર કરતાં એના શરીરમાં વેદના થતી, તાવ ભરાયો હોય એવું લાગતું, અને અકળાઇ જતી. માધવ જાણે એની મતા [illegible] લાગ્યું.

અને

"ખરી વાત કહું છું. જો એક કેળવાયલી સ્ત્રી એક નમુનો પોતાના મનમાં ઉત્પન્ન કરે અને તે નમુનાનો સાથી તેને મળે તો તે કુંવારી કેમ રીતે રહે? ન મળે તો રહે, ખરૂ ને?"

"કોણ જાણે, મને તો તેમ લાગતું નથી."

"તમારા નમુના પ્રમાણેનો સાથી તમને હજી દેખાયો નથી."

રાધા ના કહેવા ગઇ પણ તેનાથી હસી દેવાયું. તે લાલ થઇ ગઇ, પને હસતાં હસતાંજ બોલી, "હું તો નથી ધારતી કે મને દેખાયો છે."

"મિસ રણજીત, કોઇવાર એવો સાથી શોધવાથી મળે છે. તમે સરોવર ઉપર આવો. બોટવાળા બેઠી થાય છે. મેં ત્યાં નાસ્તાની સર્વ સામગ્રી મુકાવેલી છે. સમુદ્રની સુંદર લીલા નિહાળતાં આપણે ખાઇશું અને જોઇશું કે મિસ રાધા રણજીતે મનમાં ઉત્પન્ન કરેલા નમુના પ્રમાણેનો કોઇ સાથી તેને મળે છે? અને તે લગ્ન વિષેના પોતાના વિચારો ફેરવે છે?"

રાધાથી ટકાયું નહિં, તે ગઇ, અને બોટમાં બેઠી. રાધા દર વર્ષે છુટીના દિવસોમાં ખંડાળે અને બીજી જગ્યાઓએ જતી ત્યારે એકલીજ જતી. જો કોઈ ઓળખાણનું મળ્યું તો તેની સાથ વાતો કરતી, બેસાતી, ના તો ખુશ દિલે ગાતી યા વિચારો કરતી એકલી ફરતી. કદી તેને સાથીની ખુટ જણાઇ ન હતી, કદી તે કોઈ સાથીની વાટ જોતી ન હતી, પણ આ વર્ષમાં તેનામાં કંઇ અજબ ફેરફાર થયો છે. તે પોતાને સાદી સાધારણ સ્ત્રીઓ જેવીજ નબળાં મનની જુવે છે, એક પુરૂષની સંગત તેને રૂચીત છે, તે સંગતમાં તે ખુશી અને સુખી છે, તેની ગેરહાજરી તેને બીહામણી લાગે છે, અને તોપણ તે માને છે કે તે આગળ વધનાર નથી, પરણવાની વાત કબુલ કરનાર નથી, તેને કોઇ રીતે પોતાના મનની ખરી હાલત જાણવા દેનાર નથી.

---

## પ્રકરણ ૫૮ મું.

### સરોવર ઉપર સેલગાહ.

સરોવરની શાંત સપાટી ઉપર હલેસાંથી પાણી હાલવાના લપ લપ અવાજ સિવાય કંઇ અવાજ નહોતો. બન્ને ધીમે સ્વરે વાત કરતાં હતાં. "રાધા તું મુંબઇની બહાર જવાની છે એવું જાણવાથી મેં પણ તૈયારી કીધી, તને આવી મળવાની, કેમજે મને જે વાત કરવી છે તે મુંબઇમાં તો થાય જ નહિં, તને ફુરસદ જ નહિં, અને તારા દીવાનખાનામાં તો

લોક આવતાં ને જતાં. એકલી તો તું મારી સાથે ફરવા આવેજ નહિ—"

"મને કોઇ પણ ગૃહસ્થ સાથે એકલી ફરવાની ગરજ નથી. કેમકે હું સાધારણ સ્ત્રીઓની માફક જીવન ગાળવા ચહાતી નથી, મારે માથે મેં કામ લીધેલું છે, અને તે કરવા હું મારી મરહૂમ માતાને વચનથી બંધાયલી છું."

"શું માતાએ ખાસ એમ વચન લીધું કે તું પરણે નહિ એમ કબૂલાત આપ!"

"ના, તેમ છેક નથી, પણ મારી માતાએ મને જે કામ કરવા કહ્યું છે તે કરવામાં લગ્નથી નડતલ આવે, એમ મને લાગે છે."

"જો તારા વિચાર તેજ તારા પતિના હોય તો તે તને મદદ કરે, એમ તું ધારતી નથી? નડતર આવવા ન દે?"

"'પતિ' એ શબ્દજ અધિકાર દર્શાવે છે. જો હું એક પતિને સ્વીકારૂં તો તેનો મારા પર હક અધિકાર થયોજ, પછી હું તેના તરફ ખોટી થાઉં તોજ તેની સેવા મૂકી બીજાં કામોમાં મારો વખત ગાળી શકું."

"અને તેથી તો હું કહું છું ને રાધા કે હું તારો પતિ થવા માંગતો નથી, પણ આપણે બે એકમેકનાં સાથી થઇ રહીએ? તે તને કબૂલ નથી?"

"હા, તેમ હું કબૂલ કરૂં, પણ મને ખાતરી જોઇએ, મને પૂરો વિશ્વાસ જોઇએ, અને જો મને પૂરો વિશ્વાસ નહિ હોય તો હું દુઃખી થાઉં ને કરૂં એવી હું છું."

"વિશ્વાસ હોય તોજ લગ્નથી કે લગ્ન વગર બંધાયલાં રહેવાય એ મારો પણ વિચાર. આજે ઘણે ઠેકાણે બૈરીઓ એવો જુલમ કરે છે કે વર બિચારો જાણે બંધાયલો ગુલામ. તે જો પોતાની સ્ત્રીમાં સારી વાતો કરવાની શક્તિ નહિ હોય, તોએ તેનાથી કોઇ બીજી સ્ત્રી સાથ વાતચિતનો વહેવાર નહિ રખાય, ફરવા જવું તો ઘરનાં ધુવડ સાથે, જમવું તો તેનીજ સાથે, અને જમવા પછી વાતે બેસવું પણ તેનીજ સાથે. જો ઘરની સ્ત્રીને ગાતાં વગાડતાં નહિ આવડતું હોય તો પરણેલા પુરુષની તાકાત નહિ કે તે કોઇ મિત્રની બૈરીનું ગાયન સાંભળવા જાય. જવું હોય તો સ્ત્રીને લઇને જવું. અને બાઇસાહેબ જો માંદાં હોય અને થાકેલાં હોય અને જાગરણ કરી શકે નહિ તેવાં હોય તો વરે ઘરમાંજ બેસીને ઝુરવું. ઓ બળી રે એ ગુલામગીરી! હું તો ધારૂં છું કે આગલા વખતમાં વરોને વધારે છૂટ હતી. ઘરની સ્ત્રી ઘરમાં રહે, છો-

કરી, સંભાળે, ઘરને લગતાં સેંકડો કામોમાં રોકાયલી રહે, વર ગમે તો ગાયનકારનું ગાયન સાંભળવા જાય કે કોઇ ચાલાક બુદ્ધિવાળી સ્ત્રી સાથે વાત કરવા જાય. આપણા લોકમાં તો આજ કેટલા જમાનાથી સ્ત્રીને કેળવતાજ નથી, પણ આગલા ગ્રીક તેમજ રોમન લોક વિષે મેં વાંચ્યું છે કે કેટલીક સ્ત્રીઓ ઘણી સારી રીતે કેળવાતી, કવિતાઓ લખતી, રાજ્ય પ્રકરણ સંબંધી ભાષણો આપતી. તેવી સ્ત્રીઓની વાતો સાંભળવાથી રાજ્યદ્વારી મહાપુરૂષોને ફાયદો થતો, માટે તેઓ તેવી સ્ત્રીઓની સંગતમાં કાળ કાઢતા. ત્યારે કંઇ એમ નહિં હતું કે તે કારણથી ઘરની સ્ત્રી દુઃખી થાય, બળે, કંકાસ કરે, અને લોક પેલા પુરુષને ઘાતકી અને બેવફામાં લેખે."

"હા, પણ તેમ રોમન લોકમાં તલ્લાક આપવી, પરણેતરને મૂકી દઇ બીજી લાવવી, પરણેલી સ્ત્રી બીજાને આપી બીજાની પોતે લેવી એવી બધી છૂટો હતી. આ દેશમાં તો લગન એક પવિત્ર બંધારણ છે ને! ધર્મની ક્રિયાથી બંધાયા પછી સદા વફાદાર રહેવું એમ ધર્મ માગે છે."

"વફાદાર એટલે? તેથી શું કોઇ પારકી સ્ત્રી સાથે વાત પણ કરવી નહિં? તેનું ગાયન સાંભળવા પણ જવું નહિ? જોડીમાંનો બળદિયો હોય તેમ જોડીમાંજ ફરવું, નહિં તો ઘેરે બેસવું? ના એવી ગુલામગીરી હું તો કરૂં એ નહિં અને સ્ત્રી તરફથી માંગુએ નહિ. રાધા, જો તું મને એટલી છૂટ આપી શકતી હોય, તોજ આપણે વરવહુ થઇ શકીએ. તું મને મારી મરજી પ્રમાણે છૂટથી ફરવા દિયે, હું તને તારી મરજી પ્રમાણેનાં કાર્યોમાં રોકાયલી રહેવા દઉં, ઘરનું કામ તારેજ કરવું, છોકરાં તારેજ સંભાળવાં એમ હું જુલમ કરૂં નહિ."

"ઘરનું કામ તો સમજ્યાં, આજે બહારથી ઘણુંએ કરી મંગાવાય છે, પણ જો છોકરાં થયાં તો માતાની ફરજ ચૂકાય એવી નથી તે ચૂકવી એ પાપ છે."

"શું છોકરાંને પકડી માતાએ બેસી રહેવું જોઇએ?"

"છોકરાંનાં તનની સંભાળજ નહિ, પણ મનની કેળવણી પળે પળે કરવાની છે. બાળપણમાંથીજ સારા ગુણો ખીલવાય છે, સારી ટેવો પડાય છે. જો માતા ઘેર બહારનું કામ કરવા જાય તો છોકરાં એકલાં રહે વા નોકરોને આધારે રહે? નોકરોને આધારે રહી તેમના આચાર વિચાર પકડે? જો એમ માતાઓ કરે તો સંસારનું સત્યાનાશ સમજવું."

"બેડી, માતા ઉપર વધારે, પિતાને કુદરતે છૂટ બક્ષેલી છે."

"છે કે નહિ ? ત્યારે કાંય તમારાં બૈરાંઓ તોફાન મચાવે છે? જરા કોઇ સાથ વાતચિતનો વહેવાર વધુ રાખ્યો, કોઇની ખુબસુરતીનાં ... કર્યાં, કોઇનું ગાયન વાદન સાંભળવા ગયા, તો કેવો હકક લુટાય હોય તેમ કંકાસ ફજેતા કરે છે. એવી સ્ત્રીઓથી હું ડરૂં છું અને મોકળો ફરૂં છું. તને યાદ હશે કે મેં તને નાગપોરથી અને બીજી જગાઓથી કાગળો લખેલા તેમાં વારંવાર બીજી સ્ત્રીઓની તારીફ કીધેલ તે ફક્ત તને ચીડાવવા, પણ હું ખાતરી રાખું છું કે તું તેવી અદેખી પડે અને વઢે તેવી.—"

"મને અદેખી પડવાનો કે વઢવાનો હક્ક નથી, પણ મી. ત્રિવેદી તમે શું એમ ધારો છો કે એક સ્ત્રી એક પુરુષ ઉપર પૂર વિશ્વાસ રાખી તેની સાથે પરણે તો પછી વરને છૂટ છે કે વહુને પડતી મૂકી બીજી સ્ત્રીઓ સાથે પરિચય રાખે અને તોપણ વહુ તેમાં વાંધો જોય નહિં કે વરને તેની ફરજની યાદ આપે નહિં ?"

"હું કબૂલ કરૂં છું કે પરણેલાંઓની એકમેક તરફ ચોકસ ફરજો છે. જો વર પોતે સાચો અને વફાદાર નહિ હોય તો તેણે વહુ ... સચાઇની અને વફાદારીની આશા પણ રાખવી નહિં જોઈએ. વળી લગ્ન લગ્નમાં પણ ફરક છે. આપણા દેશમાં લગ્ન એ કંઇ પરસ્પર પ્યાર અને વફાદારીનાં વચનથી થયલાં જોડાણ નથી, પણ ફક્ત માબાપે ગોઠવી આપેલાં સાટાં હોય છે વરવહુ તો નાનાં નાદાન હોય છે, એક-મેકને કશાં પણ વચન આપતાં નથી. તો તેવાંઓ વચ્ચે સંપૂર્ણ વફાદારી હોય નહિં એ સ્વાભાવિક છે. તેમાં મોટી ઉમરનો વર અને છેક નાની ઉમરની કન્યા પરણે તેમના વચ્ચે તો વફાદારીની વાત હોયજ નહિ, પણ જેઓએ પોતાની લાયક ઉમરે અરસપરસ વચન આપેલું હોય તેમના વચ્ચે સચાઇ વફાદારી જોઇએજ, અને બન્નેએ વિશ્વાસ રાખવો જોઇએ. વહુએ સમજવું જોઈએ કે મારો વર મારા તરફ અખંડ પ્યાર ધરાવે એટલે તે બીજીનો થાય નહિ, વરે વિશ્વાસ રાખવો જોઇએ કે હું પવિત્ર મનવાળી સ્ત્રી સાથ પરણ્યો છું તે અપવિત્ર બને નહિં, અને એમ અરસ પરસ વિશ્વાસ રાખી જીવવું જોઇએ. તું મારી સાથ પરણે—વિધિથી કે વિધિ વગર; પણ જો તને મારાપર વિશ્વાસ નહિં હોય તો તું મને શક લાવી લાવી દુઃખી કરે ને ?"

"હું વિશ્વાસ વગર પરણુંજ નહિં, મને તો સંપૂર્ણ વિશ્વાસ જોઇએ."

"અને તે તું ધરાવે છે રાધા ?" કોમળ સ્વરે આશાવંત ચહેરે માધવે પૂછ્યું.

ણુ લાગે એ અસંભવિત ન હતું. એ રાજમહેલમાં પૂર્વે વસનાર
ાજા–રાણીઓના ઇતિહાસ જાણનાર જો કોઇ ત્યાં આવી ઉતર્યો હોય
તો તેને વિશેષ ભય ઉત્પન્ન થાય એ પણ સ્વાભાવિક હતું–કેમકે
અનેક પ્રપંચજાળો ત્યાં રચાઇ ગયાનું તવારીખોથી સિદ્ધ થયેલું હતું.
કંઇકનાં ખૂન વિચિત્ર પ્રકારે ત્યાં થએલાં હતાં. બહારથી પવિત્ર અને
મહાનુભાવશીલ દેખાતા રાજવંશીઓ અંદરખાનેથી કેવા ક્રુર, નિર્દય
રાજલોભી અને સ્વાર્થી હતા તેનો ખ્યાલ પ્રાચીન ઇતિહાસવેત્તાને
આવી ચુકેલો હોયજ તેથી તે જો નબળા મનનો હોય તો અહીં એકલો
રહી શકેજ નહિ. હું જરા સ્વભાવે નિડર હતી અને એવી એવી વાતો
સાંભળવાથી ગભરાઉં એવી ન હતી તેથી મને એ ભાગમાં રહેવા જતાં
કંઇ બીક જેવું લાગ્યું નહીં. પણ તેથી ઉલટું, રશીઅન રાજકુળના
માણસોની હીલચાલ જોવાની મને અવનવી તક મળશે એ વિચારથી
મને તો ત્યાં રહેવાથી કંઇક ખુશીની લાગણી ઉત્પન્ન થઇ. વસ્ત્રો
બદલીને બહાર જરૂખાના ભાગમાં હું સામેનો સુંદર દેખાવ નિહાળતી
બેઠી હતી. નદી કીનારા પાસેજ અમારૂં આ મકાન આવેલું હોવાથી
શીતળ હવાની લહેરીઓ મનને આનંદમાં પ્રફુલ્લિત કરી દેતી હતી.
નદીમાં સહેલ કરવા જનારા પ્રવાસીની હોડીઓમાંથી આવતો આનંદમય
વાર્તાલાપનો મૃદુ કલકલ પણ કર્ણેન્દ્રિયને પ્રિય લાગતો હતો. મ્હારૂં
ધ્યાન તે તરફજ હતું એટલામાં પાછળથી હોટેલવાળાની સ્ત્રીએ આવીને
મ્હારે ખભે ઓચીંતો હાથ મુકીને મને કહ્યું કે, “ચાલો, ચાલો, પેલા
વરઘોડો જોવો હોય તો જલદી આવો. એ લોક કંઇ વહેલા આવી
પહોંચ્યા છે.” પ્રથમ તો મને આમાં સમજ પડી નહી, પણ ક્ષણવાર
વિચાર કરતાં મને યાદ આવ્યું કે પેલા રશીઅનો આવવાનાં હતા તેજ
આવ્યા હશે. તેથી હું ઝટ ઉભી થઇને દરવાજાપર પડતા ઝરૂખાના
ભાગમાં જઇ ઉભી. નીચે વિચિત્ર આકારની ઘોડાગાડીઓ તથા અન્ય
વાહનોની ઠઠ જામી હતી. સામાનની ગાડી પણ પુષ્કળ હતી. આગલા
ભાગમાં એક સુંદર ઘોડાગાડી હતી તેમાંથી એક પાદરી ઉતર્યો અને
તેણે અંદર બેસનારને હાથનો ટેકો આપ્યો એટલે તેને અવલંબીને
અંદરથી એક મહા સ્વરૂપવાન પ્રૌઢ વયની, મૂલ્યવાન વસ્ત્રાલંકારથી
સુશોભીત લલના બહાર આવી. તેની મુખાકૃતિ જોતાંજ તે મિજાજદાર,
કસ્સાદાર, અભિમાની ને મોજીલી હશે એમ મને જણાયું. તે તથા
પેલો પાદરી બંને પછવાડેની બીજી ગાડી પાસે ગયા. ત્યાં ઘણા નોકરો

મખમલનાં ગાદલાં તથા ઉશીકાં ને તકીયાવાળો એક પલંગ લઇને ઉભેલા હતા. ગાડીનું બારણું હળવે રહીને ખોલવામાં આવ્યું ને તેમાંથી એક સ્તબ્ધ જેવા યુવાનને ઉચકીને ધીમે ધીમે તેને જરા પણ ઇજા થાય નહી એમ બહાર કાઢી હાથ ઉપર ને હાથ ઉપર રાખીને પેલા પલંગ ઉપર સુવાડવામાં આવ્યો. પાસેનાં માણસો બહુજ ધીમેથી વાતો કરતાં હતાં, ને એ યુવાનના મુખ ઉપર આવરણ જેવું કંઇક આવી ગયેલું મને જણાયું, તેથી તેની આકૃતિ મ્હારાથી બરાબર જોવાઈ નહી. પણ તેના શરીરનો બાંધો જોતાં તથા નબળા પડી ગયેલા અવયવો જોતાં મને લાગ્યું કે તે બિમાર હોવો જોઇએ. પલંગને હળવેથી ઉપાડીને સેવકો અંદર લાવતા હતા તેવામાં એ યુવાનના મુખ ઉપરનું વસ્ત્ર પવનથી જરા ખસી ગયું ને તેજ ક્ષણે મને જણાયું કે તેની મુખાકૃતિ નિર્માંસ જેવી હોવા છતાં અતિ લાવણ્યમયી હતી, ને તેના કાળા વાળનાં ગુંછળાં પવનમાં તેના કપાળ ઉપર ફરફરતાં હતાં. પ્રથમ તો તેણે આંખો મીચેલી હતી, પણ કોણ જાણે મ્હારી એકાગ્ર દ્રષ્ટિને બળે કે કોણ જાણે શા કારણથી તેણે ક્ષણવાર આંખ ખોલીને મ્હારા સામું જોયું ને તેની સાથેજ પાછી આંખ બંધ કરી દીધી. મને લાગ્યું કે કંઇક ભયભીત અવસ્થામાં તે હોવો જોઇએ. પણ આ મ્હારૂં કેવળ અનુમાનજ હતું. નોકરો તેના પલંગને ધીમે ધીમે ઉપર લાવ્યા ને તેને માટે નિર્મિત કરેલા સ્થાનમાં તેને રાખવામાં આવ્યો. તેની પાછળ પેલી રાજવંશી લલના અને પાદરી બને આવ્યાં. પલંગની સાથે એક અંગ્રેજ જેવો કોઇ ચાલતો મને જણાયો હતો. તે પણ ઉપર જ આવ્યો.

રશીઅન નોકરોમાંના ઘણાક તો બીહામણા ચ્હેરાવાળા છતાં પુષ્ટ અને ચીનાઓ જેવાં ચીબાં નાકવાળા હતા તથા તેઓ ગરબડીઆ કંઇક બોલતા તેથી મને તો એમાંનું કોઇ ગમ્યું નહી. તેમની વાતચીત તથા હાહા હીહી બહુ થતી ત્યારે પાદરી ડોળા કાઢીને તેમને વારતો ને ચુપ રહેવા આજ્ઞા કરતો. આ બધો સામાન યથાસ્થાને ગોઠવાઇ ગયો એટલે હું મ્હારી માતા પાસે ગઇ, અને મ્હેં જોએલી સર્વ હકીકત માતાજીને કહી સંભળાવી. પછી અમે નગરમાં ફરવા ગયાં ને ફરીને કંઇક સામાન ખરીદો હતો તે લઇને મોડાં પાછાં ફર્યાં. ત્યાં તો અમે જોયું કે રસીઅન મંડળમાંના લોકો દોડાદોડ કરી રહ્યા હતા અને અવસાન સમયને છાજે તેવી તૈયારીઓ કરવામાં ગુંથાયા હતા. સર્વનાં મ્હો ઉપર કાળાશ જામી ગઇ હતી. મકાન મનુષ્યોથી ભરેલું

જતાં સર્વ શૂન્યમય જણાતું હતું. મ્હારા ઓરડાભણી જતાં મને પેલી લલના પેલા પાદરી સાથે ઉભેલી જણાઈ. તેણે મને જોતાંજ જરા આશ્ચર્યયુક્ત દ્દષ્ટિવડે પોતાનો મનોભાવ જણાવ્યો. પણ પાછી એકદમ ઠેકાણે આવી ગઇ ને કેમ જાણે મને ઓળખતી હોય તેમ મ્હારાભણી માયાળુ દ્દષ્ટિ કરીને કહેવા લાગી કેઃ—"તમને અમારા આવવાથી અડચણ પડતી હશે, તેમાં વળી આ હમણાંજ બની ગયેલા શોકમય પ્રબંધને લીધે વિશેષ ગ્લાનિ ઉત્પન્ન થતી હશે. પણ દૈવની ગતિ અકળ છે. મ્હારા દુઃખનો તો પાર નથી. મ્હારો વ્હાલો પુત્ર બિમાર હતો તેને ઇટાલીની હવાથી કંઇક સારૂં થશે એવી આશાથી હું અહીંઆં આવી; પણ અહીં પગ મુકવાની સાથેજ તેના પ્રાણ ઉપડી ગયા છે અને અમને સર્વને રઝળતાં મુકીને એ પરલોકવાસી થયો છે. હવે તેની ઉત્તર ક્રિયામાં અમે સૌ ગુંથાયાં છીએ. તમારાં માતાજીને આ માઠા સમાચાર હળવેથી આપશો."

તેના ચહેરા ઉપર જે શોકની છાયા સ્વાભાવિક રીતે આવે પ્રસંગે જામવી જોઇએ તે મને ન જણાતાં આમાં કંઈક ભેદ હોવાની ભ્રાન્તિ થઈ. પણ હું બાળક તેથી મ્હારી ભુલ થતી હશે એમ માની યોગ્ય શબ્દોમાં સમભાવ દર્શાવીને હું ત્યાંથી મ્હારી માતા પાસે પાછી આવી ત્યાં તો હોટેલવાળાની સ્ત્રી કયારનીએ આવીને વાતે વળગી હતી. મ્હારી માતાને કાને આ અશુભ વૃત્તાન્ત પડી પણ ચુકયો હતો. બધાં એમ કહેતાં હતાં કે એ યુવાન મરણ પામેલો છે. પણ મ્હારૂં મન તે વાત કબુલ કરતું ન હતું, તેનો અચાનક દ્દષ્ટિપાત મને ક્ષણેક્ષણે સાંભરી આવતો હતો. પણ હવે એકદમ આવું પરિવર્તન ન થયું હોય એમ પણ મ્હારાથી કેમ કહેવાય?

તે યુવાનના શરીરને ધર્મક્રિયાઓ કરવા માટે એક સ્થળે રાખવામાં આવ્યું હતુ ને તેની આસપાસ અસંખ્ય મીણબતીઓનો પ્રકાશ પડતો હતો. તેના પગ ભણી પેલો ઇંગ્રેજ હાથમાં કંઇક ધુપ જેવું લઇને ચોપાસ સુગંધ પ્રસરાવતો હતો તેની અસર એવી તો માદક હતી કે ઘણીવાર સુધી ત્યાં કોઇ ઉભું રહી શકતું નહિં. તે સુગંધ ઘ્રાણેન્દ્રિમાં જરાવાર આવતાંજ ઘેન ચડવા માંડયું હોય એમ મને પણ થવા લાગ્યું. તેથી હું ત્યાંથી પાછી મ્હારા આવાસમાં ગઇ ને આ અદ્ભુત વૃત્તાન્તના વિચારના વમળમાં ગોથાં ખાતી ખાતી બેસીજ રહી.

સાયંકાળનો સમય થવા આવ્યો હતો એટલે રાતના ખાણા માટે વસ્ત્ર પરિધાન કરવાની તૈયારીમાં હું પડી ને મ્હારી દાસીને સુવાનો ઓરડો મ્હારા ઓરડાની પાછળ, હતો પણ તે આંકડો હતો તેથી તે આવીને મને કહેવા લાગી કે બ્હેન! આ મ્હારો પોશાક સંભાળથી રાખવાની જગા મ્હારી ઓરડીમાં નથી. તમારા ભાગમાં આ ખુણો ખાલી છે. વળી તમને કંઇ નડે તેમ નથી માટે રાતે મ્હારાં વસ્ત્રો અહીં રાખવા દેશો?" મને કંઇ અડચણ પડે તેમ ન હતું, તેથી મ્હેં તેની હા પાડી એટલે તેણે આવીને પોતાની ટોપી કોટ વગેરે બધું ત્યાં ખીટીઓપર ગોઠવ્યું. એ ભાગમાં માત્ર એક ટેબલ ઉપર મ્હેં કેટલાંક પુષ્પ રાખ્યાં હતાં. પછી મને તે કહેવા લાગી કે "તમને રાતમાં કદાચ બ્હીક લાગે તો મને બોલાવજો. માતાજીની આજ્ઞા છે કે મ્હારે તમારા ઓરડાને બહારથી તાળું વાસીને કુંચી મ્હારી પાસે રાખવી. એટલે તમને જરાએ ગભરાટનું કારણ રહે નહિ."

હું કંઇ ડરતી ન હતી, પણ માતાજીને મ્હારે માટે આટલી કાળજી જોઇને ખુશી થઇ ને મ્હેં તે બાબત વાંધો લીધો નહિ.

રાતનું ખાણું ખાધા પછી માતાજીને સુવાનો વખત થયો એટલે તેમની રજા લઇને હું મ્હારા ખંડમાં આવી. થોડીવાર ઝરૂખામાં ફરી ને આસપાસની શોભા નિહાળી લીધા પછી સુવાની તૈયારી કરવા લાગી. દાસી આવીને બહારથી બારણું બંધ કરી તાળું મારી ગઇ. ઝરૂખામાં જવાની એક બારી મ્હારા ખંડમાં પડતી હતી તે ખુલ્લી હતી. બહારનો તમામ બાગ વાસેલો હતો. જે રશીઅનોને વાપરવા આપેલો ભાગ અમારાથી થોડો દૂર હતો ત્યાંથી પણ કાંઇ શબ્દ આવતો નહતો. મ્હારા પલંગમાં લોટી જઇને મ્હેં આંખ મીચી દીધી, પણ દિવસના ભાગમાં જોએલા અજાયબ જેવા દેખાવના વિચારો મને પાછા સ્ફુરી આવવા લાગ્યા. તેથી મને નિદ્રા દેવીની પ્રસાદી દુર્લભ થઇ પડી. રાત જતી ગઇ તેમ તેમ નિઃશબ્દતા વધતી ગઇ. પવન આવતો ત્યારે પેલા પડદાનો અવાજ સહેજ સહેજ થતો. એવામાં મને ઝરૂખામાં કોઇનાં ધીમેથી પગલાં પડતાં હોય એવી ભ્રમણા થઇ આવી. હું જાગું છું કે ઉંઘું છું તેની ખાત્રી કરવા માટે હું બેઠી થઇને કાન દઇને સાંભળવા લાગી. થોડીવાર તે અવાજ બંધ થયો. એટલે મ્હારી ભ્રાન્તિ જ હશે એમ મને લાગ્યું. પણ વળી તે શબ્દ પાછો સંભળાયો ને મ્હારી

તી. હિમતવાન્ છતાં એકલી હોવાથી મને જરા ગભરામણ થવા લાગી. મ્હારૂં બારણું બહારથી બંધ હોવાથી મ્હારે નીકળી જવાનો પણ કોઇ માર્ગ ન હતો. એટલામાં પેલા રશીયન નોકરોમાંનો એક બ્હીઆમણા ચ્હેરાવાળો, શસ્ત્રસજ્જ, મ્હારી બારીમાં ડોકીયું કરતો હોય એમ મને લાગ્યું. શું કરવું તેની મને સુઝ પડી નહિ. હું પલંગની અંદર સંતાવા લાગી, પણ તે માણસ તો ધીમે પગલે બારીમાંથી અંદર કુદીને આવ્યો. તે હવે મને શું કરશે તેની ફાળ પડતાં મ્હારી છાતી ધબકવા લાગી. પણ વિના આ સ્થળે મ્હારૂં કોઇ બેલી કે રક્ષક ન હોવાથી હું તે અશરણની શરણનો આશ્રય મ્હારા મનથી માગવા લાગી. એટલામાં તો પાછળથી બીજું પણ કોઇક કુદીને મ્હારા શયનમંદિરમાં દાખલ થયું. તે તેના લાંબા કદ ઉપરથી તથા સવારે મ્હેં જોએલા તેનો આકાર ઉપરથી, તેમજ મ્હો ઉપર ઉડતાં વાળનાં ગુંછળાંથી મને બ્રાન્તિ થઇ કે આ બીજું કોઇ નહિં પણ પેલો યુવાન જ હોવો જોઇએ. પણ તે તો મરણશય્યામાં પડેલો હતો. તે ઉઠીને અહીં આવે શી રીતે? એ વિચાર આવતાં મ્હારી ગભરામણ વધી. વળી મને વિચાર આવ્યો કે એ વાત મને સાચી લાગતી ન હતી. તેથી કદાચ તે પોતે હજી જીવતો પણ કેમ ન હોય? મને તેના પ્રતિ સ્વાભાવિક દયાની લાગણી તો થઇ હતી જ. તેથી હવે હું હિંમતથી ઉઠીને આગળ આવી ને "કોણ છો! કેમ અહીં આવા વખતે આવ્યા છો?" એમ પૂછવા લાગી. મ્હારો શબ્દ સાંભળતાંજ તે યુવાન મને ચુપ રહેવાની સંજ્ઞા કરતો, કાલાવાલા કરતો, મ્હારા પગે પડયો, ને બોલ્યો કે, "બાળા! મને બચાવો. પ્રભુની ખાતર તમારો આશ્રય આપો. ક્ષણ પણ ન ખુવો. મ્હને અહીંથી બહાર જવાનો રસ્તો સુઝાડો. વાર થશે તો મ્હારૂં મરણ અવશ્ય નીપજશે. મને આ લોક ઝેર દઇને મારી નાંખવા માગે છે. હું મૃતવત્ પડી રહ્યો હતો તે કેવળ ઢોંગ કરીને જ. પણ, હમણાં સૌ શાન્ત છે. મ્હને નિર્જીવ સમજીને કોઇ તપાસ કરવા આ અંધારી રાતે હમણાં તો આવે એમ નથી. દયા કરો. મ્હને કોઇ પણ રીતે આ મકાનની બહાર મોકલી દો. તમને સવારે મ્હેં જોયાં ત્યારથીજ મને હિંમત આવી છે. માત્ર ડાકતર જ મ્હારા પક્ષમાં છે. તેમણે બંદોબસ્ત કરી રાખ્યો છે, ને બ્રિટિશ કોન્સલને હું મળું એટલીજ વાર છે. પછી મને કશો ભય નથી."

( —પૂર્ણ )

# આરોગ્ય પત્રિકાઓ.

( અનુસંધાન પૃષ્ટ ૩૦૦ થી. )

( સંપાદક-વડોદરા આરોગ્ય પ્રદર્શનના મંત્રીઓ. )

## બાળ લગ્ન.

"હેં હુષ્ટ રૂઢી તણું દાસપણું સ્વીકારી
હાથે કરી સુખલતા મુળથી ઉખાડી."

નરસિંહરાવ.

એક બાળા કહે છે કે "શૈશવ વિષે કર પીડીઆ અજ્ઞાત એક શિશુજને, હૃદ્દાહનાજ કરારમાં સહી કીધી મુજ મુજ ગુરૂજને" એ બાળા પોતે લગ્ન શું છે તે પણ જાણતી નહોતી. આટલી નાની ઉમરમાં આપણે આપણા બાળકોના લગ્ન કરી નાખીએ છીએ.

**બુદ્ધિ મંદ પડે છે.**

બાલકોના નાની વયમાં લગ્ન કરવાથી બાલકોથી પુરેપૂરો અભ્યાસ થઇ શકતો નથી. બાલકોના શરીર અને બુદ્ધિ ખીલી શકતાં નથી. કાચી વયમાં લગ્ન કરવાથી ૩૦-૪૦ વર્ષની ઉમ્મરમાંથીજ વૃદ્ધાવસ્થા શરૂ થવા માંડે છે.

**શારીરિક નિર્બળતા.**

"ટુંકાં ટુંકાં પોતીઆં ને વ્હીલાં વ્હીલાં મ્હોં રખેને ભાઇ તમે મ્હેતાજી હો" એમ કહેવત છે તેને બદલે એવી રીતે હોવી જોઇએ કે 'ટુંકાં ટુંકાં પોતીઆં ને વ્હીલાં વ્હીલાં મ્હોં રખેને ભાઇ તમે બાલપતિ હો.' કેમકે બાળવયમાં પતિ અને પિતા બનેલા પુરૂષો કદિ પણ દમામદાર દેખાવના, સુન્દર અને આનંદી હોઇ શકે નહીં. અને વસ્તીનો મોટો ભાગ બાલપતિ હોય છે જ.

**અભ્યાસમાં ખલેલ.**

એકાદ વિદ્યાર્થી બિચારો મહા મહેનતે અભ્યાસ કરતો હોય છે તો ત્યાં તેના બચ્ચાં કચ્ચાં કલકલાટ કરીને અને પત્નિ ઘાંટાઘાંટ પાડીને અભ્યાસમાં ખલેલ કરે છે. કેમકે નાની વયમાં લગ્ન તો કરી નાખેલાં હોય છે. એટલે કુટુંબમાં વૃદ્ધિ સારી રીતે થઇ હોય છે.

લગ્નથી અભ્યાસમાં બીજી રીતે પણ ખલેલ પડે છે. વિદ્યાર્થીદશામાં હોય છે એટલામાં પત્ની ઘેર આવતી થાય છે અને પછી તો "આવી ઘેર પ્રિયા હવે અને તો ભણશું ભવ પેલે ખરે."

**દેશકાર્ય માટે નાલાયકી.**

બાળલગ્નને લીધે યુવકો ઉચ્ચાભિલાષી થઇ શકતા નથી. વધારે અભ્યાસથી તેમનાં દુર્બળ શરીરને અને ચિંતાગ્રસ્ત મનને થાક ચડે છે. કારણ કે પોતે બાલ માતાનું સંતાન છે અને બાલ પત્નીનો બાલ પતિ હોય છે.

એક લેખક કહે છે કે "જ્યાં સુધી ભારતવાસીઓ નાનાં બાળકોને કુમળી વયમાં સંસારી બનાવશે ત્યાં સુધી તેની ઉન્નતિ અશક્ય છે.—" દશ અગીઆર કે બાર વર્ષની ઉમ્મરની બાલમાતાનો પુત્ર સાડા ૭ ફીટ ઉંચો અને પહેલવાન જેવો પહોળી છાતીનો કદી પણ હોય નહીં. નિસ્તેજ અને નિર્માલ્ય બાળકો સ્વરાજ્યને નિભાવી શકે નહીં; તેમનું બુદ્ધિબળ રાજ્યતંત્ર ચલાવવા માટે ઓછું માલમ પડશે; કેમકે, તે ઘણી નાની વયથી સંસારની ચિંતામાં પડેલા હોય છે."

**મૃત્યુ પ્રમાણ.**

હજારો બાલકીઓ આ રૂઢીનો ભોગ થઇને કુમળી વયમાં મરણ પામે છે. દેશના અમૂલ્ય રત્નભંડાર જેવાં સુકુમાર અને નિર્દોષ બાળકો રૂઢી રાક્ષસીને ભોગ તરીકે અપાય છે. બીજા દેશો કરતાં હિન્દુસ્તાનમાં જન્મ અને મૃત્યુની સંખ્યા વધારે છે. બાલ માતા પિતાનાં સંતાનો જલદીજ મરણ પામે છે, કેમકે માતાપિતા બન્ને બાલક હોય છે. નિર્બળ માટે સંસારમાં સ્થાન નથી. પોતે નિર્બળ થવું અને નિર્બળ બાળકો ઉત્પન્ન કરવાં એ પાપ છે.

**કેટલાક આંકડા.**

એક વર્ષથી માંડીને ૧૫ વર્ષ સુધીની ઉમ્મરની લગભગ ૧ કરોડ જેટલી બાલપત્નીઓ આપણા દેશમાં છે. એ એક કરોડમાં ૧૩,૨૨૨ પત્નીઓની વય એક વર્ષ અને તેની પણ અંદરની છે. આ માબાપ પોતાની વ્હાલી બાળકીના ભવની પાળ બાંધનાર કે પોતાના ક્ષણિક

ઉપાય.

બાળકીઓને શુદ્ધ પવિત્ર વાતાવરણમાં ઉછેરો. એના મગજ ઉપ ચારા સંસ્કાર પાડો, જીવનનું મહત્વ સમજાવો. સારી કેળવણી આપે ધર્મને રસ્તે ચઢાવો. શુદ્ધ બ્રહ્મચર્ય પળાવો. પછી એને સોળ વર્ષ પર લગ્ન કરશો તો માલુમ પડશે કે એકંદરે દેશને લાભ થયો છે.

---

## વિધવાનાં દુઃખો.

" વિધવાની આ દેશમાં સ્થિતિ વિચિત્ર ઘણીજ
સજ્જન પંથી ! તે સુણી ધરીશ તું મનમાં ખીજ."
× × × ×
" પ્રતિનિઃશ્વાસથી ગ્રહ હૃદય, દેતું હીન્દુને શાપ."
ગોવર્ધનરામ.

ઇ. સ. ૧૯૧૧ ના વસ્તી પત્રકના રિપોર્ટ પ્રમાણે ૨ કરોડ ને ૬ લાખ વિધવાઓ આપણા દેશમાં છે.

દુર્દશા.

આ અનાથ સ્ત્રીઓની દશા 'ધણી વગરનાં ઢોર' જેવી છે પતિનાં મરણ પછી કોઇ પણ એક કુટુંબમાં દાસી આફક તેને રહે પડે છે. એક વિધવા સ્ત્રી નોકર, રસોઇયો, નર્સ અને ઘરનાં મનુષ્યોને ગુસ્સો ખાલી કરવાનું સ્થાન જીંદગી પર્યંત થઇ પડે છે. છતી વાચાએ તે અવાચક બની રહે છે. કેમકે જો પોતે કોઇ પર કંઇ પણ ગુસ્સે કરવા જાય તો તેનો પોતાનો 'રોટલો' જાય.

" હતી અજ્ઞાન હું બાળકી,
રમતાં કાળ સુખે ગાળતી;
× × ×
પછી કોઇનો બાળ નાનો,
બીજા ઘરમાં મરણ પામ્યો.
× × ×
પછી મુંજને બધાંએ મળી,
વિના અપરાધ વિરૂપા કરી.

સાધારણ સ્થિતિના ભણેલા અને તન્દુરસ્ત યુવકો પૈસાને અભાવે પરણ્યા વગર રહી જાય છે. ગરીબ માબાપ છોકરાને પરણાવવા ખાતર ઘરબાર, રાચરચીલું વેચીને છેક ગરીબ સ્થિતિમાં આવી પડે છે. આવાં લગ્નોથી વિધવાઓ અને કજોડાં ઘણાં જોવામાં છે.

કેટલાક લોકોમાં વરવિક્રયનો રિવાજ છે. ઉંચા કુળના છોકરાઓ ચોક્કસ રકમ વગર પરણી શકતા નથી. જેમ કુળ ઉંચું તેમ વરની કીમ્મત વધી જાય છે. આથી છોકરીનાં માબાપને ઘણુંજ વેઠવું પડે છે. લગ્ન વખતે ઠરેલી રકમ આપવા ઉપરાંત જીવતા લગી છોકરીનું પુરૂં કરવું પડે છે.

આવા ઉંડી જડ ઘાલી બેઠેલા ખોટા રીવાજો દુર કરવાની હવે દરેક સુશિક્ષિત માણસની ફરજ છે. દરેક માબાપે પોતાનાં બાળકોને યોગ્ય કેળવણી આપવી જોઇએ અને તેમનાં લગ્ન કરતી વખતે વયનો અને વરકન્યાનાં ભવિષ્યનાં સુખનો ઘણો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરવો જોઇએ.

'બાળકો એ પ્રભુનાં પેગમ્બર છે' અને દેશની અતિશય કીમતી દોલત છે. તેમને બેદરકારીથી દુઃખી કરવાનો માબાપને કશો હક્ક નથી.

( અપૂર્ણ. )

---

# "શ્રીબોધ"ના ગ્રાહકો માટેજ લાભ.

જે ગ્રાહકે સને ૧૯૨૨ નું લવાજમ ભર્યું હશે કે ભરશે તેનેજ લાભ મળશે. ગ્રાહકને એક જાતની એકથી વધારે પ્રત અપાશે નહિ.

નવા ગ્રાહક થનારને પણ આ લાભ મળશે.

---

## અર્ધી કિંમતે મળવાનાં પુસ્તકો.

૧—૪—૦ સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ—સ્ત્રી પુરૂષના ખરેખરા પત્ર વ્યવહારરૂપે બાળકોની કેળવણીને લગતા ૩૨ ઉપયોગી પત્રો.

૦—૧૨—૦ શાંતિદા—સ્વ. સુમતિ લલુભાઇ કૃત સાંસારિક નવલકથા.

૦—૧૦—૦ રાસમન્દિર—ગો. ડી. રાયચુરા કૃત રાસ, ગરબા, વગેરે.

૦—૮—૦ બાળઉછેર-બાળરક્ષણ—"ભગિની સમાજ"નો ઇનામી નિબંધ.

૦—૧૦—૦ તપસ્વિની—સતીઓની મહત્તા અને પ્રાબલ્ય બતાવનારૂં નવું અંકી સુબોધક નાટક.

૧—૮—૦ સત્યભામા—( આઠ ચિત્રો સાથે ) પત્નીની પુસંદગી અને પવિત્ર સાચા પ્રેમના આદર્શરૂપ ઘણુંજ સુંદર ગદ્ય નાટક.

૧—૪—૦ સ્વામી વિવેકાનંદ—ધર્મ ને સ્વદેશ પ્રેમનું પ્રબોધક ગદ્ય નાટક.

૧—૪—૦ પ્રમોદા યાને કિલેર દીલારામ—ઐતિહાસિક નવલકથા.

૦—૧૨—૦ પંચરત્ન અથવા પ્રેમમય જગત—બોધક પાંચ વાતો.

૦—૧૦—૦ આરોગ્ય દર્પણ—શરીર વૈદકનું ઉપયોગી પુસ્તક.

૧—૧૨—૦ મુક્તિમાળા અથવા જીવરાજ જીવન્મુક્તિ આખ્યાન—વેદાન્તને લગતો સંવાદ રૂપે ધાર્મિક સરળ ભાષાનો ગ્રન્થ.

૧—૪—૦ પ્રવાસીના પત્રો—દેશ, ધર્મ, સમાજ, વિદ્યા, રાજ્ય, હુન્નર ઉદ્યોગ વગેરેની પત્રોદ્વારા વિચારણીય ચર્ચા.

૧—૮—૦ ગીતા પરિચય—મૂળ લેખક બાબુ રામદયાળ મજમુંદાર એમ. એ. સર્વ મતાનુયાયીને સરખોજ ઉપયોગી ધર્મગ્રન્થ.

૧—૦—૦ શિક્ષાનો આદર્શ—ડૉકટર રવીન્દ્રનાથ ટાગોર કૃત હાલ શિક્ષણ પદ્ધતિ વિષેના પાંચ લેખો.

૨—૦—૦ સ્વામી દયાનંદ સરસ્વતી—વિસ્તારી જીવનચરિત્ર.

૧—૪—૦ લોક માન્ય તિલક ચરિત્ર—જીવનચરિત્ર.

# પોણી કિંમતે મળવાનાં પુસ્તકો.

:—૮—૦ કથામંજરી—ભાગ ૧ લો. બીજા કોઇ પણ સંગ્રહમાં ન આવેલી સાક્ષરોએ લખેલી સોળ નાની મોટી વાતો.
:—૦—૦ કથામંજરી—ભાગ ૨ જો. „ „ ૧૪ વાતો.
:—૦—૦ ગુર્જર સાક્ષર જયંતીઓ—ગુજરાતના નવ વિદેહ સાક્ષરોના જીવન ઉપર જાણીતા વિદ્વાનોએ કરેલાં ભાષણો.
—૮—૦ સુખશાંતિ વિચારણા—સર જોન લબકના ગ્રન્થ ઉપરથી ઘણાજ ફેરફાર તથા હિન્દુ ધર્મશાસ્રના દૃષ્ટાન્તો સાથે.
—૪—૦ પૈસાદાર કેમ થવાય ?—ગૃહઅર્થશાસ્ર અથવા કરકસર. સ્માઇલ્સના " થ્રીફ્ટ " નામે પુસ્તક ઉપરથી તૈયાર થયેલું.
૧—૦—૦ તત્વચિંતન—નીતિબોધક શિક્ષાવલી—જેમ્સ એલન. કૃત ૩૬૫ દિવસની દરરોજ કરવાની નૈતિક પ્રાર્થના રૂપે.
૦—૮—૦ સ્વર્ગની સામગ્રી—વિચાર તેવું વર્તન. જેમ્સ એલન કૃત.
૦—૮—૦ પશુમાંથી દેવ—અથવા પુણ્યાત્માઓનો પંથ—જેમ્સ એલન.
૦—૮—૦ બાળગીતા—પૂર્વાર્ધ. અધ્યાય ૧ થી ૯ સુધી.
૦—૯—૦ જાદુઇ બાગ, ભાગ ૧ લો. બાળકોને આકર્ષક જાદુઇ વાતો.
૧—૮—૦ મેવાડ-પતન—દ્વિજેન્દ્રલાલ રોય કૃત ઐતિહાસિક નાટક. પાત પ્રેમ, દેશપ્રેમ અને વિશ્વ પ્રેમની ઉચ્ચ ભાવનાવાળું.
૧—૪—૦ શારદાનું સ્વાર્પણ યાને સેવાધર્મસંમીક્ષા—સામાજીક નોવેલ.
૧-૧૨—૦ રાજસ્થાનની વીરરમણી ચંદા—ઐતિહાસિક ને સ્વતંત્ર.
૧—૦—૦ ગુલામી વહેપાર—ભાગ ૧-૨ " અંકલ ટોમ્સ કેબીન " નામે અમેરિકાની ગુલામગીરીનો હૃદયદ્રાવક ચિતાર.
૧—૪—૦ ધર્મપાળ યાને દેવી કલ્યાણીનો આત્મોત્સર્ગ—બૌદ્ધ સમયની ઐતિહાસિક, પ્રેમરસ ભરી, સુંદર નવલકથા.
૧—૮—૦ ચોખેરવાલી અટલે આંખની કણી !—બે ભાગમાં. ડૉકટર રવિન્દ્રનાથ ટાગોર કૃત સાંસારિક નવલકથા.
૧—૪—૦ માયાનો બજાર—ભાગ ૧-૨ આપટે કૃત ઉપરથી વીસમી સદીના હિંદુ ઘર સંસારનું સુંદર ચિત્ર આમાં આલેખ્યું છે.
:—૦—૦ ડુબતું વહાણ અથવા પવિત્રતાની પ્રસાદી—ડૉ. ટાગોર કૃત.
:—૮—૦ ચક્રવર્તી અશોક—ઐતિહાસિક, ધાર્મિક, સરસ નવલકથા.
:—૦—૦ એડીસનનું જીવનચરિત્ર—વીજળી, તાર, સીનેમા, ફોનોગ્રાફ વગેરેના શોધક મહા પુરૂષનું જીવન ગુજરાતીમાં તદ્દન નવુંજ છે.

લખોઃ— **જીવનલાલ અમરશી મહેતા**

મંત્રી " સુબોધ ", પીરમંશા રોડ—અમદાવાદ.

"શ્રી-બોધ"નો બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૨ જું ] જુલાઈ, ૧૯૨૧. [ અંક ૭ મો.

મારા નાના ભાઇયો,

તમારા "બાળક" ચોપાનીયાને વળી બીજા છ મહીના થયા છે. તમે હજી પણ વાર્તાઓ ઉલટથી વાંચો છો? થોડા વખતથી તો "નાનો નરેંદ્ર" એ નામે લાંબી વાત ચાલુ થઈ છે, તે હવે પૂરી થઈ જશે. દર વખતે તમે એ વાત વાંચતા તો હશોજ, પણ એ વાત પૂરી થયા પછી પાછલા અંકો લઈને ફરીથી બધી વાત વાંચી જજો. આખી વાત સાથે વાંચવાથી બહુજ રસ પડશે. તમને જે સમજ ના પડે તે મોટાં પાસેથી સમજી લેજો. એપ્રીલના અંકમાં એક ચિત્ર આપેલું હતું તે તમે જોયું હશે. તેમાં એક નાના છોકરાએ પથરો નાંખી પંખીને મારી નાંખેલું દેખાય છે. તમે આમ પથરાથી પંખીને જનાવરને મારો છો? હમણાં વરસાદના દહાડા છે, એટલે દેડકા બહાર ફરશે. ઘણાં છોકરાં દેડકા ઉપર પથરા નાંખી તેમને પજવે છે. બોલો એ સારૂં કહેવાય? પંખીને ગલોલ મારવી નહિ, એમને તો દાણા નાંખવા. તમારી બારીયે એક છાબડી બાંધજો. તેમાં રોજ સવારે થોડા દાણા નાંખજો. પછી મઝા જોઇ લેજો. કેટલા બધા પંખીયો તે ખાવા આવશે. પણ જો જો તેના ઉપર બીલાડી કુદકો મારી પંખીને પકડે તેમ ના હોય. આ પંખીયો રોજ સવારે મધુરો કલબલાટ કરીને સૂર્ય ઉગવાની ખબર તમને આપશે. પોતાની ડોક હલાવીને, પાંખ ફફડાવીને, એ તમને આનંદ આપશે! તમે રોજ તેમની પાસે ઉભા રહેજો. પછી ચકલી, કાબર, સુડો, કબૂતર, ખીસકોલી, દેવચકલી, વગેરેને બરાબર તપાસજો. તેમના રંગ, પીછાંના રંગ, આંખના રંગ બધું

આમ બોલી તે ઉઠયો. એક પછી એક એમ રોટલા લાવવા લાગ્યો. આખા દિવસને છેડે તે લાવી રહ્યો. પછીથી તે નરેંદ્રની રજા માગી ઉડી ગયો. નરેંદ્રે તેનો ઉપકાર માન્યો.

પછી તેણે કુતરાને બૂમ મારી. તે આવ્યો, ને રોટલા દેખી પૂંછડી હલાવવા લાગ્યો. થોડાક રોટલા ખાધા, બીજા એક જગોએ છુપાવી તે બોલ્યો, "મારી પીઠપર બેસી જા." નરેંદ્ર તેની પીઠપર બેઠો. આખરે તેઓ ગુફાની સામી બાજુએ પહોંચ્યા. નરેંદ્રે કુતરાને થાબડયો. તેનો આભાર માન્યો.

કુતરો ખુશ થઈ ગયો. તે નરેંદ્રના હાથ પગ ચાંટી પૂંછડી પટપટાવવા લાગ્યો. "તેં મારી ઘણા દિવસની ભૂખ મટાડી, તેથી હું તને આ શિશોડી આપું છું. જ્યારે જ્યારે મારૂં કામ પડે ત્યારે ત્યારે તું વગાડજે. હું તરત જ આવીશ." એમ કહી તે ગુફામાં પાછો ચાલ્યો ગયો. નરેંદ્ર આગળ ચાલવા લાગ્યો.

આગળ કહ્યા પ્રમાણે શીખો—

કુતરો ભસે છે. બિલાડી મિયાંઉ બોલે છે. એવી રીતે જુદાં જુદાં જનાવર શું બોલે છે તે શોધી કાઢો.

ગામડું ગામ, શહેર, તાલુકો, જીલ્લો, પ્રાંત, ઇલાકો, દેશ, ખંડ, પૃથ્વી વગેરે શીખો.

દિવસને છેડે શું આવે ? સવાર, બપોર ને સાંજ એ જાણો.

કુતરો પૂંછડી કેમ હલાવતો હશે ? બીજાં જનાવરો આનંદ દેખાડવા શું શું કરે છે તે જાણવા પ્રયત્ન કરો.

જ્યારે કુતરો હારે અથવા બીએ ત્યારે શું કરે છે ? હાથ, પગ કેમ ચાંટે છે ? કુતરા શું શું કરી શકે ? તે ખૂબ ધ્યાન આપી શીખો.

કુતરાની પૂંછડી કાપી નાંખવાથી તેને ઘણું નુકશાન છે. તે ઝપાટાથી દોડતો હોય અને એકદમ વળવું હોય તો પૂંછડી તેને કામ લાગે છે.

તમને કુતરો પાળવાનું મન થાય કે ?

[ અપૂર્ણ. ]

# "રમુજ માળા."

( ૧ )

દરદી—દાકતર સાહેબ, જરા મને તપાસો !

દાકતર—હા, ઉઘાડ તારૂં શરીર.

દરદી—બરાબર તપાસજો સાહેબ.

દાકતર—તને કમળો થયો છે.

દરદી—હેં, શું ! કમળો ?

દાકતર—તને કશું પીળું દેખાય છે ?

દરદી—હા સાહેબ.

દાકતર—શું ?

દરદી—દાખલા તરીકે હળદર, સેવ, ગાંઠીયા વગેરે ! !

વાંચક ! દાક્તરે શો જવાબ આપ્યો હશે ? !

સંપાદક—ખાતોપીતો.

( ૨ )

એક વખતે છ આંધળા માણસ હાથી કેવો છે તે જોવા નીકળ્યા. તેઓએ એક પછી એક જોવા માંડયો. પહેલો તેના પેટને અડકયો અને કહ્યું, ગમે તે હો પણ હાથી તો ભીંત જેવો છે ! બીજો તેના દંતુસળને અડકયો અને કહેવા લાગ્યો, હાથી તો થાંભલા જેવો છે ! ત્રીજો સુંઢને અડકયો અને કહેવા લાગ્યો કે હાથી તો સાપ જેવો છે ! ચોથો તેના પગને અડકયો અને કહેવા લાગ્યો કે હાથી તો ઝાડ જેવો લાગે છે ! પાંચમો તેના કાને અડકયો અને કહેવા લાગ્યો, હાથી તો પંખા જેવો છે. અને છેલ્લો તેના પુંછડે અડકયો અને કહેવા લાગ્યો, હાથી દોરડા જેવો છે ! આખરે તેઓ માંહોમાંહે લઢી પડયા અને આખરે હાથ પણ ઉગામવવા લાગ્યા. પણ બીચારાઓને ખબર નહિ કે બધામાંથી કોણ ખરૂં છે ! ! વાંચક ! બધાંમાંથી કોનું ખરૂં હશે તે શોધી કાઢશો ? ! *

ખાતોપીતો.

* અંગ્રેજી ઉપરથી અનવાદ.

# કાગડાની અદેખાઇ.

એક ચકલી હતી. તે હાથ પગ ધોઈ ખીટીએ બેઠી. 'ઉંચુ જોયુ તો સોનાની ચાંચ થઇ.' 'નીચુ જોયુ તો સોનાના પગ થયા.' 'વાડમાં ગઇ તો ઘુઘરો મળ્યો! અને રાજાને ઘેર ગઇ તો ઘોડો મળ્યો.' તે ઘોડા ઉપર બેસી ચાલતી થઈ. આ બધુ એક કાગડાએ જોયુ અને તેની માફક તેણે પણ કર્યુ.

હાથ પગ ધોઇને તે ખીટીયે બેઠો. ઉંચુ જોયુ તો કાંણો થયો, નીચુ જોયુ તો લંગડો થયો. વાડમાં ગયો તો વીંછી કરડયો. રાજાને ઘેર ગયો તો ઘોડાએ લાત મારી, અને તેથી મરી ગયો.

સાર—જે કોઇ બીજાની અદેખાઇ કરે તેના આવા હાલ થાય.

રશ્મીકાન્ત બીહારીલાલ કાંટાવાળા.
( ઉમર વર્ષ ૧૪ )

# ગુર્જર સાક્ષર જયન્તીઓ.

અમદાવાદની સાહિત્ય સભા તરફથી પ્રસિદ્ધ વિદ્વાનો—સાક્ષરોની જયન્તીઓ પ્રસંગે થયેલાં ભાષણોનો સંગ્રહ "ગુજરાત વિદ્યાપીઠ" ના મહાવિદ્યાલયોમાં પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવા પસંદ થવાથી આ સંગ્રહ એકત્ર કરીને છપાવ્યો છે. આમાં વિદ્વાનોમાં નીચેનાં લેખો આવ્યા છે:—

| વિષય. | ભાષણકર્તા. |
|---|---|
| ( ૧ ) કલાપી | ( ૧ ) રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ. |
| | ( ૨ ) રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. |
| ( ૨ ) અખો. | રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા. |
| ( ૩ ) મીરાંબાઇ. | રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ. |
| ( ૪ ) ગોવર્દ્ધનરામ. | રા. રા. લલિત. |
| ( ૫ ) નર્મદાશંકર | ( ૧ ) રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી. |
| | ( ૨ ) પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. |
| ( ૬ ) મણિલાલ નભુભાઇ. | પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ. |
| ( ૭ ) ધીરો. | રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા. |
| ( ૮ ) બાલાશંકર. | રા. રા. રામમોહનરાય જસવંતરાય દેસાઇ. |
| ( ૯ ) પ્રેમાનંદ. | રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. |

આ ઉપરાંત પહેલી સાહિત્ય પરિષદના પ્રમુખ સદ્‌ગત સા. શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનું તથા બીજી પરિષદના પ્રમુખ સા. શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવનું પ્રમુખ તરીકેનું ભાષણ પણ આમાં સંપૂર્ણ આપ્યું છે.

પૃષ્ઠ ૩૩૦, પાકું છીંટનું પુંઠું. કિંમત રૂ. ૨—૦—૦ પોસ્ટેજ જુદું.

# એડીસનનું જીવનચરિત્ર.

વીજળીના દીવા, તાર, ફોનોગ્રાફ, સીનેમેટોગ્રાફ વગેરે સેંકડો શોધોના શોધક એડીસનનું નામ જગજાહેર છતાં તેના જીવનને લગતી અદ્‌ભુત વાતો ગુજરાતમાં છેકજ અજાણી છે. આ પુસ્તક એ મહાપુરૂષે જાતે તપાસીને પસંદ કરી, તેમાંની બાબતોની સત્યતા માટે પોતે સર્ટીફીકેટ લખી આપ્યું છે. જીવનચરિત્ર છતાં અદ્‌ભુત નવલકથા જેવુંજ લાગે છે. એ છબી અને સોનેરી પુંઠું છે. કિંમત રૂ. ૨.

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" ના ગ્રાહક થનારને આ બે તથા "કથામંજરી ભાગ ૨ જો" અને "શિક્ષાનો આદર્શ" એ ચારે પુસ્તકો અર્ધી કીંમતે મળે છે. માટે પ્રવેશ ફીનો રૂ. એક પ્રથમ ભરીને તેના કાયમના ગ્રાહક થવા ભલામણ છે.

# સ્ત્રી-બોધ.

પુસ્તક ૬૫ મું. ]  ઑગસ્ટ, ૧૯૨૧.  [ અંક ૮ મો.

## સુંદરી સર્વનો સાર છે.



( દેસાઈ મોતીલાલ મથુરભાઈ )



રાગ હરિગિત વૃત્ત જેવો—ગઝલનો.

સંસારના સૌ લાહવ લેવા, (આ) ધન રૂડું છે સુંદરી,<br>
સંસારમાંહીં સ્વર્ગ જોવા, દિવ્ય દૃષ્ટી સુંદરી;<br>
સંસાર સાગર પાર થાવા, નાવ છે એક સુંદરી,<br>
સંસાર સુખમય સર્વ થાવા, સાર છે એક સુંદરી. ૧

સંસારનાં સ્નેહી મહીં, ઉત્તમ ગણું હું સુંદરી,<br>
સંસારની સાચી સંબંધી, એક ગુણીયલ સુંદરી;<br>
સંસાર અમૃતપાન સાધન સમ નથી કો સુંદરી,<br>
સંસાર સુખમય સર્વ થાવા, સાર છે એક સુંદરી. ૨

સંસાર તાપ નિવાર સાધન, બીજા સમું ના સુંદરી,<br>
સંસારની આ દોડમાં, નિવૃત્તિ સ્થળ છે સુંદરી;<br>
સંસારમાં મનનો વિસામો, દુઃખમાં દિલાસો સુંદરી,—<br>
સંસાર સુખમય સર્વ થાવા, સાર છે એક સુંદરી. ૩

સંસાર માંહી રત્નકેરી ખાણ, મનહર સુંદરી,<br>
સંસાર વેલી-વૃક્ષ વૃદ્ધિ, જાણ ગુણિયલ સુંદરી;<br>
સંસાર ધર્મકાર્યમાં, છે ફળ પ્રદાતા સુંદરી,<br>
સંસાર સુખમય સર્વ થાવા, સાર છે એક સુંદરી. ૪

સંસાર વૃક્ષે મધુર મેવો, એક મધુરી સુંદરી,<br>
સંસારના વહેવારને, પરમાર્થ સાધન સુંદરી;<br>
સંસારમાંહી મોક્ષ સાધન, એક માનું સુંદરી;<br>
સંસાર સુખમય સર્વ થાવા, સાર છે એક સુંદરી. ૫

# સ્ત્રીઓ અને સ્વતંત્રતા.

( લેખક સૌ. સરોજીની મહેતા, બી. એ. )



સ્ત્રીઓ અને સ્વતંત્રતા એ બે શબ્દોજ પરસ્પર વિરોધિ છે. જગતના ઇતિહાસમાં કોઇ પણ સમયે કોઇપણ દેશમાં સ્ત્રીઓને યોગ્ય સ્વતંત્રતા મળી નથી. સુધારાને શિખરે પહોંચેલા પાશ્ચાત્ય દેશોમાં પણ કદિ સ્ત્રીઓ પૂરેપૂરી સ્વતંત્ર થઇ નથી, તો બિચારી 'હિંદની પશુવત્ સ્ત્રીઓને તો સ્વાતંત્ર્ય સ્વપ્નમાં પણ ક્યાંથી હોય ? પુરૂષે રચેલા આ સંસારની ઘટનાજ એવી છે કે તેમાં સ્ત્રીસ્વાતંત્ર્યને અવકાશ નથી. પુરૂષોના દ્રષ્ટિબિંદુથી આ સત્ય નહિ ભાસે. તેમજ અનાદિ કાળથી દાસત્વ ભોગવતી અજ્ઞાન સ્ત્રીઓમાંથી ઘણીને પણ આમાં અતિશયોક્તિ લાગશે. પરંતુ કોઇ પણ સુશિક્ષિત જાગ્રત સ્ત્રીના હૃદયને આ ખરૂં લાગ્યા વિના નહિ રહે.

આપણા દેશની સ્ત્રીઓની પરાધીન સ્થિતિ ખરેખર દયાજનક છે. આજકાલના ઘરના નોકરો પણ સ્ત્રીઓ કરતાં વધારે સ્વતંત્ર છે. એ લોકો તો તસુમાં તલભાર ઓછું પડતાં નોકરી છોડી જવાની ધમકી આપે છે, ને ખુશામત કરાવે છે. સ્ત્રીઓ પોતાના પર ગમે તેટલો જુલમ વરસાવનાર પતિ કે સાસુ નણંદને તજી શકતી નથી. દરેક સ્ત્રીઓ સરખીજ પરતંત્ર હોય છે એમ ન જ કહી શકાય; પરંતુ પૂરેપૂરી સ્વતંત્ર તો કોઇજ નથી એમ કહીએ તો બીલકુલ ખોટું નથી. સંયુક્ત કુટુંબમાં વહુ તરીકે વસતી સ્ત્રીઓ સૌથી વધારે પરાધીન છે. તેમને ભાગે સ્વાતંત્ર્યનો અંશ માત્ર પણ નથી. તેમની જીંદગીનો રૂડપો પોણો ભાગ ગુલામગીરી કરતાં પણ વધારે ત્રાસજનક દુઃખમાં વ્યતીત થાય છે. આપણા દેશમાં આવી લાખો ગુલામો દુઃખના અસહ્ય ભાર તળે મહા કષ્ટથી જીવન વહન કરે છે. તેમને નસીબે પેટ પૂરતું ખાવાનું કે ઘડીકનો વિસામો પણ નથી, તો સ્વતંત્રતા તો ક્યાંથીજ હોય ? એમનું સ્ત્રીત્વ-વ્યક્તિત્વ ખીલવાનો અવકાશ જ મળતો નથી. દુઃખમાં રીબાઇ રીબાઇ ઘણી સ્ત્રીઓ અકાળેજ મૃત્યુવશ થાય છે, અને કેટલીક તો આત્મહત્યા કરી દુઃખનો અંત આણે છે.

હમણાં હમણાં પરગામ નોકરી પર જવાનો રીવાજ વધ્યાથી કેટલીક સ્ત્રીઓ સાસુ નણંદના ત્રાસમાંથી છુટી છે; પરંતુ તે પણ પૂરી સ્વતંત્ર તો થઇ નથી. કારણ કે સ્ત્રીને બહુ છૂટ આપવાથી તે છકી જાય, કહ્યામાં ન રહે એવું સેંકડે નેવું પતિ ધારે છે. માત્ર અજ્ઞાન પુરૂષોનીજ આવી માન્યતા હોય છે એમ નથી. ઘણા ઉંચી કેળવણી પામેલા, વિદ્વાનો

ખપતા કે દેશભક્ત ગણાતા પુરૂષો પણ પતિ તરીકે બહુ સાંકડા વિચારો ધરાવે છે.

આજના કેટલાક ભણેલા પુરૂષો પોતાની પત્નીને સભાઓમાં, મેળાવડામાં લઇ જાય છે; તેમને ઇંગ્રેજીમાં વાતચીત કરતાં શીખવે છે; પોતાના પુરૂષ મિત્રો સાથે ઓળખાણ કરાવે છે. આવા પુરૂષો અને તેમની પત્નીઓ બન્ને એમ સમજે છે કે આ સ્ત્રીસ્વાતંત્ર્યનું શીખર છે. પરંતુ આ સ્ત્રીઓને મારે કહેવું જોઇએ કે તમારા પતિ તમને માત્ર એક પોતાની શોભાની ચીજ ગણે છે. જેમ પોતાની "પોઝીશન" જાળવવા શોભીતુ ઘર કે ફરનીચર રાખે છે, મોટરમાં ફરે છે, સારાં કપડાં પહેરે છે, તેજ પ્રમાણે મિત્રો અને ઓળખીતાઓમાં પોતાની શોભા વધારવા, "પોઝીશન" જાળવવા પત્નીને આગળ પાડે છે. આ પ્રમાણે બ્હાર ફરવું એ ખોટું છે એમ મારે કહેવું નથી. પણ જો પુરૂષ ઘરમાં પત્નીને કોઇ પ્રકારનું સ્વાતંત્ર્ય આપતો નહોય ને બ્હાર તેને માત્ર પોતાના અલંકાર તરીકે લઈ જાય તો સ્ત્રીએ તે સામે વાંધો ઉઠાવવો જોઇએ. કેટલીક સ્ત્રીઓ પતિના લખેલા લેખો કે પુસ્તકો પોતાને નામે પ્રસિદ્ધ કરે છે. પતિએ લખી આપેલાં ભાષણો જાહેર સભા સમક્ષ વાંચી જાય છે, ને કીર્તિ મેળવે છે. આ સ્ત્રીઓ સમજતી નથી કે આ કેટલી બધી માનસિક પરાધીનતા છે. કોઇના વિચારો-પછી ભલે પોતાના પતિનાજ હોય-તે પોતાના તરીકે જાહેરમાં મૂકવા એનો અર્થ એજ કે પોતાનામાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ નથી. અને આવી શક્તિનો અભાવ તે આત્માની સંકુચિત સ્થિતિ સૂચવે છે. આવી સ્થિતિમાં આત્મા પરાધીન જ રહે છે.

આપણને ઘણીવાર એમ લાગે છે કે આજની સુશિક્ષિત ઉચ્ચ કેળવણી પામેલી સ્ત્રીઓ માટે તેમના પતિને અભિમાન હોય છે, અને તેથી તેમને સર્વ પ્રકારની સ્વતંત્રતા આપે છે. પરંતુ મારા નમ્ર મત પ્રમાણે આ માન્યતા ભૂલભરેલી છે. ભણેલી સ્ત્રીના પતિને જાહેરમાં એમ બતાવવું પડે છે કે પત્નીની કેળવણી માટે પોતાને અભિમાન છે; પરંતુ અંદરખાનેથી ઘણીવાર તેમને પત્નીના જ્ઞાન માટે એક પ્રકારની ઇર્ષા હોય છે. કેળવાયલી સ્ત્રીની રહેજ ભૂલ થતાં "આવું જ ભણ્યાં છો કે?" એમ તરત કહેવાય છે. થોડું ભણેલા કે જુના વિચારના પુરૂષો જ માત્ર આવી ઇર્ષા ધરાવે છે એમ નથી; સર્વ રીતે સ્વતંત્ર વિચારવાળા કેળવાયલા પુરૂષો પણ એમાંથી બાતલ નથી. ઘણા ખરા પુરૂષોના હૃદયમાં એમજ ઠસેલું હોય છે કે સ્ત્રી

તે કાંઇક ઉતરતા પ્રકારનું પ્રાણી છે. "વસ્તું તેને સ્ત્રીને પુરૂષ સરખું માનવ-પણું" એ તેમના મગજમાં કદિ ઉતરતું નથી. તો આવાં તુચ્છ પ્રાણીને પુરૂષ જેવી કેળવણી લઇ પુરૂષોની હરીફાઇ કરવાનો પુરૂષોને જ્ઞાનનો ઇજારો (monopoly) લુંટવાનો શો હક છે? "સ્ત્રીઓએ ઉંચી યુનિવર્સિટીની કેળવણી લેવાની જરૂર નથી, તેમણે તો માત્ર આદર્શ પત્ની અને આદર્શ માતા થવાય એવુંજ જ્ઞાન સંપાદન કરવું," એમ કહેનારા ઘણા હોય છે. સ્ત્રીઓનો અભ્યાસનો શ્રમ ઓછો કરવા કે તેમની સાંસારિક સ્થિતિ સુધારવાના ઇરાદાથી શું આમ કહેવાય છે? આવું કહેનારાને અંતરમાં એવી ભીતિ હોય છે કે જો સ્ત્રીઓ ઉંચી કેળવણી લેશે તો તે પુરૂષના કહ્યામાં રહેશે નહિ, ને સમાન હક્કો માગશે, અને એકંદરે પુરૂષોને ચણોજ ગેરલાભ થશે, માટે સ્ત્રીઓને તો અજ્ઞાન જ રાખેલી સારી. આ જમાનામાં કેળવાયલા પુરૂષથી ઉઘાડે છોગે એમ તો કહેવાય નહિ કે સ્ત્રીઓને ભણાવવી નહિ, માટે આદર્શ પત્ની ને આદર્શ માતા થવાની કેળવણી લેવાનું કહેવામાં આવે છે. ઉંચી કેળવણી લીધાથી, બીજું કાંઇ પણ ખાસ શિક્ષણ લીધા સિવાય, પુરૂષ પતિ અને પિતા તરીકેની ફરજો શીખી શકે છે તો સ્ત્રી પત્ની અને માતા તરીકેની ફરજો કેમ ન શીખી શકે?

આપણા દેશમાં સૌથી અધમ દશા સંતાન રહિત વિધવાઓની છે. પતિની ચિતા જ્વાલામાં એમની સ્વતંત્રતા નિઃશેષ હોમાઇ જાય છે. રાત દિવસ વૈતરાં કરી પળે પળે તિરસ્કાર વેઠતી આખી જીંદગી પૂરી કરે છે. એમને માટે કોઇને દયા નથી, સહાનુભૂતિ નથી. ઘરનાં ઢોર કે પાળેલાં કુતરાં બિલાડાં પણ એમના કરતાં સુખી હોય છે. જે દેશમાં આવી લાખો વિધવા રૂપી ગુલામો ઘેર ઘેર આંસુ સારે છે તે દેશ શી રીતે ઉન્નત કે સ્વતંત્ર થઇ શકે? આ ગુલામોને મુક્ત કરનાર કોઈ ગાંધી હજી પેદા થયો નથી. રૂઢિ વિધવાને પુનર્લગ્નની છૂટ આપતી નથી, એટલુંજ નહિ પણ સર્વ પ્રકારની ગુલામગીરી સહન કરવાની ફરજ પાડે છે. જે વિધવાઓ આવી ગુલામગીરીમાંથી મુક્ત થાય છે તે ઘણીવાર અનીતિનું દાસત્વ સ્વીકારે છે. એકવાર અનીતિને રસ્તે ગયા પછી મનુષ્ય એનું દાસ જ થઇ જાય છે. અને એમાંથી એને સદાચારે વાળવાનો પ્રયત્ન કરવાને બદલે એના ઉપર તિરસ્કાર જ બતાવવામાં આવે છે. ખરું જોતાં અનીતિમાન માણસ, અને તેમાં પણ વિધવા જેવી સ્થિતિમાં હોય તે દયાને પાત્ર છે. અને એને સન્માર્ગે ચલાવવો એ જન સમાજનું કર્તવ્ય છે. આપણા સમાજમાં લગ્ન જ સ્વાતંત્ર્યનો, સ્વેચ્છાનો

વિષય નથી તો પુનર્લગ્ન તો ક્યાંથી જ હોય? હાલમાં કેટલેક ઠેકાણે વિધવાઓની સ્થિતિ સુધારવા માટે કાંઈક પ્રયત્નો થાય છે. પણ આમાં પણ ઘણી ખરી જગાએ તેમને ધાર્મિક તથા નૈતિક શિક્ષણ આપવાનીજ વાતો થાય છે. આ શિક્ષણનો હેતુ એટલોજ હોય છે કે વિધવાઓ મૃત પતિનું સ્મરણ કરી (જો કે કદાચ લગ્નના દિવસ સિવાય પતિનાં દર્શન પણ ન કર્યાં હોય) સદાચારે ચાલે ને પરહિત કરવામાં જીવન ગાળે. પરંતુ તેઓ સ્વતંત્ર થાય, લાગણી વગરનાં સગાં સંબંધીઓનાં મ્હેણાં ખાઇ ઓશીઆળી જીંદગી ગાળતી બંધ થાય, ને પોતાની મેળેજ પોતાનું ગુજરાન ચલાવી શકે એવું કરવાનો કાંઇજ પ્રયત્ન થતો નથી. શિક્ષક થવા માટે હવે ઘણી વિધવાઓ અભ્યાસ કરે છે. પરંતુ તેમાં મર્યાદાવાળાંની અને ખાસ કરીને સાસરીયાંની સહાનુભૂતિ ભાગ્યેજ હોય છે. ઘણુંખરૂં તો એના પ્રત્યે તિરસ્કાર જ હોય છે. એક દાખલો મારા જાણવામાં છે કે જેમાં એક છોકરી બાર વરસની ઉમ્મરે પરણી લગ્ન પછી આઠમે દિવસે વિધવા થઇ. આ છોકરી હાલ શિક્ષક થવા માટે એક ટ્રેનિંગ સ્કૂલમાં અભ્યાસ કરે છે. તેથી તેનાં સાસરીયાં કહે છે કે 'હમારૂં નાક કાપી નાખ્યું.' અને એની સાથે બોલવાનું કે એનું નામ દેવાનું પણ બંધ કર્યું છે!

ઘણા લોકો એમ કહે છે કે આપણી આર્ય વિધવાઓ તો પુનર્લગ્નના વિચાર માત્રથી પોતાને દૂષિત થયેલી ગણે છે. તેમને છૂટ આપો તો પણ તેઓ કદાપિ પુનર્લગ્ન કરવાનું કબૂલ કરશે નહિ. પણ આનું કારણ એટલુંજ છે કે એ લોકો ન્હાનપણથી જ એવા વાતાવરણમાં રહ્યાં છે. પુનર્લગ્નનું નામ પણ દેવાથી વિધવા સ્ત્રી રૌરવ નરકની અધિકારી થાય છે એમજ તેમને શીખવેલું છે. એમના મન ઉપર એક વાર સારી રીતે ઠસાવો કે પુનર્લગ્ન એ પૂરેપૂરો સ્વેચ્છાનો વિષય છે, એમાં સ્વર્ગ નરકને કાંઈ સંબંધ નથી, અને પછી જુઓ કે કેટલી વિધવાઓ પુનર્લગ્ન કરવા તૈયાર થાય છે. અલબત્ત, નવા વિચાર ગ્રહણ કરતાં કાંઇક વખત તો લાગશે જ; પરંતુ આપણા દેશની સ્ત્રીઓના વિચાર કદિ પણ બદલાઇ શકે જ નહિ એમ માનવું ને ભૂલ છે.

દુનિયામાં સર્વત્ર અને આપણા દેશમાં તો ખાસ કરીને નીતિના ધોરણમાં પણ પુરૂષ અને સ્ત્રીમાં બહુ ભેદ ગણવામાં આવે છે. જે જનસમાજ પુરૂષના સેંકડો દોષો તરફ દુર્લક્ષ કરે છે તે જ સ્ત્રીની અજ્ઞાન

કે અસહાય અવસ્થાને લઇને થયેલી એકજ ભૂલ અક્ષમ્ય ગણે છે. કોઇ પુરૂષની કપટજાળમાં ફસાઇ ગયેલી સ્ત્રી તરફ સર્વ તિરસ્કાર દર્શાવે છે. કેટલાંય બહુ ડાહ્યાં માણસો તો પોતાના સંબંધીમાં કોઇ એવી સ્ત્રી હોય તો એનો વધ કરવો પણ ઇષ્ટ ગણે છે. ત્યારે ઘણાએ પુરૂષોની અનીતિ તો જાહેર હોય છે, અને એ બાબત પુરૂષને દૂષણકર્તા ગણાતી જ નથી. અનીતિનો ધંધો કરતી સ્ત્રીઓને જનસમાજ અસ્પૃશ્ય જેવી ગણે છે. અને એજ સ્ત્રીઓને આવો ધંધો કરવાની ફરજ પાડનાર, એ ધંધામાં ઉત્તેજન આપનાર પુરૂષો ખુશીથી દુનિયામાં મ્હાલે છે. આ પણ સ્ત્રીઓને માટે બહુ શોચનીય સ્થિતિ છે. અનીતિ એ સર્વને માટે સરખીજ ત્યાજ્ય છે. જે અનાચારથી સ્ત્રીને દૂષણ લાગે તેથી પુરૂષને લાગે જ. અને મનુષ્ય કેવી પરિસ્થિતિને વશ થઇ દુરાચારી થયું છે તે તપાસવું જોઇએ. ઘણીવાર દરિદ્ર અવસ્થાથી કે સદુપદેશના અભાવે અણસમજુ નાદાન માણસો અનીતિને રસ્તે જાય છે. તે માટે તેમના પ્રત્યે તિરસ્કાર ન દર્શાવતાં એમની દયા આણી એને પાછું સદાચારી કરવા પ્રયત્ન કરવો જોઇએ. એમાં સ્ત્રી અને પુરૂષ માટે ધોરણ સરખુંજ રાખવું જોઇએ. આ બાબતમાં મુક્તિ ફોજનું કાર્ય આપણને શરમમાં નાખે એવું છે. આપણા જ દેશી બંધુ ભગિનીઓ માટે એ લોકો જેટલું કરે છે તેના સોમા ભાગનું પણ આપણે કરતાં નથી.

હવે સ્ત્રીને આવી પરાધીન, અવનત દશામાં મૂકવામાં હાથ કોનો છે ? એક વ્યક્તિ કે એક સમય નથી. અનાદિ કાલથી સ્ત્રીઓ પરતંત્ર દશા જ ભોગવે છે. સંસારની સર્વ ઘટના, સર્વ રીત રીવાજો એવાં છે કે સ્ત્રી સ્વતંત્ર થઇ શકે જ નહિ. આ સંસાર પુરૂષનો રચેલો છે, તેથી એમાં પુરૂષના સુખ સગવડ માટે સર્વ સાધનો છે. તેની પ્રત્યેક યોજના એવી છે કે પુરૂષનો હાથ ઉપર રહે અને સ્ત્રીને પુરૂષનાં દબાયલાં રહેવું પડે. આવી ઘટના એકદમ બદલવી અને સ્ત્રીને સ્વતંત્રતા આપવી બહુ મુશ્કેલ કામ છે.

વળી આપણા શાસ્ત્રકારો અને સ્મૃતિકારો પણ સ્ત્રીને હલકી દશામાં મૂકવા માટે ઘણે અંશે જવાબદાર છે. ઘણા લોકોને એવો વિચિત્ર ખ્યાલ હોય છે કે પ્રાચીન સમયમાં ભારતની સ્ત્રીઓ બહુ ઉન્નત દશામાં હતી. પણ આ ખ્યાલ ખોટો છે. કદાચ આટલી બધી અધમ દશા નહિ હોય; પરંતુ સ્થિતિ ઇષ્ટ તો નહોતી જ. 'સીતા રામ' 'રાધા કૃષ્ણ' એમ સ્ત્રીનું નામ પહેલું બોલાય છે તે ઉપરથી એમ ધારવું કે સ્ત્રીને બહુમાન

એક ગોળીના ઓસવા ઉપરથી ત્યાગ કર્યો હતો; સર્વસ્વ છોડી પતિ સાથે કંટક વનમાં વિચરનાર દમયંતીને વિના વાંકે અર્ધે રાત્રિએ ઘોર અરણ્યમાં એકલી મૂકી નળરાજા ચાલ્યો ગયો હતો. આ શું સ્ત્રીની ઉન્નત દશા સૂચવે છે? મનુ, યાજ્ઞવલ્ક્ય આદિ સ્મૃતિઓ તપાસીશું તો જણાશે કે સ્ત્રીજાતિને અત્યંત અન્યાય કરવામાં આવ્યો છે.

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
रक्षन्ति स्थविरे पुत्रा न स्त्रीस्वातंत्र्य मर्हति ॥

આવાં વાક્યો સ્થળે સ્થળે નજરે પડે છે. મને યાદ છે કે એક વખત હમારી કોલેજની ડીબેટીંગ સોસાયટીમાં આ વિષય નીકળતાં મેં કહ્યું હતું કે न स्त्रीस्वातंत्र्य मर्हति એવું કહેવાનો મનુને કાંઇ હક નહોતો. ત્યારે મીટીંગના પ્રમુખે જણાવ્યું કે "'સ્વાતંત્ર્ય' શબ્દ આ ઠેકાણે 'સ્વચ્છંદ' ના અર્થમાં લેવાનો છે." સ્મૃતિકારનો હેતુ આવોજ હોય તો તેણે સ્વચ્છંદ શબ્દ જ વાપરવો જોઇતો હતો, સ્વાતંત્ર્ય શબ્દ વાપરી નકામી ગુંચવણ ઉભી કરવાની જરૂર નહોતી. વળી સ્વચ્છંદ તો સ્ત્રી, પુરૂષ કે બાળક સર્વેએ તજવાનો છે. તો પછી સ્ત્રી જ સ્વચ્છંદને લાયક નથી એમ ખાસ લખવાનું કાંઇ કારણ નહોતું. મનુસ્મૃતિના પાંચમા અધ્યાયનો છેલ્લો ભાગ, જેમાં સ્ત્રીઓનાં કર્તવ્યો લખેલાં છે તે વાંચતાં જણાશે કે મનુ મહારાજા સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાની તરફેણમાં નહોતા જ. એમ ચોખ્ખું લખેલું છે કે न स्वातंत्र्येण कर्तव्यं किंचित् कार्यं गृहेष्वपि ॥ ( સ્ત્રીએ ઘરમાં પણ કશુંજ કામ સ્વતંત્ર રીતે કરવું નહિ. ) यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः એ વાક્ય ઉપરથી ઘણા એમ ધારે છે કે મનુસ્મૃતિમાં સ્ત્રીને બહુ ઉંચી પદવી આપવામાં આવી છે. પરંતુ સ્મૃતિનું બરાબર અધ્યયન કરતાં જણાશે કે આ ધારણા ખોટી છે. અને વળી આ જ વાક્યનું સ્પષ્ટીકરણ કરતાં લખ્યું છે કે ઘરેણાં, લુગડાં ને ભોજન એ ત્રણ ચીજોથી સ્ત્રીઓની પૂજા કરવી. આ કંઇ ઉચ્ચ પ્રકારની, માનસિક પૂજા ન કહેવાય. એ જ અધ્યાયમાં પતિના મૃત્યુ પછી બીજા પુરૂષનો વિચાર સરખો પણ કરનાર સ્ત્રી કેવા પાપમાં પડે છે તે જણાવ્યું છે. પતિવ્રતાના ધર્મ વર્ણવ્યા પછી લખ્યું છે કે આવી પતિવ્રતા સ્ત્રી મૃત્યુ પામે ત્યારે તેને અગ્નિસંસ્કાર કર્યા પછી તેના પતિએ ફરી લગ્ન કરવું! સ્મશાનમાં ચાંલ્લા કરવાનો રીવાજ કાંઇ આ જ કાળનો હોય એમ લાગતું નથી! વળી એમ પણ કદાચ હશે કે પતિવ્રતમાં કાંઇ ખામી આવી હોય તો તો અગ્નિસંસ્કાર કરવાની પણ વાટ જોવી નહિ!

( અપૂર્ણ. )

# પતિ—પત્ની સંવાદ.

## વિવાહનો ઉદ્દેશ.

પત્ની—હેં શું વાંચો છો ? મને સંભળાવો તો ખરા !

પતિ—લ્યો સાંભળો. હું વાંચું છું.

પત્ની—ઉતાવળા ન વાંચશો. પણે દાદાજી બેઠા છે.

પતિ—શું હું એવો બેશરમ છું કે જો હું તમારે માટે ઉતાવળથી વાંચું તો ઘરનાં વૃદ્ધ માણસો પણ સાંભળે ?

પત્ની—ના, એમ તો નહિં. તો પણ આજકાલ એવા પણ માણસો હશે. રિસાઇ ન જશો. કોઇ સાંભળી જાય તો તમારી નિંદા કરે અને મારાથી તે સહન ન થઇ શકે તેથી ધીમેથી વાંચવા કહું છું. ઠીક, વાંચો.

પતિ—( વાંચે છે. ) 'સાહસ કરીને કહી શકાય છે કે અમારા દેશમાં પતિ-પત્નીની એકત્રતા ક્યાંઇ જોવામાં આવતી નથી. લગ્ન પ્રસંગે હિંદુ સ્ત્રી-પુરૂષોનું જુદાપણું દૂર થઈ બંને એકત્ર થાય છે. લગ્ન પૂર્ણ થએથી દંપતી એકજ ગણાય છે. આ એકત્વતા તે હિંદુ લગ્નનો મુખ્ય ઉદ્દેશ છે.' મારાં તરફ શા માટે જોઇ રહ્યાં છો ? કેમ, કાંઇ સમજણ પડતી નથી ?

પત્ની—ના, કાંઇપણ સમજાતું નથી. તમે શું કહી ગયા ? એ કોની કહેવત છે ?

પતિ—કહેવત નથી. એ તો એક લેખ છે.

પત્ની—લેખ છે તે તો ઠીક, પણ વાત શું છે ?

પતિ—લગ્નની વાત છે. પતિ શું છે અને પત્ની શું છે, તેમનો પરસ્પર કેવો સંબંધ છે, એ સર્વ વાત આમાં દર્શાવી છે.

પત્ની—એથી શું ભલું થવાનું છે ? આવી વાતો લખવાથી શું લાભ ? હું તો સમજી કે કોઇ સારી કહેવત છે, તેથી આટલા બધા ધ્યાનથી વાંચી રહ્યા છો. લગ્નની વાત તો સહુ કોઇ જાણે છે.

પતિ—કહો, શું જાણે છે ?

પત્ની—એક પત્ની એ પતિનું અર્ધું અંગ છે. એમાં શું ? એ તો આઠ વર્ષની છોકરી પણ કહી શકે છે.

પતિ—( સહર્ષ ) ઠીક, પણ તેનો અર્થ ?

પત્ની—અર્થ તો હું જાણતી નથી. જે સહુ કહે છે તે હું સાંભળું છું.

કહેવત છે કે સ્ત્રી એ પુરૂષનું અર્ધું અંગ છે. (સ્ત્રી એ પુરૂષની અર્ધાંગના છે.)

પતિ—ઠીક છે. સ્ત્રી એ પુરૂષનું અર્ધું અંગ છે એટલે સ્ત્રી એ પુરૂષની અર્ધાંગના કહેવાય છે, પણ કહો કે તેનું તાત્પર્ય શું છે ? અર્ધું શરીર કોઈને હોતું નથી. સર્વને બે હાથ અને બે પગ છે. તો પછી અર્ધું અંગ કહેવાનો અર્થ શો ?

પત્ની—એટલું બધું તો હું સમજતી નથી. શું આ ચોપડીમાં તે સર્વ વાત લખી છે ?

પતિ—હા, લખી છે, અને એવી તો અનેક વાતો આમાં લખી છે. તમારે તે સાંભળવી છે ?

પત્ની—સાંભળું તો ખરી, પણ સમજી ન શકું.

પતિ—ભલે પુસ્તક બંધ કરીને પછી હું તમને સમજાવીશ. કહો મનુષ્ય શા માટે જન્મ લે છે ?

પત્ની—પૂર્વ જન્મમાં કરેલાં પાપોનું ફળ ભોગવવા માટે. જ્યાંસુધી તે પાપ મટતાં નથી ત્યાંસુધી જન્મ મરણ રહે છે.

પતિ—ત્યારે તો આપણે તે પાપોનો ક્ષય કરવા માટે અવશ્ય ઉપાયો લેવા જોઈએ.

પત્ની—હા. વારંવાર જન્મ લેવો એ શું ઓછું કઈ છે ? અથવા ઓછા દુઃખની વાત છે !

પતિ—શું કરવાથી પાપનો ક્ષય થવાનો સંભવ છે તે કહી શકશો ?

પત્ની—એ હું શું જાણું ? એને માટે લોકો ઘણાં દુઃખો સહન કરે છે. કોઈ સંન્યાસી થાય છે, કોઈ વનમાં જાય છે, કોઈ ઘરે રહીને જ્ઞાન, ધ્યાન, જપ અને દાન કરે છે. તો હું શું બતાવું ?

પતિ—એ બધું તો ઠીક પણ સર્વમાં ઉત્તમ કયું ?

પત્ની—શાબાશ છે ! શાબાશ છે ! આપ મને એવી વાત પુછો છો ? હું તો માત્ર વૃદ્ધ સ્ત્રીઓ પાસે એવીજ ચર્ચા સાંભળું છું. વિશેષ ક્યાંથી જાણી શકું ? દાદીજી કહેતાં હતાં કે, કહેવાય છે કે સંન્યાસી અથવા બ્રહ્મચારી સૌથી શ્રેષ્ઠ મનાય છે; પરંતુ ગૃહસ્થના સરખું કોઈ નથી. બાળ બચ્ચાંની પાસે રહીને ધર્મપૂર્વક રહેવું તેના જેવું એકે ધર્મનું આચરણ નથી.

પતિ—દાદીજીની સર્વ વાત સત્ય છે; પરંતુ ગૃહસ્થનો ધર્મ તેના કરતાં પણ વધારે કઠણ છે.

પત્ની—એમાં શું ખોટું? ગૃહસ્થની લાજ તો ભગવાન જ રાખે છે.

પતિ—મારી વાતનું એવું પ્રયોજન નથી. એ જવા દો. પણ એ બતાવો કે ગૃહસ્થધર્મની ઉત્પત્તિ ક્યાંથી થઈ?

પત્ની—આપ શું પુછો છો તે જ હું સમજતી નથી.

પતિ—ન સમજાયું? ઠીક, કહો કે ગૃહસ્થ કોને કહેવાય છે?

પત્ની—જેને સ્ત્રી, પુત્ર ઘરબાર વગેરે હોય તે ગૃહસ્થ કહેવાય છે.

પતિ—ફક્ત પુરૂષોજ ગૃહસ્થ કહેવાય? સ્ત્રી નહિં?

પત્ની—શા માટે નહિ? જેને પતિ, પુત્રાદિ હોય છે તે પણ ગૃહસ્થ કહેવાય છે.

પતિ—ત્યારે સમજો કે ગૃહસ્થ ધર્મની ઉત્પતિ વિવાહમાંથી (લગ્નમાંથી) થાય છે. પતિ, પત્ની, પુત્રાદિ સઘળું લગનથી થાય છે.

પત્ની—જો સ્ત્રી મરી જાય તો માણસો કહે છે કે "તેનો ઘરસંસાર બગડી ગયો."

પતિ—હા. એને લીધે બધા આશ્રમોની અપેક્ષા, જો કોઇ મોટો ગૃહસ્થ હોય છે તો પણ તે લગનથી બને છે. આ ગૃહસ્થધર્મનું પ્રતિપાલન કરવાથી લોકો પાપનો ક્ષય કરી પુણ્યનો સંચય કરે છે.

પત્ની—ગૃહસ્થધર્મમાં પાપનો ક્ષય કેવી રીતે થાય છે?

પતિ—શું તમે સમજ્યાં! ગૃહસ્થને માટે આત્મસંયમ, પરોપકાર, અતિથિસેવા, વગેરે ફરજો બતાવી છે. તે કરવાથી નીચ વૃત્તિ દૂર થઇ ઉચ્ચ વૃત્તિ ઉત્પન્ન થાય છે. ગૃહસ્થાશ્રમ આપણા સુખને માટે નથી, પરંતુ ધર્મ અને પરોપકારને માટે છે.

પત્ની—આ તો ખુશી થવા જેવું કે ગૃહસ્થોની ફરજો ધર્મ રૂપ સમજાય છે. પણ અસલ વાત તો રહી ગઇ. સ્ત્રી એ પતિની અર્ધાંગના કેમ કહેવાય છે, એ વાત તો આવીજ નહિ.

પતિ—સબુર કરો, સઘળું કહું છું. પહેલાં પતિ અને પત્નીની એક બીજા પ્રત્યે શી ફરજો છે તે તમે કહો.

પત્ની—એક બીજા ઉપર સ્નેહ કરે. જેથી એક બીજાના મનની વાત બીજાને કહી શકે. એકના સુખથી બીજું સુખી અથવા દુઃખથી દુઃખી થાય. એક બીજા હળી મળી આનંદમાં રહે.

પતિ—વાહ! સારી ફરજો બતાવી. વિવાહનો હેતુ સમજ્યાં, પણ

સ્ત્રી પુરૂષની ફરજો ન સમજ્યાં. તમારી સાથે 'નકામું માથું' ફોડવું તેના કરતાં ચુપ રહેવું તે વધારે સારૂં છે.

પત્ની—એટલા બધા ગુસ્સે શા માટે થાઓ છો! હું ન સમજી તો તમે સમજાવો.

પતિ—ઠીક. થોડા વખતમાં સમજવાને માટે સાર એ છે કે ગૃહસ્થ-ધર્મ પાળવામાં એક બીજાને મદદ કરવી, ઉત્સાહ અને ઉત્તેજન આપવું, કે જેને લીધે એકની અસદ્વૃત્તિનો વિકાસ બીજાને લીધે થઇ શકે.

પત્ની—મેં જે વાત કહી તે તમે ન કહી? એક બીજા સ્નેહ ન કરે?

પતિ—શા માટે ન કરે?

પત્ની—શા માટે ન કરે? સ્નેહની તો વાત જ કહી નહિં. આજ તમને થયું છે શું?

પતિ—કાંઇ થયું નથી. તમે ધીરજ રાખીને બધી વાત સાંભળશો તો બધું આવશે. હું જે કહું છું તેમાં સ્નેહની વાત પણ આવી જાય છે.

પત્ની—ત્યારે મારી વાતને એટલી બધી વખોડી કેમ નાખી?

પતિ— માત્ર સ્નેહથી પૂરેપુરૂં થતું નથી. મેં જે કહ્યું તેના પર ધ્યાન દેવાથી દંપતીમાં પ્રેમ આપોઆપ ઉત્પન્ન થાય છે. જો સ્ત્રી પુરૂષો લગ્નનો હેતુ પૂર્ણ કરવા ધારે છે તો તેમાં પ્રેમ તો પ્રથમ પાત્ર થઇને જ ઉભો રહે છે. મેં જે સદ્વૃત્તિનો શબ્દ કહ્યો હતો તેમાં શું સમજ્યાં?

પત્ની—હું તો કાંઇ સમજી નહિ.

પતિ—એ તો સ્નેહની એક વૃત્તિનું નામ છે.

પત્ની—સ્નેહવૃત્તિ કેવી રીતે થઇ શકે?

પતિ—જેવી રીતે ખાવું પીવું એ શારીરિક વૃત્તિ છે તેવી રીતે સ્નેહ એ એક માનસિક વૃત્તિનું નામ છે. જેવી રીતે ખાનપાન શરીરને પુષ્ટ બનાવે છે તેવી રીતે સ્નેહથી મન પ્રફુલ્લિત થાય છે. સ્ત્રીને લીધે સ્વામી અને સ્વામીને લીધે સ્ત્રી એ સ્નેહપાત્ર છે. જેવી રીતે એક બીજાને ધર્મપાળવામાં સહાય કરે તેવી રીતે આ વૃત્તિને પણ પોષે છે. અને જે ધર્મ રૂપી પ્રેમ જગપ્રસિદ્ધ છે તેને લીધે પરસ્પર સુખ અને ધર્મચર્યા એ બંને બાબતો બની શકે છે.

પત્ની—ત્યારે પ્રેમને તમે આવો તુચ્છ કેમ વર્ણવો છો?

પતિ—એ વિશે ચર્ચા કરવાથી કાંઇ લાભ નથી. સ્ત્રી પુરૂષોએ પરસ્પર સ્નેહ કરવો જોઇએ એટલોજ શીખામણ બસ છે. પરંતુ એ સ્નેહ

સિવાય બીજી ફરજોની શીખામણ ઘણી જરૂરી છે. માત્ર સ્નેહ શીખવાથી સ્ત્રીઓ બીજું કશું ધ્યાનમાં રાખતી નથી. માત્ર એવી ઇચ્છા રાખે છે કે એક બીજાનું સુખ જોઇ બેસી રહેવું અને ગૃહસ્થધર્મ ભલે ખુલામાં પડે (!) આપણે તો પ્યારનું જ કામ!

પત્ની—સાચું. એ વાત તો હું પણ કબુલ કરું છું. આજકાલ ઘણી સ્ત્રીઓ એટલાજ ખાતર વડીલોથી જુદાં રહેવા માટે ઝગડા કરે છે. એમને ઘરનાં વડીલોની હાજરી ગોઠતી નથી ને ગૃહકાર્ય બહુ ભારે લાગે છે. તેઓ તો માત્ર મોજમજા ભોગવવા જ ચાહે છે.

પતિ—ચાલો મારી મહેનત સફળ થઈ. માત્ર એટલુંજ કહેવાનું છે કે સ્ત્રી એ પુરૂષની અર્ધાંગના કેવી રીતે છે. પહેલાં કહી ચુકયો છું કે સ્ત્રી અથવા પુરૂષ એકલો ગૃહસ્થ કહેવાતો નથી. બંનેના મેળાપથી જ ગૃહસ્થ થઇ શકાય છે. એવી રીતે ગૃહસ્થના ધર્મ અને ફરજ બંને મળીને ન કરે તો કર્યું ન કહેવાય અને તેને લીધે સ્ત્રી એ પતિની અર્ધાંગના કહેવાય છે. પતિને સાંસારિક કાર્યોમાં સહાય કરવી તે સ્ત્રીની મોટામાં મોટી ફરજ છે. ગૃહસ્થાશ્રમને લીધે બાળ બચ્ચાંનું પાળણ પોષણ કરવું અને ઘેર આવનાર પરોણા પ્રતે લાગણીથી આવકાર આપવો તે બીજું કર્તવ્ય છે. હિંદુ પરિવારમાં માત્ર વર વહુ (મીયાં બીબી) હોતાં નથી, પરતુ માતા, પિતા, ભાઇ બ્હેન તથા બીજા સંબંધીઓ પણ પરિવારમાં ગણાય છે. સૌને પ્રસન્ન રાખવાં પડે છે. આપણે સુખ તજી દઈ બીજાને સુખ આપવાની વૃત્તિની વધારે જરૂર છે. આ કાર્યોમાં કેટલું સ્ત્રીએ અથવા કેટલું પતિએ કરવાનું છે—અર્થાત્ પૈસા પેદા કરવા એ પતિનું કામ છે; અને પતિએ પેદા કરેલમાંથી બધાં કુટુંબીજનોનું ભરણ પોષણ કરવાની ફરજ સ્ત્રીની છે. પતિમાં જો સ્નેહ હોય તો પતિનાં ઉચિત ધર્મકાર્યોમાં સહાય ન કરવી એ સ્નેહવૃત્તિ સ્ત્રીને ઉચિત નથી. હિંદુ સ્ત્રી આ ઉપરથી સહધર્મિણી સ્ત્રી કહેવાય છે, અને પતિના સુખ દુઃખમાં સદા ભાગીદાર બની રહે છે *

મનુભાઈ.

---

* હિંદી ઉપરથી.

# નોંધ.

**મતાધિકાર અને ધારાસભા.**

ધારાસભાની પૂનાની બેઠકમાં રા. સા. હરિલાલ દેસાઇ એવો ઠરાવ લાવનાર છે કે ધારાસભાની ચૂંટણીમાં સ્ત્રીઓને મત આપવાનો અધિકાર આપવો જોઇયે. આ ઠરાવ આપણી માંગણીઓ કરતાં તો ઘણોજ અધુરો છે. આપણી માંગણી તો એમ છે કે સ્ત્રીઓને ધારાસભામાં બેસવાનો પણ હક્ક મળવો જોઇયે. સ્ત્રીઓને ધારાસભામાં કામકાજ કરવાને નાલાયક શામાટે ઠરાવવી જોઇયે તેનું કાંઇજ કારણ નથી. તેઓ બુદ્ધિમાં કોઇ રીતે પુરૂષો કરતાં ઉતરતી નથી. દેશસેવાની ભાવના પણ તેમની કાંઇ ઓછી તીવ્ર નથી. તેમ ધારાસભાના કામકાજ માટે સમય મેળવે તેવી પણ ઘણી સ્ત્રીઓ છે. ત્યારે કયા કારણથી તેમને આ હક્ક નથી આપવામાં આવ્યો તે સમજાતું નથી. આ હક્ક આપવો કે નહિ તે પાર્લામેંટ ઉપર આધાર રાખે છે. પણ અત્રેની ધારાસભાએ સ્ત્રીઓને સભાસદ થવાનો અધિકાર આપવાની તરફેણમાં ઠરાવ પસાર કરી યોગ્ય સ્થળે મોકલી આપવાની જરૂર છે. અને જ્યાં સુધી આ હક્ક મળે નહિ ત્યાં સુધી દરેક બેઠકમાં આવો ઠરાવ કરવો જોઇયે દરમિયાન રા. સા. દેસાઇનો ઠરાવ પસાર થવોજ જોઇયે. આપણી ધારાસભાના હાથમાં જેટલું હોય તે બધું તો થવુંજ જોઇયે. રા. સા. દેસાઇના ઠરાવને અનુમતિ આપવા મુંબાઇમાં સ્ત્રીઓની મોટી સભા મળી હતી અને તેમાં મુંબાઇની જુદી જુદી સ્ત્રીસંસ્થાઓએ ભાગ લીધો હતો. ગુજરાતમાં કોઇ ઠેકાણે આ સંબંધી સ્ત્રીઓની સભા ભરાઇ નથી તે દિલગીરી ભર્યું છે. અમદાવાદ, સુરત વગેરે સ્થળે આવી સભા મળવીજ જોઇયે. સ્ત્રીઓને હમણાં મતનો અધિકાર મળશે તો પછી ધારાસભામાં બેસવાનો અધિકાર પ્રાપ્ત કરતાં પણ વાર લાગશે નહિ. માટે આ હક્ક મેળવવા અને મળ્યા પછી તેનો ઉપયોગ કરવાની હિલચાલ ગુજરાતમાં સર્વત્ર થવી જોઇયે.

* * * *

**હિંદ મહિલા વિદ્યાપીઠ.**

હિંદની સ્ત્રીઓ માટે પ્રો. કર્વેના અથાગ પરિશ્રમને પરિણામે સ્થપાયેલી હિંદ મહિલા વિદ્યાપીઠનો વાર્ષિક પદવીદાનનો સમારંભ જૂન માસમાં મુંબાઇમાં થયો હતો. સર વિઠલદાસની શરતો મુજબ વિદ્યાપીઠનું મુખ્યસ્થાન મુંબાઇ લાવવાનું છે, તે મુજબનો આ પ્રથમ સમારંભ હતો.

વિદ્યાપીઠનું મધ્યસ્થળ મુંબાઇ આવશે એટલે ગુજરાત તેના કાર્યમાં વિશેષ રસ લઇ શકશે. વળી નવા વાઇસ ચાન્સેલર તરિકે સર લલ્લુભાઈ શાહની ચુંટણી થઇ છે તેથી પણ ગુજરાતે અભિમાન ધરવાનું છે. જે ગુજરાતીઓ ફેલો તથા સીંડીકેટ નિમાયા છે તેમને અમારો આગ્રહ છે કે આ વિદ્યાપીઠના કાર્યમાં રસ લઇ ગુજરાતનું દૃષ્ટિબિંદુ સતત તેમની સમક્ષ મૂકવું. આ વખતની સેનેટની સભામાં સુરત મહિલા વિદ્યાલયના પ્રતિનિધિઓ હાજર નહોતા તે ખેદ પામવા જેવું છે. આ વિદ્યાપીઠ સાથે સબંધ ધરાવતી ત્રણ સંસ્થાઓ હવે ગુજરાતમાં છે. સુરત મહિલા વિદ્યાલય, અમદાવાદ વનિતાવિશ્રામ મહિલા વિદ્યાલય, અને અમદાવાદ મહિલા પાઠશાળા (કોલેજ). વળી વિદ્યાપીઠની પ્રથમ વર્ગની પરીક્ષામાં પ્રથમ નંબરે પાસ થનાર અમદાવાદ મહિલા પાઠશાળાની ગુજરાતી વિદ્યાર્થી છે તેથી આપણને સંતોષ થશે.

*  *  *  *

**વિદ્યાપીઠ અને અંગ્રેજી.**

આ વખતના વાર્ષિક સમારંભ સમયે સર મહાદેવ ચૌબલે જે ચાન્સેલર તરિકે ભાષણ કર્યું છે, તે સબંધી ખાસ ચર્ચા થવાની જરૂર છે. સર મહાદેવ ફરીયાદ કરે છે કે પાઠશાળાની કન્યાઓને બધાજ વિષયો માતૃભાષા દ્વારા શીખવાય છે તે બરોબર નથી. હજી પાઠ્ય પુસ્તકો માતૃભાષામાં તૈયાર થયાં નથી, અને અધ્યાપકો તથા શિક્ષકો અંગ્રેજી પુસ્તકોમાંથીજ તે વિષયોનો અભ્યાસ કરે છે. તો પછી શીખવવા માટે અને પરીક્ષામાં ઉત્તરો આપવા માટે માતૃભાષાનો ઉપયોગ શા માટે કરવો જોઇયે? આમ સર મહાદેવ દલીલ કરે છે. પરંતુ તેઓ પોતેજ કહે છે તેમ વિદ્યાપીઠની સ્થાપનાનોજ એક ઉદ્દેશ એ છે કે માતૃભાષાદ્વારા કન્યાઓને ઉચ્ચ શિક્ષણ આપવાની જોગવાઇ કરવી. આ ઉદ્દેશ પાર પાડવા માટે કોલેજની સ્થાપનાની સાથેજ પાઠ્ય પુસ્તકો લખાવવાનું કાર્ય કરવાનું હતું. આ કાર્ય વિદ્યાપીઠના સંચાલકોએ સાધ્યું નથી તે તેમની ચૂક છે. આજે ચાર વર્ષ થયા છતાં પાઠ્ય પુસ્તકો દરેક દરેક વિષયના તૈયાર ના હોય, તો વિદ્યાપીઠના ઉદ્દેશો ધ્યાનમાં લેતાં, આ એક મોટી ચૂક છે. એટલે ઉદ્દેશ દૂર જઇ અંગ્રેજી મારફતે શિક્ષણ આપવાની હિમાયત કરવી તે માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાના સિદ્ધાંતમાં શ્રદ્ધાની ખામી જ બતાવે છે. આ સબંધી જરૂરી ચીજ તો પાઠ્યપુસ્તકો—દરેક વર્ષ અને દરેક વિષય માટે—માતૃભાષામાં પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવવાની છે. હવે અમદાવાદમાં

પણ કોલેજો સ્થપાઇ છે એટલે મરાઠી અને ગુજરાતી પાઠ્ય પુસ્તકો તાકીદે તૈયાર કરાવવાં જોઇયે. અમદાવાદની રાષ્ટ્રીય વિદ્યાપીઠે પણ માતૃભાષાદ્વારાજ ઉચ્ચ શિક્ષણ આપવાનો સિદ્ધાંત સ્વીકાર્યો છે. એટલે ત્યાંના વ્યવસ્થાપક મંડળને પણ અમે પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવવા તરફ લક્ષ આપવા વિનવીયે છીયે.

* * * *

મુંબાઇની ફોજદારી અદાલતમાં પંદર વર્ષની એક બાળા ઉપર ચોરી કરવાનો ગુન્હો સાબિત થયો. મેજીસ્ટ્રેટે ચુકાદામાં ગુન્હેગાર કન્યાઓ. જણાવ્યું કે આવી બાળ ગુન્હેગારને કેદમાં મોકલવાથી કાંઇ ફાયદો નથી. પરંતુ તેને કોઇ એવી સંસ્થામાં મોકલવી જોઇયે કે જ્યાં તેના ઉપર સારી દેખરેખ રાખી તેને સુધારવામાં આવે. છોકરાઓ માટે તો તે સારૂ એક "રેફર મેટરી" —સુધારવાની સંસ્થા છે, પરંતુ છોકરીઓ માટે કાંઇ ગોઠવણ નથી. મેજીસ્ટ્રેટની આ ટીકા ઉપર સામાજિક નેતાઓએ તેમજ સરકારે ધ્યાન આપવા જેવું છે. મુંબાઇમાં એક ખ્રિસ્તિ સંસ્થા તો છે જે આવી કન્યા ગુન્હેગારોને સંઘરવા તૈયાર છે. પરંતુ એવી એક સામાન્ય સંસ્થા આ કાર્ય માટે જોઇયે જ. આવાં બાળ ગુન્હેગારને જો સામાન્ય જેલમાં મોકલવામાં આવે તો તેઓ સુધરવાને બદલે નઠોર થઇ જાય અને બહાર આવી વળી પાછા એવાને એવા ગુન્હા કરે. કોઇ સ્ત્રી અત્યારે ધારાસભામાં હોત તો જરૂર આ સંબંધી પુષ્કળ ફરીયાદ કરત.

* * * *

લખનૌમાં ભરાયેલી તુર્ક કોંગ્રેસે સ્ત્રીઓના છુટકારાનો ઠરાવ પસાર કર્યો છે, તે ખબર આપતા મુંબાઇ ક્રોનીકલ પત્ર જણાવે **સ્ત્રીઓ અને ઇસ્લામ.** છે કે જેઓ ઇસ્લામ ધર્મનું હાર્દ જાણે છે તેમને આ સમાચારથી નવાઇ નહિ લાગે. તે પત્ર જણાવે છે કે ખ્રિસ્તિ યુરોપમાં સ્ત્રી-સન્માન અને સ્ત્રીપૂજાની વાતો થતી હતી પણ તે મુજબ વર્તન થતું નહોતું. પણ મુસલમાન ધર્મમાં જે યોજનાઓ, જે કાયદાઓ સ્ત્રીઓ સબંધી રચાયા છે તેથી તેમની સ્થિતિ વધારે સુખી અને માનભરી થઇ છે. ઇસ્લામના લગ્ન સબંધી કાયદામાં પાછળથી કેટલીએક રૂઢીઓ દાખલ થઇ ગઇ છે, તે જો નાબૂદ કરવામાં આવે તો દુનિયામાં પ્રવર્તતા લગ્ન સબંધીના સર્વ ધાર્મિક કાયદાઓમાં, આ કાયદો

અર્વાચિન કાળને ઘણોજ બંધબેસતો બની જાય. લગ્ન કર્યા પછી પણ ઇસ્લામ ધર્મ સ્ત્રીઓને પૂંજી ધરાવવાનો તથા તે પૂંજીનો સ્વતંત્ર રીતે વહીવટ કરવાનો હક્ક આપે છે. સર્વ રીતે મુસલમાન ધર્મ સ્ત્રીઓની તરફેણમાં છે, હિંદમાં અત્યારે મુસલમાન સ્ત્રીઓ કેલવણીમાં ઘણીજ પછાત છે, પણ તેમને કેળવવામાં તેમના ધર્મનો તો જરાએ વાંધો નથી. માટે સર્વ મુસલમાનોને અમે ખાસ વિનંતિ કરીયે છીયે કે કેલવણીનો લાભ તેમણે પોતાની કન્યાઓને આપવો, એટલે સ્ત્રીઓના છુટકારાનો અને તેમની ઉન્નતિનો પ્રશ્ન આપોઆપજ ઉકલી જશે. આ બાબતમાં તો જનાનો બહુ કઠણ નથી એટલે કેળવણીમાં વાંધો નહિ આવે.

* * * * *

**મુંબાઇમાં રાષ્ટ્રીય કન્યાશાળા.**

મુંબઇમાં રાષ્ટ્રીય કન્યાશાળાની સ્થાપના થઇ છે. તેમાં મૂખ્યત્વે એક દક્ષિણી બાઇ અને બીજાં ગુજરાતી બાઇ મીસ જસલક્ષ્મી કવિ બી. એ. અધ્યાપિકા તરિકે યોજાયાં છે. અમે આશા રાખીયે છીયે કે આ બેઉ બાઇઓનાં પ્રયત્નથી કન્યાઓની મોટી સંખ્યા આ શાળામાં દાખલ થશે. આ કન્યાશાળાની સ્થાપનાને લીધે પૂના વિદ્યાપીઠે હાલ તરત મુંબાઇમાં કન્યા હાઇસ્કુલ સ્થાપવાનું મુલતવી રાખ્યું છે. એટલે આ કન્યાશાળાને માથે કન્યાઓની જરૂરીઆત પૂરી પાડવાનો બેવડો બોજો આવી પડે છે. આપણે આશા રાખીશું કે આ બે ઉત્સાહી બાઇઓ આ સંસ્થાને નમૂનેદાર બનાવી દેશે. આને અંગે કમની ચર્ચા પણ થાય તો સારૂં.

* * * * *

**સ્ત્રીઓને સ્કૉલરશીપો.**

સ્ત્રીઓને વૈદકજ્ઞાન લેવા લલચાવવા માટે મુંબઇ સરકારે નીચે પ્રમાણે સ્કૉલરશીપો આપવાનું જાહેર કર્યું છે. દર મહિને રૂ. ૪૦) ની ચાર સ્કૉલરશીપો, વૈદાંનો પ્રથમ વર્ષનો અભ્યાસ કરવા માટે. દર મહિને રૂ. ૨૦) ની છવીસ સ્કૉલરશીપો, અમદાવાદ, પૂના અને હૈદ્રાબાદની વૈદક નિશાળોમાં અભ્યાસ કરવા માટે. સ્ત્રીડાક્તરોની જરૂર ઘણી જ છે, અને આ પ્રમાણે સ્કૉલરશીપો આપવાનું કાર્ય તદન વ્યાજબી છે. આપણે આશા રાખીશું કે ગુજરાતી કન્યાઓ પણ આનો લાભ લેશે.

**અમેરિકામાં હિંદી સ્ત્રીઓ માટે સ્કોલરશીપો.**

હિંદની બહાર જવાને કેળવાયલી સ્ત્રીઓ તૈયાર હોય તો તેમને માટે અમેરિકામાં કેટલીએક સ્કોલરશીપો છે. આ પત્રના જુનાં તંત્રી રા. વૈકુંઠરાય દેસાઇ હાલમાં અમેરિકામાં છે. તેમણે ત્યાંની જુદી જુદી યુનિવરસીટીઓ સાથે પત્રવ્યવહાર ચલાવીને આ સબંધી હકીકત એકઠી કરી અમારા ઉપર મોકલી આપી છે. મીશીગન યુનિવરસીટીમાં એશીયાટીક સ્ત્રીઓ માટે ચૌદ સ્કોલરશીપો છે. દરેક વાર્ષિક સાતસો ડૉલરની છે, અને એક વર્ષ માટે છે. જો અભ્યાસ સારો જણાય તો સ્કોલરશીપ આગળ વધારવામાં આવે છે. પ્રથમ એમ બંધન હતું કે દાક્તર થવા માટે જ સ્કોલરશીપ આપવી, પણ હવે તેમ નથી. અરજદારોએ અમુક ફૉર્મ ભરવાનું હોય છે તેની વિગત અમારી પાસેથી મળી શકશે. યુનિવરસીટીના ડીન લખે છે કે અરજીઓ સ્કોલરશીપ કરતાં વધારે આવે છે માટે વધુ લાયકાતવાળીને પહેલી પસંદગી મળશે. હિંદથી જનાર બાઇઓને સોબત આપવા તથા તેમની સંભાળ લેવા T. W. C. A. ની Friondly rolations committoo તૈયાર છે. કોઇ બંદરે કન્યાઓને લેવા ત્યાંની બાઇઓ આવશે, તેમના ઉતારાની તજવીજ કરશે, અને તેમને દરેક વાતમાં મદદ કરશે. કેળવણીનું કાર્ય ઉપાડી લેવા કેટલી એક હિંદી બાઇઓ અમેરિકા અભ્યાસ કરવા જાય તે ઘણું જ પ્રાર્થવા યોગ્ય છે.

કેશવપ્રસાદ દેસાઇ.

---

સરળ થઇ શકત એમ અમને લાગે છે. આ તરફ ધ્યાન આપવા તેમને અમે ખાસ વિનંતિ કરીયે છીયે.

પુસ્તકની છપાઇ, કાગળ, તથા બાંધણી સારાં છે, અને કીંમત પણ જૂજ છે, તેથી સર્વે કોઇને આ પુસ્તક ખરીદવા ભલામણ છે.*

**સીતા–વનવાસ.**

( અનુવાદક અને પ્રકાશક ભીખાભાઇ પુ. વ્યાસ. મજમુંદાર ફળીયું. ગોધરા. પાનાં ૯૬ કીંમત ૦–૧૦–૦

સીતાજીને રામચંદ્રજી વનવાસ મોકલે છે તે સમયનું તેમનું આખ્યાન આ પુસ્તકમાં કરેલું છે. ઉત્તર રામચરિત નાટકમાં જે પ્રસંગ છે તેજ આ પ્રસંગ છે, અને તે ઉપરથીજ મૂળમાં આ પુસ્તક ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે બંગાળીમાં રચેલું. તેનું ભાષાંતર હિંદીમાં થયું અને તેનું આ ગુજરાતી ભાષાંતર છે. આ પુસ્તકની બંગાળીમાં ઘણી આવૃત્તિઓ થઇ છે. ગુજરાતી માં છાપની અશુદ્ધતા બહુ રહી છે છતાં વિષયને લીધે પુસ્તક સારૂં છે.*

**સંસારનાં સુખ.**

( લેખક ગ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ. પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય છુટક કીંમત પાકું પૂંઠું આના બાર. પાનાં ૩૫૦.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય ગુજરાતની એક ગંગીન સંસ્થા છે. ઘણાં ઉપયોગી પુસ્તકો સસ્તે ભાવે ત્યાંથી પ્રસિદ્ધ થયાં છે. " સંસારનાં સુખ " પ્રસિદ્ધ થવાથી એક ઉપયોગી પુસ્તકનો તેમાં વધારો થયો છે.

અંગ્રેજીમાં પ્લેઝર્સ ઑફ લાઇફ નામે પુસ્તક છે તેનો આધાર લઇને આ પુસ્તક લખાયું છે. પરંતુ આખું પુસ્તક વાંચવા પછી અમે કહી શકીયે છીયે કે તે વાંચતાં તે ભાષાંતર હશે તેવો તો ખ્યાલ પણ આવતો નથી. અંગ્રેજી લેખકોનાં કથન ઉતારેલાં છે તે ભાષાંતર છે, પરંતુ તેની ભાષા તરજુમીયા નથી. આપણા મધ્યમ વર્ગમાં—ખાસ કરીને સ્ત્રી વર્ગમાં—તેમજ કારીગર લોકોમાં એક જાતની નિરાશા પ્રસરેલી જણાય છે. આવી નિરાશા સાથે જગતમાં ઉન્નતિની આશા રાખી શકાય નહિ. આ લોકોમાં એવી ભાવના પ્રસારવી જોઇયે કે જીવન સુખમય છે અને સંસારમાં વિધવિધ સુખો દરેક વર્ગ પ્રાપ્ત કરી શકે તેમ છે. આ ભાવના પ્રસારવામાં આ પુસ્તક ઘણુંજ ઉપયોગી થઇ પડે તેમ છે. તેનું પહેલું પ્રકરણ " સુખી થવું એ કર્તવ્ય છે " તે દરેક જણે જીવનકલહના આ સમયમાં મનન

*. આ પુસ્તકો " સ્ત્રીબોધ " ઓફીસમાં તેમજ સર્વે જાણીતા બુકસેલરોને ત્યાં મળે છે.

કરવા યોગ્ય છે. સંસારમાં સુખ કેમ પ્રાપ્ત કરવું તે માટે પુસ્તકમાં જુદા જુદા વિષયનાં પ્રકરણ લખાયાં છે. પુસ્તકોમાંથી, મુસાફરીથી, જુદીજુદી લલિત કલાઓથી, કેલવણી, વિજ્ઞાન, અને ધર્મથી, કેવો આનંદ મળે છે, કેવાં સુખ ઉદ્દભવે છે તે જુદાંજુદાં પ્રકરણોમાં બતાવેલું છે. વળી દરેક મનુષ્યે મહત્વાકાંક્ષા અને ઉન્નતિની આશા કેમ અને શા માટે રાખવાં તે દર્શાવ્યું છે. હતાશ ન થઇ જતાં ઉન્નતિ માટે પ્રયત્ન કરવામાં ઘણું સુખ રહેલું છે તે દષ્ટાંતો સાથે બતાવ્યું છે. દરેકે દરેક પ્રકરણ ઉપયોગી છે, અને રસીક છે.

પુસ્તકની ભાષા સંસ્કારી છે છતાં સાદી છે. દરેક પ્રકરણમાં મૂળ અંગ્રેજી પુસ્તક કરતાં ઘણો વધારો જોવામાં આવે છે. વળી ગુજરાતી સાહિત્યમાંથી અનેક કાવ્યોના ઉતારા યોગ્ય સ્થળે આપીને પુસ્તકની રસીકતામાં બહુજ વધારો કરવામાં આવ્યો છે. પુસ્તક ઉત્તમ છે, લાભદાયી છે, અને સસ્તું છે તેથી અમે દરેક જણને તે ખરીદી વાંચવા ભલામણ કરીએ છીએ.

કેશવપ્રસાદ દેશાઇ.

---

# જીવનને જેટલું સુંદર બનાવવા ધારીએ એટલું બનાવાય..

—:o:—

( લેખક રા. વિનોદ. )

તમારા જીવનને બને એટલું સુંદર બનાવો—એનો બને તેટલો સદુપયોગ કરો. કામ કરવાનું ચાહો, કારણ કે એ મનુષ્યજાતને ઉપયોગી છે, કારણ કે તમારામાં જે સારામાં સારૂં તત્વ છે એને કોઇ રીતે માર્ગ મળવો જોઇએ. નહિ તો નતો તે તમારૂં રહેશે કે નતો તે બીજાને કોઇ રીતે ઉપયોગી થાય. જીવન એ પ્રવૃત્તિ છે. તમારા આકાશ પર મ્હોટા અક્ષરે એ શબ્દો કોતરી રાખો, 'લક્ષ્ય, સત્ય અને કર્મ.' જીવનને ચાહો—એ જે છે એને માટે નહિ તો પણ એ જે કંઇ થઇ શકે એને માટે—સર્વના સામાન્ય ભલાને માટે જીવો. પ્રત્યેક કાર્યમાં ઉચ્ચ ભાવના રાખો, અને ઉચ્ચ કાર્ય માટે તમારી જાતને લાયક બનાવવા અવિરલ પ્રયત્નો કર્યા જાઓ. તમે જે કંઈ સારી રીતે પાર પાડી શકો એને માટે શ્રદ્ધાથી કામ કર્યા જાઓ. માણસોને તેમના સદ્દગુણો માટે ઓળખતાં શીખો. જે કંઇ ઉપયોગી હોય એવા જ્ઞાનને ચાહો અને તેની ઉપયોગીતાના પ્રમાણમાં બીજાઓને માટે તમારો પ્રેમ, તમારૂં માન, સહાનુભૂતિ અને તમારી લાગણી જીવંત રાખો. હૃદયમાંથી જીવનનાં તંતુઓ શરૂ થાય છે. "મનુષ્ય જીવનને ચાહો." આદર્શ બનાવો, અને ગૃહને ચહાનારા સ્ત્રી કે પુરૂષ તમે થાઓ. બધાં કરતાં કોઇ એકને વધારે ચાહો. ઈશ્વરે જીવન માટે સાથીની જે વ્યવસ્થા કરી છે તેને માન આપો. જીવનમાં ઉંડા ઉતરો અને એના રહસ્ય પર મનન કરો. તમો હો તેનાથી દશ વર્ષ આગળનો વિચાર કરો અને ભવિષ્યના સંતાનોના કલ્યાણનો વિચાર કરો. જે લોકો જીવે છે અને જે હવે પછી દુનીયા પર જીવવા આવવાના છે તેને માટે જીવો. પાછળ તો ઇતિહાસના ધડાઓ શીખવા પુરતુંજ જોજો. વર્તમાનમાં રહેતાં શીખો. તમે હમેશાં અમરત્વનો જ વિચાર કરજો અને તેનાં રહસ્યો સમજજો. તમારા અમર જીવનનો વિચાર ગ્રહણ કરો. એ માટે તમારી વિચારશક્તિ લંબાવજો અને છતાંએ તમારા પગ હેઠળની કીડી પાસેથી એ ધડો શીખવા જેટલા નમ્ર થજો. તમારા કામમાં ઉચ્ચ જીવનની ભાવના શુધ્ધ જો, તમારા હૃદયમાં કાવ્ય, સંગીત, સાહિત્ય કળા, તત્વજ્ઞાન, વિજ્ઞાન

અને ધર્મને સ્થાન આપો. કોઈ પણ પ્રકારના અને પ્રમાણના અનિષ્ટથી દૂર ભાગજો—શિક્ષા થાય એ બીકથી નહી પણ તમો સત્ય અને સચ્ચાઇને ચાહો છો માટે. જડવાદ છે. અનીતિ અને અનિષ્ટ પર, મન, નીતિ, અને ધર્મનું શ્રેષ્ઠત્વ સ્વીકારો. તમે સ્વપ્નામાં જીવનનો જે ઉંચામાં ઉંચો ખ્યાલ કલ્પી શકો તેમાં વિશ્વાસ રાખો અને એટલી ખાત્રી રાખજો કે ઇશ્વરે તો એથી પણ વધુ સારૂં જીવન તમારે માટે નિર્માણ કર્યું છે. મનુષ્યસમુહ પર સૈકાઓથી જે અજ્ઞાન અને સ્વાર્થે જોર જમાવ્યું છે તે અજ્ઞાન અને સ્વાર્થ–નીચતાની બેડીઓ તોડી નાંખો અને જીવન જે કંઇ–જેવું સુંદર–હોવું જોઇએ અને થઇ શકે એ જીવવાનો નિશ્ચય કરો. પવિત્ર મનનાં થાઓ અને ખોટો વિવેક ત્યજી દો. અને એ સર્વેથી વધુ તો કામ કરો! કર્મયોગ. કામ કામના પ્રેમ ખાતર કરો. કામ એટલા માટે કરો કે તમો જે કંઇ કરવાનું તે જોઈ શકો છો, એટલા માટે તમને સારૂં કાર્ય પ્રગતિ પામેલું જોવાનો શોખ છે. એવું કંઇ કરવાનો પ્રયત્ન કરો કે તે જ તમારી પાછળ જ્વલંત જીવતું રહે. પણ એથી તાત્કાલિક–અલ્પજીવી છતાં જરૂરનું કામ વિસારે ન પાડશો. જગત ઉપર કંઈપણ ઉપયોગી કાર્ય દેખાય તેને માન આપજો. મજુરીના મોજમાનો ઉપદેશ કરો, કામના આનંદને પ્રકટાવો. પૈસાનો મોહ તો એક ઉમદા–ઉચ્ચ–કાર્યની સિદ્ધિના સાધન તરીકે જ રાખશો–અંગત વિલાસ અને વૈભવની શેખી ખાતર નહિ; પરંતુ સત્કાર્યોની વધુ સફળ સિદ્ધિ માટે. તમારી જાતને એટલા માટે ચાહજો કે તમો એક ઉન્નત હેતુનાં શ્રેષ્ઠ સેવક થઇ શકો. જો જાતને સામાન્ય હિતના સેવક ન બનાવાય તો પછી તે આત્મપ્રેમ એ મરણને આમંત્રણ છે. જીવનના ન્હાના ન્હાના faults ને દૂર કરો. આ વિશ્વનગરના નાગરિક બનો, મહાત્માઓના વિચારો સામે ખાની માગવા અવાજ ઉઠાવજો અને અંતિમ ભલાને માટે વર્તમાન ધર્મથી સત્પથ શોધવા મંડો.

---

# "વધી પડેલી" કુમારિકાઓ.

લખનાર—પુતળીબાઈ.

## પ્રકરણ ૫૯ મું
### મંગલા ઉપર ધુજારો.

સાંજે બંગલે બધા ટપાલના કાગળો જોયા તો મંગલાનો એક ભારે કાગળ હતો. ઉખેડી વાંચતાં રાધાના ડોળા ઉપર ગયા. "આહા! વાત તો ખરીજ!"

મંગલાએ નીચે પ્રમાણે લખેલું હતું.

"વ્હાલી રાધા, તું ગયા પછી એક અજબ બનાવ બન્યો. પેલો મહેતા કાલે મોડી રાતે ગભરાયલે ચહેરે ફરેલે ડોળે મારી આગળ આવ્યો ને પૂછવા લાગ્યો કે માણેક તમારે ઘેર છે? મેં ના કહી ત્યારે કહેજે તમારો સગો મી. ત્રિવેદી ક્યાં છે તે જાણો છો? મેં કહ્યું કે હું કંઇ જાણતી નથી. અને તે તો ખરૂંજ કહ્યું. મને શી ખબર કે તે ક્યાં છે, તો કહેજે, બરાબર! તે પણ ઘેર નથી અને એ પણ ગેબ થઇ ગઇ છે માટે એ તેની સાથેજ ગઇ, કરી હાથ પગ અફાળવા લાગ્યો. મેં કહ્યું, કે તમે અહિં આવીને આ રીતે કેમ કરો છો? તો કહેજે એ બધાં તમારી કેળવણીનાં પરિણામ, તમે સ્ત્રીઓને છૂટાપણાના વિચારો આપો છો, તેમને સ્વતંત્ર થવા શીખવો છો તો પછી આવુંજ થાય ને! મેં કહ્યું કે અમે સ્ત્રીઓને પરણીને પછી ધણીને બેવફા થવાનું શીખવતાં નથી. અમારૂં કહેવું તો એ છે કે જો નહિં પરણવું હોય તો કંઇ ધંધો શીખી લેવો કે જેથી પુરુષની ઓશિયાળી ન રહે. પણ મારૂં ન સાંભળતાં ખૂબ બબાડ્યો અને ફલાણે દહાડે માધવ સાથ નાટકમાં ગઇ હતી, અને ફલાણે દહાડે દરિયામાં સહેલ કરવા ગઇ હતી, મેં તો ડિટેક્ટીવ રાખ્યા હતા, ફોટોગ્રાફ પડાવી લીધા હતા, મારી પાસે સર્વે સાબીતી છે, એ સ્ત્રી લુચ્ચી છે, બેવફા છે, એવું ઘણું બોલી ગયો. આખર મેં અપમાન લીધું અને હું તાડુકી બોલી કે મારા ઘરમાંથી જાવ ત્યારેજ તે ગયો." વગેરે.

રાધાએ આ કાગલ વાંચી પોતાનાં ઉશ્કેરાયલાં મનને દબાવ્યું. "મારે માટે જો કોઇબી પુરુષ હોય તો પણ આ તો નથીજ, મારાથી આવું ખમાય નહિ. મને જોઇએ તો પૂરેપૂરો એનો પ્યાર, એની વફાદારી જોઇએ

નહિ તો મારે એકલીજ રહેવું સારૂં. ” તેણે ફરી ઠરાવ કર્યો.

બીજી સવારે તેઓ પાછાં મળ્યાં. મળતાંવાર રાધાને માધવનો ચહેરો જોઇ દયા આવી. તે ઘણો નાઉમેદ દેખાતો એના મનમાં તેને માટે લાગણી થઇ અને એ માયાથી બોલી, “ કેમ મી. ત્રિવેદી, તમે અત્રે કંઇ સુખી નથી ! ”

“ ના, સુખી તો નથીજ, મને સુખનો સેતારો જરા દેખાતાંજ અસ્ત થઇ ગયો. ”

“ સેતારોજ હશે તો ફરી ઉગશે, પણ કદાચ તેલની બત્તી હોય ને તમે ઠગાયા હો. ”

“ હું તો સેતારો માનું છું, અને તે પાછો ઉગવાની રાહ જોઉં છું.” એ પછી તેઓએ બીજી વાતો કીધી, એક કાવ્ય વાંચ્યું અને પછી માધવે પાછી પોતાના મનની મુરાદ દર્શાવી, “ રાધા ” તે બોલ્યો, તારા શબ્દોથી હું ઘણોજ નિરાશ થયો છું. હું જોઇ શકું છું કે તારાં દિલમાં મારા પ્રત્યે પ્રેમ છે, ના તો તું મને આટલી છૂટથી બોલવા દિયે નહિં, મને તારી સમક્ષ ઉભોએ રાખે નહિં, પણ તું તારૂં અર્પણ કરણ કરે છે, તારી ફરજોને પહેલું પદ આપે છે અને માણસનું જે ખરૂં સુખ તેને ઠોકરે મારે છે.”

રાધાથી ના કહેવાયું નહિં. તેની આંખો ઉપરથીજ તેનાં મનની ખરી હાલત જણાઇ આવી અને તે ખરૂંજ બોલી, “ હા, હું ફરજોને પહેલું પદ આપું છું. મારા મિત્રો મારા તરફથી ઘણી આશાઓ રાખે છે. મારે સ્ત્રીઓને માટે ઘણાં કાર્યો કરવાનાં છે. આજે સ્ત્રીઓને મતાધિકાર નથી તે મેળવવા પણ હું પ્રયત્ન કરૂં છું, તેવામાં હું જો મારાં મનની લાગણીઓ પ્રમાણે ચાલું તો મારાં કામ તરફ બેવફા ગણાઉં—એટલુંજ નહિં, પણ મેં તમને કાલે સરોવર ઉપર એક બીજું કારણ કહ્યું તે કારણ મજબૂત છે. ”

માધવને તે કારણ યાદ આવવાથી રીસ ચઢી, “ મીસ રણજીત, તમે જો મારા પર પૂરો વિશ્વાસ રાખી નહિ શકતાં હોવો તો હવડાંજ કહી દો, મને રૂખસદ આપી દો, હું જાઉં છું. મેં જોઇ લીધું કે તમે પણ સાધારણ સ્ત્રીઓ જેવાંજ છો. જો તમારૂં ભેજું સારી રીતે ખીલેલું હોત તો તમે મારે વાસ્તે સાંભળેલી જુની પુરાણી વાતોને લીધે મારા પર શક લાવી મને દુઃખી કરત નહિં, પણ ભલું છે કે તમે હવડાંજ બોલી દીધું. પરણીને મને પજવત તેના કરતાં એ સારૂં.”

“ હા, મને પણ એમ લાગે છે કે જેના પર મને પૂરો વિશ્વાસ નહિં, તેનો હાથ હું કબુલ કરી શકું નહિં, અને મને પરણવાની ગરજ,

પડયો હતો અને નવરોજી એવો પ્રિય લાગતો હતો કે તેણે ઝટ એ વાત કબૂલ કીધી અને નવરોજીને એક બપોરે ઉપડી જવા દઇ બીજી બપોરે પોતે ઉપડી ગઇ. મહેતાને એ બાબે જરા પણ ખ્યાલ હતો નહિ, માટે તેણે તો એમજ ધાર્યું કે માધવ સાથ ગઇ, અને માધવ ક્યાં ગયો છે તે પૂછવા અને કદાચ માણેક ત્યાંજ સંતાયલી હોય તો શોધી કાઢવા તે મેહમ ગયો હતો.

મંગલાથી જ્યારે માધવ વિષે કંઇજ ખબર મળી નહિં ત્યારે તેના શક મજબૂત થયા અને તેણે માનીજ લીધું કે બન્ને ભેગાં ગયાં છે.

માધવ ખંડાળેથી પાછો ફર્યો કે તરત તે મહેતાને મળવા તો લાયબ્રેરીમાં ગયો. અને અતિ ક્રોધથી તેણે મહેતાને પૂછ્યું કે "તેં મારાં ઉપર ખોટું આળ શા માટે મૂક્યું"?

મહેતાએ કહ્યું કે "ઘણા દિવસથી હું જોઉં છું અને લોકો જુવે છે કે તું મારી બૈરીની સંગતમાં ફરે છે અને તેથી માનું છું કે તેં તેને ફોસલાવી છે" પણ અલબત માધવ સામો જઇ ઉભો અને વઢવા લાગ્યો તે ઉપરથી તેણે જોઇ લીધું કે મુદ્દો કંઇ નથી, અને તેનીજ ભૂલ હોવી જોઇએ, માટે તે ટાઢો પડી ગયો, અને સામી માધવની માફી માંગી. માધવને હસવું આવ્યું અને તેણે કહ્યું કે "જો તને તારી બૈરીની ખબર ન, મળતી હોય તો તારી દેશભક્ત મિત્ર શીરીનને પૂછ."

આટલાથી મહેતાની આંખોપરનો પડદો ખૂલ્યો. નવરોજી પેશાવર ગયો છે એમ તે જાણતો હતો પણ માણેક તેની પૂઠે ગઇ હોય એમ હવે તેને લાગ્યું. અને તે જેટલો દુઃખમાં તેટલો મહેનતમાં પડ્યો. કેમકે મુંબઇથી ગુરૂવારે ઉપડી ગયેલા પેશાવર મેલને અકસ્માત થવાની ખબર વર્તમાનપત્રોમાં આવી હતી, અને તેમાં એક પારસી બાઇ કચડાઇ મરવાની ખબર હતી.

અરે! જો માણેક ત્યાંજ ગઇ હોય, નવરોજીની પૂઠેજ ગઇ હોય તો એજ હોવી જોઇએ, એમ તેને લાગ્યું, અને પોતાના ગભરાટમાં તે માણેકની બેનોને ઘેર ગયો, કે જ્યાં આજસુધીમાં તેણે પગ મેલેલો નહિં. તે ભિખારીઓને ખ્યાલ પણ નહિં કે જે પારસી બાઇના કચડાઇ મરવાની ખબર તે સવારે પેપરોમાં વાંચી તેઓ દલગીર થઇ હતી, તે માણેક હોઇ શકે. પણ માણેક ગેબ થઇ છે ખરી, એટલે ખબર તો કાઢવી જોઇએ, એમ વિચારી તે બેનો મહેતા સાથેજ નવરોજીનાં માતા મહેરબાઇને મળવા ગઇ. મહેરબાઇને એ બાબે કશી ખબર નહિં હતી, તેઓએ એટલુંજ

કહ્યું કે પેશાવર મેલને અકસ્માત થયાની ખબર પેપરમાં વાંચી આગે ગભરાયાં ખરાં કે કદાચ નવરોજી તેમાં હોય, કેમકે જો કે એ અત્રેથી બુધવારે ઉપડયો પણ એનો વિચાર કંઇ કામસર લાહોરમાં ઉતરવાનો હતો; તેમ ઉતરીને પાછો બીજે દિને બેઠો હોય તો એજ અકસ્માતવાળી ટ્રેનમાં હોવો જોઇએ. માટે અમે તારથી ખબર મંગાવી છે, પણ હજી જવાબ મળ્યો નથી. પણ માણેકને એ બીના સાથ શો સંબંધ તે તેઓ સમજી શક્યાં નહિં. આખરે શીરીને મહેતાને બાજુપર લઇ જઇ કહ્યું કે મને ખબર છે કે માણેક ગુરૂવારના મેલમાં ઉપડી ગઇ, મારા ભાઇએ એને લાહોરમાં ઉતરવા કહેલું હતું અને બન્ને ત્યાંથી પરણીને પેશાવર જવાની હતી.

આ ખબરથી મહેતાને રીસ ચઢી, અને દુઃખી પણ થયો અને રેલવે કમ્પનીમાં ખબરો કાઢવા દોડયો, કે લાહોર છોડવા પછી અકસ્માત થયો કે પહેલે થયો, અને બન્ને કચડાયાં કે એકલી માણેકજ.

## પ્રકરણ ૬૧ મું.

### આલા વીરલાંનો મહાશોક.

* * * *

જેમ જેમ વધુ ખબર આવતી ગઇ તેમ માણેકની બેનોની ખાતરી થઇ કે તેમની ભૂલેલી બેન પેશાવર મેલમાં હતી, અને તેણે લાહોરની ટીકીટ લીધેલી હતી. મહેતા સાથે બાપડી વીરલાં લાહોર ગઇ અને ત્યાં મરનારની પેટીઓ વગેરે જે હાથ આવ્યું તે ઉપરથી તેને ખાતરી થઇ કે માણેક બિચારી રેલવેના અકસ્માતમાં કપડાઇ મુઇ હતી. તેણે આલાને તારથી એ ખબર આપી અને બન્ને બેનોનાં દુઃખનો પાર રહ્યો નહિ.

બિચારી આલાં વિરલા ઉપર એકા એક, ન જાણતાં–ન ધારતા–મોટું દુઃખ આવી પડયું, અને તે બિચારીઓને માટે ભવિષ્યનાં સુખની પણ કશી આશા રહી નહિ. " માણેકનું એક બાળક પણ હેત તો અમારાં મનને જરા સંતોષ મળતે. તેને ઉધારવા ઉછેરવામાં અમારાં મન રોકાતે" એમ કહી તે બિચારીઓ રડતી. તેમની ગરીબીને લીધે તેમને દિલાસો દેનારાં પણ ઘણું મળ્યાં નહિં, તેમ માણેક લાહોર ગઇ તે વિષે ગામમાં ઝાઝી ચરચાર પણ થઇ નહિં; પણ માણેકે તેમની આગળ કહેલી વાતોથી તેઓને માલમ તો પડયું હતું કે

માણેક પોતાના પરણેલા સંસારમાં સુખી નહિં હતી, અને સુખી થવાનો સંભવ પણ નહિં હતો, માટે તેઓ તેનાં એ છેલ્લા ઉછાંછલાં પગલાંનું કારણ સમજી શક્યાં. તેમને લાગ્યું કે એ જુલમગાર વરથી છૂટવા માટે તે બિચારીએ એ પગલું લીધું હતું, અને નવરોજી કોઇ રીતે લુચ્ચો કે અપ્રમાણિક નહિં હતો, કેમકે તેણે લાહોરની અગીઆરીમાં તેજ સાંજે લગ્નની તૈયારી કરાવેલી વીરલાના જાણવામાં આવી હતી. વળી નવરોજીની મા તથા બેન સુનાઇ તરફથી જેમ જેમ વાતો સંભળાતી ગઇ તેમ તેમ એ દુઃખી બેનોને પોતાની નાની બેનના દુઃખી સંસારનો વધારે ખ્યાલ આવ્યો. શીરીન તો એમની વિરોધી થઇ બેઠી હતી, અને જે આલાં વીરલાં મહેરબાઇને મળવા જતાં તો તેમના તર મોટા ડોળા કાઢી પીઠ ફેરવી ચાલી જતી. તેને નો મહેતા તરફ દિલસોજી હતી, અને મહેતાની મોટી મિત્ર થઇ ગઇ હતી. અને મહેતા આલાં વીરલાંનો તેમજ પારસીઓનો મોટા દુશ્મન થઇ બેઠો હતો.

——:*:——

## પ્રકરણ ૬૨ મું.

### કુદરતની ખરી લાગણીઓ.

ખંડાળેથી રાધા પુને ગઇ, પણ ત્યાં તેને વધુ દિવસ રહેવા દિલ નહિં. માણેકના મરણની ખબર અને તે ઉપરથી જાહેરમાં આવેલી બીનાઓથી તેની ખાતરી થઇ કે તેણે માધવ ઉપર નકામો શક નાખ્યો હતો માટે તે પસ્તાવા અને પોતાની જાતને ઠપકો દેવા લાગી, અને પાંચેક દહાડા પુને રહી પાછી આવી પોતાના કામ ઉપર મંડી.

પણ માધવ તેને છ મહીના સુધી ફરી મળ્યો નહિં. એક અતિ હૃદય ભેદક પત્રિકા લખી મંગલાના હાથમાં આપી તે કલકત્તા જતો રહેલો અને રાધાએ ઘણો વિચાર કરી કરી બે મહીને તેનો જવાબ લખ્યો. પણ તે જવાબમાં રાધાએ પોતાની નબળાઈ કબુલ કીધી. "કુદરતની આગળ મનુષ્ય પ્રાણી લાચાર છે. છે. હું ગમે એટલો દૃઢ ઠરાવ કરૂં છું કે હું મારા કામને વળગી રહું, અને પરણવાની ગરજ નથી, પણ મને માંહેથી કંઇ એવું થાય છે કે, હું લાઇ લાજ થઇ જાઉં છું. હું જોઉં છું કે જગતના પાળનારે જેમ તારાં મનમાં મારે માટે પ્રેમ મુક્યો છે તેમ મારા મનમાં તારા માટે પણ છે, તેને હું દબાવી શકતી નથી. તે જો હું દાબી શકું તોજ હું કુંવારી રહી મારે હાથ ધારેલું કામ કરી શકું. પણ જ્યારથી

એ તને તરછોડયો ત્યારથી મારાં દિલમાં જે વેદના થાયછે તે મારાથી ખમાતી નથી, મારૂં ધ્યાન મારાં કામ ઉપર લાગતું નથી, હું સ્વપ્નમાં જીવતી હોઉં તેમ જીવું છું, અને સારૂં ભોજન મને ખારૂં કડવું લાગે છે.

આ પ્રેમપત્રિકા બેમહીના સુધી માધવને મળી નહિં ત્યાંસુધી તેને પણ બહુ અકળામણ થઇ. તે ચીડીઉ બની ગયો, તેને લાગ્યું કે જાણે જીવવામાં હવે રસ નથી, સાર નથી. તેને કોઈ સ્ત્રીની સંગત ગમતી નહિં અને તે ઘણો ખરો એકલો વસ્તો, પણ રાધાની પત્રિકાથી તેને નવી ઉલટ આવી. તેણે જલદીજ ખુશાલી ભર્યો જવાબ લખ્યો અને બાકીના ચાર મહિના બન્ને વચ્ચે પ્રેમ પત્રિકાઓ ચાલી રહી. માધવે કલકત્તામાં કંઇ વેપાર કરવા માંડેલો હોવાથી તેને ત્યાં રહેવુંજ પડયું, અને આખરે તેણે રાધાને ત્યાંજ તેડાવી પરણવાનો ઠરાવ કર્યો.

આ વાત જયારે તેણે રાધાને લખી ત્યારે રાધા મંગલાને સર્વ બીનાથી વિદિત કીધી અને કોઇ બીજી સ્ત્રીને પોતાની મદદમાં લેવાનું કહી રાધાએ રાજીનામું આપ્યું. મંગલાએ કહ્યું કે હું ઘણા દિવસથી જોઉં છું કે તને માધવના કાગળો મળે છે અને તું સુખી છે અને તારાં સુખને માટે તું મને છોડી જાય છે એટલે હું વાંધો લઇ શકતી નથી. મને મદદ કરવા એક સારાં ખાનદાનની હિંદુ વિધવા તૈયાર છે અને હું આશા રાખી શકું છું કે મારૂં વિદ્યાલય ચાલશે અને વધશે એ પછી લગ્નની પહેરામણી તરીકે રાધાને એક ઘણી સારી મોતીની કંઠી આપી મંગલાએ તેને ફુલોના હારોથી મઢીને વિદાય કીધી અને રાધા કલકતે જઇ માધવ સાથ પરણીને તેનાં જીગરની અને ઘરની ધણીઆણી થઇ.

પણ ત્યાં તે નવરી બેઠી નહિં. બંગાલી ભાષા તેણે તરત શીખવા માંડી અને વ્હેલીજ તે બંગાલી સ્ત્રીઓની વચે તેમની સુધારણાને લગતાં અનેક કામોમાં રોકાઇ પડી.

---

## પ્રકરણ. ૬૩ મું.

---

### નવરોઝજીનો પસ્તાવો.

માણેકનાં મરણથી નવરોઝજીને ઘણું દુઃખ લાગ્યું અને ઘણો પસ્તાવો થયો. તેણે પોતાની માંતાને અને બેનોને લખ્યું કે માણેકનું મરણ નિપજ્યું તેમાં મોટે ભાગે મારો વાંક છે, મારે લીધે તેણે એકલીએ મુસાફરી

માથે લીધી અને મારે બીકે તે બાપડી એકલી કચડાઇ મૂઇ. અને તે જાણવાથી મહેરબાઇએ આલાં વિરલાં ઉપર ઘણી માયા રાખી, અને થોડા દહાડા તે બિચારીઓને પોતાને ઘેર લાવી રાખી. શીરીન રીસાઇને ઘર છોડી ગઇ તેને જવા દીધી. ઘરમાં રાખવાથી મહેરબાઇએ એ બને બેનોની લાયકી જોઇ લીધી, અને તેને લાગ્યું કે હજી પણ જો હું મારા દીકરાને નહિં પરણાવીશ તો તેને હાથ કોઇ વધુ માઠાં કામ થશે, માટે તેણે દીકરાને લખ્યું કે વિરલા ઘણી ગરીબ અને ભલી છે અને મહેનતુ તથા ચાલાક છે. જો તું એને પરણે તો બિચારીનું એનું તેમજ આલાંનું થોડુંભી દુ:ખ ઓછું થાય વગેરે.

નવરોજે જ્યારથી વિરલાને પોતાની બેનને માટે દુ:ખી થઇ રડતી જોઇ હતી ત્યારથી તેનું મન થયું હતું કે જો એને સુખી કરવાનું મારા હાથમાં હોય તો કરૂં માટે માતાનો એ વિચાર તેને ગમ્યો, અને માણેકનાં મરણ પછી દસ મહીને જ્યારે તેનું મુંબઇ આવવું થયું ત્યારે તેણે માતાની મારફતે વિરલાંને પૂછ્યું અને બને તરફની રાજી ખુશીથી નવરોજ અને વિરલાં પરણ્યાં.

આલાંએ એક નવી નિકળેલી આરફનેજમાં મેટ્રનનું કામ લીધું. અને ઉપયોગીપણે પોતાની જીંદગી ગુજારતી રહી. તેને નાનાં બચ્ચાંને સંભાળવા રાખવાનું કામ ઘણું ગમતું હતું અને જાતે દયાળુ હતી તેથી એ કામમાં તે ઘણું સુખ ઘણો સંતોષ મળ્યા.

શીરીન આજે મોટી દેશભકત આર્ય મહિલામાં ખપે છે, મોટી સભાઓ આગળ ભાષણો કરે છે લોકને ખાદીનાં વસ્ત્રો પહેરવા અને ખાદી વણવાં ઉપદેશ કરે છે. અને આચાર વિચારમાં તેમજ રહેણી કરણીમાં તદન હિંદુ બની ગઇ છે. મહેરબાઇએ અને તેનાં બીજા સગાંઓએ તેની સાથેનો સંબંધ છોડી દીધો છે, એટલે સ્વતંત્ર થઇ તે જેમ મનમાં આવે તેમ બોલે છે, અને વર્તે છે. ગાંધીના અસહકારનું રહસ્ય તે એટલુંજ સમજે છે કે જ્યાં બેસતું ત્યાં બ્રિટિશ સરકારને ગાળો દેવી, અને તેમની મદદ વગર હિંદુસ્થાનનું રાજ્ય ચલાવીશું એવા ફડાકા મારવા.

સમાપ્ત.

# એક વિચિત્ર પ્રપંચજાળ.

( લેખક સા૦ શ્રી છગનલાલ હરિલાલ પંડયા, બી. એ. )

( અનુસંધાન પૃષ્ટ ૩૪૦ થી ).

આવા તેના કરૂણામય પ્રલાપ સાંભળીને મ્હારૂં હૈયું ભરાઇ આવ્યું. પણ હું કરૂં શું ? મ્હારૂં બારણું બંધ હતું તેથી તે વાત મ્હેં તેમને ઘણીજ દયાવાળી લાગણી સાથે જણાવી. એટલામાં તેમની નજર મ્હારી દાસીનાં કપડાં ઉપર પડી કે તત્કાળ તેમણે પોતાનાં વસ્ત્રો ઉપર તે પોશાક પહેરી લીધો. મને પણ આ તેમની સમયસૂચકતા જોઈ તેમને માટે સદ્ભાવ ઉત્પન્ન થયો. અને ગમે તે ઉપાયે પણ તેમને બચાવવાજ જોઇએ એમ નિશ્ચય ઉપર આવવાથી મ્હેં મ્હારા બીસ્તરા ઉપરની મજબુત દોરી છોડીને તેમની સાથેના માણસને આપી. તે તેમનો વિશ્વાસુ હોવો જોઇએ એમ હું સમજી હતી. તેણે તરતજ તે લઇને બારીની બહાર જઇ જરૂખાના એક થાંભલા સાથે તે બાંધી ને બીજો છેડો નીચે લટકતો રાખ્યો. મ્હેં તેમને ઈસારામાં કહ્યું કે "આ રસ્તે ઉતરી, જશો તો કોઇ જાણશે નહિં અને બહાર અંધારૂં છે તેથી તમે નિર્વિઘ્ને પસાર થઇ શકશો." તે પોતે નિર્બળ હોવાથી આ માર્ગ સહીસલામતીમાં ગ્રહણ કરી શકાશે કે નહિ તેની શંકામાં પડયા. પણ મ્હેં જણાવ્યું કે અહીં રહીને મૃત્યુને શરણ થવા કરતાં આ ઉપાય લાખ દરજ્જે અજમાવવા જેવો છે, ને તે વિના અન્ય માર્ગ છેજ નહિ. જેથી તેમણે મ્હારો ગદ્ગદ કંઠે ઉપકાર માની મ્હારા હાથ ઉપર, હું ચેતી જાઉં તે પહેલાં એક ચુમી લીધી, અને પ્રથમ તેમનો નોકર ઉતરી ગયો, તે પછી તેઓ પણ આવેશમાં ઉતરી ગયા. તેમનો પગરવ ધીમે ધીમે સંભળાતો બંધ થયો ત્યાં સુધી હું અંધારામાં જરૂખાની બાજુએ ઉભી રહી જોયા કરતી હતી. પરમકૃપાળુ પરમેશ્વરે મ્હારી લાજ રાખી. એટલુંજ નહિં પણ આ દુઃખી યુવાનને મૃત્યુના પંજામાંથી છોડાવ્યો અને તે પરોપકારી કૃત્યમાં મને સહાયભૂત કરી, તે માટે હું તેનો પાડ માનવા લાગી. બધું શાંત થઇ ગયું એટલે દોરડું છોડી લઇને હું મ્હારા બીછાનામાં જઇને સુઈ ગઇ, અને હવે મને ઘસઘસાટ ઉંઘ પણ આવી ગઇ. પ્રભાતે હું જાગી ત્યારે સૂર્યોદય થઈ ચુકયો હતો. ઉઠીને હું મ્હારાં માતાજી પાસે ગઇ. રાતમાં શી શી અદ્ભુત બીના બની ગઇ હતી તે મ્હેં તેમને એકાન્તમાં કહી સંભ-

ાવી. તેઓ પણ પ્રથમ તો તે માની શક્યાં નહિ. આવી કપટજાળ
ા માટે રચવામાં આવી હશે તે કેમ સમજાય? મ્હારી દાસીનાં વસ્ત્ર
મદૃશ્ય થઇ ગયાંનો પ્રત્યક્ષ પુરાવો મ્હેં આપ્યો ત્યારે તો તેમની
ાણ ખાત્રી થઈ. દાસી બીચારી ગભરાતી આવી, પણ તેને અમે કંઇ
ત્યુંણ્યું નહિ. અને કોઇક ચોરી ગયું હશે એવો અભિપ્રાય આપી
હારાં પોતાનાં વસ્ત્રો તેને મ્હેં પહેરવા આપી દીધાં. તેથી તેના મનનું
માધાન થયું. પછી મ્હારી માતાને તેડીને હું બ્રીટીશ કોન્સલને ત્યાં
ટ ખબર કાઢવા ઉપડી. તે વેળા રસીઅન પ્રવાસી મંડળમાં કંઇ
મળભળાટ થતો અમારા જોવામાં આવ્યો. પાંજરામાં સપડાયેલું પક્ષી
ડી ગયું જાણીને પ્રપંચ રચનાર હવે હાથ ઘસતું હશે તથા બાજીના
ાસા અવળા પડયા તેથી હવે હાનિમાંથી કેમ બચવું તેના ઉપાય
ોધતું હશે, એમ મ્હેં અનુમાન કર્યું. બ્રીટીશ કોન્સલને બંગલે આવી
અમે અમારાં કાર્ડ મોકલ્યાં. થોડીવારે અમને બોલાવવા તેમનો નોકર
આવ્યો. અમે તેમને ઓળખતાં હતાં, ઈંગ્લાંડમાં ઘણીવાર અમારે તેમની
ાથે મિજલસોમાં હળવું મળવું થયું હતું, અમારૂં કુળ પણ તેમના
જેવું ઉંચું હતું, ને મ્હારા પિતાની ખ્યાતિ સારી હોવાથી તેએ.ને નામે
પણ અમને સારો આવકાર મળ્યો. તેઓ અમને આટલાં વહેલાં મળવા
આવેલાં જોઇને જરા આશ્ચર્ય પામ્યા. પણ થોડીવારે તેમનો સેક્રેટરી
તેમની પાસેથી કામના કાગળ લઇને બહાર ગયો તથા તદન એકાન્ત
મને જણાયું ત્યારે મ્હેં હળવે રહીને પેલા રસીઅન યુવાનની વાત
છેડી. તે સાંભળી તેઓ જાણે કશું જાણતા ન હોય તેમ કાને હાથ
દઇને બોલ્યા કે, "ના, ના, અહીં તો કોઇ આવ્યુંજ નથી. તમને
રાતમાં સ્વપ્નું આવ્યું હશે, એમ મને તો લાગે છે. તમારા જેવી
બાળાએ ઢીંગલા ઢીંગલી જોડે રમવાનું મુકીને આવી વાતમાં પડવુંજ
ન જોઇએ." આ પ્રમાણે મને છાભાણી પાડી તેઓ મ્હારાં માતાજીને
કહેવા લાગ્યા કે, "આ બહેનને કોઇ સારાં સારાં પુસ્તકો વાંચવા
આપો. કે તેમનું મન આવી બાબતોથી દૂર રહે." મને આ સાંભળી
ઘણીજ ખીજ ચડી, ને મ્હારો સ્વભાવ તીખો હતો તેથી મ્હારાથી
ખરૂં કહેવાઇજ ગયું. મ્હેં તેમની મશ્કરી માટે તેમનો ઉપકાર માન્યો
પણ ખાત્રીથી જણાવ્યું કે "જે બીના મ્હેં વર્ણવી છે તે યથાર્થ છે.
ગમે તે રાજકીય કારણોને લઇને આપ છુપી રાખવા માગતા હો તો ભલે
પણ આપે અમારા જવાનો તો વિશ્વાસ રાખવો જોઇએ. તે જુવાનને

તેના સોબતીઓના કાવતરામાંથી બચાવનાર હુંજ હતી ને જો હજી પણ આપ લૉર્ડસાહેબ એ વાતનો ઇનકાર કરશો તો હું બહાર જઇને તે વાત ઉઘાડી પાડીશ, એટલુંજ નહિ પણ વર્તમાનપત્રોમાં પણ તે પ્રસિદ્ધ કરીશ." આ મ્હારો ડારો સાંભળીને તેઓ હબકી ગયા ને રખેને વાત ચર્ચાય એવી બીકથી મને નરમાસથી કહેવા લાગ્યા કે "જો જો, બહેન, એવું કાંઇ સાહસ કરતાં નહિ. એનાં પરિણામ ભયંકર આવી જશે. આવી બાબતમાં તમારે પણ સાવચેતી ઘણી રાખવાની છે. તમે બાલક છો તેથીજ મ્હેં વાત ઉડાવી હતી, પણ હકીકત શુદ્ધ સાચી છે. તમે એ યુવાનને મદદ કરવાની હિંમત બતાવી તે માટે તમને ધન્યવાદ ઘટે છે. તેઓ અહીં આવીને ભયમાંથી મુક્ત થયા છે. હવે તેમને કોઇ હાથ પણ લગાડી શકે તેમ નથી, માટે તેમના રક્ષણ સંબંધમાં નિશ્ચિંત રહેશો. પણ હાલ વાત કોઇને કહેશો નહિ."

આ સાંભળી મ્હારી માતા તથા હું બંને ઘણો આનંદ પામ્યાં, અને અમારી હોટેલમાં પાછાં આવ્યાં. પણ ત્યાં દરવાજામાં પેસતાંજ અમારા જોવામાં આવ્યું કે, રસીઅન કેમ્પ તમામ ઉપડી ગયો હતો. તેમાંનું એક ચકલા સરખું પણ પાછળ રહ્યું નહતું, તેથી ભેદ ખુલ્લો ગયો એમ તેમાંના પ્રપંચી માણસના જાણવામાં નક્કી આવ્યું હશે ને તેથીજ સર્વ પલાયનમાન થઇ ગયાં હશે એમ મ્હારા સમજવામાં આવ્યું. મ્હારી માતાજીને પણ તેમજ લાગ્યું. અમે કેટલાક દિવસ ફ્લોરેન્સમાં રહ્યાં ત્યાંસુધી કંઇ નવીન વૃત્તાન્ત આ સંબંધી બન્યો નહિ. ફરતાં ફરતાં અમે પાછાં કેટલેક દિવસે ઇંગ્લાંડ આવ્યાં, ને વાત લગભગ વિસારે પડવા માંડી. માત્ર મને પેલા યુવાનના દયામણા ચહેરાની તથા તેણે ઉપકારમાં મને આપેલા અણધાર્યા દાનની વખતો વખત સ્મૃતિ થઇ આવતી હતી. ને હવે તેનું શું થયું હશે? તે જીવતો હશે કે કેમ? નિર્ભય હશે કે નહિ? એ વિગેરે પ્રશ્નો કોઇ કોઇ વાર મ્હારા મનમાં ઉદ્ભવતા હતા. એટલામાં એક દિવસ સવારે મ્હારી માતાએ મને "મોર્નિંગ પોસ્ટ"માંનો એક ફકરો વાંચવા આપ્યો. તેનું મથાળું જોતાંજ એ વાત પાછી મ્હને તાજી થઇ આવી. તેમાં નીચે પ્રમાણે હકીકત હતીઃ—

"રશીઅન પ્રિન્સ———ના જ્યેષ્ઠ પુત્રનું આકસ્મિક પુનરાગમન.

અમને જણાવતાં ઘણી ખુશી ઉપજે છે કે પ્રિન્સ——ના જ્યેષ્ઠ પુત્ર એકાએક પાછા આવી પહોંચ્યા છે. તેમની પ્રકૃતિ ઘણા માસથી બગડવા

માંડી હતી, અને કોઇ પણ ઉપાય કામ લાગતો નહતો, તેથી તેમનાં માતાજીની સાથે તેઓ ઇટલીમાં હવાફેર માટે ગયા હતા ત્યાંથી એકાએક અદશ્ય થઇ ગયા હતા; એ વાત અમારા વાચકોને અમે જણાવી ચુક્યા છીએ. તેઓનું શું થયું ને તેમનાં માતાનું શું થયું તે વિશે કંઇ પણ ખબર આજ સુધી બહાર આવેલી નહતી. પણ તા:૧૫ મીને રોજે તેઓ એકાએક આવીને પૂરેપૂરી તન્દુરસ્તીમાં તેમના પિતાને મળ્યા છે ને તેથી તેમની સલામતી માટે હવે કંઇ શંકા નથી. તેઓ આજ સુધી ક્યાં હતા ને તેમનાં માતા હાલ ક્યાં છે તે વાત હજી પ્રસિદ્ધ થએલી નથી." વિગેરે.

આ શુભ સમાચાર જાણી મ્હારા મનની શાન્તિ થઇ. પણ પ્રપંચ રચનાર કોણ હતું તેની કંઇ માહીતી હજી મને મળી નહિ. પ્રભુએ તે કુમારને ક્ષેમકુશળ તેના પિતા પાસે પહોંચાડયો તે માટે તેમનો હું અંતઃકરણથી પાડ માનવા લાગી.

આ ઘટના બન્યા પછી અમે સૌ અમારે કામે વળગ્યાં અને દિવસ— વ્યાપાર રોજની પેઠે ચાલવા લાગ્યો. પણ થોડાકજ સમય પછી એકવાર હું મ્હારા દીવાનખાનામાં બેઠી હતી ત્યાં દાસી એક કાર્ડ લઇને આવી તેના ઉપર ડાકતરનું નામ જોઇને મને સત્વર સાંભરી આવ્યું કે પેલા કુમારની સારવાર કરનાર ડાક્તર એજ હોવા જોઇએ. તેથી હું દોડતી જઇને બહારથી તેમનો હાથ પકડી અંદર તેડી આવી. તેઓ પણ મને જોઇને ઘણા ખુશી થયા. મ્હારા દીવાનખાનામાં બીજું કોઇ નહતું એવી ખાત્રી થયા બાદ તેમણે એક સીલબંધ પેકેટ ગજવામાંથી કાઢીને મારી પાસે મુક્યું, અને જેમનો જીવ બચાવવામાં સાહાય્યકર્તા થવાનું પ્રભુએ મ્હારા ભાગ્યમાં લખ્યું હતું તેમના તરફની નજીવી ભેટ સ્વીકારવાની મ્હને તે ડાકતરે વિનંતિ કરી. મ્હને તેથી હર્ષ થયો પણ બંડલ છોડવાનું મુલતવી રાખીને મ્હેં તેમને તે રાતના વૃત્તાન્ત સંબંધી અથથી ઇતિ સુધીની વાત હવે મને જણાવવા વિનંતિ કરી. તે સાંભળી તેઓ બોલ્યા કેઃ—"બહેન, એ કથા બહુજ લાંબી છે પણ તમારી આટલી આતુરતા છે તો ટુંકામાં કહું છું તે સાંભળોઃ—

"પ્રિન્સ—રસીઅન ઝારની નજીકના સગા છે. તેમનાં પત્ની ચાર વર્ષના એક પુત્રને મુકીને પરલોકવાસી થયાં તે પછી પ્રિન્સે થોડાં વર્ષ બાદ પુનર્લગ્ન કર્યું. તેમનાં બીજી વારનાં સ્ત્રી ઘણુંજ રુપસંપન્ન તથા

ઝાર સાથે નિકટનાં સંબંધી હતાં. તેમનો ગૃહસ્થાશ્રમ સારી રીતે ચાલ્યો ને તેમને બે પુત્ર થયા. આ તેમનાં પત્ની તેમના પ્રથમના પુત્ર ઊપર પણ પોતાના બે પુત્રોના જેટલોજ પ્રેમભાવ રાખતાં હતાં. ને સર્વને સમાન ગણતાં હતાં. તે જોઇ તેમના પિતાનું મન પ્રફુલ્લિત થયું; પણ કેટલાક સમય વીત્યા બાદ જ્યેષ્ટ પુત્રનું શરીર ધીમે ધીમે લેવાવા માંડયું. તેમણે દવા કરવામાં કંઇ બાકી રાખી નહિં પણ અંતે જ્યારે કંઇ ટેકો લાગી નહિ ત્યારે તેમનાં પત્નીએ ઘણીજ લાગણી જણાવી પોતાના બે નાના પુત્રોને તેમની સંભાળ નીચે રાખીને જ્યેષ્ઠ પુત્રને હવા ફેર માટે તથા ઇટલીના પ્રખ્યાત ડાક્તરોની સારવાર નીચે મુકવા માટે પોતાની સાથે લઇ પ્રવાસે જવાની માગણી કરી. પ્રિન્સનું હૃદય આ તેમનો માતૃપ્રેમ જોઇ ઘણું પીગળી આવ્યું ને તેમણે નોકર ચાકરો તથા ડાક્તરોનો બંદોબસ્ત કરીને સર્વને ઇટલી તરફ વિદાય કર્યાં. તેમના ગયા પછી તેમના કુટુંબમાંના એક વયોવૃદ્ધ ડાક્તરે પોતાના મનની કંઇક શંકાના સમાધાન માટે તેમની પત્નીના આવાસમાં બધે ફરીને શોધખોળ કરી, તો તેની શંકા મજબુત થતી ગઈ. તેમણે કેટલીક એવી સામગ્રી જોઇ કે તે વિષપ્રયોગ માટેજ વપરાતી હતી. આ ઉપર તેમણે પ્રિન્સનું ધ્યાન ખેંચ્યું, અને જો ચાંપતા ઉપાય લેવામાં નહિ આવે તો આ ધીમે ધીમે શરીરને નિર્બળ કરતા વિષથી તેમના જ્યેષ્ઠ પુત્રનું મૃત્યુ થશે એની તેમને ખાત્રી કરી આપી. તેની સાથે એમ પણ જણાવ્યું કે "સાહસ કરવામાં ફળ નથી. ઉલટું તેમના જીવનું જોખમ વધશે માટે હું એક ડાક્તર મ્હારા ઓળખાણવાળા છે તેને તમારી પાસે લાવીશ. તેને આ કામમાં ખાનગી રીતે ચાંપતા ઉપાય લેવા માટે આપની તરફથી સત્વર આપનાં પત્ની પાસે મોકલો એટલે તે જઇને બધી તપાસ છુપી રીતે રાખશે ને વિષની અસરને અટકાવે તેવી દવાઓ પણ સાથે લઈ જશે. આપના પુત્રે તેમની હાજરીમાંજ ખાવું પીવું ને તેઓ કહે તેમજ વર્તવું, એવી તેમને ખાનગી સૂચના કરી દેશે."

"આ ડાક્તર તે હુંજ. મને ડાક્તરના કામ ઉપરાંત છુપી પોલીસના કામનો પણ ઘણો શોખ છે તેથી આ કામમાં હું ખુશીથી જોડાયો ને પ્રિન્સનો પત્ર લઇ તેમનાં પત્નીને મળ્યો. પરીક્ષા કરતાં અમારા ધાર્યા પ્રમાણેજ સર્વ વાત મળતી આવતી જણાઈ. પણ હું જાણે કંઇ સમજતો ન હોઉં એવોજ મ્હેં તો ડોળ રાખ્યો, ને કુમારને મ્હેં ખાનગીમાં

ચેતવણી આપવા જેવી હતી તે આપી દીધી. પેલો પાદરી તો એમની માતાને મળેલો હતો ને નોકરોમાં માત્ર અમારી સાથે આવેલા શેઠ સિવાય બીજા કોઇનો વિશ્વાસ રખાય તેમ નહતું. ફ્લોરેન્સ પહોંચતાં સુધીમાં બધી બાજી મ્હેં જોઇ લીધી. મ્હારા સમજવામાં આવ્યું કે એ યુવાનની ઓરમાન માતા બહારથી તેના ઉપર પ્રેમ દર્શાવતી હતી, ને તેની પ્રકૃતિ સુધારવા માટે ઉપાય લેતી હોય તથા કાળજી ધરાવતી હોય ને તેને દુઃખે દુઃખી હોય એવો ભાસ કરી સર્વને ઠગતી હતી. પણ અંદરખાનેથી તેનો વિનાશ કરવાનેજ તત્પર થઇ રહી હતી, ને તેના ખાનપાન સાથે એવું કોઈ પ્રમાદી, સ્વાદ રહિત નિર્મળ વિષ થોડાજ પ્રમાણમાં મિશ્ર કરતી હતી કે તેની અસરથી તે ધીમે ધીમે ક્ષીણ થતો જાય અને અંતે પંચત્વને પામે. આનો હેતુ સ્પષ્ટ હતો. તે પ્રિન્સના પ્રથમ પત્નીનો આ પુત્ર જ્યાં સુધી હયાત હોય ત્યાં સુધી તેની મોટી જાગીર અને અઢળક દોલતનો વારસો તેનાં બીજી વાર થએલાં લગ્નથી ઉત્પન્ન થએલા પુત્રોને મળી શકે નહિં. અને તે પુત્રોની માતા મહત્વાકાંક્ષી, રાજલોભી, ઉગ્ર પ્રકૃતિની તથા કેવળ સ્વાર્થીજ હોવાથી તે આવા નિષ્ઠુર કામથી ડરે એમ નહતી. તેથીજ તેણે પોતાના પતિની પણ નજર ચુકાવી તેને કંઇજ ભ્રાંતિ ન પડે તેવી સાવચેતી રાખી, પોતાના બે પુત્રો તેની પાસે રાખી, વિશ્વાસ ઉત્પન્ન કરાવી, શુદ્ધ માતૃપ્રેમની તથા સમભાવની લાગણી પોતાને ઘણી થતી હતી એમ દર્શાવી તે યુવાનને ઉગારવાને બહાને પોતાની સાથે લીધો હતો. પણ તેમના કુળના વૃદ્ધ ડાક્તરને શંકા પડી ચુકી હતી અને તેમને જ્યારે ખાત્રી થઇ કે અંદરખાનેથી તે તેના પુત્રનું મૃત્યુજ ઇચ્છે છે ત્યારે તેણે મને મોકલવાનો ઉપાય યુક્તિ પ્રયુક્તિથી લીધો હતો. હવે મ્હારી ફરજ હતી કે મ્હારે ઉઘાડા ન પડવું ને એની માતા કરે તે કરવા દેવું. પણ તેનો પ્રતિકાર ગુપ્ત રીતે ચલાવ્યા જવો તેથી મ્હેં અત્યાર સુધી તે યુવાનની જીંદગી ટકાવી રાખી હતી, પણ મને લાગ્યું કે દીર્ઘકાળ સુધી વિષ-પ્રયોગ ચાલુ રહે તો તેની માઠી અસર થયા વિના રહેજ નહિ. તેથી મ્હેં તે યુવાનને સમજાવ્યો કે ફ્લોરેન્સ પહોંચતાં તેણે મરણ ને શરણ થયાનો ઢોંગ પૂરેપૂરો ભજવવો ને તેની માતાને એવા ભ્રમમાં નાખવી કે તે હવે જીવવાનોજ નથી તેથી તે જરા અસાવધ રહેશે. ને તેનો લાભ લઇને આપણે ફાવી શકીશું. આ વિચારને તે. મળતો આવ્યો. તેથીજ ફ્લોરેન્સની હોટલમાં પહોંચતાંજ તમે જે દેખાવ

જોયો તે કૃત્રિમ હતો પણ તેની માતા તેથી છેતરાઇ ગઇ. ત્યાં પહોંચ્યા બાદ મ્હેં એને ઘેનની દવા આપી તેથી એ દુરાચારિણીના મનની વધારે ખાત્રી થઇ અને તે તો એમજ માની બેઠી કે હવે તેની ધારેલી મુરાદ સર્વ પુરી થવાનો સમય આવી પહોંચ્યો છે. તે યુવાને મ્હારી શીખામણ એવી સારી રીતે પાળી કે તે નિસ્તબ્ધ જેવો પડી રહ્યો અને જીવતા છતાં તેને નિર્જીવ માનીને સર્વ ક્રિયાઓ કરવામાં આવી તે તેણે અતિ ગંભીરતાથી સહન કરી. તમે મને તેના પગ તરફ ઉભો રહીને ધુપ કરતો જોયો હતો તે વેળા હું એવી એક સુવાસ પ્રસરાવતો હતો કે તેનાથી આસપાસનાં માણસોને પણ કંઇક ઘેન આવી જાય. આમાં મ્હારી મતલબ એ હતી કે એની માતા તથા પેલો પાદરી ત્યાં બહુ વખત ન રહે ને દૂર જાય, કેમકે કદાચ જો તે યુવાન અનાયાસે જરા પણ અંગ હલાવી દે તો મ્હારી યુક્તિ રદ જાય અને એનો ઢોંગ ખુલ્લો પડી જાય. ઈશ્વર ઇચ્છાએ સૌ ત્યાંથી દૂર ગયાં ને રાત્રે પણ તેમને કંઇ વહેમ પડે તેવું બન્યું નહિ તેથી બધાં યથાસ્થાને સુઇ ગયાં. દિવસના ભાગમાં મ્હેં બ્રીટીશ કોન્સલને ચેતવી દીધા હતા અને બને તેટલી ઉતાવળે તેનું શરણ લેવા એ યુવાન આવશે એવી મ્હેં ખાત્રી આપી હતી. તમારી હાજરી અમને અણધારી મદદરૂપ થઇ પડી. તમારો સમભાવ અને દયા ભરેલી લાગણી જોઇ તમને અમારા કાર્યમાં સહાયભૂત બનાવવાનો અમારો વિચાર થયો ને પ્રભુકૃપાથી તે સફળ પણ નીવડયો. હવે તે યુવાન પ્રિન્સ પોતાના પિતાની પાસે આનંદથી રહે છે અને તેમની પ્રકૃતિ પણ બાલ્યકાળમાં જેવી નિરોગી તથા આનંદમય હતી તેવી થઇ રહી છે. તમારા ઉપકારને તેઓ ક્ષણે ક્ષણે સંભારે છે અને તમારા પુનર્દર્શનની અતિ આકાંક્ષા રાખે છે."

મ્હારા અંતઃકરણમાં હર્ષનો ઉભરો આ વેળા સમાતો નહતો. તેમની આ પ્રેમપૂર્વક મોકલેલી ભેટ સદાને માટે તેમનું સ્મરણ તાજું રાખશે એવી મ્હારી ખાત્રી હતી તેથી તે ખોલીને મ્હેં જોઇ તો તેમાં મ્હોટાં કદનાં ૧૮ મોતી, પાણીદાર, તેજસ્વી ને પાણીહાર, ગુંથીને બનાવેલો એક અમૂલ્ય હાર નીકળી આવ્યો. તે કુમારનો જીવ ઉગર્યો તે ૧૮ મી તારીખેજ એમ મને પણ યાદ હતું તેથી હું સમજી ગઇ કે તેની યાદગીરીમાં મોતી પણ અઢારજ રાખ્યાં હતાં. તેની સાથે હૃદયના આકારનું રત્નજડિત એક આભૂષણ (બ્રુચ) હતું. ને તે હીરાના તીરથી વીંધેલું હતું. તેની પાછળના ભાગમાં તે કુમારના પોતાના નામની નીચે

જાય છે. શ્રીમંતો હશે તે કદાપી મનને આનંદ આપવા અનેક કૃત્રિમ સાધનો રાખતાં હશે તોપણ સૃષ્ટિના વ્યાવહારીક વ્યવસાયો જોવાને બેનશીબ રહેવાથી શરીર મંદ પડી જાય છે તેમજ બુદ્ધિ જોઇએ તેવી કેળવાતી નથી. કેટલીક વાર મંડળોમાં જવાથી ઘણા જ લાભ થાય છે. એનીમીઆ ( પાંડુરોગ ) જેવા રોગો કે જે સામા માણસની ચિકીત્સાથીજ જણાય છે તેવા રોગો મંડળનાં માણસોના કહેવાથી ઝટ જણાઈ આવી યોગ્ય ઇલાજ લેવાય છે. ક્ષય વગેરે ભયંકર રોગો પણ પડદામાં રહેવાથી ઘણા મોડા માલમ પડે છે અને તેથી કેટલીકવાર રોગ અસાધ્ય પણ થઇ ગયો હોય છે. પડદાના રીવાજોમાં હજી ઘણે ઠેકાણે એટલે સુધી જોવામાં આવે છે કે દર્દી સ્ત્રી ફક્ત પડદામાંથી હાથ જ બતાવી શકે છે. ફેફસાં તથા હૃદય ડાક્ટરોથી તપાસી શકાતાં નથી અને બિચારી મરણ પામે છે. ખરૂં છે કે પડદામાં રહેનારી સ્ત્રીની બાળાઓ એવું જોઇનેજ ઉછરી હોવાથી તેને કદાપી છૂટથી ફરવાનું મન થતુંજ નહીં હોય. તોપણ તે જો પોતાનું શરીર તપાસશે તો પડદામાં રહેવાથી શરીર પીળું પડી ગએલું તથા નિરૂત્સાહી લાગશેજ.

નૈતિક હાની.

પડદામાં રહેવાથી મગજનો વિકાસ ઘણો ઓછો થાય છે. પરસ્પર સ્ત્રી પુરૂષોના સહવાસમાં આવવાથી મનની દ્રઢતા તથા સ્વમાન કેળવાય છે, અને ખોટો અસ્થાને સંકોચ જતો રહે છે. બહારથી મર્યાદા દેખાડવા જતાં અંદરથી વધારે બગાડ થાય છે. જેનાં દ્રષ્ટાંતો આગલા સમયનાં તથા હમણાં પણ ઘણાં મળી આવે છે. કારણ કે કુદરતી શક્તિઓ જેટલા જોરથી દાબી દેવામાં આવે છે તેટલાજ જોરથી તે બીજો માર્ગ ખોળી કાઢે છે. જોરથી દબાવેલી કમાન, જોર કમી થતાં ઘણા જોરથી સામી છુટે છે.

બાળકને હાની.

પડદાના રિવાજથી સ્ત્રીઓને જાતે જેટલું કષ્ટ અને હાની છે તેટલુંજ તેના બાળકને પણ છે. ગર્ભમાં હોય ત્યારથી તેના પર દબાણ પડી ચુકે છે; કારણ કે માતા એક બંદીવાન જેવી હાલતની હોય છે એટલે કુદરતી આનંદ તેને મળતોજ નથી. જન્મ્યા પછી પણ બાળક થોડું મોટું થતા સુધી માતાની પાસેજ રહે છે, અર્થાત્ પડદામાં ઢંકાએલુંજ રહે છે. બહાર ગાડીમાં જાય તો પણ સૃષ્ટિનું સૌંદર્ય જોવાનું

નથી. બુદ્ધિ ખરી ખીલવાની વખતે આંખ આગળ પડદોજ આવી ગયો હોય છે, તેથી તે નિસ્તેજ અને નબળું રહે છે.

**ગામડાંનું બાળક.**

આનાથી ઉલટું એક ગામડાંનું બાળક જોઇશું તો તેને ખાવા પીવાની બરોબર વ્યવસ્થા હોતી નથી તો પણ ઘણુંજ આનંદી અને સશક્ત રહે છે. કારણ કે હંમેશાં ખેતરમાં વિશાળ દૃષ્ટિએ જોયાં કર્યાથી તેનું મન ઘણુંજ પ્રફુલ્લ અને આંખ ચંચળ રહે છે. આવાં બાળકને જો નાનપણથી યોગ્ય કેળવણી મળે તો પડદામાં રહેલા બાળક કરતાં ઘણું બુદ્ધિમાન અને મજબૂત શરીરનું થાય.

---

## "સ્ત્રી-કેળવણી."

"સ્ત્રીની જેટલી જોઇએ તેટલી સહાનુભૂતિ અને સલાહને અભાવે દુનિયા ઘણી વાતોમાં ઠોકર ખાય છે અને અંધારે આથડે છે."

(શ્રી અ. સૌ. મહારાણી ચીમનાબાઇ સાહેબ, ગાયકવાડ.)

"જે પારણું ઝુલાવે છે તેજ દુનિયા પર રાજ કરે છે."

"× × અને સંસારરૂપ શિયાળાની અન્ધરાત્રિમાં તેના શૈત્યથી થરથરતી અને અંધકારમાં ઠોકરો ખાતી બાલાઓનાં રક્ષણ માટે, ટેકા માટે, અને પ્રકાશ માટે, સુવિદ્યા જેવી હુંફ આપનારી, ધારણ આપનારી, સુમાર્ગે દોરનારી શક્તિ અન્યત્ર નથી. આ શક્તિ આ દેશમાં મ્હોટે ભાગે આપણાં શાસ્ત્રાદિકમાં છે તો યુગને અનુસરી કેટલીક વાતમાં પાશ્ચાત્ય વિદ્યાના સહવાસમાં પણ છે.

[લીલાવતી–જીવનકલા.]

સવાલ એ ઉપસ્થિત થાય છે કે, જેને આપણે જુના વખતનાં સ્ત્રીઓ એ નામથી જુદાં પાડીએ તે કદાચ આધુનિક કાળનાં કહો કે ભણતરથી–જ્ઞાન સામગ્રીથી શણગારાએલાં ન હોય, છતાં પણ ઘણી બીજી વાતો જે જીવનમાં જરૂરની છે તેમાં મક્કમ રીતે સ્વાશ્રયી બની અને અનેકધા પુરૂષના દુઃખસુખના સાથી તરીકે ફતેહમંદ નીવડયાં છે. શ્રીયુત ગોવર્ધનરામ લખે છે તેમ "સરસ્વતી દેવીનું કલ્યાણકર ભાથું આપણી કન્યાશાળાઓમાં બંધાઇ શકતું નથી. કન્યાઓને વાંચતી લખતી અને કંઇક ગણિત ગણતી કરવામાં શાળાઓનો અભ્યાસ સમાપ્ત

જાય છે તથા તેમની ગણના થવા માંડે છે એટલે તેમની એ ઇચ્છા એકદમ ઓછી થઇ જાય છે. શરીર માંદું હોય તેવી તેની નાજુકાઇ તથા નબળી અને મુન્જી નસો હોવાની ખૂબી એ અઢારમી સદીમાં ઘણી વખણાતી હતી તથા તેની પ્રશંસા પણ થતી હતી, પણ તે ખૂબી કે સૌંદર્યને બદલે આદર્શ તરીકે શરીરની પૂરેપૂરી તન્દુરસ્તીએ તથા ઉંચા પ્રકારના ખવાસે સ્થાન લીધું છે. પરણ્યા વિનાની સંખ્યાબંધ કુંવારી સ્ત્રીઓ, ગરીબ હોય કે ધનવાન હોય તોપણ તેમને કેળવણી ઘણીજ આશીર્વાદરૂપ થઈ પડી છે. એ કેળવણી આદર્શથી ગમે તેટલી ઉતરતી હોય તોપણ સંસારનાં સુખદુઃખ ભોગવી પોતાનું જીવન ગાળવાને માટે તેનાથી તેઓ વધારે સારાં સાધનવાળાં બને છે. એથી તેમને વધારે વિકાસવાળી શક્તિ પ્રાપ્ત થાય છે, એથી જ તેઓ અગત્યના કે ગંભીર પ્રકારના અને જાતજાતના રસમાં ભાગ લઇ શકે છે, અને એથીજ એક જ બાબતમાં એકાગ્ર થયેલા ચિત્તની અને ચાલુ મજુરીની ટેવથી ચારિત્ર્યની શિસ્ત ભાગ્યેજ પ્રાપ્ત થઈ શકે છે તે તેમને પ્રાપ્ત થાય છે.

સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચેના તફાવતો કુદરતે નક્કી કર્યા છે, તે તરફ કદિ પણ આંખઆડા કાન કરી શકાય એમ નથી. દરેક જમાનામાં વહુનું અથવા માતાનું જે સ્થાન સ્ત્રીઓ ભોગવશે તેજ સ્થાન મુખ્ય રહેશે, અને તેમનામાં સર્વના કલ્યાણના તથા સ્નેહના જે પ્રધાન ગુણો રહેલા છે તેજ ગુણો પ્રત્યેક જમાનામાં પ્રધાન રહી તેમની સાથે અવતરશે. માત્ર ચારિત્ર્યની ઘણી ઝીણી ઝીણી બાબતોમાં જ ફેરફાર જણાશે. ચારિત્ર્યનો અમુક ભાગ ઓછો થાય છે તો અમુક ભાગ વધારે ગંભીર અને બળવાન થાય છે. જે પ્રમાણમાં સ્ત્રીઓ આજે સારી અથવા નરસી, સ્વાર્થી અથવા બીનસ્વાર્થી હોય છે તેજ પ્રમાણમાં તેઓ ભવિષ્યમાં પણ રહેશે, પરંતુ તેના સારા અને નઠારા બન્ને ગુણો કંઇક જુદી રીતે મિશ્ર થયેલા હશે. પાછલા જમાનાની સ્ત્રીઓ કરતાં હાલના જમાનાની સ્ત્રીઓમાં વધારે વિવેક બુદ્ધિ, વધારે આત્મસંયમ, વધારે સ્વતંત્રતા, ઘણીજ દીલસોજી અને દરેક બાબતમાં વધારે રસ હોય એવી આપણે આશા રાખી શકીએ. તેઓ કાનના કાચાં ઓછાં થશે અને વહેમી ઓછાં થશે, પણ તે સાથે તેઓ વળી જરા બેદરકાર અને કઠણ છાતીવાળાં થશે. તેમનો અસ્વાર્થી હોવાનો ગુણ ઘણું કરીને ઓછો નહિ થાય, પણ પોતાના "ધર્મ" સમજવાથી તથા કામ કરવાની ટેવ પડવાથી તે ગુણ ઘણા ઉંચા દરજ્જાવાળો થશે. ચારિત્ર્યનાં મનો-

વિકારવાળો મનમોજી અને તુરંગી લક્ષણો ઓછાં જણાવા લાગશે. ઉંચા વર્ગની સ્ત્રીઓમાં કેળવાયેલી વિવેકબુદ્ધિને લીધે ધર્મ કે કર્તવ્યની મજબૂત લાગણી તેમના વર્તનમાં મુખ્ય સ્થાન લેશે, અને સ્વાર્થ વિનાની કાળજીવાળી તથા યોગ્ય મોજ મજાહવાળી ઘણી બાબતોથી પોતાનું જીવન ઉલટું વધારે સુખી થશે. હલકા વર્ગની સ્ત્રીઓમાં અંધ, દલીલ વિનાના જુસ્સાને લીધે એટલી બધી અસર થશે નહિ, તો પણ તેમનાં સામાજિક અને ધાર્મિક બન્ને બંધનો તો નબળાં પડી જશે.

---

## અનાથ સ્ત્રીઓ.

"નર જાત સુખી હશે અંહીં કદિ મ્હાલતી સ્વચ્છંદથી,
પણ નારીને રોવા વિના, નહીં કર્મમાં બીજું કંઈ."
[ગોવર્ધનરામ]

પુરૂષ જાત પોતાની સત્તાને સર્વોપરી માને છે કારણ કે સ્વાશ્રયથી કાંઇ પણ કરવાનું શિક્ષણ સ્ત્રીઓને બાળકપણાથી કાંઇ પણ મળેલું હોતું નથી અને તેથીજ સ્ત્રીઓને રંજાડવી એ પુરૂષોને સહેલી વાત થઇ પડી છે.

ઘણા પુરૂષો તો પોતાના સ્વચ્છંદમાં ફરતા ફરે છે અને પોતે અન્ય સ્ત્રીના પાસમાં પડી પોતાની સ્ત્રીનાપર તિરસ્કાર લાવે છે. તેને ઘરમાં રાખતા નથી, પીએરમાંજ તેને પડી રહેવું પડે છે. અથવા બીજી બૈરી પણ કરે છે; ત્યારે પેલીની શી સ્થિતિ ? સાસરામાં કોઇને મોઢું ગમતું નથી કારણ કે આપણામાં કહેવત છે કે 'ઘરે માની તેને ઘરે માની.' ધણી જેનો તિરસ્કાર કરે તેને કોઇ સ્નેહથી બોલાવતું નથી તેમજ પીએરમાં પણ અકારી થાય છે. તેને હુન્નર ઉદ્યોગનું જ્ઞાન આપવામાં આવ્યું હોતું નથી કે જેથી વખત કાઢવા સાથે પોતાનું ગુજરાન કરી શકે. ખાંધા ખોરાકના પૈસા મળી શકે પણ તેથી તેના મનનો સંતોષ ક્યાંથી થાય ? અને પરિણામે ઘણી સ્ત્રીઓ દુરાચારી થઇ પેટનું પુરું કરે છે અથવા ઝૂરી ઝૂરીને પોતાના દેહને નષ્ટ કરે છે. આવી દયાજનક સ્થિતિના દાખલા અનેક છે.

પુરૂષો ગમે તેવી અયોગ્ય વર્તણુંક પોતાની સ્ત્રી સાથે રાખે, 'નબળો માટી બૈરી પર શૂરો' એ કહેવત પ્રમાણે આખા ગામનો રોષ પોતાની બૈરી પર કાઢે તો પણ પેલી બિચારીને તો 'ગળે ગાંઠ મોઢે ડુચો'

# નાનો નરેંદ્ર.

—:૦:—

[ લેખક: પ્રેમયોગી. ]

## પ્રકરણ ૫ મું.

### માણસનું કામ.

નરેંદ્ર પાછો આગળ વધવા લાગ્યો. હવે તેને લાગ્યું, કે તે શિખરની ઘણોજ નજદીક આવ્યો છે. થોડા વખતમાં તેણે ઘણા ભાગનો રસ્તો કાપી નાંખ્યો. પણ તેને જણાયું, કે હવે રસ્તો આગળ જતો નથી. વચ્ચે મોટી ભીંત છે. પહેલાં તેણે આ ભીંત જોઇ ન હતી.

તે ભીંતને અડતો ચાલ્યો. તેણે ધાર્યું, કે મને દરવાજો જડશે. ત્રણ દહાડા ફર્યો પણ તેને દરવાજો જડયો ના. ઉલટો જ્યાંથી તે ચાલ્યો હતો ત્યાંજ ફરીને પાછો આવ્યો. કારણ કે દીવાલ કોટની માફક ગોળ ચણેલી હતી. તે થાકી જવાથી જમીનપર બેસી ગયો.

થોડીવાર તેણે થાક ખાધો. એકદમ તેણે એક કદાવર માણસને દીઠો. તે તેના તરફ આવતો હતો. તેના હાથમાં એક મોટી ડાંગ હતી વરસાદના ગડગડાટ જેવા અવાજે તે બોલ્યો, "છોકરા ! તારે શું જોઇએ છીએ ?

નરેંદ્રે કહ્યું, હું અમરફળ લેવા જાઉં છું. મારી વહાલી માતા માંદી છે તેની દવા સારૂ જોઈએ છીએ.

કદાવર માણસે કહ્યું, ઠીક, હું તને કોટની અંદર જવા દઇશ. પણ તે અગાઉ, તારે આ કુવામાંથી પાણી ખેંચી, આ પાંચ વિઘાંનું ખેતર પાવું પડશે. કામ કરી રહે ત્યારે મને બોલાવજે. એમ બોલી તે જતો રહ્યો.

નરેંદ્રે વિચાર કર્યો, કે પેલા ઘરડા માણસના ઘઉં કાપી રોટલીઓ તૈયાર કરી હતી, તો આટલી જમીન તો હું સપાટામાં પાઇ શકીશ,

એક વખત ફરીથી તેણે પોતાનું બદન કાઢી નાંખ્યું. કામે વળગ્યો. કેટલાક દિવસ કામ કર્યું ત્યારે સઘળી જમીનમાં પાણી ફરી રહ્યું. પછી કદાવર માણસને તેણે બોલાવ્યો.

તે આવ્યો. તેણે તેને શાબાશી આપી. વળી એક બલુન પણ આપ્યું. પછી કહ્યું, કે આમાં તારે બેસવું. હવે તું ઝપાટાથી ટોચપર પહોંચી જઈશ. પછી તે ખૂબ હસ્યો. એક છુપું બારણું ઊઘાડયું અને જતો રહ્યો.

**શીખો—**

ખેતરમાં પાણી કેટલી રીતે પવાય તે જાણો.

કદાવર+ઠીંગણો.—( ઉલટો શબ્દ )

{ જમીન–પાણી–હવા. }
{ ઘન–પ્રવાહી–વાયુ. }

ઢાંગ, તરવાર વગેરે હથિયારનાં નામ જાણો.

વીઘાં અને એકરનો તફાવત જાણો.

બારણું અને દરવાજામાં શો ફેર.

---

## વાંદરા ને સાપની ગમ્મત.

---

શાંતિલાલ—અલ્યા ચતુરસિંહ અત્રે આવ. આજે હું તને એક રમુજી વાત કહું.

ચતુરસિંહ—શું કહે છે ? મારે લેસન કરવું છે.

શાંતિ—જો ભાઈ, ગોખણીયું લેસન તેના કરતાં અનુભવી લેસન વધે કે નહિ ? અમે કાલે જંગલમાં મંગલ કરી આવ્યા છીએ એ અનુભવીક વાત તારે પણ જાણવા લાયક છે. આપણે રોજ સારી સારી વાતો વાંચીએ છીએ અને રસ પડે છે તેના કરતાં અનુભવીએ, એ રસ કંઇ ઓરજ હોય છે ભાઇ !

ચતુર—ચાલ ત્યારે તારો રસ ઢોળ અને હું એના પ્રવાહ-માં તણાઉં.

શાંતિ—સાંભળવાને તૈયાર થા. હું, ધનજી અને કાંતિલાલ ત્રણે ગયાં હતાં. જો હું જરા પણ ખોટું કહું તો ધનુ ને કાંતિને પૂછી જોજે.

અમે ત્રણે જણ આના સાગર પાસેના જંગલમાં ફરવા ગયા. શું કરીશું ? રમીશું કે બેસીશું ? એવા વિચારમાં હતા, એવામાં કાંતિ બોલ્યો ચાલો જંબ મારીએ. આ શિકારનો તો મને પણ ઘણો શોખ. એટલે એ બાજુએ ( તળાવની ) ચાલ્યા. જેવા ટેકરો ઉતર્યા, કે સામી ચટાન ( ખડક ) પર એક ગમત જોઇ. એ ગમત બરાબર જોવાને સારૂ અમે ત્રણે જણ છૂપાઈ ગયા.

ચતુર—ચટ દઇ પુરૂં કરતો નથી, ને લાંબું લાંબું લપસુંદર કરે છે. ઉતાવળ કર.

કાંતિ—ધીરજ તો રાખવી પડે ત્યારેજ મઝા પડે.

ધનજી—બધાં ડહાપણ મૂકી સાંભળો તો કેવી મઝા ?

ચતુર—શાંતિ, આગળ ચલાવ.

શાંતિ—ત્યારે શી ગમત નિહાળી કે એક વાંદરો સાપનો શિકાર કરતો હતો. તે દહાડે સાપ ને નોળીઆની ગમત જોઇ હતી; પણ આની તોલે ન આવે હોં ! !

વાંદરા ભાઇ તો સાપને પકડે ત્યારે સાપ વિંટળાઈ જાય. એ છોડાવવા પ્રયત્ન કરે તોં પણ સાપ તો છોડે નહિ. ત્યારે વાંદરાભાઇ સાપનું માથું પકડી ચટાન પર ઘસે એટલે સાપ તો ઉકલી જાય ને કરડે, એટલે સાપને પડતો મૂકી વાંદરો દોડતો દોડતો વાડમાં જઈ પાછો આવે.

ધનુ—એ તો કંઇ વનસ્પતિ સુધી આવતો હશે નહિ વારૂ ?

કાંતિ—મારૂં ધારવું પણ એમજ છે.

શાંતિ—આવીને સાપને પકડે, તેના મોં પર થુંકે અને પાછું તેનું મોં ચટાન પર ઘસે. ઘડીકમાં હસે ને ઘડીકમાં દાંતીયાં કરે. જ્યારે જ્યારે સાપ કરડે ત્યારે ત્યારે વાડે જઇ પાછો આવે. અને એ પ્રમાણે સાપને રિબાવી રિબાવી છેવટે

મારી નાંખ્યો, સાપ પડયો રહે, હાલે ચાલે નહિ તો પેલો વાંદરો અડપલાં કરે. જીવ છે એમ માલમ પડે કે તુર્ત મોં પર થુંકે ને મોં ચટાન પર ઘસે. છેલ્લે સાપને પુરોજ કર્યો.

આ બધું હમોએ ઘણીવાર જોયા કર્યું અને નવાઈ પામ્યા.

ચતુરસિંહ—ખરેખર, હું પણ આવ્યો હોત તો કેવો મજાનો અનુભવ મળત !

ધનુ—જંગલમાં ફરવાથી ઘણો લાભ છે. નવું જોવાનું ઘણું મળે છે. ચોકખી હવાથી તંદુરસ્તીને પણ લાભ પહોંચે છે.

ચતુર—હવે જાવ ત્યારે મને બોલાવજો.

શાંતિ—કંઈ ઘડીએ ઘડીએ એવું જોવાનું ન મળે. છતાં બોલાવીશું તો ખરા.

જેનભાઇ ભીખાભાઇ પટેલ.
( હેડ મિ. માંડવી કન્યાશાળા, મુંબઈ.)

---

## ત્રણ દોસ્તોની કાહાણી.

અસલના વખતમાં પ્રેમપૂરી નગરીમાં એક ગધેડો, શિયાળ અને વરૂ ત્રણ દોસ્તો રહેતા હતા. એક વખત જંગલમાં તેઓ સાથે મળ્યા ને આ ફાની દુનિયા વિષે વાતો કરવા લાગ્યા. ત્રણેએ કહ્યું કે આપણે બહુ પાપ કીધાં છે માટે પરમેશ્વર પાસે માફી માંગી સારી જીંદગી ગુજારીએ. એવો વિચાર કરી ત્રણે દોસ્તો એક પાક માણસની કબર આગળ આવી પોતપોતાના ગુન્હાની માફી માગવા લાગ્યા.

પહેલાં વરૂ બોલ્યો કે ઓ દોસ્તો ! મેં બહુ ખરાબ ગુન્હા કર્યા છે. એક બકરી પોતાનાં બચ્ચાંની સંભાળ લેતી ન હતી. મને પેલાં બચ્ચાંઓની બહુ દયા આવી તેથી મેં પેલી બકરીને ફાડી ખાધી. પણ અફસોસ ! પેલાં બચ્ચાં ભૂખે મરવા પડયાં તેથી તેમને પણ હું ખાઇ ગયો. એવું બોલી વરૂ રડવા લાગ્યું ને કહેવા લાગ્યું કે ખોદા મને નહિ માફ કરે એવો ગુનાહ મેં કીધો છે.

શિયાળે તેને દિલાસો દીધો કે અરે દોસ્ત તેં તો બહુ સારૂં કામ કીધું. ખુદા તને જરૂર માફ કરશે. પણ મારો ગુનાહ ખુદા કદી માફ કરશે નહિ. એક મહોલ્લામાં બહુ મરઘીઓ રહેતી હતી ને આસપાસના લોકને હેરાન કર્યા કરતી હતી. મને લોકોની દયા આવી તેથી એક દિવસ હું બધી મરઘીઓ ખાઇ ગયો.' તે બોલી રહીને બહુ રડવા લાગ્યો.

આ જોઈને વરૂએ તેને દિલાસો દીધો કે અરે ભાઇ! તેં તો બહુ સારૂં કામ કીધું છે. તેં લોકોનું દુઃખ ભાંગ્યું તેથી ખુદા જરૂર તારી ઉપર ખુશી થયો હશે.

ત્યારપછી ગધેડું બોલવા લાગ્યું કે મારાં પાપ સૌથી ભારી છે. એક વખત મને ખોરાક નહિ મળવાથી મેં એક ગાડાંમાંથી ઘાસની પૂળી ચોરીને ખાધી હતી ને જ્યારે મોહલ્લામાં આવ્યો ત્યારે છોકરાં મને ખીજવવા લાગ્યાં તેથી મેં લાતો ઉછાળી હતી પણ સારૂં થયું કે કોઇને લાગી નહિ.

આ સાંભળી વરૂ ને શિયાળ બોલ્યાં કે અરે ઓ નાપાક ગધેડા! તું જાણતો નથી કે એરી સઉથી મોટું પાપ છે? તેં લાતો ઉછાળી ને કોઇનાં છોકરાંને લાગતે તો જરૂર મરી જતે. તારૂં પાપ સઉથી મોટું છે. તને ખુદા કદી પણ માફી આપશે નહિ.

એવું કહી બન્ને દોસ્તો ગધેડા પર ધસ્યા ને તેને મારી નાંખી ખાઇ ગયા.

નાદીર અરદેશર ઇજીનિયર.
ભરૂચ. ( વિદ્યાર્થી ધો. ૪ થું. )

———:o:———

# દધિચી ઋષિનો પરોપકાર.



પહેલાંના વખતમાં દેવો ને રાક્ષસો વચ્ચે મોટું યુદ્ધ જામ્યું હતું. વેત્રાસુર નામનો રાક્ષસ દેવોને બહુ પીડતો. દુઃખથી ત્રાસી દેવો પોતાના રાજા ઇંદ્ર સાથે તેને મારવાનો ઉપાય પૂછવા વિષ્ણુ ભગવાન પાસે ગયા. વિષ્ણુ ભગવાને કહ્યું, કે દધિચી નામના ઋષિનું હાડકું લાવી તેનું વજ્ર બનાવી મારશો તો તે મરશે. ત્યાંથી બધા દેવો અને તેમના રાજા ઇંદ્ર દધિચી ઋષિ પાસે આવ્યા. ઋષિ તેમના આવવાનું કારણ સમજી ગયા; અને તેમને " મારૂં શરીર બીજાં શા કામનું છે " એમ કહી શરીરમાંથી પોતાનું હાડકું કાઢી આપ્યું, જેથી પોતે મરી ગયા. તે હાડકાના વજ્રથી રાક્ષસને માર્યો અને દેવો સુખી થયા. ધન્ય છે દધિચી-ને કે જેમણે બીજાના ભલા માટે પોતાનો પ્રાણ આપ્યો. *

અમદાવાદ, ન્યુ કૅાટન મીલ્સ. તા. ૨-૯-૨૦ — લિ૦ નાસીર હીરજી નગરવાલા. ( ઉંમર વરસ ૧૦ )

---

* આ બાળલેખ અમને પ્રે. રા. ટ્રેનિંગ કૅાલેજની પ્રેક્ટિસિંગ સ્કૂલના શિક્ષક રા. રા. વલ્લભભાઇ લલ્લુભાઇ પટેલ તરફથી મળ્યો છે. દસ વર્ષની વયના બાળકના 'સ્મૃતિ લેખન'ના લેખમાં જરાપણ સુધારો કરવાનો ડોળ કર્યા વિના જેમ લખાઇ આવ્યો તેમજ છાપ્યો છે.

બહેન ખોરશેદ હોરમસજી મેડોરા ( ઉંમર વર્ષ આઠ )નો લખેલો એક બાળલેખ અમને મળ્યો છે તે હવેના અંકમાં દાખલ કરીશું.—મંત્રી.

# શેઠાણીઓ! દયાળુ દેવિયો !!

તમે જીવદયાની આટલી બધી લાગણી

કુતરાં, બિલાડાં, પોપટ, મેના જેવાં પશુ પક્ષીઓ તરફ રાખો, તેમને લાડથી નવરાવો ધોવરાવો ખવરાવો, અને લાડથી રમાડો—

અને

તમારા દેશબાંધવનાં માનવ સંતાનો અન્ન, વસ્ત્ર અને ઘર વિના ટળવળે, ભૂખે મરી જાય, તો પણ તેમના સામી જરા મીઠી નજરે ન જુઓ? એક મુઠી અનાજ આપી ન બચાવો !!

## શું એ તમારૂં દયાળુપણું કે સ્ત્રીપણું કહેવાય?

આજથી તેમને બચાવવાની પ્રતિજ્ઞા લઈ કંઈ પણ દાન મોકલો.

રીપોર્ટ મફત મળે છે. લખો—

મંત્રી હિંદુ અનાથાશ્રમ—નડીઆદ.

...તાંમલી, ૬૩ ઋતુચર્યા, ૫૪ વ્યવહારશુદ્ધિ, ૫૫ આત્મશૌચ, ૫૬ આદર્શ મહાપુરુષો—શ્રી રામચંદ્રજી. ૫૭ હનુમાનજી, ૫૮ ભીષ્મપિતામહ.

## ભાગ આઠમો—પ્રચલિત ધર્મવ્યવસ્થા.

પાઠ ૫૯ ધર્મ અને તેનું હાલનું સ્વરૂપ, ૬૦ ત્રિમૂર્તિ—પંચાયતન ૬૧ શક્તિ ઉપાસના, ૬૨ અન્ય દેવોની પૂજા, ૬૩ મૂર્તિપૂજા, ૬૪ વૃક્ષોની પૂજા, ૬૫ પશુ પૂજા, ૬૬ જપ, ૬૭ પઠન, ૬૮–૭૦ વ્રતઉત્સવ, ૭૧ વ્રત ઉત્સવથી થતા લાભ, ૭૨ તીર્થ યાત્રા, ૭૩–૭૬ હિંદુસ્તાનના તીર્થ ક્ષેત્રોની સવિસ્તર માહિતી. ૭૭ ભગવાન શ્રીકૃષ્ણ, ૭૮ તીર્થક્ષેત્રોની વર્તમાન સ્થિતિ.

## ભાગ નવમો—દાનધર્મ.

૭૯ દાન, ૮૦ સર્વોત્કૃષ્ટ દાન, ૮૧ દાનનો મહિમા, ૮૨ દાનશુદ્ધિ.

## ભાગ દશમો—અસત્ વિશ્વાસ અને તેનું પરિણામ.

(૧) ફલિત જ્યોતિષ. (૨) જંત્ર, મંત્ર, બાધા, આખડી, (૩) સિદ્ધિ બતાવનાર ઠગો. (૪) વેષધારી તપસ્વીઓ. (૫) અંધપરંપરાની ગુરુસેવા. (૬) ભૂત પ્રેતાદિના ખોટા વહેમો વગેરે.

## ભાગ અગીઆરમો—પ્રચલિત સંપ્રદાયો અને તેની વ્યવસ્થા.

૮૪ સંપ્રદાયો અને તેનું સ્વરૂપ. ૮૫ સંપ્રદાયોની ઉત્પત્તિ અને હેતુ. ૮૬ સ્માર્તસંપ્રદાય. ૮૭ શ્રી સંપ્રદાય. ૮૮ રામાનંદી—કબીરપંથ, દાદૂપંથ. ૮૯ મહાત્મા તુલસીદાસ. ૯૦ સનક અને મધ્વ સંપ્રદાય. ૯૧ ચૈતન્ય સંપ્રદાય. ૯૨ પુષ્ટી સંપ્રદાય. ૯૩ શાક્ત સંપ્રદાય. ૯૪ શીખ સંપ્રદાય. ૯૫ જૈન. ૯૬ સ્વામીનારાયણ સંપ્રદાય. ૯૭ સંપ્રદાયોનું પરિણામ અને તેની સ્થિતિ.

## ભાગ બારમો—ધર્મનિષ્ટ મહાપુરૂષોનાં જીવનવૃત્તાંત.

૯૮ બુદ્ધ. ૯૯ મહાન્ અશોક. ૧૦૦ વિક્રમાદિત્ય. ૧૦૧ શ્રીશંકરાચાર્ય. ૧૦૨ રામાનુજાચાર્ય. ૧૦૩ રાણા પ્રતાપસિંહ. ૧૦૪ સવાઈ જયસિંહ. ૧૦૫ અહલ્યાબાઇ. ૧૦૬ રાજા રામમોહનરાય. ૧૦૭ દયાનંદ સરસ્વતી.

**ભાગ તેરમો-મોક્ષનાં સાધનો—**અધ્યાત્મ શાસ્ત્રવિચાર. સત્સંગ. ઇન્દ્રિય નિગ્રહ. સમતા. નિષ્કામ કર્મ. અનન્યભક્તિ. ધારણા, ધ્યાન ને સમાધી તપ. સંસારની નિત્યાનિત્યતા. જીવાત્માનું સ્વરૂપ. જીવન્મુક્ત પુરૂષો. સ્વામી ભાસ્કરાનંદજી. પરમહંસ રામકૃષ્ણ. સ્વામી રામતીર્થ

પ્રકાશક— જીવનલાલ અમરશી મહેતા,
પીરમશા રોડ, અમદાવાદ.

આ માસિકપત્ર શા. મોહનલાલ ચીમનલાલે અમદાવાદ ટંકશાળ પાસે આવેલા ધી યુનિયન પ્રી. પ્રેસ કં૦ લી૦ માં છાપ્યું અને તેના માલેક શા. જીવનલાલ અમરશી મહેતા માટે. શા. મોહનલાલ ચીમનલાલે તેજ

# "સ્ત્રીબોધ" ના ગ્રાહકોને અગત્યની સૂચના

નવા વર્ષમાં થનારા સુધારા વધારો-ભેટનું પુસ્તક-બાળવિભાગમાં વધારો—પ્રવેશ ફીનો રૂ. એક માફ—પુસ્તકોમાં કમીશન વગેરે.

**સચિત્ર નવી વાર્તા**—આ અંકથી શરૂ થવાની હતી, પરંતુ મુંબઈથી તેના ચિત્રોના બ્લોક તૈયાર થઇ, આવવામાં મોડું થવાથી, તે આ અંકમાં દાખલ થઇ નથી: આવતા અંકથી જરૂર શરૂ થશે.

**ભેટનું પુસ્તક**—"સ્ત્રીબોધ" ના ગ્રાહકોને ભેટનું પુસ્તક આપવાનો વહીવટ નથી; પરંતુ અમે ૧૯૨૨ની સાલમાં ગ્રાહકોને એક ઘણું જ સરસ પુસ્તક ભેટ આપવા ધાર્યું છે. એ પુસ્તક કદમાં નાનકડું કે વિષયમાં નિર્માલ્ય નહિ, પણ એવું કિંમતી હશે કે "સ્ત્રીબોધ" નું લવાજમ તો પુસ્તકમાં જ વસુલ થશે; અને માસિકપત્ર એક વર્ષ મફત જ મળ્યા જેવું લાગશે. ભેટ આપવાના પુસ્તકનું નામ અને શરતો હવે પછી જાહેર કરીશું.

**વધારાનો ખાસ લાભ**—"સ્ત્રીબોધ" ના ગ્રાહકોમાંથી જે કોઇ અમારી "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" ના ગ્રાહક થશે તેની પાસેથી પ્રવેશ ફીનો રૂ. એક લેવામાં નહિ આવે. તેમજ કોઇ ગ્રાહક પુસ્તકમાળાનાં છુટક પુસ્તકો ખરીદશે તેને રૂપીએ બે આના પ્રમાણે કમીશનથી અને "પુસ્તકમાળા" નાં રૂ. ૨૫ કે તેથી વધારે કીંમતનાં પુસ્તકો સામટાં એકી વખતે ખરીદશે તેમને તે પોણી કીંમતથી આપવામાં આવશે.

**બાળવિભાગમાં વધારો**—"બાળક" વિભાગ માટે હાલનો એક ફૉર્મ બહુ ઓછો પડતો હોવાથી, નવા વર્ષથી તેમાં એક ફૉર્મનો વધારો કરીને બે ફૉર્મ કરવામાં આવશે; અને બાળકોને આનંદ ઉપજાવે તથા ઉપયોગી થાય તેવા ખાસ લેખોની વ્યવસ્થા પણ થશે.

ઉપરના બધા સુધારા વધારાનો આધાર ગ્રાહકોના સારા વધારા ઉપર રહે છે માટે સર્વે ચાલુ ગ્રાહકો પોતપોતાની મારફતના બબે ગ્રાહકો જરૂર વધારી આપશે, એવી અમે આશા રાખીએ છીએ. ગ્રાહકો તરફના પુરતા બળ સિવાય અમારી ધારણા સંપૂર્ણ પાર ન જ પડે, એ ધ્યાનમાં લેવાનું છે.

પરદેશના ગ્રાહકોને વિ. પી. થતું ન હોવાથી તેમને ચાલુ સાલના લવાજમનાં બીલ મોકલ્યાં છે. જેમણે બીલનાં નાણાં હજી મોકલ્યાં ન હોય તેઓ આ અંક મળેથી તુરત પોસ્ટ ઓરડરથી કે મનીઓરડરથી રૂ. ૬-૬-૦ મોકલી આપશે, એવી આશા છે. નવા નવા અંકો મળતાં સુધી લવાજમ ન મોકલાય ને અમારે ઉઘરાણી કરવી પડે તે શરમાવા જેવું ન ગણાય કે?

મંત્રી—"સ્ત્રીબોધ."

# સ્ત્રી-બોધ.

પુસ્તક ૬૫ મું. ] સપ્ટેંબર, ૧૯૨૨. [ અંક ૯ મો.

## મ્હારે સાહેલડી !

ગરબી.

(૧)

પિતાનું પ્રાણધન, મ્હારે સાહેલડી !
માતાની ભાગ્યરેખ, મ્હારે સાહેલડી !
બ્હેનીની સ્નેહજ્યોત, મ્હારે સાહેલડી !

(૨)

મુજ અંતરની ઉર્મિઓ, નિશદિન જે ઉછળન્ત :
એકજ મૂર્તિ સ્નેહની, ઘટઘટમાં વિલસન્ત.
પ્રીતિનું પુણ્યદાન, મ્હારે સાહેલડી !
મીઠું વસન્તગાન, મ્હારે સાહેલડી !
આશાનું એક સ્થાન, મ્હારે સાહેલડી !

(૩)

કૈં કૈં કવિતાઓ રચું, ગાઉં મીઠાં ગીત :
ઝીલું નિશદિન એકનાં, આછાં આછાં સ્મિત.
પ્રેમનાં પ્રસાદરૂપ, મ્હારે સાહેલડી !
પ્રભુનું સન્દેશરૂપ, મ્હારે સાહેલડી !
જીવનનો જ્યોતિપુંજ, મ્હારે સાહેલડી !

(૪)

અર્પું નિશદિન એકને, હેતભર્યું અમૃત :
એક મહીં દિસે મ્હને, વિશ્વ બધું અલંકૃત.
અંતરની દેવી એક મ્હારે સાહેલડી !
રંક તણી લક્ષ્મી એક, મ્હારે સાહેલડી !
આત્માની શાન્તિ એક, મ્હારે સાહેલડી !

[ રસકુંજ ] નલિનીકાન્ત.

# સ્ત્રીઓ અને સ્વતંત્રતા.

લે. સૌ. સરોજીની મહેતા, બી. એ.

( અનુસંધાન પૃષ્ઠ ૩૫૭ થી. )

આપણી સંયુક્ત કુટુંબની સંસ્થાએ પણ સ્ત્રીઓની અવનતિ કરવામાં મોટો ભાગ ભજવ્યો છે. કોઇ કાળમાં એ સંસ્થાની જરૂર લાગી હશે, અને તે સમયમાં એ ઇષ્ટ હશે; પરંતુ હાલ તો તેનાં અનેકવિધ અનિષ્ટ પરિણામો જ દેખાય છે. હાનીના પ્રમાણમાં લાભ બહુ થોડા છે. એથી આળસુ માણસોને મફતનું ખાવામાં ઉત્તેજન મળે છે; સાસુ વહુ, દેરાણી જેઠાણીના ઝઘડા નિરંતર ચાલ્યા કરે છે; અને સહુથી વધારે તો સ્ત્રીના સ્વમાનની હાનિ થાય છે. 'હિંદુઓ ગાળેજ જીવન કલેશમાં' એનું મુખ્ય કારણ આ સંસ્થા જ છે. વહુ તરીકે રહેતી સ્ત્રીઓની જીંદગી ઉપર વર્ણવી છે, એટલે પુનરૂક્તિ કરવાની જરૂર નથી. સંયુક્ત કુટુંબમાં કોઇથી પોતાની ઇચ્છા પ્રમાણે કશું થઇ શકતું નથી. આખા કુટુંબની મરજી, સગવડ સાચવવાં પડે છે. ત્યાં સ્વતંત્રતાને અવકાશ ક્યાંથી હોય? પોતાનાં સંતાનોનાં લગ્ન કરવામાં-તેમની આખી જીંદગીનાં સુખ કે દુઃખનો નિશ્ચય કરવામાં—પણ મા બાપનું કશું ચાલતું નથી. ઘરનાં ઘરડાં કહે તેમજ કરવું પડે છે. જુના જમાનાનાં ઘરડાંઓ નવા જમાનાના સંબંધીની યોગ્યાયોગ્યતા ઘણીવાર સમજતાં નથી. તેમની દૃષ્ટિમાં વિદ્યા કે વિચાર-સ્વાતંત્ર્યની કિમ્મત નથી. માત્ર પોતાનાં કોઇ સંબંધીઓને ખુશી કરવા તરફ અથવા દ્રવ્ય તરફ તેમની નજર દોડે છે; અને પરિણામે અનેક કોમલ જીવનનાં બલિદાન અપાય છે. ઘણાં માણસોને આપણે એમ કહેતાં સાંભળીએ છીએ કે 'મારે તો મારા છોકરા કે છોકરીનું લગ્ન નાનપણમાં કરવું નહોતું પણ મારાં આબાપે હઠ કરીને કરાવ્યું,' જે માણસો ઘરનાં વડીલોની વિરુદ્ધ થાય તે ઉછાંછળાં, સુધરેલાં, વહી ગયેલાં ગણાય છે. અને પોતાની સ્વતંત્ર બુદ્ધિશક્તિને તથા સારાસાર વિચારને તિલાંજલી આપી તેમની ઇચ્છા પ્રમાણે ચાલે તે ડાહ્યાં ને સદાચારી લેખાય છે. પુરૂષને જ પૂરૂં સ્વાતંત્ર્ય નથી મળતું તો સ્ત્રીને તો ક્યાંથી જ મળે?

સંયુક્ત કુટુંબમાં સ્ત્રીના સ્વમાનનો અનેક રીતે ભંગ થાય છે. બહોળા કુટુંબમાં કરકસર ખાતર ઘી, દૂધ, શાક જેવી ચીજો પુરૂષોને જ

આપવામાં આવે છે. ઘણે ઠેકાણે સાંજે પુરુષો માટે ઉની રસોઇ થાય છે અને સ્ત્રીઓ સવારનું વધેલું ટાઢું ખાવાનું ખાય છે. મર્યાદાના રીવાજની પણ પરિસીમા હોય છે. ગમે તેવો મંદવાડ હોય પણ પતિથી પત્નીની શુશ્રુષા ન થાય. પત્ની એને પીયર માંદી હોય ત્યાં જોવા તો જવાય જ નહિ. પોતાનું બાળક ગમે તેટલું રડતું હોય પણ વડીલોના દેખતાં સ્ત્રી કે પુરુષ એકથી ન જ તેડાય. પતિ પત્નીથી સાથે બહાર ન જવાય. પોતાની માતા પોતાની પત્નીપર ગમે તેટલો જુલમ કરતી હોય તો પણ પુરુષથી પત્નીનો પક્ષ કદાપિ ન લેવાય, ઘરનાં મોટાં જીવતાં હોય ત્યાંસુધી છોકરાંથી પોતાની માને મા કે બા ન કહેવાય, બ્હેન કે ભાભી કહેવું પડે ! કાઠીયાવાડમાં કેટલેક ઠેકાણે તો છોકરાં પાસે માને 'વહુ' કહેવડાવે છે, અને વડીલો માને ધમકાવતાં, ગાળો દેતાં શીખવે છે ! આવી આવી તો અનેક ન્હાની ન્હાની બાબતો છે કે જે એકઠી થઇ સ્ત્રીને સદા અધમ દશામાં રાખે છે. સંયુક્ત કુટુંબની સંસ્થા કાયમ છે ત્યાં સુધી સ્ત્રીઓની સ્વતંત્રતા આકાશ કુસુમવત્ છે.

આપણા ગુજરાતમાં પડદાનો રીવાજ નથી, પણ સામાન્ય રીતે સ્ત્રીઓ બહાર જતી નથી. મુંબઇ, અમદાવાદ જેવા શહેરોમાં સ્ત્રીઓનો અમુક વર્ગ જાહેર જીવનમાં ભાગ લેતો હોય તેથી એમ ન ધારવું જોઇએ કે બધી જ સ્ત્રીઓ આ પ્રમાણે ભાગ લેછે. ઘરમાં પુરાઇ રહેવાની આ ટેવને લીધે સ્ત્રીના વિચાર સંકુચિત થઇ જાય છે. પોતાને કેવું સ્વાતંત્ર્ય હોવું જોઇએ અને તે કેવી રીતે મેળવવું તેનો તેને કશો જ ખ્યાલ નથી હોતો. સ્ત્રીઓ જાહેરમાં જાય તો તેમની નીતિનો નાશ થશે એ માન્યતા સોળમી સદીની છે. પ્રત્યક્ષ દૃષ્ટાંતોથી સિદ્ધ થયું છે કે બ્હાર ફરનારી સ્ત્રીઓમાં અનીતિનું પ્રમાણ ઘરમાં રહેતી સ્ત્રીઓ કરતાં કોઇપણ રીતે વધારે નથી. નીતિમાન થવું કે અનીતિમાન તેનો આધાર ઘરના સંસ્કાર અને કેળવણી ઉપર જ છે. વળી જુદી જુદી જાતનાં મનુષ્યોના સમાગમમાં આવવાથી માણસનું મનોબળ કસાય છે, અને નીતિની ભાવના ઉંચી થાય છે. કોઇ મનુષ્યને આખી જીંદગી સુધી એક ઓરડીમાં પૂરી રાખી તેને કોઇનું દર્શન પણ ન કરવા દઇએ તો તે માણસ પવિત્ર રહેજ. પણ એમાં એને બીલકુલ સાબાશી ઘટતી નથી. સ્ત્રી પુરુષને અન્યોન્યની સાન્નિધ્યથી અનિષ્ટ વિચારો આવે જ એ ભાવનાને જડમૂળથી કાઢી નાખવી જોઇએ. આપણું આત્મબળ એવું હોવું જોઇએ કે ગમે તેવાં મનુષ્યના સમાગમમાં આવવા

એમાં વચ્ચે પડવાનો કોઇને હક નથી. કોઇ મનુષ્ય પરિણીત જીવનની પરાધીનતા સ્વીકારવા તત્પર ન હોય તો તેની પાસે બળાત્કારે તે સ્વીકારાવી શકાય નહિ. આપણા જનસમાજના રીત રીવાજોને લીધે હાલ તરત કુંવારી રહેનાર સ્ત્રીને અનેક પ્રકારની મુશ્કેલીઓ પડશે જ; પણ કોઇ સ્ત્રી એ સર્વ મુશ્કેલીઓની સામે થઇને પણ કુમારિકા રહેવા તૈયાર હોય તો તેને એમ કરવાની છૂટ આપવી જોઇએ. સ્ત્રીથી બ્રહ્મચર્ય ન જ પાળી શકાય એ દલીલ કેવળ ખોટી છે. કારણ કે અનેક બાળ વિધવાઓ ઇચ્છાએ કે અનિચ્છાએ બ્રહ્મચર્ય પાળે છે જ. લગ્નનો બાહ્યવિધિ થવાથી બ્રહ્મચર્ય પાળવાની શક્તિ વધતી નથી. એતો કેવળ મનુષ્યના આત્મબળ ઉપર આધાર રાખે છે.

પતિને પ્રભુ ગણવાની ભાવના પણ સ્ત્રીની સ્વતંત્રતા ઉપર ઘા સમાન છે. જે માણસને પ્રભુ ગણીએ તેની સર્વ પ્રકારની ઇચ્છાને આધીન થવુંજ પડે. તેની સ્હેજ પણ વિરુદ્ધ થવાનો ખ્યાલ પણ કરી શકાય નહિ. ઇશ્વરની ઇચ્છા વિરુદ્ધ ચાલવાનો માણસને જેમ અધિકાર નથી તેમ પતિ પ્રભુની ઇચ્છા વિરુદ્ધ ચાલવાનો પણ સ્ત્રીને હક નહિ. પોતાને પ્રભુ કહેવડાવનાર પુરૂષ કેવા પાપમાં પડે છે તે એના ખ્યાલમાં નથી. પતિ ગમે તો આદર્શ રૂપ પુરૂષ હોય તો પણ આખર કરેને પામર મનુષ્ય છે. તેને સર્વ શક્તિમાન પ્રભુની ઉપમા આપવી તે પ્રભુનું કેટલું અપમાન કરવા જેવું છે ? એક નાટકના ગાયનમાં આવે છે કે—

> દુઃખી કદ્રુપ કૂબડો, નિર્લજ નિર્બળ કાય,
> મતિહીન પતિત પતિ મળે એ સતિને સુરરાય.

આ શબ્દોને ઘણા લોકો બહુ ઉંચા પતિવ્રતના આદર્શ તરીને મૂકે છે. મારી માન્યતા પ્રમાણે એ સ્ત્રીજાતિને અપમાન કરનારા શબ્દો છે. ગમે તેવો પતિ મળે તેનો તિરસ્કાર ન કરવો કે તેનો ત્યાગ ન કરવો એટલી સતી સ્ત્રી પાસે આશા રાખી શકાય. પણ ઉપલી લીંટીઓમાં વર્ણવ્યા મુજબના પતિને ' સુરરાય ' ગણવો તે કોઇ પણ સ્ત્રીની શક્તિની બહાર છે એમ તો હું ધારૂં છું. પતિને પતિ તરીકે જ માન આપવાનું છે: તેને પ્રભુ ગણી તેની પૂજા કરવી તે પતિ તેમજ પ્રભુ બન્નેને લીધુ-પદ લગાડનારૂં છે, અને સ્ત્રીની સ્વતંત્રતાનો નાશ કરનારૂં છે.

સ્ત્રીઓનું અજ્ઞાન એ પણ પરાધીન દશાનું એક મોટું કારણ છે. દુનિયામાં સર્વત્ર જ્ઞાનવાન મનુષ્યો અજ્ઞાન ઉપર સત્તા ભોગવે છે જ એ-

ટલે સ્ત્રીઓનું અજ્ઞાન તેમને પુરૂષની અધીન કરે તેમાં નવાઈ નથી, પરંતુ તેમને અજ્ઞાન રાખવામાં દોષ પુરૂષોનોજ છે. હજી સુધી સ્ત્રીકેળવણીની વિરુદ્ધ હોય એવા ઘણા પુરૂષો નજરે પડે છે. તેમાં પણ સ્ત્રીઓ ઉંચી કેળવણી લે તેની વિરૂદ્ધ તો બહુ મોટી સંખ્યા છે. સ્ત્રીઓ અજ્ઞાન રહે તેમાં પુરૂષોને એક પ્રકારનો લાભ છે, કારણકે માણસ જ્યાં સુધી અજ્ઞાન હોય ત્યાં સુધી તેને પોતાની પરાધીન દશાનું ભાન નથી હોતું. પોતે સ્વતંત્ર થઇ શકે એ એને ખબર જ નથી હોતી, અને તેથી ચાલતી આવેલી સ્થિતિમાં સંતોષ માને છે. સ્ત્રીઓ જાણે ભણે તો વાદવિવાદ—દલીલો કરે, પોતાના હકો માગે, સ્વતંત્ર થવા પ્રયત્ન કરે. અજ્ઞાન હોય તો એમજ ધારે કે સ્ત્રી તે પુરૂષથી ઉતરતી છે અને તેનું દાસત્વ કરવા સરજેલી છે. કેટલાક લોકો એમ કહે છે કે સ્ત્રીઓ પોતેજ એમ કહે છે કે ' અમારે વળી ભણીને શું કરવું છે ?' પણ તેનું કારણ માત્ર એટલુંજ છે કે તેમને પોતાની અધમ અવસ્થા વિષે ખબર નથી. તેમના મન ઉપર એમજ ઠસાવવામાં આવ્યું છે કે સ્ત્રી તે ઉતરતી જાતનું પ્રાણી છે; પુરૂષને ભણવાનું તે નોકરી કરવા માટે છે, અને તેથી સ્ત્રીને ભણવાની જરૂર નથી. અમેરિકાના ગુલામોને છુટા કરવાની લડત ચાલતી હતી ત્યારે ગુલામગીરી કાયમ રાખવાના પક્ષ તરફથી એમ કહેવામાં આવતું કે ગુલામો પોતેજ છુટા થવાની ના કહે છે. પરંતુ સામો પક્ષ આ દલીલ જરા પણ સ્વીકારતો નહોતો. કારણ કે ગુલામોને સ્વતંત્રતા શું તે ખબર જ હતી નહિ. એમણે તો પરતંત્રતા જ જોઇ હતી. સ્ત્રીઓ સ્વતંત્ર થવાની કે કેળવણી લેવાની ના કહે છે એમ કહેનાર આગળ આજ દષ્ટાંત મૂકવું બસ છે. જ્ઞાનની જરૂર મનુષ્ય માત્રને સરખી જ છે. અને સ્ત્રીઓ પશુ નથી, મનુષ્યો જ છે.

સ્ત્રીની આર્થિક પરાધીનતા એ પણ તેની અવનત દશાનું એક મોટું કારણ છે. પુરૂષ કમાય તે જ સ્ત્રીને ખાવાનું છે. તેથી એને પુરૂષની અધીનતા સ્વીકાર્યા સિવાય છુટકો નથી. ઘણા પુરૂષો એમ સમજે છે કે પોતે કમાય છે તે કુટુંબ ઉપર મ્હોટો ઉપકાર કરે છે. અને તેથી કુટુંબી જનોએ તેને એક રાજા જેવું માન આપવું જોઇએ, ને તેમાં સર્વ રીતે દબાયલાં રહેવું જોઇએ. પણ એમને એટલો ખ્યાલ નથી કે દુનિયાના બધા વ્યવહારમાં કામની વહેંચણી ( Division of labour ) કરેલી હોય છે. ગૃહજીવનમાં પુરૂષ કમાય છે તો સ્ત્રી ઘર સંભાળે છે, બાળકોને ઉછેરે છે. સ્ત્રીનું કામ કોઇ પણ રીતે સહેલું નથી જ. ઘર ચલાવવું તે રાજ ચલાવવા જેવું અઘરૂં છે એમ કહેવાય છે તે છેક ખોટું નથી. અને વળી બાળકોને

ઉછેરવાનું કામ તો બહુજ મહેનત અને જવાબદારીનું છે. સ્ત્રી પણ પુરૂષનાં જીવન વ્યવહારમાં બહુ ઉપયોગી સેવા બજાવે છે. એકલા પૈસા કમાવાથી દુનિયા ચાલી શકતી નથી. પુરૂષો આ સમજશે ત્યારેજ સ્ત્રીઓની સ્થિતિ સુધરશે. વળી જે સ્ત્રીઓને નવરાશ હોય તે ફાલતુ વખતમાં ઘેર બેઠાં કાંઇક ધંધો કરી થોડી ઘણી કમાણી કરે તો પુરૂષને બતાવી શકે કે માત્ર એના ઉપર જ પોતાનો આધાર નથી.

સ્ત્રીઓને સ્વતંત્રતા આપવી જોઇએ કે નહિ તે ઘણાને મનથી મ્હોટો ચર્ચવા જેવો સવાલ છે. સ્ત્રી સ્વાતંત્ર્યને લાયક નથી એમ માનનારા ઘણા છે. એ લોકો શાસ્ત્રોનાં પ્રમાણોથી સિદ્ધ કરે છે કે સ્ત્રીને સ્વતંત્રતા ન આપવી જોઇએ. પરંતુ આ જમાનાની સ્ત્રીઓ એવાં પ્રમાણોથી માનશે નહિ. આજથી હઝાર કે બે હઝાર વર્ષ ઉપર કોઇ માણસને એમ લાગ્યું કે સ્ત્રીઓ સ્વાતંત્ર્યને યોગ્ય નથી માટે શું સ્ત્રીજાતિએ કાયમને માટે એ સિદ્ધાંત સ્વીકારી લેવો અને પરતંત્ર રહેવું ? મનુ, પરાશર આદિની આજ્ઞાઓ આપણે દરેક વાતમાં માનતાં નથી. આ જમાનામાં એ માનવાનું શક્ય પણ નથી. તો પછી માત્ર સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાની બાબતમાંજ શાસ્ત્રનો દાંડો પકડવા જવું તે કેટલું અયોગ્ય છે ? પ્રાચીનકાલમાં એવી પરિસ્થિતિ હશે તેથી શાસ્ત્રકારોએ એ પ્રમાણે લખ્યું હશે. અથવા હાલના જમાનાના ઘણા પુરૂષો માફક તેઓ પણ સાંકડા મનના હશે. તેથી હાલની સ્ત્રીઓએ શું ગુન્હો કર્યો ? સર્વ કાલ માટે શાસ્ત્રો લખવાનું શક્ય નહોતું. વીસમી સદીમાં કેવો જમાનો આવશે તેની એ વખતે કલ્પના પણ નહિ હોય. એટલે હાલના વખતમાં પ્રાચીન શાસ્ત્રકારોના મત પ્રમાણે ચાલવાનું બને તેમ નથી. જે મનુષ્ય સર્વ પ્રકારની સ્વતંત્રતા ભોગવતું હોય તેને સામું માણસ સ્વાતંત્ર્યને યોગ્ય નથી એમ કહેવાનો કશો હક નથી. શાસ્ત્રોમાં અનુજ્ઞા હોય કે ન હોય, રૂઢિ હોય કે ન હોય, પુરૂષોની ઇચ્છા હોય કે ન હોય, પણ આ પ્રગતિમાન જમાનામાં સ્ત્રીઓને સર્વ પ્રકારની સ્વતંત્રતા આપ્યા વિના છુટકો નથી જ.

દેશના રાજ્યકારભારમાં સ્ત્રી જાતિને ભાગ લેવા દેવો કે નહિ તે પણ સ્ત્રીસ્વાતંત્ર્ય સંબંધી એક મોટો સવાલ છે. સ્ત્રીઓના મતાધિકારનો ઠરાવ આવતી ધારાસભામાં મૂકાવાનો છે તે બહુ આનંદજનક છે.*

---

* આ લેખ લખાયા પછી આ પ્રશ્ન મુંબઇની ધારા સભામાં મુકાયો અને સ્ત્રીઓને મતાધિકાર આપવાનો ઠરાવ વધારે બહુમતિથી પાસ થયો છે.—મંત્રી.

એ બાબતમાં પણ કેટલેક ઠેકાણેથી વિરુદ્ધતા દર્શાવવામાં આવે છે, તો પછી સ્ત્રીઓને મ્યુનિસિપલ કૉર્પોરેશન કે ધારાસભામાં બેસવા દેવાનો પ્રશ્ન આવે ત્યાં ઘણી વિરુદ્ધતા બતાવાય એમાં નવાઈ નથી. ઘણાં માણસો એકનો એક જુનો ચુંથાઈ ગયેલો સવાલ પૂછે છે કે સ્ત્રીઓ કોરપોરેશન કે કાઉન્સીલની મીટીંગમાં જશે ત્યારે ઘરનું ને બાળકોનું શું થશે ? આ માણસોને એટલોજ સામો પ્રશ્ન પૂછીશું કે કોરપોરેશન કે કાઉન્સીલમાં બેસનારા પુરુષોના ધંધા, નોકરી, ઓફિસોનું શું થાય છે ? એ બધા કાંઇ નવરા માણસો નથી હોતા. એ લોકો જ્યારે પોતાનો ધંધો સંભાળવા સાથે સામાજિક સેવાનો એક નહિ પણ ઘણાં કાર્યો બજાવી શકે છે ત્યારે સ્ત્રીઓ ઘર સંભાળવા સાથે તેવાં કામ કેમ ન કરી શકે ? વળી સ્ત્રીઓ ઘરને એક ક્ષણ પણ રેઢું મૂકતી નથી એમ તો છે જ નહિ. દેવ દર્શને કે રડવા કૂટવા જાય છે ત્યારે ઘરનું ને બાળકોનું શું થાય છે ? તે ઉપરાંત શ્રીમંત વર્ગની ઘણી સ્ત્રીઓ એવી હોય છે કે જેને ઘરનું કાંઇ કામ હોતું નથી. અનેક વિધવા સ્ત્રીઓ આળસમાં, ઉંઘવામાં કે મંદિરોમાં ભટકવામાં વખત પૂરો કરે છે. તે શું યોગ્ય શિક્ષણ લઇ જાહેર કાર્યોમાં ભાગ ન લઇ શકે ? બધી જ સ્ત્રીઓને ન્હાનાં બાળકો સંભાળવાનાં હોતાં નથી. જેને બાળકો ન હોય કે મ્હોટાં થયેલાં હોય તેમને ધારાસભામાં બેસવાને કશી હરકત નથી. ઘરકામના બ્હાના હેઠળ સ્ત્રીઓને રાજકીય હકો આપવાનો સવાલ ઉડાડી દેવાનું હવેના જમાનામાં બનશે નહિ. સ્ત્રીઓ અને બાળકોના હિત સંબંધી અનેક પ્રશ્નો એવા હોય છે કે જે સ્ત્રીઓ જ સમજી શકે. અને તેથી દેશના કાયદા કાનુનો ઘડવામાં સ્ત્રી જાતિનો હાથ હોય તો બહુ લાભ થાય. અને શાસ્ત્રો અને સ્મૃતિઓ રચવામાં જેમ પુરુષ વર્ગને હાથે સ્ત્રી જાતિને મહાન અન્યાયો થયા છે તેમ ન થાય. આપણા દેશના કાયદામાં વારસાને લગતી બાબતોમાં સ્ત્રીઓને ઘણો અન્યાય કરવામાં આવ્યો છે. બાપની લાખોની મીલ્કત હોય પણ તેની એક પાઇ ઉપર પુત્રીનો હક નથી. સંયુક્ત કુટુંબમાં કોઇ માણસ છોકરી વારસ મૂકી મરણ પામે તો તેનો ભાગ તેના ભાઇઓને જાય છે. છોકરીને કાંઇજ મળતું નથી. આ તેમજ બીજા કાયદા સંબંધી અન્યાયો એવા છે કે જે મારા ધારવા પ્રમાણે સ્ત્રીઓ ધારાસભામાં બેસશે ત્યારે જ દૂર થશે.

ભારતમાં સ્ત્રીઓને માટે [illegible] કહેવાનું છે તે આપણે જાણીશું નહિ.

રાંધવું, સાફસૂફ કરવું, ઝાડવું, ધોવું, એ બધું તેમનાં કવિત્વપૂર્ણ વાર્તાલાપમાં ઘણું કર્કશતાભર્યું લાગે છે. એ બ્હલાસોમાં દંપતીના મનમાં તે વખતે વિચાર સરખોયે નથી આવતો કે રોટલી કાચી હોય કે દાળ બરાબર રંધાયલી ના હોય, અથવા ઍનોર્જ સડી ગયું હોય કે સારું, કે રસોઇ વખતસર થાય કે મોડી તેથી પોતાના સુખમાં કાંઇ પણ ફેર પડશે. તેમને તો આવી બાબતોનો વિચાર કરવો તે જ તેમના પ્રેમને અણછાજતું અને અપમાનભર્યું ભાસે છે.

તેમનાં આવાં સુખમય સ્વપ્નાંમાં ભંગ કરવો તે ક્રૂરતા લાગે છે, પણ આ સ્વપ્નાં લગ્ન પછી કાંઇ લાંબો વખત નભી શકતાં નથી. નવાં પરણેલાં દંપતી ઘર માંડે છે એટલે થોડા સમયમાં જાણી જાય છે કે સુખ મેળવવા માટે કેવળ ભાવના શિવાય બીજી વસ્તુઓનો પણ ખપ પડે છે. નિત્યનું ઘરકામ શરૂ થાય છે, એટલે તેમનાં ગગન વિહારમાંથી નીચે, સામાન્ય મનુષ્યો જે સામાન્ય ભૂમિ ઉપર પગ રાખે છે ત્યાં, તેઓને ઉતરવું પડે છે, ત્યારે તેમને ખબર પડે છે કે ઘણી કેવળ સામાન્ય વસ્તુઓ ઉપર તેમને આધાર રાખવો પડે છે—તેનાથી તેઓ કેવળ પરતંત્ર છે. સૌથી પહેલી તો તેઓને એ ખબર પડે છે કે લગ્નજીવન અને રસોડાને ઘાડ સંબંધ છે. પ્રેમનાં સર્વ સ્વપ્નાં સાચાં પડે—સર્વ ભાવનાઓ ખરી પડે તે માટે નવા ઘરમાં પ્રેમનો પાયો વ્યવહારૂ બાબતો ઉપર ચણવાનો છે. જે મહેલ ઉંચે આભલા સુધી ચણવાનો છે, જેના મીનારા ગગનભેદી થવાના છે, અને જેનો ચળકાટ તડકામાં આંખને આંજી નાખે તેવો અને સારૂં જગત વખાણે તેવો થવાનો છે, તે મહેલના પાયા તો સામાન્ય માટીમાં જ નાંખવાના છે, અને સાદા, સખ્ત પણ પ્રમાણિક ખડકનો જ તેને ટેકો આપવાનો છે. નાજુક લાગણીયો, મધુરાં દાન, ઉદાત્ત ભાવનાઓ વાળો મહેલ ભલે પ્રેમ બાંધે, અને તે વાહજી જેટલે ઉંચે જાય; અને આ મહેલમાં લગ્નજીવનના સર્વ સુખ ભોગવતા બે આત્માઓ સુખેથી વસો; પણ આ મહેલનો પાયો તો સામાન્ય ભૂમિ ઉપર જ રહેશે, અને ભાવનાહીન પથરાનોજ તેને ટેકો મળશે. આ પાયો તે સારી ગૃહવ્યવસ્થા છે. જુવાન પ્રેમીયોનાં મોહમય સ્વપ્નાં કરતાં સારૂં ભોજન, વખતસર વાળુ, ઘરમાં ચોખ્ખાઇ, નિયમિતતા, વ્યવસ્થા, આ બધી લુખ્ખી સામાન્ય અને વ્યવહારૂ બાબતોથી, વધારે સુખ મળે છે. પ્રેમ છે ત્યાં ધીરજ છે, માયા છે, નમ્રતા છે; અને પ્રેમીને સાદું ભોજન મળે તો પણ અમૃતસમ લાગે છે, અને તદન સાદી રીતે

છે. આવી ફુટની શરૂઆત ઘણું ખરૂં ભોજન સમયે શરૂ થાય છે કે જ્યાં કવેળાની રસોઈ હોય અને તે પણ જેમ તેમ રાંધી હોય અને ઢંગ વગર પીરસી હોય. પ્રેમની ભાવના અને ઉદ્દયનોને હાંકી કાઢવા માટે બેસ્વાદ રસોઇ બસ છે. પ્રેમથી જે પત્નીને પ્રતિમા સમ પૂજવામાં આવે છે, તે પત્ની જો ઘર ચલાવવા માટે નાલાયક નિવડે તો પૂજનભાવ જલદી નાશ પામી જાય છે. જે પત્ની પ્રેમનાં સ્વપ્નાં ખરાં પાડવા માંગતી હોય, અને લગ્નના પહેલા દિવસ જેટલું જ સુખ તે રોજ જોવા માંગતી હોય, તેણે ગૃહવ્યવસ્થાનું જ્ઞાન બરોબર મેળવવું અને તે તરફ સતત લક્ષ રાખવું.

સેંટપોલ એક પત્રમાં સલાહ આપે છે કે જુવાન પત્નીઓએ તો ઘરમાંજ કામ કરવું. એનો અર્થ એમ થાય છે કે તેમનું મુખ્ય કાર્યક્ષેત્ર તે ગૃહ છે. પરંતુ તે સાથે હાલમાં પરોપકારની જે સંસ્થાઓ સ્ત્રીઓ સંપૂર્ણતાથી ચલાવે છે, તેમાં આત્મની ઘણી પ્રતિજ્ઞા રહેલી છે. સ્ત્રીમાં સહાનુભૂતિ, નમ્રતા અને પ્રોત્સાહનના ગુણ સ્વભાવથી જ રહેલા છે, અને તેને લીધે મનુષ્યનાં દુઃખ, દિલગીરી અને ચિંતા હરવાના કાર્યમાં તે દેવદૂત સમ છે. એક કવિ લખે છેઃ—

" પૃથ્વી ઉપર સ્ત્રીનું ધર્મકાર્ય શું છે ! સ્વર્ગની દયાને નીચે ઉતારી
" લાવવી એ તેનું કાર્ય છે. પાપના સાપનું માથું મચડી નાંખી, પૃથ્વી ઉપર
વરસી રહેલા શાપ અને પાપમાંથી સર્વને શાંતિ પમાડનાર આશીર્વાદ
આણવાનું કામ તેનું છે, માંદી પૃથ્વી જે તેને આધારે છે, તેને શાંતિ,
દિલાસો, અને મદદ આપવાને તેની સુશ્રૂષા કરવાને તેણે જન્મ
" લીધો છે. "

પ્રભુએ સ્ત્રીને સુશ્રૂષા માટે પોતાંના દૂત તરિકે નિર્મેલી છે. જેને સહાનુભૂતિ અને મદદની જરૂર હોય તેની સેવા કરવી તે તેનું ઉત્તમોત્તમ કાર્ય છે. ઘણીયે સ્ત્રીઓને નિરાધાર, અશક્ત, નિર્ધન, અને માંદાઓની સેવા કરવાને ફાજલ સમય હોય છે. ભાગ્યે જ કોઇ સ્ત્રી એટલી બધી કામાર્યું હશે કે જેને આ દયાનાં કાર્યો માટે સહેજ સમય પણ મળી શકે નહિ.

પરંતુ, દરેક સ્ત્રીની પ્રથમ ફરજ તો પોતાનું ઘર સંભાળવાની જ છે. તેનું પ્રથમ અને ઉત્તમ કાર્ય ત્યાં જ થવું જોઇયે. જ્યાંસુધી તે બરોબર થાય નહિ ત્યાંસુધી બહારનું કામ ઉપાડવાનો તેને અધિકાર નથી. પ્રથમ તો તે "ગૃહસેવિકા" બનવી જોઇયે. બહારનું કાંઇ જ કાર્ય તે ઉપાડી શકે નહિ તોપણ ઘરનાં સર્વ કાર્ય માટે તે જોખમદાર છે એટલું સ્વીકારીને ઘરને પ્રભુની ખાતર, પ્રભુના ધામસમ સુંદર અને સંપૂર્ણ બનાવ-

વાની તેની ફરજ છે. જ્યાંસુધી તેણે આ કર્યું નથી ત્યાંસુધી જુદી જુદી પરોપકારી સંસ્થાઓની સભાઓમાં જવાનો કે ત્યાં કારભાર કરવાનો તેને કાંઇ જ અધિકાર નથી. એવી પણ સ્ત્રીઓ છે, કે બહાર પરોપકારનું—પ્રભુનું કાર્ય કરવાની હોંશમાં, તેમણે ઘરની અંદરનાં પ્રભુનાં કાર્યની અવગણના કરી છે. તેમનું ધ્યાન દૂર દૂર દયાનાં કાર્યો તરફ દોરાયું પણ મોં આગળ પડેલા પ્રેમના કાર્ય તરફ તેમની નજર ના પડી. પરિણામ એ જ થાય, કે જ્યારે તેઓ શહેરની સંસ્થાઓમાં—શેરીઓમાં—દેવદૂત સમ કામ કરતી હોય, ત્યારે તેમના ઘરની પવિત્ર દિવાલોમાં પડી રહેલાં કાર્યો માટે તથા અસ્વીકારાયલી ફરજો માટે ખુદ દેવદૂતો શોક કરે. જ્યારે તેઓ નિરાધારનાં, ગરીબોનાં કે દુઃખીયાનાં હૃદયમાં સ્થાન મેળવે ત્યારે તેમનાં કુટુંબના—પતિના—હૃદયમાં મેળવેલા સ્થાનથી ભ્રષ્ટ થાય. માટે એટલું ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે, ઘરનું અને કુટુંબનું જે કાર્ય છે તે પ્રભુએ પત્ની માટે પ્રથમ નિર્માણ કરેલું છે, અને તેની અવગણનાનો બદલો ગમે તેટલા ઉપયોગી સામાજિક અને પારમાર્થિક કાર્યેથી પણ વળી રહેતો નથી જ...

કેશવપ્રસાદ દેસાઇ.

# *દેશનાયક.

સેના જ્યારે રણક્ષેત્રમાં યાત્રા કરે, તે વેળાએ પાસેની ગલીમાંથી તેમને કોઇ ગાળ દે કે શરીર ઉપર ઢેકું મારે, ત્યારે અપમાનનું વેર લેવા તે જ સમયે છત્રભંગ થઇ તે ગલીમાં દોડી જાય નહિ. એ અપમાન એને સ્પર્શ પણ કરે નહિ, કારણકે તેની સામે મહાસંગ્રામ—મહામૃત્યુ પડયું છે, તેમજ જ્યારે આપણે યથાર્થભાવે આપણું દેશનું કાજ કરવાને યાત્રાએ નિકળીએ, ત્યારે તેના માહાત્મ્યને બળે નાના મોટા અનેક વિક્ષોભ આપણને

* આ લેખ ડૉ. રવીન્દ્રનાથ ટાગોરે ઇ. સ. ૧૯૦૫ માં લખેલો. પંદર વરસ ઉપર કવિવરે જાહેર કરેલા આ લેખમાંના વિચારો અત્યારે પણ એક સરખા વિચારણીય હોવાથી તેનું ભાષાન્તર અમને મળતાં અત્રે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

તંત્રી.

સ્પર્શ કરી શકે નહિ-ક્ષણે ક્ષણે નાના નાના મતભેદોને માટે દોડાદોડી કરી વૃથા યાત્રાભંગ કરવો પાલવે નહિ.

આપણા દેશમાં આજકાલ જે સર્વ આન્દોલન-આલોચનાના તરંગો ઉઠયા છે, તેમાં કેટલાક તો માત્ર કલહસ્વરૂપ છે. બેશક દેશવત્સલ લોક એ કલહને માટે અંદર અંદર શરમાય છે, કારણકે કલહ નિર્બળનું બળ છે, અકર્મણ્યનો એક પ્રકારનો આત્મવિનોદ છે.

દેશમાં ચારે દિશાએ દૃષ્ટિ નાખશો, તો જણાશે કે લોક આટલું દુઃખ એવે મુંગે મોઢે વહન કર્યાં જાય છે કે જગતમાં બીજે કોઇ સ્થાને એવો કરૂણ દેખાવ નજરે પડશે નહિ. નિરાશા, નિરાનંદ, ભૂખ, રોગ એ સૌએ પ્રાચીન ભારતવર્ષના મન્દિરની ભીંતને તોડી ફોડીને ધૂળ કરી છે. દુઃખના જેવું કઠોર સત્ય બીજું કયું છે? એના જેવી દારૂણ પરીક્ષા બીજી કયી છે? એની સામે રમત કદી ચાલે નહિ, એની સામે કોઈ રીતે આંખો મીંચવી એ સંબંધે કૃત્રિમ કલ્પનાઓ કરવાનો અવકાશ પણ નથી, એ શત્રુમિત્ર સર્વને સખ્ત રીતે વીંધી નાખે. આ દેશવ્યાપી દુઃખના સંબંધમાં આપણે કેવો વ્યવહાર આચરીએ છીએ, તે માપવાથી જ આપણા મનુષ્યત્વનું સાચું માપ થશે. આ દુઃખનો કાળા કઠણ કસોટી પત્થર ઉપર આપણો દેશાનુરાગ જો ઉજળી રેખાઓ પાડે નહિ, તો નિશ્ચય જાણજો કે એ સાચું સોનું નથી. જે સાચું નથી, તેનું મૂલ્ય કોણ આપે? અંગ્રેજ એ વિષયનો ઝવેરી છે, તેને છેતરશો શી રીતે? આપણા દેશહિતૈષણાના ઉદ્યોગ ઉપર તેની શ્રદ્ધા શી રીતે બેસાડવી? પોતે આપીએ તો જ દાવો કરી શકીએ. પણ સાચું કહો, આપણે શું કર્યું છે? દેશના દારૂણ દુઃખને દિવસે આપણામાંથી સુખી છે, તેઓ સુખમાં પડયા છે; જેમને અવકાશ છે, તેઓ આરામમાંથી જરાય દૂર થતા નથી; જે કંઇ ત્યાગ થયો છે તે એટલો થોડો છે કે કહેવો પણ નકામો છે; જે કંઇ સહન કર્યું છે, તેના કરતાં અનેક ગણી બૂમો પાડી છે.

આનું કારણ શું? એનું કારણ એ કે આજ સુધી પારકાને બારણે માથું ફોડવાની ચર્ચા કર્યા કરી છે, સ્વદેશ સેવાની તો ચર્ચા જ કરી નથી. દેશનું દુઃખ તો, ગમે તો વિધાતા, ગમે તો ગવર્નમેંટ દૂર કરશે એ વિશ્વાસે રહ્યા છીએ. આપણે એકઠા થઇએ, વ્રત લેઇએ ને એ કાર્ય કરવા મંડી પડીએ, એ વાત તો આપણે અકપટ ભાવે આપણી પોતાની પાસે પણ સ્વીકારતા નથી. આથી દેશના લોકની સાથે આપણા સંબંધનો [illegible]

બંધાય નહિ. દેશના દુઃખની સાથે, આપણા પ્રયત્નોનો યોગ જામે નહિ, વાસ્તવતાની ભીંત ઉપર દેશાનુરાગ જામે નહિ. એટલાજ માટે ફંડનું પાનીઉ લેઈ મફત ફરે ને કામ પડયે કાંઇ ઉત્તરેય દે નહિ.

વીશ વર્ષ ઉપર, પ્રેસીડંસી કોલેજના તે વખતના અધ્યાપક ડાક્ટર શ્રીયુત પ્રસન્નકુમાર રાય મહાશયને ઘેર છાત્ર સંમેલન થયું હતું, તે વખતે જે ગાન ગવાયું હતું, તેનો એક ભાગ નીચે ઉતારૂં છું:—

"શબ્દોએ રચેલું જાળ અને વિના આંસુનું રોવું મિથ્યા છે. આ વેદન–નિવેદનના ભારથી માથું નમ્યું જાય છે. રોઇને દયા માગવી ને જગતની સામે ભીખારીને વેશે ફરવું, એથી તો લાજ આવે છે. આપણું કામ આપણે તો કરતા નથી ને બીજા ઉપર આટલો રોષ શો ?

"પોતે જ પોતાની શરમ ઉઘાડો, પારકાને બારણે રખડો ના. માનને માટે પારકાને પગે પડી ભીખ માગવી એ બધી ભીખોમાં હલકી છે. આપો–આપો કહી પારકાની પાછળ પાછળ ભટકયે, અને રડયે કશું મળે ના. જો માન જોઇએ, પ્રાણ જોઇએ, તો પહેલાં પોતાનો પ્રાણ સમર્પો."

ત્યારથી આજ વીશ વર્ષ પછીના વિદ્યાર્થીઓ આજ નિઃસંદેહ કહેશે કે આજ અમે અરજીઓનો થાળ સુધી દેશને હાથ ખાલી કરીશું, આજ તો અમે પોતાનું કામ પોતે જ કરવા તૈયાર થયા છીએ. એ વાત સાચી જ હોય તો તો સારૂં, પણ પારકાના ઉપર અભિમાન શા માટે રાખવું ? જ્યાં અભિમાન છે, ત્યાં જ ગુપ્ત ભાવે પ્રાર્થના–અરજી આવી પડે છે. આપણે પુરૂષની પેઠે બલિષ્ઠભાવે સ્વીકારી લવું નહિ કે આપણે વિઘ્નો સ્વીકારીશું જ ? આપણે પ્રતિકૂળતાને ઓળંગશું જ ? વાતવાતમાં આપણી આંખમાં આંસુ કેમ જાગી આવે છે ? આપણે શા માટે એમ વિચારીએ છીએ કે, શત્રુ મિત્ર સર્વ મળીને આપણો માર્ગ સુગમ કરી લેઇશું ? ઉન્નતિનો માર્ગ તો દુર્ગમ છે, એ વાત જગતના ઇતિહાસમાં સર્વત્ર પ્રસિદ્ધ છે.

क्षुरस्य धारा निशिता दुरत्यया
दुर्गं पथस्तत् कवयो वदन्ति ।

દુરત્યય–મુશ્કેલીથી ઓળંગાય એવો–માર્ગ બીજા સારૂ ન કરી આપે, સીધો ન કરી આપે, તો આપણે માત્ર કેરિયાદીમાં દહાડા કાઢીએ, અને

ઘરખેતરમાં ને વાડીવડ્ગામાં પગ જમાવી પડયો છે; વિનાશ જો આમ સતો જ ચાલે તો વર્ષે વર્ષનો હિસાબ લેતાં પાર ક્યાં આવે?

આવી સ્થિતિમાં રાજાની મંત્રણા સભામાં–લેજીસ્લેટિવ કૉંસિલમાં–એક બે પ્રશ્ન પુછવાના હોય તો પુછો, એનો મને વાંધો નથી પણ એથી શું આવી ગયું? ગરજ એના કરતાં આપણને વધારે નથી? ઘરમાં આગ લાગે ત્યારે પોલીસના થાણામાં ખબર આપીને નિરાંતે બેશી શકશો! ઘરમાં ઐરી છોકરાં બળી મરે, ત્યારે દરોગાની શિથિલતા માટે માજિસ્ટ્રેટ પાસે ફરિયાદી કરવા મોટી સભા ભરશો તો તેથી વળવાનું શું? ગરજ તો આપણે છે! મરીએ છીએ તો આપણે! અભિમાન કરવાનો, કલહ કરવાનો, વાટ જોવાનો હવે આપણને વખત નથી. જે કંઈ થાય તે કરવાને માટે આપણે જ કેડ બાંધવી જોઇએ. પ્રયત્ન કર્યે હમેશાં કાર્ય સિદ્ધ થાય, ન પણ થાય; પણ બામસાની નિષ્ફળતા થવા ન દેવી–ચેષ્ટા વિનાની નિષ્ફળતા એ જ પાપ છે, એ જ કલંક છે.

આપણા દેશની જે દુર્ગતિ થઇ પડી છે, તેનું કારણ આપણા પ્રત્યેકના અંતરમાં છે અને આપણી જાત સિવાય બીજા કોઇથીએ કદી દૂર કરી શકાશે નહિ. આપણે પારકાના પાપનાં ફળ ભોગવીએ છીએ એ કદી જ સાચું નથી, અને આપણા પાપનું પ્રાયશ્ચિત પારકાથી નિરાંતે કરાવી લેવાશે, એવી પણ કદી જ આશા રાખી શકાશે નહિ.

સુભાગ્યે આજ દેશને જુદે જુદે સ્થાને પ્રશ્ન ઉઠે છે કે 'શું કરીએ, કેવી રીતે કરીએ?' આજ કર્મ કરવાની ઇચ્છા આપણને થઇ છે, કામે લાગ્યા પણ છીએ; એ ઇચ્છા નિરાધાર ન થઇ પડે, આપણા પ્રયત્નો નિષ્ફળ ન થઇ પડે, પ્રત્યેકની ક્ષુદ્ર ક્ષુદ્ર શક્તિ છુટા છુટા કણ થઇ નષ્ટ ન થઇ જાય, તે બાબત-આપણે આજ સંપૂર્ણ ધ્યાન દેવું જોઇશે. રેલગાડીની વરાળ સીસોટી વગાડવા માટે નથી; એ તો ગાડી ચલાવવા માટે છે. સીસોટી વગાડવામાં જે સમસ્ત વરાળ ફુંકી દેવામાં આવે, તો ગર્જના તો પ્રચંડ થાય, પણ ગાડી ચાલતી બંધ થઇ જાય. આજે દેશમાં જે ઉદ્યમ ચાલી રહ્યો છે, તેને વ્યવસ્થિત કરી એક લીકમાં વહે ચલાવીએ નહિ તો ઘણું વ્યર્થ જાય. પરસ્પર વિરોધ પણ કરે, નવાં નવાં દંગ બંધાય અને સામાયિક પ્રશ્નોને આકર્ષણે તુચ્છ કાર્યોને મહા સ્વરૂપ આપી દેશને પોતાની શક્તિનો અપવ્યય કરે.

દેશના સમસ્ત ઉદ્યોગને એમ વ્યર્થ થતા અટકાવીને એક દિશામાં

ફેરવી લાવવાનો એક માત્ર ઉપાય છે—કોઇ એક જણને આપણે અધિનાયક રૂપે સ્વીકારવો. દેશમાં એકઠા થઇને વાદવિવાદ તો કરી શકાય, પણ તેવી રીતે કામ કરી શકાય નહિ. શાક બજારમાં ગમે એમ એકઠા થઇને ઝઘડા કરી શકાય, પણ યુદ્ધે ચઢતાં તો સેનાપતિ જોઇએ. વાતો કરતાં નાના પ્રકારનો લોક એકઠા થઈ સૌ ઉંચે સ્વરે પોતપોતાને પાલવે એમ બોલી શકે, પણ વહાણ ચલાવવાનું હોય તો તો એક ટંડેલની જરૂર પડે.

મારા દેશવાસીઓને આજે હું નમ્રતાપૂર્વક કહું છું કે તમે ક્રોધના માર્યા આત્માને વિસરો ના. ક્ષોભ મટાડવાને માત્ર વિરોધની ચેષ્ટા કરો ના. ભિક્ષા માગવા જઇએ તો પારકાના મોં સામે તાકી રહેવું પડે, વિરોધ કરવા જઈએ, ત્યારે પારકા ઉપર જ સર્વ ધ્યાન દેવું પડે જયનો માર્ગ એ ન હોય. એ સર્વની પ્રબળ ઉપેક્ષા કરીએ તો જ મંગળ સાધનનું મહા ગૌરવ પ્રાપ્ત કરવામાં આપણે વિજયી થઇ શકીએ.

તમે ખ્યાલ રાખજો કે બંગભંગ આજ મુખ્ય વિષય નથી. મેં તો એને નાનો કરી નાખ્યો છે. શી રીતે નાનો કરી નાખ્યો છે? બંગભંગના આઘાતથી આપણે સમસ્ત બંગાળીઓ એકઠા થઇને વેદનાને બળે સ્વદેશના તરફ જોયું કે તરત જ એ ભંગની કૃત્રિમ રેખા નાનાથી નાની થઇ ગઇ. આજ સમસ્ત મોહને કાપી સ્વદેશની સેવા સ્વહસ્તે કરવાને માટે આપણે તૈયાર થઇ ઉભા, તેની સામે બંગના નખના ઘા તુચ્છ થઇ ગયા. પણ આપણે જો કેવળ પીટીશન કે પ્રોટેસ્ટ, બોયકોટ ને વાચાલતા કરીને બેસી રહ્યા હોત તો બંગભંગ મોટા થાત, આપણે નાના થાત—પરાભૂત થાત. કાર્લાઈલનો શિક્ષા સર્ક્યુલર આજ ક્યાં ઉતરી ગયો છે! આપણે તુચ્છ કરી દીધો છે. ગાળાગાળી કરીને નહિ, મારામારી કરીને પણ નહિ. ગાળાગાળી મારામારી કરી હોત તો તો એ ચઢી વાગત. આજે આપણે વિદ્યાદાનની આપણી પોતાની વ્યવસ્થા કરવા તૈયાર થયા છીએ. એથી આપણા અપમાનનો દાહ, આપણા આઘાતની ક્ષત-વેદના એકવારે મળી ગઇ છે. આપણી સર્વ ક્ષતિ સર્વ લાંછનની ઉપર તરી આવી છે; પણ એ માટે જો આજ સુધી કેવળ મહાસભાઓની મહાવ્યર્થતા-દેશના એક પ્રાંતથી બીજા પ્રાંત સુધી દોડાદોડ કરી મુકત, નાક ચઢાવીને નાકમાંથી ઉચ્ચારેલી ફરિયાદીઓ સમુદ્રથી આ પારથી પેલી પારે સુધી તરાવી મુકી હત, તો છોટીને મોટી કરી મુકત અને એમની સામે જાતને નાની કરી મુકત. હાલ બારિસાલને રસ્તે આપણાં થોડાંક માથાં

ભાગ્યાં અને થોડો દંડ દેવો પડયો, પણ એ વ્યાપાર ઉપર સમસ્ત લોક દેઈ નેતર ખાધેલા બાળકની પેઠે જોકડો મુકીયે તો આપણું ગૌરવ જાય. એ સામાન્ય વાતની ઉપર ચડી બેસતાં માત્ર આંસું જ પાડયા જઇએ તો લાજી મરવું પડે. ઉપર ચઢી આવવાનો એક ઉપાય છે: જેને આપણે નાયક પદની માળા આરોપીએ તેને રાજ દરબારને દરવાજેથી પાછા લાવી આપણી કુટીરને આંગણે પુણ્ય વેદિકા ઉપર સ્વદેશના વ્રતપતિ રૂપે અભિષેક કરો. ક્ષુદ્રની સાથે મારામારી કરી દિવસ કાપવો એ કંઇ જયલાભનો ઉપાય નહોય, તેની ઉપર આવવામાં જ જય છે. આપણે આજ આપણા સ્વદેશના કોઇ મનસ્વી પુરૂષનું કર્તૃત્વ આનંદ સાથે, ગૌરવ સાથે સ્વીકારી શકીએ, તો એમ સૈને આપણામાંના કોની સાથે કેવો વ્યવહાર કર્યો છે, કંપના આચરણમાં કાયદા વિરૂદ્ધ કંઇ થયું છે કે નહિ, તે તુચ્છથી તુચ્છ થઇ સામાજિક ઇતિહાસમાં કાગળ ઉપરથી એકવારે ભુંસાઇ જશે. વસ્તુતઃ આ ઘટનાઓને તુચ્છ માની ફેંકી નહિ દેઇશું તો આપણું અપમાન દૂર થશે નહિ.

સ્વદેશના હિતસાધનનો અધિકાર આપણી પાસેથી કોઇ લુટી શકે નહિ: એ અધિકાર ઇશ્વરદત્ત સ્વાયત્ત શાસન સદાકાળનું આપણું સ્વાયત્ત છે. અંગ્રેજ રાજા સૈન્ય લેઇને ભલે પહેરો ભરે, રાતા કે કાળા ગાઉન પહેરીને ન્યાય કરે, ભલે કદી અનુકૂળ ને કદી પ્રતિકૂળ થાય, પણ પોતાના દેશનું કલ્યાણ પોતે કરવાનો જેનું સ્વાભાવિક કર્તૃત્વ–અધિકાર, તે નષ્ટ કરવાની શક્તિ કોઇનીજ નથી. એ અધિકાર આપણે પોતેજ નષ્ટ કરી શકીએ. એ અધિકાર જો આપણે ના ગ્રહણ કરીએ તો નષ્ટ થાય. પોતેજ એ અધિકાર ખોઇ બેસી પારકાના ઉપર કર્તવ્યશિથિલતાનો દોષ આપીયે તો આપણે માથે લાજ ઉપર લાજ! મંગળ કરવાનો સ્વાભાવિક સંબંધ જેમનો નથી, તેઓ તો માત્ર દયા કરે, તેમની પાસેથી સમસ્ત મંગળ, સમસ્ત ત્યાગ કરવાની આશા રાખવી ને પોતે કશું ત્યાગવું નહિ, એથી કાજ થાય ના. એ પ્રકારની દીનતાનો અનુભવ કરવો એ શું કઠણ છે!

માટે જ તો હું કહું છું કે સ્વદેશના મંગળ સાધનનું કર્તૃત્વસિંહાસન આપણી સામે શૂન્ય પડી આપણને પ્રતિક્ષણે લજવાવે છે. હે સ્વદેશસેવકગણ, એ પવિત્ર સિંહાસનને વ્યર્થ કરો ના, એને પૂર્ણ કરો. રાજાના શાસનનો અસ્વીકાર કરવાનું કંઇ પ્રયોજન નથી–એ તો કોઇ વેળા કોઇ વેળા અશુભ, કોઇ વેળા સુખને કોઇ વેળા અસુખને આકારે

આપણા ઉપર થઈને વહી જશે, પણ આપણા પ્રત્યેનું આપણું જે શાસન, એ જ ગંભીર, એ જ સત્ય, એ જ ચિરસ્થાયી. એ જ શાસનથી જાતિ યથાર્થ રીતે બાંગે ઘડાય, બહારને શાસને નહિ. એ જ શાસન આજ આપણે શાન્તદદ પવિત્ર ચિત્તે ગ્રહણ કરીશું

જો આપણે એ ગ્રહણ કરીએ, તો સર્વે પોતપોતે મોટા થઇ બંધન-હીન થઇ ગમે તેમ ચાલે નહિ. એક જણને માન્યે આપણે યથાર્થ ભાવે પોતાને માની શકીએ. એક જણનો આપણે સર્વેએ સ્વીકાર કરવો જોઇશે. એક જણનો દક્ષિણ હસ્ત આપણી સર્વેની શક્તિએ બલિષ્ઠ કરી દઇશું. આપણા સર્વેના વિચાર એમના મંત્રણ ભાણ્ડારમાં એકઠા થશે અને એમની આજ્ઞા આપણા સર્વેની આજ્ઞા રૂપે દેશમાં ઘરે ઘરે ગાજી ઉઠશે.

જેઓ પીટીશન યા પ્રોટેસ્ટ પ્રણય વા કલહ કરવાને માટે રાજવાડીની સડકે દોડાદોડી કરી મુકે છે તે એને દેશનું મુખ્ય કાજ માને છે, તે દળમાં તો હું નથી, એ વાત ફરી જણાવવાની જરૂર નથી. આજ સુધી તેઓ દેશહિતવ્રતીઓના નાયક થતા આવે છે, તેઓ રાજમાર્ગની સુકી રેતીને આંસુથી અને ઘર્મથી સીંચી, ઉત્પાદક કરવાની ચેષ્ટા કરતા આવ્યા છે, તે પણ હું જાણું છું. માછલા વિનાના પાણીમાં જાળ નાંખી રાત દિવસ કિનારે બેશી રહે, અંતે માછલાં મળે એવી આશાનો એમને ચઢે, એને નિઃસ્વાર્થ નિષ્ફળતાનો નશો કહેવામાં આવે; માનવ સ્વભાવમાં એને પણ સ્થાન છે. પણ એટલા માટે એ નાયકો ઉપર દોષ દેઇ શકતો નથી, એ આપણા ભાગ્યનો દોષ છે. દેશની આકાંક્ષા મૃગજળ વિશે ન દોડતાં જળાશય વિશે વહે તો તેઓ તેને નક્કી એ દિશામાં વહન કરી લેઇ જાય, વિરૂદ્ધમાર્ગે ચાલી શકે નહિ.

ત્યારે નાયક થવાની સાર્થકતા શી, એ પ્રશ્ન ઉઠી શકે. નાયકનું કર્ત્તવ્ય કાર્ય પરિચાલન-ભ્રમને માર્ગે હો કે ભ્રમ સંશોધનને માર્ગે હો. ભ્રાન્તિરહિત તત્ત્વદર્શી નાયકને માટે વાટ જોઇ બેશી રહે કશું કામ થાય નહિ. દેશને ચાલવું જ જોઇશે; કારણકે ચાલવું સ્વાસ્થ્યકર છે, બલકર છે. આટલા દિવસ પોલીટીકલ એજીટેશનને માર્ગે ચાલ્યા છીએ, તેથી બીજો ફલ લાભ ગમે એટલો સામાન્ય થયો હશે, પણ નક્કી બલલાભ તો થયો છે—નક્કી એથી આપણું ચિત્ત-જાગ્રત થયું છે, આપણું જડત્વ દૂર થયું છે. ઉપદેશથી ભ્રમનું મૂળ કદીય ઉપડી આવે નહિ, વારંવાર અંકુરિત થઇ ઉઠી આવે. ભોગવડે કર્મનો ક્ષય થાય, એમજ ભ્રમ કરતાં કરતાં યથાર્થ ભાવે

ભ્રમશુદ્ધિ થાય, નહિ તો એની જડ મરણુની નહિ. ભૂલ કરતાં મને ભય થતો નથી, ભૂલની શંકાએ નિશ્ચેષ્ટ બેશી રહેતાં ભય લાગે છે. દેશની વિધાતા દેશને વારંવાર વિમાર્ગે ફેંકતાં ફેંકતાં માર્ગ દેખાડી દેશે; ગુરૂ મહાશય પાઠશાળામાં બેશીને માર્ગ દેખાડી શકશે નહિ રાજમાર્ગે દોડાદોડી કરી જેટલું ફળ પામી શકાય, એટલા સમયમાં પોતાનાં ખેતર ખેડ્યે વધારે લાભ થવાનો સંભવ છે, એ વાત સારી રીતે સમજવાને માટે આટલા દિવસની વિફળતા ગુરૂની પેઠે સામે ઉભી છે. એ ગુરૂની શિક્ષા જ્યારે હૃદયમાં ઉતરશે, ત્યારે જ જેઓ સડક દોડે છે, તે ખેતરવાટે ચાલવા માંડશે. અને જે ઘેર પડયા રહ્યા છે, એ તો નથી સડકના કે નથી ખેતરના, તેઓ તો અવિચલિત જ્ઞાનના આડંબરે પડયા પડયા સર્વ આશાથી, સર્વ સદ્‌ગતિથી ભ્રષ્ટ થવાના.

આથી દેશને ચાલવું પડશે. ચાલશે તોજ તેની સકળ શક્તિ એની મેળે જાગશે, એની મેળે ખેલશે, પણ વ્યવસ્થિત રીતે ચાલવાને માટે ચાલક જોઇએ. માર્ગનાં સર્વ વિઘ્ન રાખવાને માટે વિખરી પડેલી વ્યક્તિઓનું દળ બાંધવું જોઇએ, સ્વતંત્ર શક્તિઓને એકત્ર કરવીજ જોઇએ, એક જણનું નાયકત્વ સ્વીકાર કરી દૃઢ નિયમને અધીન રહી પોતાના મતભિન્નતાને યથાસંભવ નિયમિત કરવી જોઇએ; નહિ તો આપણી સાર્થકતાની શોધની આ મહાયાત્રા દીર્ઘ કાળ સુધી કેવળ દોડાદોડીમાં, બૂમાબૂમીમાં, મારામારીમાં નષ્ટ થઈ જશે.

---

# થૉમસ એલ્વા ઍડીસન.*



આ વિજ્ઞાન અને વિજળીના જમાનામાં એવા બહુ થોડા માણસો હશે કે જેમણે પ્રખ્યાત અમેરિકન શોધક ઍડીસનનું નામ સાંભળ્યું ના હોય. વિજળીની બત્તી, ફોનોગ્રાફ, સિનેમા આદિ હવે ઘરગતું થઈ પડેલી ચીજોના શોધક તારકે તેનું નામ જાણીતું થયેલું છે. પરંતુ તેને વિષે સંપૂર્ણ માહિતી મેળવવાનું સાધન ગુજરાતીમાં હતું નહિ. આ સાધન સદરહુ પુસ્તકથી મળી શકયું છે.

હવેના સ્પર્દ્ધાના યુગમાં, દેશનુ ધન વધારવા માટે વેપાર ઉદ્યોગ જ મુખ્ય સાધન છે. જે દેશ નવાં ઉદ્યોગો દુનિયા સમક્ષ ધરશે તે દેશ બહારનું ધન પોતાના દેશમાં આણી શકશે અને નવા ઉદ્યોગોનો આધાર નવી શોધો ઉપર ઘણોજ રહે છે. આ હકીકત આપણે ઍડીસનના જીવનવૃત્તાંતમાંથી ઘણીજ સમજ રીતે જોઇ શકીયે છીએ.

---

* પુસ્તક પરિચય. લેખક રા. રેવાશંકર ઓઘડ સોમપુરા, બી. એ. પ્રકાશક જીવનલાલ અમરશી મહેતા. પીરમશાહરોડ, અમદાવાદ. "જ્ઞાનવર્ધક પુસ્તક માળાનું "અક્ષિસ પુસ્તક. પાનાં ૨૩૧. પાકું પુંઠું. કીમત રૂ. ૨-૦-૦

ઍડીસનનો જન્મ ઇ. સ. ૧૮૪૭ માં થયો હતો. તે સમયે વિજળી-ની ઉપયોગિતાની ઝાંખી લોકોને થઇ હતી ખરી, પણ તેનો સંપૂર્ણ



સીનેમેટોગ્રાફનો પ્રયોગ કરતાં પાંચ દિવસ અને પાંચ રાત સતત ઉજાગરો કર્યા પછી શાંતિ લેતા ઍડીસનનું આ ચિત્ર છે.

લાભ લઇ શકાય તેવી શોધો થઇ નહોતી. તાર હતા, ટેલીફોન હતો, વિજળીક બળ સંગ્રહ કરવાનો "ડાઇનેમો" પણ જાણીતો થયો હતો, પરંતુ આ સર્વ બહુજ અપૂર્ણ દશામાં હતું, અને તેમને સંપૂર્ણ કરવા માટે ઍડીસનની શોધકવૃત્તિ અને ખંતની જરૂર રહી ગઇ હતી.

ઍડીસનનું આખું કુટુંબ દીર્ઘાયુષી હતું. તેના પિતા તથા દાદા સો વર્ષની ઉપરના થયા હતા. પરંતુ ઍડીસન પોતે નાનપણમાં બહુ નાજુક બાંધાનો હતો, અને મુખ્યત્વે તે કારણથી એને શાળામાં ભણવા મોકલ્યા પછી તરતજ પાછો ઘરમાંજ કેળવણી આપવાની ગોઠવણ કરવી પડી હતી. તેની કેળવણીનું કાર્ય તેની માતાએ જ હાથમાં લીધું હતું. આ દાખલા ઉપરથી આપણે "એક માતા સો શિક્ષકની ગરજ સારે છે" એ જુની અંગ્રેજી કહેવતની પ્રતિતી કરી શકીયે છીયે. તેની માતાએ એક સારી શિક્ષિકાની માફક તેને કેળવણી આપી, અને તે બાર વર્ષનો થયો ત્યારે તે પોતાની માતા સાથે ગીબનકૃત 'રોમન મહારાજ્યની ચડતી પડતીનો પ્રસ્તાવ' હ્યુમનો ઇંગ્લંડનો, અને સીઅરનો દુનિયાનો 'ઇતિહાસ,

બર્ટનનો વિજ્ઞાનનો કોષ, વગેરે પુસ્તકો તેણે વાંચ્યાં હતાં, અને ન્યૂટનનાં "પ્રીન્સીપીયા" નાં સત્ય વિષે શંકા ઉત્પન્ન કરેલી. વળી તેને નાનપણથી પ્રયોગો કરવાનો તથા લેબોરેટરી રાખવાનો પણ શોખ હતો. એણે નાનપણમાં છાપાં વેચવાનો ધંધો કર્યો હતો તે ઉપરથી ઘણાં એમ ધારે છે કે તેનું કુટુંબ ઘણું જ ગરીબ હતું. પરંતુ તેમ નહોતું. છાપાં વેચવાનું કામ કરવામાં તેનો મુદ્દો પોતે થોડું ઘણું કમાઇને તેમાંથી પોતાની પ્રયોગશાળા માટે દવાઓ વગેરે આણવાનો હતો.

છાપાં વેચનાર તરિકે પણ એટલી નાની ઉમરમાં એણે પોતાની અદ્દભુત શકિત બતાવી આપી હતી. એણે રેલ્વેની એક લાઇન ઉપર છાપાં વેચવાનો એકલો હક મેળવ્યો હતો, અને આરામથી ફરવા માટે એક ડબ્બો તેને મળ્યો હતો. તેમાં એક બાગનાં ફળ બીજા બાગમાં લઇ જતાં અને વળી પાછા આવતી વખતે બીજા બાગનાં ફળ લેતો આવતો હતો. ધીમે ધીમે તેણે બે જગાએ પોતાના સ્ટોર-દુકાનો ખોલી, અને તેમાં સારી કમાણી કરી. તે વખતે તેની ઉમર ફક્ત તેર વર્ષનીજ હતી.

પરંતુ એટલાથી પણ તે સંતોષ ના પામ્યો. તેના પ્રિય પ્રયોગો માટે સમય તેને મળતો નહોતો તેથી તેણે ટ્રેનમાં બીડી પીનારા માટેનો એક ડબો જે હમેશાં ખાલી જ રહેતો હતો, તેમાં એક ખૂણામાં નાની પ્રયોગશાળા ગોઠવી અને પ્રયોગોનું કામ ચાલુ રાખ્યું. વળી છાપું વેચતાં તેને એમ લાગ્યું કે, તાજા સમાચાર હોય તો હજી વધારે વેચાણ થાય તેથી તેણે થોડાં બીબાં ખરીદ્યાં અને એક હાથે છપાય તેવું છાપખાનું તૈયાર કરી ટ્રેનમાંજ તે છાપવા માંડયું. અને પંદર વર્ષની ઉમરે પોતાની બુદ્ધિ અને મહેનતથી તેણે બહુ સારી કમાણી કરી. તેનું વેચાણ વધારે થાય માટે તારદ્વારા આગલા સ્ટેશનોએ તે અનુક્રમણિકા મોકલાવતો અને તેને લીધે ગાડી ઉભી રહે એટલી વારમાં સ્ટેશને સ્ટેશને પુષ્કળ નકલો તે વેચી શકતો.

આ સમયથીજ તારના યંત્રો તેને બહુ રસ પડતો. તેણે પોતાને ઘેર એક તારનું યંત્ર હાથની બનાવટનું ઉભું કર્યું. પોતે તારનું કામ શીખ્યો નહોતો તેથી આ યંત્રમાં તેને ખામીઓ લાગતી. છતાં તેમાં સુધારા શી રીતે કરવા તેની સમજણ નહોતી પડતી. તેવામાં એક દિવસે, એક સ્ટેશન માસ્તરના છોકરાને ગંભીર અકસ્માતમાંથી તેણે બચાવવાથી સ્ટેશન માસ્તરે

તેની ઇચ્છાથી તેને તાર ઓફીસનું બધું કામ શીખવાની સગવડ કરી આપી. તે દરમિયાન એની રેલ્વે ટ્રેનમાંની પ્રયોગ શાળામાં ફોસ્ફરસને લીધે એક વાર ધડાકો થયો તેથી ઇન્જીન હાંકનારે જોરથી તમાચો મારી પ્રયોગ શાળા ફેંકી દીધી અને તેને ઉતારી મૂકયો. ત્યારથી તે એક કાને સ્હેજ બ્હેરો થયો છે. તારમાસ્તરનું કામ તે શીખી ગયો અને ઇ. સ. ૧૮૬૩ માં તો તે નાનકડો તારમાસ્તર થઇ ગયો અને માસિક ૨૫ ડૉલરના પગારથી તે કામ ઉપર નિમાયો.

તાર માસ્તરના ધંધામાંથી ફરતો ફરતો તે ન્યુયોર્ક આવ્યો, કારણ કે ત્યાં વધારે કમાણી મળે. ૧૮૬૯ માં તે ત્યાં આવ્યો ત્યારે પાસે પાઇ પણ નહોતી. એક મિત્ર પાસેથી એક ડૉલર ઉછીનો લીધો અને એક નોકરી શોધી કાઢી. તે વખતે સોનાનો સટ્ટો ચાલતો હતો તેના વખત વખતના ભાવ નોંધાય તેવું એક યંત્ર શોધવામાં આવ્યું હતું. આ યંત્રવાળાની ઓફીસમાં તેને નોકરી મળી. ધીમે ધીમે તેણે આ યંત્રની કારીગીરી બધી જાણી લીધી. એક દિવસ અકસ્માતથી તે યંત્ર તુટી ગયું અને કોઇથી તે સજ્જ થયું નહિ. માલીકને તો મીનીટે મીનીટે નુકસાન જતું હતું. ઍડીસને કહ્યું કે મને રજા આપો તો હું સમું કરી આપું. અને તેણે તે એક કલાકમાં સમું કરી આપ્યું. યંત્રના માલિકે તેને યાંત્રિક વિગતોના પ્રશ્ન પૂછ્યા અને માસિક ત્રણસો ડૉલરના પગારથી રાખ્યો.

ત્યાર બાદ એક બીજા માણસે ઍડીસનને એક અગત્યની બાબત ઉપર શોધ કરવાનું સોંપ્યું. ઍડીસને તે શોધ સંતોષકારક રીતે કરી. પછી તેને ઇનામ આપવાની વાત આવી. ઍડીસને ધાર્યું કે મને પાંચ હજાર ડૉલર મળે તો સારૂં કહેવાય. પણ તેણે પોતે નહિ બોલતાં બધું તે માણસનેજ સોંપ્યું. તેણે તેને ચાળીસ હજાર ડૉલર આપ્યા. આ સમયે ઍડીસનની ઉમર બાવીસ વર્ષની હતી. આ નાણાંના જોરથી ઍડીસન સ્વતંત્ર થયો અને શોધો કરવા માટે તેને બહુ સારી સવડ મળી. તેણે પોતે શોધો કરી અને નવાં યંત્રો બનાવવા અને વેચવા માટે દુકાનો ખોલી. ૧૮૬૭ થી ૧૯૧૦ સુધીમાં તેણે ૧૩૨૮ પેટંટ મેળવ્યા છે. શરૂઆતની શોધોમાં તાર ખાતા સંબંધી ઘણી શોધો હતી, અને તેની શોધોથી બહુજ લાભ થયા છે.

ઈ. સ. ૧૮૭૪ ની સાલમાં ટેલીફોન માટે મી. બેલે પેટંટ લીધો. ઍડીસને પણ બાબત શોધો કરવા માંડી હતી તેમ ૧૮૭૫ની તેની ડાયરી ઉપરથી માલુમ પડે છે. બેલના યંત્રમાં અવાજ બરોબર સંભળાતો ન

હોતો, તેથી વેસ્ટર્ન યુનિયન ટેલીફોન કંપની તરફથી તે સુધારવાનું કામ એડીસનને સોંપવામાં આવ્યું હતું, અને તે સંબંધીની બધી શોધો થાય તે એ કંપનીને આપી દેવા બદલ વાર્ષિક ૭ હજાર લેખે સત્તર વર્ષ સુધીમાં તેને એક લાખ ડૉલર પૂરા કરી આપવાનું ઠરાવ્યું, અને અતે હાલ ટેલીફોન જે સ્થિતિમાં છે તેવો તેણે કરી આપ્યો. વળી એક બીજી શોધમાં સુધારા કરવાનું કાર્ય પણ તેને ઉપલી જ શરતોથી આ કંપનીએ સોંપ્યું એટલે વાર્ષિક બાર હજારની તેને એક જ કંપનીમાંથી આવક થઈ. આ સમયમાં ઈગ્લંડમાં પણ ટેલીફોન કંપની ઉભી થઈ અને તે માટે યંત્ર બનાવીને ગોઠવી આપવા માટે ત્રીસ હજાર પાંઉડ તેને મળ્યા.

તેની બીજી મહાન્ શોધ ફોનોગ્રાફ સબંધી છે. તેની પ્રથમ શોધ તેણે ઈ.સ. ૧૮૭૭ માં કરી. આ યંત્ર સબંધી તેની વાત કોઈ માનતુંજ નહતું. પછી સાયન્ટીફીક અમેરિકન નામના પત્રની ઓફીસમાં જઇ તેણે પોતાનું યંત્ર બતાવ્યું અને તેની સમજણ પાડી.તે ઉપરથી અધિપતિએ તે સબંધી લેખ લખ્યો. એડીસને પણ પોતાનું યંત્ર જાહેર પ્રજાને બતાવવાનું જાહેર કર્યું. તે ઉપરથી એટલા લોકો ઉલટયા કે તેમને માટે સ્પેશીયલ ટ્રેનો દોડાવવી પડી. આ સમયે તેની ઉમર ત્રીસ વર્ષની હતી. ઘણા સમય સુધી તેમાં બહુ ખામીઓ રહી, અને બીજા વ્યવસાયમાં આ કાર્ય તેણે નાંખી પણ મૂક્યું. ૧૮૯૦ માં તે કાર્ય તેણે ફરી હાથમાં લીધું. પહેલાં રેકર્ડો ટીનનાં પતરાંની બનતી હતી તે પછી મીણની બનાવી, અને ધીમે ધીમે તેમાં ઘણા સુધારા કર્યા. ફોનોગ્રાફ બનાવવાના કારખાનામાંથી પણ તેને બહુ સારી કમાણી થઈ.

પરંતુ તેની સર્વથી હેરત પમાડનારી શોધ તો વિજળીક બત્તીની હતી. વિજળીને પકડીને દીવાબત્તીના કાર્યમાં વાપરવાનો વિચાર પ્રથમ કોઇકને આવેલો ખરો, પણ તે કામ અશકય જ મનાયું હતું. વર્ષો સુધી તેણે તે બાબત પ્રયોગો કર્યા, ઘણી નિષ્ફળતાઓ મેળવી અને ઘણું ધન પણ ખર્ચ્યું. કાચના ગોળામાંથી દીવા કાઢી નાંખી પ્રથમ કોલસાના ટુકડા દ્વારા વિજળીક પ્રકાશ આપ્યો. પણ તે પંદર મિનિટમાં બળી જતો હતો. ત્રાંબાનો તાર બહુ મોંઘો પડતો હતો, અને તેમાં આખી દુનિયાનું ત્રાંબુ વપરાઇ જવાનો ભય રહેતો હતો. પછી વાંસના રેસાનો ઉપયોગ કરવાનો વિચાર થયો, અને એક માણસને તે માટે વાંસની તપાસ કરવા હિંદુસ્તાન પણ મોકલ્યો; પરંતુ તે પાછો ફર્યો તે પહેલાં તો એડીસને યોગ્ય પદાર્થની શોધ કરી પણ હતી. પ્રથમ બત્તી સતત બળવા લાગી ત્યારે એડીસન

અને તેના સાથીઓ સતત ચાળીસ કલાક તેને તપાસતા બેસી જ રહ્યા હતા. આખી દુનિઆમાં તેની જાહેરાત થાય તે માટે પેરીસના પ્રદર્શનમાં ડાયનેમો લઇ તે જાતે ગયો હતો અને ત્યાં તેજ બત્તીઓ તેણે બધે ગોઠવી આપી હતી. તે વખતે ત્યાં તેની પ્રશંસા બહુજ થઇ હતી. ન્યૂયૉર્ક શહેરમાં આ બત્તી તેણે દાખલ કરી અને તે માટે કંપની ઉભી કરી.

આ પછી વિજળીની ટ્રામ ગાડી અને ટ્રેન માટે તેણે પ્રયોગો કરી, બરોબર ઉપયોગમાં આવે તેવી ટ્રામ પોતાના કમ્પાઉન્ડમાં લોકોને બતાવવા નાંખી અને તેને પણ સંપૂર્ણતાએ પહોંચાડી.

ત્યારબાદ લોઢાના ખનીજમાંથી લોઢું જુદું પાડવા માટે તેણે સંચા કર્યા. પણ તેણે જે ખાણમાંથી લોઢું કાઢવા માંડયું હતું તે કરતાં સારી ખાણ બીજી કંપનીને હાથ લાગી તેથી તેને આમાં ખોટ ગઇ તેથી, તે કામ પડતું મુકયું. પણ આ સાંચા કામનો ઉપયોગ કરવા માટે તેણે પોર્ટલેન્ડ સીમેંટ કોન્ક્રીટના મકાન બાંધવાની શોધો પણ કરી. આ સબંધીની શોધોનો ઇતિહાસ પણ આમાં વાંચવા લાયક છે.

ઍડીસનની બીજી એક પ્રખ્યાત શોધ, સીનેમેટોગ્રાફની છે. એ લખેછે કે "૧૮૮૭ માં મને વિચાર આવ્યો કે ફોનોગ્રાફ કાનને સારૂ કાર્ય કરે છે તેમ આંખને માટે કામ કરે તેવું યંત્ર શોધી કાઢવું સંભવિત છે."

ઘણા પ્રયોગો કર્યા પછી ૧૮૮૯માં હાલતાં ચાલતાં ચિત્રો પાડવાનું પહેલું યંત્ર તેણે બનાવ્યું, અને પછી આખું યંત્ર સંપૂર્ણ કર્યું. આ ઉપરાંત તારના દોરડા વિના સંદેશા મોકલવાની બાબતમાં પણ તેણે કેટલાએક પ્રયોગો કર્યા હતા, અને બીજી નાની મોટી અનેક શોધો પણ કરી હતી.

ઍડીસનના જીવનમાંથી ઘણોજ બોધ લઇ શકાય તેમ છે. અત્યારે ૭૪ વર્ષની ઉંમરે પણ તે એટલોજ ચંચળ અને મહેનતુ છે. તેનો મુખ્ય ગુણ તો તેની કામ કરવાની શક્તિ છે. વધારેમાં વધારે તે છ કલાક ઉંઘે છે, અને બાકીનો સર્વ વખત કામ કરી શકે છે. તેમાંયે ખાસ પ્રસંગોએ તો તે સામટા ઉજાગરા કરીને પણ કામ કરી શકે છે. આ સાથે તેનામાં આત્મવિશ્વાસ જબ્બર છે અને તે સદાયે આશાવાદી છે. વળી મુશ્કેલીઓની સામે થવામાં તેને અજબ શૂર આવે છે, અને પ્રયોગો કરવામાં શું ખર્ચાઇ જાય છે તે જોવાની તે દરકાર પણ કરતો નથી. આહારવિહારમાં તેમ રહેણી કરણીમાં તે બહુજ સાદો અને નિરભિમાની છે. તેણે પ્રથમ લગ્ન ૧૮૭૩ માં કર્યું હતું અને ત્યારબાદ તે પત્નીના મરણ પછી બીજું લગ્ન ૧૮૮૯ માં કર્યું. તેને દરેક સ્ત્રીથી ત્રણ ત્રણ બાળક થયાં છે. ન્યૂજર્સીમાં "ગ્લેનમોર" નામના પોતાના મકાનમાં ગૃહજીવનનું સંપૂર્ણ સુખ તે

ભોગવે છે. તે કહે છે કે "હું તો ભૂતકાળમાં વસતો નથી; સતત વર્તમાન તથા ભવિષ્યમાંજ વસું છું. વિજ્ઞાન અને કળાની દરેક શાખામાં મને રસ પડે છે, અને તે સંબંધી પુસ્તકો વાંચું છું. કેટલાએક નાટકના ઓપેરા તથા બીજી ચોપડીયો વાંચીને હું જમાનાની સાથે પણ રહું છું."

આવા માણસો પોતાની શોધોથી પોતાના દેશને ઘણોજ ધનવાન બનાવે છે. તેણે ઉચ્ચ શિક્ષણ લીધું નહોતું પણ કુદરતી શક્તિથી, નિરીક્ષણથી, તેમજ ખંતથી અભ્યાસ કરી સર્વ સુંદર પરિણામ આણ્યાં છે. આપણા ગરીબ દેશમાં આવા પુરૂષોની ઘણી જરૂર છે કે જેથી નવું ધન પેદા કરી શકાય. આપણને રાજ્યાશ્રય ન હોય તો પણ રાષ્ટ્રીય શિક્ષણમાં નેતાઓ વિજ્ઞાનને પ્રાધાન્ય આપી શકે તથા સુગમ પ્રયોગ શાળાઓ ઉઘાડી શકે. વિજ્ઞાનના વિષયોમાં રસ ઉત્પન્ન કરાવે તેવું આ પુસ્તક લખવા માટે રા. રેવાશંકરને ધન્યવાદ આપીયે છીયે. તે સાથે બીજી આવૃત્તિ વખતે શોધોના મૂળ સિદ્ધાંતો સામાન્ય વાંચકને માટે વિસ્તારથી સમજાવવા વિનંતિ કરીયે છીયે.

કેશવપ્રસાદ.

# પુસ્તક પરિચય.

રણજીત કૃતિસંગ્રહ.

( કર્તા સ્વ. રણજીતરામ વાવાભાઇ. પ્રકાશક ગુજરાતી સાહિત્ય પરિષદ્ ફંડાળ કમિટી. પાનાં ૪૧૦ પાકું પુંઠું કીં. ૨-૪-૦ )

ગુજરાતી સાહિત્યમાં રસ લેનાર કોઇ પણ રણજીતરામના નામથી અજ્ઞાત નથી. ભાઇ રણજીતરામ ગુજરાત માટે કેવું અભિમાન ધરાવતા હતા, તથા ગુજરાતી સાહિત્ય પરિષદને જન્મ આપવા માટે તેમણે કેટલું મંથન કર્યું હતું, તે પણ આપણે સારી રીતે જાણીયે છીયે. તેમના અકાળ મૃત્યુથી ગુજરાતને કેટલી ખોટ ગઇ છે તે તેમના અપૂર્ણ લેખોથી આપણે જોઇ શકીયે છીયે. આ લેખોનો સંગ્રહ બહાર પાડી ફંડાળ કમિટીયે ભાઇ રણજીતરામનું સ્મારક કાયમ કરવા સાથે સાહિત્યની પણ સારી સેવા બજાવી છે. આવા સ્મારક ગ્રંથમાં ભાઇ રણજીતરામની છબી આપી હોત તો ઠીક થાત. જો કે એ આત્મા અમની છબી તો પુસ્તકમાં સર્વત્ર છે; તોપણ તનની છબી પણ અયોગ્ય ન ગણાત.

આ સંગ્રહમાં "સાહેબરામ" અને "સંદોઅરો" એ બે લાંબી કથાઓ છે, પણ તે અધુરીજ રહી ગઇ છે. "મંગળા" લાંબી કથા લાગતી નથી પણ તેપે અધુરી છે. સાહેબરામમાં કોઇજ જીવનની વર્તમાન નહિ પણ ભવિષ્યના કોઇજ જીવનની ઝાંખી કરાવી છે અને

આદર્શ કૉલેજીયન ચિતરવાનો પ્રયત્ન થતો લાગે છે. વળી સમાજનેતા અને સમાજસેવાની પ્રવૃત્તિઓનો ચિતાર પણ રજુ થતો દેખાય છે. પણ વાર્તામાં રસ ઝામતાજ વાર્તા તૂટે છે.

"સહીઆરો" ના બનાવો દેશી રાજ્યમાં બને છે. દેશી રાજ્યના સુધારાના વિચારો ચર્ચવાની શરૂવાત પણ તેમાં કરી છે. તેમાં પણ રસ ઝામતાજ વાર્તા અધુરી રહે છે. આ બે વાર્તાઓમાંથી ભાઇ રણજીતરામના મનમાં થતા મંથનોનાં દર્શન થાય છે.

આ શિવાય ટુંકી વાર્તાઓ અને વિચાર ચિત્રો છે; તે રસિક છે. તેમાં "માસ્તર નંદનપ્રસાદ" અને "ખવાસણ" એ બેની લેખનશૈલી ખાસ તપાસવા જેવી છે. તોળલ અથવા તોળારાણી એક ઐતિહાસિક લેખ છે. ઘણી દંતકથાઓની નાયિકા તોળલ વિષે તેમાં માહિતી છે. પરંતુ ભાઇ રણજીતરામની શોધક શક્તિને તેથી ઘણું માન મળે તેવું ખાસ કાંઇ તેમાં નથી. સાંભળ્યા પ્રમાણે રણજીતરામનો ગુજરાતના જુના ઇતિહાસ સંબંધી અભ્યાસ સારો હતો અને તે સંબંધી સામગ્રી પણ તેમણે ઠીક એકઠી કરી હતી. તે વાત ખરી હોય તો આ તોળલ સંબંધી લેખ એમણે બહુ પહેલાં લખ્યો હશે.

સાહિત્યની પ્રગતિના અભ્યાસકોને આ કૃતિ સંગ્રહથી જરૂર લાભ થશે. સામાન્ય વાંચકોને રસ પડે અને લાભ થાય તેવી વાર્તાઓ મળશે. પરંતુ મને એક સંશય થાય છે કે જો પુસ્તકનો ભાવિ ખરીદનાર એમ જાણે કે અડધું પુસ્તક તો અધુરી વાર્તાઓથીજ ભરેલું છે તો બાકીના અડધામાંની ટુંકી વાર્તાઓ સુંદર છતાં પણ તે આ પુસ્તક ખરીદે કે કેમ? હું ઇચ્છીશ કે ખરીદે; પરંતુ જો પ્રકાશકનો અનુભવ એમ થાય કે તે નથી ખરીદાતી તો ઇચ્છું કે કીંમત ઓછી કરે અને સ્વર્ગસ્થના સ્મારક ખાતર તેટલી ખોટ વેઠી લે. પ્રકાશક કમિટિ હોવાથી જ આટલી સૂચના કરી છે.

એક બીજી પણ માહિતી મેળવવા હું આતુર છું. રણજીતરામ સ્મારક અંક નિકળવાનું જાહેર થયું હતું. તે અંક હવે ક્યારે નિકળશે? એમના મિત્રોએ એમનું ઋણ-ફેડવું જોઇયે અને સાહિત્યના ઇતિહાસના લેખક માટે સામગ્રી તૈયાર કરવીજ જોઇયે.

*૧. ભાઇ રણજીતરામના આ ઉપરાંત બીજા ઘણા લેખો એવા છે જે સાહિત્યની નજરે ઘણા કીંમતી ગણાય. એ બધા લેખોનો બીજો પણ વહેલો બહાર પડેલો જોવા અમે ઉત્સુક છીએ. સાહિત્ય પરિષદ ભંડોળ કમીટી, ગુ૦ વ૦ સોસાઇટી કે ગુજરાત સાહિત્ય સભા આ કાર્ય જરૂર ઉપાડી લેશે, એવી આશા રાખીશું.*



# લાંબી જીંદગી અને કુહાડો.

આપણા દેશમાં કેળવાયલા વર્ગોમાં માણસો તરુણવયે મરે છે, ખેતીનાં કે બીજાં કામોમાં રોકાયલા ગરગામડે વસનારા ગમાર લોક જ લાંબી જીંદગી ભોગવે છે તેનું કારણ શું? કેળવાયલાઓને ઘણું કરી ટેબલ ખુરશીએ બેઠા રહી કામ કરવાનું છે, કમાઈ કરવાની છે. કેટલાકને કોઈ પણ જાતની કસરત લેવાની ફુરસદ મળતી નથી, કેટલાક કમાવાનો એટલો લોભ રાખે છે કે તનદુરસ્તીની ખાતર જોઈતી કસરત કરવામાં પણ વખત ગાળતા નથી અને પચાસ પંચાવનની ઉંમરે પચાસ પંચાવન લાખની દોલત મુકી મરણ પામે છે. જે મહામહેનતે મેળવ્યું તેનો ઉપભોગ કરવાને પણ નશીબવાન થતા નથી.

બરનાર મેકફેડન જે અમેરિકાનો જાણીતો કસરતબાજ હોવા સાથે ફીઝીકલ કલચર નામનું ચોપાન્યું ચલાવે છે તે લખે છે કેઃ—

"બહારની ખુલ્લી હવામાં જેમને કસરત મળે છે તેમના જેવા નશીબવાન કોઈ નથી. ઓઝોનથી ભરેલી હવામાં કસરત કરવાથી ઘણોજ ફાયદો થાય છે, અને શહેરની હવામાં પુરતી ઓઝોન મળી શકે જ નહિ.

"જેમનો ધંધો જ તેમને ખુલ્લી હવામાં કસરત કરાવે છે તેઓ કસરતબાજો કરતાં પણ વધારે તનદુરસ્ત રહે છે. તે એક કસરતબાજના જેવા પ્રયોગો કરી બતાવતો નથી, પણ તેની જીવનશક્તિ (vitality) અમારા કરતાં સારી હોય છે, તેમજ તેનામાં ખમવાની તાકાત વધારે હોય છે.

"બહાર ખુલ્લી હવામાં કામ કરનારાઓ જો હદની બહાર મહેનત નહિ કરે તો તેઓ ઘણા મજબુત બને છે.

"હું નાનો હતો ત્યારે નબળો હતો માટે બાર વર્ષની ઉંમરે મને મારાં માબાપે ગામડીયાઓની વચ્ચે રહેવા એક ગામડે મોકલ્યો. ત્યાં હું ગામડીયાઓ

એની સાથે બધું કામ કરતો. લાકડાં ચીરતો, દુધ દોહતો વગેરે. એ કામથી મારી નબળાઇ નઠ થઇ શક્તિ વધતી ગઇ. હું બાર વર્ષનો થયો તે પહેલાં તો હું સાંજ સવારે દસ દસ બાર બાર ગાયો દોહી શકતો, અને તે ઉપરાંત ખેતરનાં બીજાં કામો કરતો. એ જ કામથી અને એટલો બધો ફાયદો થયો કે હું એક બળવાન જુવાન બન્યો. પણ મોટી વયે મારા નશીબનું ચક્ર મને શહેરમાં લઇ ગયું અને ત્યાં હું ટેબલ ખુરશીએ બેસી કામ કરનારો થયો. પણ એથી મારી તબિયત બગડી, મને દુઃખ દરદો લાગુ પડયાં અને નબળાઇ લાગવા માંડી, તેથી મેં તેનો ઉપાય કીધો. તે વખતે અમારા ઘરની આસપાસ ઝાડ ઘણાં હતાં તો પણ લાકડું મેંઘું લેવું પડતું અને ઠંડીના દિવસમાં અમારે ત્યાં સગડીમાં ઘણું લાકડું જોઇએ. માટે મેં ઠરાવ કીધો કે જેમ મહાન્ ગ્લેડસ્ટન પંચોતેર વર્ષની વય સુધી લાકડાં કાપતો અને ભાંજતો હતો તેમ હું કરૂં. અને મેં દર સવારે સૂર્ય ઉગવાની અગાઉ એ કામ કરવા માંડયું. અલબત મને બાળપણથી કુહાડો ઉપાડી વાપરવાની ટેવ પડેલી તેથી હું સારી રીતે લાકડાં ભાંજી શકું છું અને મારા પગ ભાંજતો નથી. પણ જેમને નાનપણથી શીખવવામાં આવ્યું નહિ હોય તેઓ તે આડો અવળો કુહાડો મારી પોતાના પગ પણ વખતે ભાંજી નાખે !

"પૈસા બચતા હતા અને મારાં ભાંજેલાં લાકડાંથી કુટુંબને ગરમી મળતી હતી તેથી મારા મનમાં ઉલટ હતી. ઉલટ વગર હું ધખે કલાક આવું કામ કરી શકત નહિ, કે કોઇ કરી શકે નહિ. ગરજ તેમજ ઉલટ જરૂરની છે.

"લાકડાં ભાંજવાની ટેવ બાળપણથી નહિ હોય તો મોટપણે જરા જરા કરીને એ કામ શીખવું જોઇએ. એથી જેવી કસરત મળે છે તેવી કોઇજ બીજા કામમાં મળતી હશે. અને તેથીજ કઠીઆરાઓ રાક્ષસ જેવા મજબુત હોય છે, અને નિરાગી લાંબી જીંદગી ભોગવે છે.

"અમારા જેવી કસરતો તેઓ શીખે તો અમે જે ઇનામો જીતી જઇએ છીએ તે તેઓ જીતી જાય, એમ હું માનું છું.

"કસરતમાં દમ પેટમાંથી ખેંચવો અને કાઢવો અને પાછાં ફેફસાં ભરી લેવાં એમ શીખાડવામાં આવે છે. આ કામમાં એ શીખવું કે યાદ રાખવું કંઇ નથી. દમ સારી રીતે બહાર નિકળે છે, ચોખ્ખો હવા સારી રીતે ફેફ-

સામાં જાય છે, પરસેવો ખૂબ વળે છે, લોહીમાંથી મેળવેલ તદન નિકળી જાય છે અને તે સ્વચ્છ થઇ જાય છે. દરેક સ્નાયુને કસરત મળવાથી બરડો, કમર અને કરોડનું હાડકું મજબુત થાય છે, ભેજાંને કૌવત મળે છે અને શરીર એટલું તો હલકું લાગે છે કે જાણે તમે નાસવા કુદવા હસવા રમવા માંગો."

અફસોસ ! આપણા દેશમાં તો કુળવાન ગૃહસ્થો હાથમાં કુહાડો પકડતાં પણ શરમાય ! અને તેમની સ્ત્રીઓ પરસેવો પાડવા માટે ચાલતી ફરવા જતાં પણ અચકાય. અથવા જાય તો જાણે નદી ઉપર સહેલ કરતાં હોય તેમ ધીમે ધીમે ડગલાં ભરે ! મહેનત કરી પરસેવો પાડવો એ શું ગૃહસ્થોનું અને બાનુઓનું કામ ! તેઓ તો કપડાં જ એવાં સરસ પહેરી ઘરની બહાર નીકળે કે રખે પરસેવો પડે ને ધુળ ઉડે માટે સંભાળવા સારૂ ગાડીમાંજ બેસી રહેવું પડે. આજે વધી ગયેલી સારાં કપડાંની શોખીઆરીથી સ્ત્રીવર્ગ અને બાળકવર્ગ ઘણું ખમે છે. છોકરાંને પણ રેશમી વાગા અને જરીનાં કપડાં પહેરાવવાં કે પછી તેમને પણ કુદરતી રીતે રમતાં કરતાં અટકાવવા પડે ! તો નવાઇ શી કે આપણાં વચલા વાંધેનાં કુટુંબોમાં પુરુષો તેમજ સ્ત્રીઓ—ઘણું ખાવે પીવે ઘણા વૈભવે માંદાં અને તેમનાં છોકરાં નબળાં અને કાહેલી. જો આપણા તરફ શરીરનું કૌવત વધારવાની બાબત ઉપર વધારે ધ્યાન નહિ આપવામાં આવશે તો લોક આજે છે તે કરતાં વધુ બળહીન થઇ જશે. હમણાં પારસીઓમાં એક ફીઝીકલ કલ્ચર લીગ નામની સભા થઇ છે અને તેઓ કોમમાં કૌવત વધારવાને પ્રયત્ન કરે છે તેમજ હિંદુઓએ પણ કરવો જોઇએ. અને તનદુરસ્ત, ઓસુદાં અને નિરોગી બાળક પેદા કરવામાં ભગરૂરી લેતાં શીખવું જોઇએ.

---

# રમણુ અને ચંદા.

લેખકઃ—" નલિનીકાન્ત. "

न जाने संसार अमृतमय किं विषमयः ?

' કાંઇ ક્નકુંવરણી કોયલ રે,
' કાંઇ બેઠી આંબા ડાળે રે,
કે આંબે ફળ ઘણાં.
' કાંઇ તાંબાનાં તરભાણાં રે,
' કાંઇ મોતીનાં અક્ષિઆણાં રે. "

એ પ્રમાણે મંગળગીત ગાતી લગ્નઘેલી સુંદરીઓ રમણુને પીઠી ચ્હડાવી રહી હતી. રમણુ ચંદાનો આડીજાયો. રમણુ એ પાંચ દહાડામાં પરણવાનો છે. એટલે આજ પ્રભાતમાં, મંડપ આરોપણુ કરી, સંધ્યાએ વરરાજાને અંગે પીઠી ચ્હડવાની હોવાથી બાજઠે વિરાજ્યો છે. માંડે નોતરેલી સ્ત્રીઓ રમણુને હાથે પગે મ્હોડે સર્વાંગે પીઠી ચ્હડાવી રહી, એટલે પાટેથી ઉઠાડવા મામાને સાદ થયો. રમણુ—સુશિક્ષીત અને સંસ્કારી રમણુને લગ્નનો આ ફારસ પ્રિય નહતો; ત્હોયે જેને સાં રહી પોતે ન્હાનાથી મ્હોટો થયો હતો, જેના અનેક ઉપકારવશ હતો, તે મુરબ્બીઓ—કાકી અને કાકાની—ઇચ્છાને માન આપી કાઠિઆવાડી વિવાહ કરી વિવાહીત થવાનો હતો.

રમણુના મામા રમણુને પાંચ રૂપિઆ આપે કે એક પાઇ સરખી ન આપે, તોય રમણુ પાટેથી ઉઠવા તૈયાર હતો. રમણુના મામા ગામડાની ટુંક આજીવિકામાં બ્હોળા કુટુંબનું પોષણુ કરતા હતા એ સુજ્ઞ રમણુ સંમજતો: એટલે મામા પાસેથી કશું લેવાની આશા કેમ રાખે ?

દંભ અને ડહોળ કરી મામેરાં પૂરી સમાજમાં વાહવા કહેવરાવવી એ બાળેજને રૂચતું નહતું. ત્હોયે મામાએ વ્યવહાર સાચવવા રમણુને પા થી ઉઠાડવા અડધો રૂપિયો આપ્યો. રમણુ પાટેથી ઉભો થયો. ગણુપતિને પગે લાગવા રહેણું ઘરમાં ગયો.

લગ્નપ્રસંગની ધામધૂમ જ નિરાળી. ઓરડામાં ગણુપતિની સ્થાપના કરાયેલી, રમણુ ઉલ્લાસી હતો, રસિક હતો; આનંદી હતો; ત્હોયે ડહોળ

અને દેખાવ ખાતર મિથ્યા ખર્ચ કે પૈસાની રેલછેલ કરવા ખુશી નહતો. તેમ સ્વતંત્રપણે પૈસા ખર્ચી શકે તેવા સંયોગ કે સ્થિતિમાં નહતો. અનેક પ્રતિકૂળતાઓ—વિષમતાઓ સહી ઇન્ટર મિજ્યેટ સુધી અભ્યાસમાં વધેલો. 'રમણનો વિવાહ' એ વાતથી રમણના કુટુંબી, સ્નેહી કે શુભેચ્છકોને આલ્હાદ—આનંદ હતો—તેટલો નહી હોયે રમણ આજે પ્રફુલ્લ આનંદમાં હતો. "કુલિન અને શિક્ષીત ગૃહિણી મ્હારા ગૃહની લક્ષ્મી થશે. મ્હારા અંધકારભર્યા જીવનમાં સહચારના દીપક પ્રેરવશે" એ વિચારે તે ઉમંગી અને ઉલ્લાસમયો હતો.

રમણના સમગ્ર જીવનમાં—કુટુંબમાં જો કોઇ અનન્ય વત્સલ અને પરમ શુભેચ્છક વ્યક્તિ હોય તો રમણની મ્હોટી બ્હેન ચંદા હતી. રમણની માતા, પિતા કે મુરબ્બીનું સ્થાન એક ચંદામાં હતું. રમણ અને ચંદા સરખાં નિર્દોષ અને રમતાં બચ્ચાંઓએ માતાપિતાનું સૌભાગ્ય બાલ્યાવસ્થામાંજ ગુમાવ્યું હતું. વર્ડ્ઝવર્થની બ્હેન ડોરોથીસમી ચન્દા રમણનું જીવન હતી—પ્રાણ હતી. ચંદા સરખી મધુરી—વ્હાલસોઇ બ્હેન ખાતર રમણ આત્માના ન્યોછાવર કરવા તૈયાર હતો. ચન્દાનાં સુખ, ચન્દાનાં આનંદ કાજે પોતે અનેક દુઃખ સહી લેતો. ચન્દાનાં સુખમાંજ પોતાનું સુખ હતું. ચન્દા ગમે તેવી અલભ્ય વસ્તુની ઇચ્છા બતાવે તો રમણ આસમાનમાંથી ઉતારી બ્હેનને ચરણે તે હાજર કરતો. ચંદા—અમોલી ચંદાનાં મૂલ્ય રમણથી તો આંક્યાં અંકાય તેમ નહતાં. ચન્દ્રની ચન્દ્રિકા સરખી ચંદાને જોઈ રમણ ઘેલો ઘેલો થઇ જતો. ચન્દાનું ઉજમાળું હસતું મુખ રમણને આરાધન યોગ્ય હતું. બ્હેનીનાં દર્શને અનેક દુઃખ વિસરાતું.

માતાપિતા ગુમાવવાની સાથે આ બાળકોએ પોતાનાં ભાગ્ય પણ ગુમાવ્યાં હતાં. ક્ષુદ્ર હૃદયનાં વ્યાવહારિક લોકમાં આ ભાઇ-બ્હેનના વ્હાલમાં જલ સિંચન ક્યાંથી જ થાય? ઉગતી સ્નેહવલ્લરી અકાલે કરમાઇ. બિચારાં-રસિકડાં ભાઈ બ્હેન દુષ્ટ સ્વભાવની કાકીના શરણમાં પરાધીન થયાં. મોગરાની કળી સરખી ચંદા ખીલી ન ખીલી ત્યાંજ કરમાઇ. વ્યવહારની વિષમતામાં કચડાઇ અને ચન્દ્રની ચન્દ્રિકામાં ન્હાતી ચન્દા અંધકારનાં ભયંકર ઉંડાણમાં ડૂબી, નિર્દોષ હસતી રમતી ઢીંગલા. ઢીંગલામાં ખેલતી ભત્રીજી; કાકીને મન લગ્ન યોગ્ય જણાઇ. કાકીએ પોતાના નિકટના કુટુંબીના એક ભાગ્યું તૂટ્યું ઇંગ્રેજી ભણેલા યુવાન સાથે વિવાહ મેળવ્યો. ચન્દાનો પતિ હોટેલ અને બજારના નારના પાણીમાં રંગ લેતો. મ્હોડી રાત્રી સુધી લોફર મિત્રોની પાર્ટીમાં ભટકતો. વિલાસમાં પૈસાનું પાણી કરતો અને

એ રસીલી નણંદીનું મીઠું ગીત હૈયે સ્ફુરતું હતું.

ચંદા વિધવા હતી એટલે લગ્નના મંગલ કાર્યમાં એ બાપડીથી ભાગ લઇ શકાય તેમ નહતો. એટલે રમણને પીઠી ચ્હડાવવામાં સુહાગણી સ્ત્રીઓ હતી. પરંતુ પીઠી ચ્હડી રહયા પછી પાટેથી ઉઠી ગણપતિને પગે લાગવા રમણ ઘરમાં આવ્યો. કાકી ગણપતિ સ્થાપન આગળ કંકુના સાથીઆ અને રંગોળી પૂરી રહ્યાં હતાં. ત્યારે ચંદાએ નજીક આવી સાથીઆ ઉપર કેસરનાં છાંટણાં કર્યાં એ કાકીની ક્રૂર દૃષ્ટિ સહી શકી નહી. અને બે કડવાં વેણ ચંદાને સંભળાવી દીધાં. "કપાળમાં ચાંદલો નથી કે હાથમાં ચૂડીઓ નથી તો પછી ગણપતિ પાસે આવતાં લજાતી નથી ?" એમ કડક શબ્દો ક્રોધે કહી દીધા. ચંદા દૂર હટી ગઇ, અને એક બાજુ ખૂણામાં બેસી ડસક ડસક રડી પડી.

રમણે ગણપતિને પગે પડી, શુભઆશિસમાં કાકીને નમન કર્યાં. પરંતુ જેના ચરણમાં દેહ અને આત્મા નમી રહ્યા હતા એ મંગલ મૂર્તિ બ્હેનને ગણપતિ સ્થાપન પાસે દીઠી નહી. નયન ચોતરફ ફરી વળ્યાં. એ ઇષ્ટ મૂર્તિ રસોડા નજીક ખૂણામાં રડતી જોઇ. ઉભો થઇ બ્હેન પાસે ગયો. હાથ જોડી માથું નમાવવાની બ્હેન પાસે જરૂર નહતી, રમણના પ્રાણનો પ્રાણ અંતરનો આત્મા ગંગાસ્વરૂપ બ્હેનના ચરણમાં અહોરાત્ર નમતો હતો.

"બ્હેન ! બ્હેન ! તું આમ રડે છે કેમ ? બાપુ ! ગભરા નહીં !
"ચંદા ! તું મ્હને ઓવારણાં લે ! તું આમ બાળક પેઠે રોસાય એ
"કેમ પાલવે ?"

"નહી ! ભાઇ કૈં નથી. તમે દૂધે ન્હાવ અને પૂત્રે ફ્લો ! ભગવાન
"તમારી ગૃહવાડી લીલી રાખે. જાવ ભાઇ ! ગણપતિ મન્દિરમાં બેસો !"

"નહી ! બ્હેન ! તું રડ ત્યાંસુધી મ્હારા ગણપતિ કે મ્હારા રામ
"પણ રીઝવાના નથી. તને મ્હારા સમ છે; બ્હેન ! છાની રહે !"

આમ ભાઇ બ્હેનનાં મન મણાં કરતો હતો ત્યાં કાકી આવી ચ્હડયાં, ને કહ્યું, "જો રમણ મેં ત્હારી બ્હેનને કાંઇ કહ્યું નથી. એ એવીજ છે. ઘરણ ટાણે સાપ કહાડીને બેસે ત્યારે ત્હારી બ્હેનના જીવને શાંતિ થાય."

"કાકી ! જે હોય તે સ્પષ્ટ કહો ! આપ કડવાં બોલી બળતાંને બાળો નહી."

"જો ભાઇ ! ગણપતિની આડું એનાથી ઉતરાય નહી ત્યાં ગણપતિ મન્દિરમાં આવી મ્હેં કંકુમથી પૂરેલા મંગલ સાથીઆ પર કેસરનાં

છોટણાં કરવા માંડી, એટલે મેં એને દૂર બેસવા કહ્યું. એમાં ત્હારી બ્હેન રીષે ભરાઇ રજનું ગજ કરી રહી છે !" કાકીએ મર્મમાં કહ્યું.

"કાકી ! કહો તો ખરાં કે તમે સહુ મ્હારાં હિતેચ્છુ અને મ્હારી માની જણી બ્હેન નહીં ? લગ્નમંડપમાં બ્હેન કદાચ ના આવે, પણ દેવમંડપમાં તો મનાઇ હોઇ ન શકે." રમણે ઉત્તર આપ્યો.

"તમે અંગ્રેજી ભણેલા આવી ગાંડી ગાંડી વાત કરો છો ! ગણપતિના મંગલ સ્થાપન આગળ રાંડી રાંડથી પગ કેમ મૂકાય ? એમ કરીએ તો વિવાહમાં વરસી થાય અને સહુ કાંઇ અમંગલ થઇ જાય." કાકીએ અધિક ખુલાસો કર્યો.

"નહીં નહીં, કાકી ! મ્હારી બ્હેન જેવી બ્હેન જે જે કામમાં ભાગ ન લે તે બધાં મ્હારે મન અમંગલ છે. પરમ જ્યોતિષ્મતી સર્વ શક્તિમય બ્હેન વગર મ્હારે મંગલ શું હોઇ શકે ? બ્હેન ભાગ ન લઇ શકે તો મ્હારાં સર્વ મંગલ પ્રસંગોમાં ધૂળ પડો !" રમણે હદ કરી. ભાઇ બ્હેનનો સૂક્ષ્મ સંબંધ જગતને બતાવી આપ્યો. પ્રભાતમાંજ આ વિવાહ બંધ રખાવવા, લગ્નમંડપના માંણેકસ્તંભને ખોદી કહાડવા અને કન્યાના મા બાપને 'ના' કહેવડાવી દેવાનો રમણે નિશ્ચય કર્યો.

* * * *

કાકી સાથે ભત્રીજો અને ભત્રીજી રીસાયાં છે. રાત્રે જમ્યા વગર સુઇ રહ્યાં છે. એ વાત પ્રભાત થતાં ગામમાં ઘેર ઘેર થવા માંડી. વ્યવહારિક લોકોમાં રમણની મૂર્ખાઇ ગવાઇ રહી. નાત જાત, સગાં સંબંધી સર્વમાં ગઇ રાત્રીએ વ્હાલો લાગતો રમણ આજ અળખામણો થઇ ગયો.

રમણના કાકા સુજ્ઞ અને ગંભીર હતા. પ્રૌઢ વયના અને વિચારવન્ત હતા; હોયે પત્નીવશ પતિ નીતિ અને વિવેકને વિસરી જાય છે. રમણનું વર્તન આજ તેનેય સહજ ખૂંચ્યું. પત્નીનો દોષ એ વિચારવન્ત પતિ જોઇ શક્યો નહીં. પરંતુ પ્રથમથીજ પ્રકૃતિ શાન્ત હોવાથી દરેકપણે સહુને ન્યાય આપતો, ક્રોધવશ બની અકાર્ય કરી બેસતો નહીં. બીજાની ભૂલ નહિ જોતાં પોતાની ભૂલનો સ્વીકાર કરી લેતો.

રમણનાં જ્ઞાન, ચારિત્ર્ય અને સંસ્કાર આગળ પોતાની પત્ની નિરક્ષર અને મૂર્ખ લાગતી. રમણના પ્રકાશ આગળ કુટુંબની સર્વ વ્યક્તિઓ હાલાને ગાંભી લાગતી. રમણને કહીશું, સમજાવીશું એમ કહી રોષે ભરાએલી પત્નીનું સમાધાન કર્યું.

બાબલડી ! લો અલબેલા લ્હાવ !
બાબલડી ! ગીત મધુર ગવરાવ !
બાબલડી ! ફૂલમાં ભાત પડાવ !
બાબલડી મુખ મધુર બતલાવ !

બાબલડી ! લોચનીયાં ઉઘડાવ !
બાબલડી ! ગૃહવાડી શોભાવ !
બાબલડી ! વ્હાલમને વિહરાવ !
બાબલડી ! મનહર મુખ બતાવ !

સિતારી સ્નેહ તણી વગડાવ !
મધુરાં સુખડાંને મ્હલકાવ !
બાબલડી ! આંખથી આંખ મીલાવ !
બાબલડી ! મુખ મધુર બતલાવ !

બાબલડી ! અમૃતથી છલકાવ !
બાબલડી ! ફૂલ મધુર પથરાવ !
બાબલડી ! પ્રાણ પ્રભુ પધરાવ !
બાબલડી ! મનહર મુખ બતાવ !

---

# બાળકોની માતાઓને.*

( રા, રા. ગીરજાશંકર ભગવાનજી બધેકા; ભાવનગર. )

જ્યારે અમારૂં બાળમંદિર શરૂ થયું ત્યારે આ બાળમંદિરમાં આવનારાં બાળકોને તેમનાં માબાપોએ કેમ રાખવાં તથા તેમની સાથે કેવી જાતનું વર્તન રાખવું એ વિષે છાપેલ સૂચીપત્ર તમને બધાંને મોકલવામાં આવેલું છે. એમાં જે સૂચનાઓ કરવામાં આવી છે તે તમારા ધ્યાનમાં હશે, અને જરૂર હશે તો એ પત્ર તમને અહીંથી ફરીવાર પણ મળી શકશે.

એ સંબંધમાં હું તમને કેટલુંક કહેવા ધારૂં છું. ધારો કે આપણે ઉંઘી ગયાં હોઇએ અને કાંઇક જાદુથી કે કોઇક રાક્ષસી માયાથી આપણને કોઈ અજાણ્યા રાક્ષસના દેશમાં લઇ જઇને મુકી દે. ત્યાં જ્યારે આપણે જાગીએ અને જોઇએ ત્યારે માલુમ પડે કે આપણે તો રાક્ષસના દેશમાં આવી પડયા છીએ ત્યારે કેટલો બધો ત્રાસ થાય ?

ત્યાં તો મોટા મોટા રાક્ષસો હોય, ત્યાં ઘરનાં દાદરા પણ મોટા હોય, તેમનાં કબાટો મોટાં હોય, તેમનાં પાણીયારાં મોટાં હોય, ગોળા પણ મોટા હોય. આપણે તો એ રાક્ષસોના પગના ગોઠણ સુધી પણ પહોંચી શકીએ નહિ. એવા સંજોગમાં સપડાઇ ગયા અને વળી આપણને તેઓ ત્યાં ને ત્યાં પુરી નાખે તેમજ એવા ઘરમાં રહેવાની ફરજ પાડે તો આપણને કેવું લાગે ? ત્યાંના મોટા દાદરનાં લાંબાં લાંબાં પગથીયાં હોય, તે ઉપર તેઓ તો ધમધમ ચડે અને ઉતરે, પણ આપણે એ લાંબા આગાવાળાં પગથીયાં ઉપર ચડીને જઇ શકીએજ નહિ; ત્યાંની થાળીઓ એવડી મોટી હોય કે આપણે આખા ને આખા સમાઇ જઇએ, પાણીયારૂં એવું ઉંચું હોય કે આપણે ત્યાં પાણીને પહોંચી જ ન શકીએ; એટલે આપણે આપણું મનધાર્યું કશું કરી જ શકીએ નહિ.

આવું સ્વપ્ન આપણાં બાળકોને આપણાં ઘરોમાં હંમેશાં આવે છે, પણ આપણું તે તરફ ધ્યાન જ જતું નથી. આપણાં ઘરોમાં બાળક માટે

---

* નોંધ—ભાવનગરમાં છેક નાનાં બાળકો માટે એક શાળા છે. તેમાંના બાળકોની માતાઓ આગળ આ ભાષણ આપવામાં આવ્યું હતું, તે ઉપયોગી હોવાથી અત્રે આપ્યું છે. આવાં બાળમંદિર દરેક ગામમાં અને શહેરના દરેક લત્તામાં હોવાં જોઇએ. શ્રીઓ એ કાર્યમાં રસ લેશે ?—અધિપતિ.

બધું એવુંજ છે. ખીલીઓ બહુ ઉંચે હોય છે; પાણીયારાં ઉંચાં ને મોટાં હોય છે એટલે બાળક ત્યાં પહોંચી શકતું નથી; કબાટ મોટાં હોય છે એટલે બાળક તેનો ઉપયોગ કરી શકતું નથી અને બધી વ્યવસ્થા અને સરસામાન એવાં હોય છે કે બાળકને તો વિચાર-થઇ પડે કે આ તે કોઇ માણસનો લોક છે કે રાક્ષસનો મુલક છે !

આવા સ્થળમાં બાળકને હંમેશાં પોતાને સારૂ કાંઇ ને કાંઇ માગવું પડે છે. તે પોતાની ઇચ્છા પ્રમાણે કરી શકતું નથી. પાણી પીવું હોય ત્યારે પાણીયારાં ઉંચાં હોવાથી તેને પાણી માગવું પડે છે, ખાટલા મોટા હોવાથી તેને સુવું હોય ત્યારે પાથરી દેવાનું કહેવું પડે છે, પાટલા મોટા હોવાથી તે પણ મેળે ઉપાડીને મુકી શકતું નથી, દાદરા મોટા હોવાથી મનમાં આવે ત્યારે ચડી શકતું નથી; ઘરમાં વસાવેલાં બધાં સાધનો બાળકને કશા કામનાં નથી, તેથી તેણે કરવું શું ?

કેટલાંક ઘરોમાં બાળક માટેના પ્રેમથી અને ઉદારતાથી તેમને રમવા માટે રમકડાં રખાય છે ખરાં; અને બાળક એક ખુણે બેસીને રમ્યા કરે એમ તેને કહેવામાં આવે છે. છતાં એવાં રમકડાંથી તેઓ લાંબો વખત સંતોષ પામતાં નથી. બહુ વારે જ્યારે તે રમકડાંથી અકળાય છે ત્યારે તેને ફોડી નાંખે છે અથવા ખીજાઇને દાંતથી ચાવીને ફેંકી દે છે.

જો તમને એમ લાગે કે આ વાત સાચી છે અને બાળકને માટે તો જેવો જોઇએ તેવો ઘરમાં એક પણ ખુણો નથી, કેમકે જે બધાં સાધનો છે તેમાં તે તેમને માટે તો બહુ મોટાં છે; તો તમારે તમારાં ઘરમાં સુધારો કરવો જોઇએ. બાળકને અનુકૂળ થાય તેવાં ન્હાનાં વાસણો, ન્હાની ટપુડીઓ અને તેઓ ઉપાડી શકે તેવાં ધોકણાં, ન્હાની સાવરણી, એમ બધી સામગ્રી તેમને માટે ન્હાની સંપડાવવી જોઇએ; કેમકે બાળક ઘરમાં બેઠું બેઠું જે આપણે કરીએ તે કરવાનું મન કરે છે. ઘણીવાર તમેં માતાઓએ જોયું હશે કે બાળક, રોટલી વણવા, કઢી હલાવવા, ઠામ માંજવા, ધોવા, સેજવારી કાઢવા વગેરે માટે તત્પર થાય છે. પણ એવાં કામ માટે ઘરમાં બધાં સાધનો મોટાં હોવાથી તેમને કદાચ ઇજા થશે એમ જાણીને આપણે તેમને અડવા જ દેતાં નથી. તેમ થવાથી બાળકો નાખુશ થાય છે અને પછી આપણે એવું કામ તેમને કરવાનું જ્યારે કહીએ છીએ ત્યારે ઉલટાં તે સામાં થાય છે અને આપણને લાગે છે કે તે આપણું કહ્યું કરતાં નથી.

બાળકનો સહજ સ્વભાવ છે કે તે કામ કરવા માગે, પાટલા ઢાળવા વગેરેનું તે મન કરે પણ કાં તો વાગવાની કે બગાડી નાખવાની કે ફોડવાની બ્હીકથી તેને ના પાડવામાં આવે છે એટલે તે તુરત નાખુશ થઈ રડે છે અને પછી શાન્ત થાય છે. પણ ત્યાર પછી તે બાળકને માબાપ કાંઇ કામ કરવાનું કે કાંઇ વસ્તુ લાવી આપવાનું કહે છે ત્યારે તે કહ્યું કરતું નથી, તેમજ વસ્તુ ગોતી લાવતું પણ નથી. બાળકોને જ્યારે આપણી માફક કામ કરવાનું મન થાય ત્યારે તેમને સંતોષ આપવો જોઇએ અને તેમનાથી કામ થઇ શકે તેટલા સારૂ તેમને લાયકની બધી ન્હાની વસ્તુઓ વસાવવી જોઇએ. પણ તેમને લાયકનું કશું સાધન નહિ હોવાથી તથા બધી ચીજો તેમના ગજા કરતાં મોટી ને છેટી હોવાથી તેમને જે જોઇએ તે માગ્યા કરવું પડે છે અને આપણને લાગે છે કે તે તો આપણો જીવ ખાય છે. પણ જો બધી ચીજો તેને સારૂ ન્હાની હોય અને તેને ઘટે તેવી સગવડો હોય તો તે પોતાનું કામ પોતાની મેળેજ કર્યા કરશે, એમ હું અનુભવથી કહી શકું છું.

અહીં બાળમંદિરમાં બધા સાધનો એવી રીતે ગોઠવ્યાં છે કે બાળકો પોતાની મેળે પોતાને ફાવે તે થઈ શકે છે. તેઓ મેળેજ પોતાને આસને બેસે છે, તેમને જોઇએ તેવડો અને જોઇએ તેવાં સાધનો પોતાની મેળે લે છે, અને આનંદથી રમ્યા કરે છે અને રમી રહ્યા પછી પોતાની મેળે તેમને બરાબર જગાએ મુકી દે છે. મારે તેમને એ બાબતમાં કહેવું પડતું જ નથી.

બાળકનો સ્વભાવ જ શાન્ત બેસી રહેવાનો નથી, તેમને કાંઇને કાંઇ કરવાનું મન થાય છે. કેટલાક પૈસાપાત્ર લોકો અને મોટાં માણસોના ઘરમાં એવુંજ મનાય છે કે બાળકોથી કેટલાંક કામો તો થાયજ નહિ. ઘણે સ્થળે તો તેમને ન્હવરાવવા, વાળ ઓળવા, કપડાં પહેરાવવા વગેરે કામો મોટેરાં કે નોકરો કરી આપે છે. જો કોઈ માણસ આપણને ખોરાક ચાવીને મોઢામાં મુકવાની નોકરી કરવા આવે તો આપણને તેવો નોકર ગમશે કે ? આપણે તરત જ તેવા નોકરની ના જ પાડશું. પણ બાળકને તો બધું આપણેજ ચાવી આપીએ છીએ; આપણે જાતે તેમને બધું કામ કરી દઇએ છીએ. તેમને કદાચ વાગી જશે, તેમનાં લુગડાં બગડશે, તેઓ ઘરનાં કામમાં આડાં આવશે, કે કાંઇ કામ બગાડી મુકશે, એમ કરીને આપણે તેમને કામથી અટકાવી રાખીએ છીએ અને મના કરીએ છીએ. તેને ઇન્દ્રિ

ચશે અથવા તે બરાબર કરશે નહિ અને બગાડશે, એ જોવુંજ ન જોઈએ. માત્ર તેઓ કામ કરવાનો સંતોષ પામે અને તેની જીંદગીને કશું જોખમ ન થાય એટલી જ સાવચેતી રાખવાની જરૂર છે.

કહેવત છે કે " દૈયું બાળ્યા કરતાં હાથ બાળ્યા સારા." એટલે કે બાળકો તોડી ફોડી નાંખે તેના કરતાં આપણે બધું કરી દઈએ તો સારૂં. પણ તે ખોટું છે. એમ કરવાથી તેઓ પોતાની મેળે કામ કરતાં શીખી શકતાં નથી. તેઓ પોતાની મેળે કામ કરતાં થાય એમ કરે તે જ ખરી માતા છે. બે વરસની ઉન્મ્મરનાં બાળકો પણ પોતાનાથી બનતું પોતાનું કામ શા માટે મેળે ન કરે ?

યુરોપમાં એક નિશાળમાં ત્રણ ચાર વરસનાં છોકરાં પોતાનો ખોરાક પોતપોતાની મેળે કાચનાં વાસણોમાં પીરસીને ખાય છે અને તે વાસણો પોતાની મેળે પાછાં ધોઈને ઠેકાણે મુકી દે છે; અને એમ હેરફેર કરવામાં તેઓ તે ફોડતાં પણ નથી. એક યુરોપની બાઈ મોન્ટેસોરીની આવી બાળ-નિશાળની જો હું તમને વાત કહું તો તમે તાજુબ થઈ જાઓ! અને એ બધી વાત આ દુનિયાની નહિ પણ કોઈ સ્વર્ગની તમને લાગે. ત્યાં ન્હાનાં બાળકો જાતે પોતાના વાળ ઓળે છે, જાતે કપડાં, બુટ વગેરે પહેરે છે. અને તેનાં બુતાન પણ મેળે જ બાંધે છોડે છે. પણ અહીં આ બાળમંદિરમાં કેટલીક સાડાપાંચ વરસની વયની કન્યાઓ આવે છે તેમને તેમની માતાઓ હજી સુધી ન્હવરાવે છે, વાળ ઓળે છે, કપડાં પહેરાવે છે અને બધું કરી આપે છે. એમ કરવા કરતાં તેઓ પોતાની મેળે પોતાનું બધું કામ કરતાં થાય એમ થવું જોઈએ.

અહીં બાળમંદિરમાં એક કુંડી ભરીને તૈયાર રખાય છે; તેમાં બાળકો પોતાની મેળે હાથ, મોઢું ધોઈને મેળે જ સાફસૂફ થાય છે. એટલે મને અનુભવથી જણાય છે કે જો ઘેર આગળ પણ તેમને પોતાની મેળે પોતાનું કામ કરવા દેવાની સગવડ રખાય તો ધીમે ધીમે તેઓ ન્હાવાનું, હાથ, પગ, મોઢું વગેરે સાફ કરવાનું, લુગડાં પહેરવાનું, વગેરે તમામ કામ પોતાની મેળે કરતાં શીખી જશે અને તેમને મારેની બધી ખટપટ દૂર થશે તથા માબાપોની માથાકુટ મટી જશે.

હું ઘરસંસારી છું અને મને પણ અનુભવ છે કે બાળકો જે તે માગ્યા કરે છે, ફંફોળ્યા કરે છે અને માથાકુટ કરાવ્યા કરે છે. પણ જો

અને તેમની મેળે કામ કરવાનો રસ્તો કરી આપવામાં આવે તો તેઓ જરૂર પોતાનું કામ પોતાની મેળે કરતાં શીખશે. પણ આપણે તેને પરાધીન ગુલામ જેવાં કરી દઇએ છીએ તે ખોટું છે, માટે તેમને તેમનું બધું કામ જાતે જ કરવા દો.

તેમના હાથ પગ ન્હાના હોવાથી અને શક્તિ ઓછી હોવાથી તેઓ બધું કામ કાંઇ ઝપાટાબંધ અને જેવું જોઇએ તેવું બરાબર કરશે નહિ, છતાપણ તેઓ જે પોતાને માટે કરે છે તેથી તેમને સંતોષ થાય છે તે જોઇને આપણે સંતોષ પામવો જોઇએ. અહીં બાળમંદિરમાં હું જોઉં છું કે તેઓ પોતાને ફાવે તેવું કામ પોતાની મેળે ખરા દિલના રંગથી કરે છે; તેમજ તેમને ઘરમાં પણ જે કરવાનું મન થાય અને જેમાં ઇજા કે ગંભીર જોખમ ન હોય તે કરવા દેવા માટે મારી ખાસ ભલામણ છે.

અહીં બાળમંદિરમાં બાળકોને કેળવવાનો અમારો પ્રયાસ તો માત્ર બે કલાકનો છે અને તમારો ઘરનો બાવીસ કલાકનો. તેમાં જો વિરોધ હોય તો અમે કાંઇજ કરી શકીએ નહિ. પણ જો તમે અમારા કામને અનુકૂળ હો અને તેવી જાતની ઘેર પણ તમારાં બાળકોની સાથે રીતભાત રાખો તો આ કાર્યમાં જરૂર ફતેહ થાય.

પોતાનું બાળક સંપૂર્ણ સ્વચ્છ રહે તેની પૂરી સંભાળ માબાપોએ લેવી જોઇએ. પણ કેટલાંક બાળકો અહીં હજી ઘેરથી અસ્વચ્છ હાલતમાં આવે છે, તેથી અમારી કામવાળી બાઇ પાસે તેમને સાફ કરાવીએ છીએ. બાળકની સ્વચ્છતામાં માતાઓએ તેમની આંખ, દાંત, બરાબર સાફ છે કે નહિ, કાનમાં મેલ પરુ છે કે કેમ, માથાના વાળમાં ખોડો છે કે નહિ, એ બધું જોઇને દરકારથી સ્વચ્છ કરવું જોઇએ. તેમનાં કપડાં પણ સાફ, બટન કડીવાળાં અને ફાટયાં હોય તો સાંધેલાં રાખવાં જોઇએ, અને એ બધું માતાઓએ સંભાળથી જોવું જોઇએ. તેના નખ પણ બરાબર ઉતારેલા જોઇએ. આ બધી બાબતમાં જો કાંઇ ખામી હોય તો તે બાળકનો દોષ નથી પણ માબાપનો દોષ છે.

બીજું, બાળકો તો આપણે ત્યાં પ્રભુએ મોકલેલા દેવના દૂતો છે. એ બધા ન્હાના ન્હાના દેવો છે. માટે આપણું વર્તન તેમના તરફ માનભર્યું અને પ્રેમાળ જોઇએ. ઘરેણાં પહેરાવવામાં ખરો પ્રેમ નથી; તેમજ સારૂં સારૂં ખવરાવવામાં કે કિંમતી વસ્ત્રો પહેરાવવામાં ખરો પ્રેમ રહેલો

નથી, પણ તેમને રુચતું કરવા દેવું તથા સગવડ કરી આપવી તેમાં અંશે પ્રેમ રહેલો છે. તેઓ જે ઇચ્છે તે કરવા દેવામાં વાંધો ન લેવો જોઇએ.

કોઇ મોટું માણસ આપણને મળવા આવે ત્યારે આપણે તેમને માન આપીએ છીએ, તેમને વિનય બતાવીએ છીએ. પણ બાળકો જે દેવતે ઘેરથી આપણે ત્યાં મહેમાન થઇ આવ્યાં છે તેમને હડધુત કરીએ, તેમને વિનય કે પ્રેમથી બોલાવીએ નહિ અને નજીવી વાતથી તેમનું અપમાન કરીએ એ કેટલું બધું ખોટું છે ? માટે તેમના તરફ સંપૂર્ણ પ્રેમ, વિનય અને આદરથી વર્તવું જોઇએ તથા તેઓ ન્હાનાં છે છતાં તેમને ન્હાનાં ગણી કાઢવાં ન જોઇએ. અને એવી રીતે જો રાક્ષસો, જેઓ બહુ મોટા હોય તે, આપણને ન્હાના ગણીને તુચ્છકારે કે અપમાન કરે તો આપણને કેવું લાગે તેનો ખ્યાલ કરો.

આ બાળમંદિરમાં આવતાં બાળકોની માતાઓએ પોતાનાં બાળકોને કદિપણ મારવાં નહિ; તેમને હાથ અડકાડવો જ નહિ ગમે તે થઇ જાય, સોનાનું ઘરેણું ખાળકુવામાં નાખી દે તોપણ તેના તરફ હાથ ઉગામવવાનો નથી. બાળક તો આપણને પ્રભુની કૃપાથી મળેલું છે, અને તે પ્રેમથી હાથ ફેરવવા માટે છે: નહિ કે તે હાથ વાપરવા સારુ મળે છે. જો તેમના ઉપર હાથ વાપરવાની છૂટ લેવામાં આવશે તો તે આપણો વિશ્વાસ કદી પણ નહિ રાખે. આપણી આજ્ઞા નહિ પાળે અને ઉદ્ધત બની જશે અને દુનિયામાં માર અને ત્રાસની પરંપરા જ ચાલ્યા કરશે. ન્હાની ન્હાની બાબતોમાં આપણને ક્રોધ થઇ જાય છે ત્યારે બાળકને ધક્કા ધબ્બા મારીને આપણે ક્રોધ શાન્ત કરીએ છીએ, પણ તેમ કરવાથી કશું શુભ ફલ આવતું નથી. તેમ કરવાથી બાળક બગડે છે. તેમને ઘરને ખુણે દાબી રાખવામાં આવે અને જ્યારે ત્યારે બહવામાં કે મારવામાં આવે તો બાળક સુધરવાને બદલે કેવળ નિષ્ઠુર અને નિર્દય થઈ જવાનું. ક્રોધ ચઢે ત્યારે પોતાના હાથ કાપી નાખવા એ સારૂં છે પણ બાળકને મારવું એ કેવળ અયોગ્ય છે. બાળક તો પ્રેમથી જ આજ્ઞા પાળે છે.

બ્હેનો તમે વ્રત નિયમ પાળવામાં બહુ શ્રદ્ધાળુ છો અને તેમાં તમારૂં મન બહુ દૃઢ રાખી શકો છો. તો હું તમને કહું છું કે આજથી તમે બાળકને કદી પણ ન મારવાનું વ્રત લ્યો અને એ વ્રત કાયમ પાળવાની દૃઢ ટેક રાખો.

વળી બ્હેનો ! બીજી પણ એક વાત ધ્યાનમાં રાખો. આપણે અમુક એક જાતનું વર્તન રાખીએ અને બાળક તેથી બીજી જાતનું વર્તન રખે,

"સ્ત્રી-બોધ"નો બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૨.] સપ્ટેમ્બર, ૧૯૨૧. [અંક ૯ મો.

## ચોરીનું ઇનામ.

લખનાર.—રા. રા. કેશવપ્રસાદ દેશાઇ.

આજે ઘરમાંથી બધાંજ બહાર ગયાં હતાં. ઘરનું આખું રાજ રમુ, નિમુ અને દમુના હાથમાં આવ્યું હતું. રમુ અને નિમુ ભાઈ બહેન હતાં, અને દમુ તેમના કાકાનો દીકરો હતો. તેઓ ઘરમાં એકલાં હતાં તેથી પાડોશમાંથી તેમના દોસ્તદારો સુરેશ અને સરલાને બોલાવી લાવ્યાં હતાં. તે પાંચે જણને બહુજ બનતું હતું. ઘરમાં એમની ઘાટણ ગંગા હતી. તે પણ ચાકરો જોડે પાછલે ઓટલે વાતો કરવા બેસી ગઇ હતી. એટલે આ છોકરાં ગમે તેટલું તોફાન કરે તોયે કોઈ તેમને પૂછનાર નહોતું.

પહેલાં તો પાંચે જણાયે ભેગા મળીને વિચાર કરવા માંડયો કે હવે રમવું શું? આખી સભાનો પ્રમુખ હંમેશાં રમુ જેનું ખરું નામ રમેશ હતું તે જ બનતો હતો, અને બધાને એક એક મત આપવાનો હક્ક મળતો હતો. પહેલા સુરેશે દરખાસ્ત મૂકી કે આપણે લૂંટારાની રમત રમીયે. જાણે કે આ બધા કબાટો આપણે તોડી નાંખીયે અને અંદરથી બધી ચીજો બારીએથી નીચે ફેંકી દઇયે. અને પછી પોટલા બાંધી સંતાડી દઇયે. બધાને આ રમત ગમી તો ખરી, પણ ઘરનાં બધાં બહારથી આવે અને કબાટો ફુટેલાં જુવે તો એક એક જણને માર પડે, અને ગલ્લા પેટીના બધા જ પૈસા દંડ થઇ જાય.

આ રમત તો પડતી મૂકી, એટલે બીજી રમત કઈ રમવી તે બાબત સરલા અને નિમુ સાથે બોલવા મંડી પડયાં. પ્રમુખ

સાહેબે હુકમ કર્યો તો પણ અટકે નહિ. એટલે તે બન્ને જણનો એક એક આનો દંડ થયો. તેમનો એવો રિવાજ હતો કે કોઇનો વાંક પડે તો દંડ થાય. અને તે દંડ, એક હબસીના મોઢા વાળી ગલ્લા પેટી હતી તેમાં નાંખવામાં આવે. કોઇ કોઇ વાર આ પેટી બધા મળીને ખોલે અને તે પૈસાની ઉજાણી કરે, અથવા ધર્માદામાં આપી દે. ઘણું ખરૂં તો તે ધર્માદામાં જતાં હતાં. હાલ તરત તો હબસીના મોંમાં બે આનીઓ પડી.

પછી નિમુએ કહ્યું, આપણે બિલાડીયોની રમત રમીયે. આપણે સૌએ હાથ અને પગ જમીન ઉપર મૂકીને જ ચાલવું. દાદર પણ તેવીજ રીતે ચઢવો ઉતરવો. બધાયે મીંયાંઉ, મીંયાંઉ, બોલવું. પછી આપણે રોટલી ભંડારીયામાંથી કાઢી લાવવી અને પછી અંદર અંદર ખુબ લઢીને તે વહેંચવી. આ રમતનું વર્ણન સાંભળી બધાંને ખૂબ હસવું આવ્યું, અને એમ લાગ્યું કે એ રમત રમવાનું ઠરશે.

રમુએ કહ્યું, આ માર્જાર રમત પણ સરસ છે. એ આટલું બોલ્યો કે તરતજ બધા બોલી ઉઠયાં કે દંડ આપો, દંડ આપો. કારણ કે એ મંડળીનો એવો એક હંમેશનો કાયદો હતો કે કોઇ અઘરો શબ્દ કે અંગ્રેજી શબ્દ બોલે તો તેનો એક પૈસો દંડ થાય. રમુએ એક પૈસો હબસીના મોંમાં નાંખ્યો. પછી તેણે કહ્યું કે આ બીલાડીની રમત પણ સરસ તો છે; પણ મારો વિચાર તો છુપી પોલીસની રમત રમવાનો છે. આપણે જાણે ગુપચુપ ફરીયે અને ચોરને પકડીયે. પછી કચેરી ભરીયે અને તેનો ન્યાય કરીયે. તમારી આગળ આ બે દરખાસ્તો છે, તેમાંથી જે ઠીક લાગે તે પસાર કરો.

બધાને બીલાડીઓની રમત ગમતી તો બહુ; પણ દાદરેથી પડવાનો કે ઢીંચણ છોલાવાનો ભય હતો. વળી આખી રમત તરિકે તેમાં કાંઇ ઘાટ નહોતો. એટલે બધાયે અંદર અંદરજ આ બધી વાત કરવા માંડી. નિમુને પણ તે વાત ખરી લાગી, અને તેણે કહ્યું કે હું મારી દરખાસ્ત જ પાછી ખેંચી લઉં છું. આપણે સઉ છુપી પોલીસ રમીશું.

હવે રમેશ અને સુરેશ બે ખાસ પોલીસ બન્યા. ચુપ ચુપ પગલાં ભરે, તથા આમ તેમ તીણી નજરે જુવે. એટલામાં રમેશે એક નવદસ વરસના ભીખારીના છોકરાને ચુપચુપ પોતાના કંપાઉંડમાં પેસતાં જોયો. એકદમ તેણે સુરેશને ઈશારો કરી બોલાવ્યો, અને કહ્યું કે પેલો ચોર બદદાનતથી આપણા ઘરમાં પેઠો છે. એના ઉપર સખત દેખરેખ રાખી પકડવો જોઈયે. તેઓ બન્ને એકદમ નીચે દોડયા. દાદરના પગથીયા ઉતરવાને બદલે કઠેરા ઉપરથી લપસતા જ ચાલ્યા. પછી બાજુને દરવાજેથી બે જણા ગયા. પેલો છોકરો ઓટલા ઉપર ચઢયો હતો. અને ત્યાં એક છત્રી પડી હતી તે ઉપાડવાની તૈયારીમાં હતો. પેલાએ છત્રી ઉપર હાથ મૂકયો કે તરતજ બે જણા કુદકો મારતા કે તેની બે બાજુએ જઈ ઉભા, અને તેના બે હાથ સખત પકડી લીધા. બે જણને જોઈને તે છોકરો તો ગભરાઈ ગયો. તેને આ લોકોએ છત્રી સાથેજ પકડયો. તેના હાથ રૂમાલથી બાંધી લીધા. તેને તે લોકો ઉપર મેડીયે પોતાના રમવાના ઓરડામાં લઈ ગયા. પાંચે જણાની મંડળી ભરાઈ. પેલા છોકરાના પગ બાંધી લીધા પછી કચેરી ભરાઈ. રમુ જડજ થઈ મોટી ખુરશી ઉપર બેઠો. ત્રણ ખુરશીયો ગોળાકારે મૂકીને તેનું ચોરનું પાંજરૂં બનાવ્યું તેમાં પેલા ચોરને ઉભો રાખ્યો. નીમુ, સરલા અને દમુ એક કોચ ઉપર બેઠાં, તેઓ પંચ હતાં. પંચ અને જડજ મળીને જે ન્યાય કરે તે ખરો. સુરેશે બધી હકીકત કહી, અને ચોરી કરતોજ પકડયો હતો તે જણાવ્યું, અને કહ્યું કે આવા ચોરોને સખત શિક્ષા થવી જોઈયે.

પછી રમુએ કેદીને એનું નામ પૂછયું. એણે કહ્યું; મારૂં નામ રામલો છે. રમુએ કહ્યું, તેં શા માટે ચોરી કરી? તેં તારી બાને કહ્યું હોત તો છત્રી તને લાવી આપત. આ સાંભળી રામલો રડી પડયો. એણે કહ્યું, મારી બા તો બહુજ માંદી છે. અહિંથી થોડે દૂર એક બંગલામાં મારા બાપા માળી હતા. તે ગયે વરસે મરી ગયા. પછી હું અને મારી મા સાથે રહેતાં હતાં.

મા મજૂરી કરતી હતી. બે મહિનાથી તો એને તાવ આવે છે, એટલે મજૂરીયે જવાતું નથી. હું ભીખ માગી લાવું અને જે મળે છે તેમાંથી ચોખા લાવું છું. મારી મા ધીમે ધીમે ભાત કરી આપે છે, અને અમે બે ખાઈયે છીયે. કોઈકવાર કોઈ ગરીબ પાડોશીઓ છાશ વધી હોય તો આપે છે. અને કોઈકવાર તમારા જેવાના ઘરમાંથી ખાવાનુ મળે છે તો તે ખાઇયે છીયે. હમણાં વરસાદના દિવસમાં ભીખમાં મળતું નથી; અને બે દહાડાથી તો અપવાસ છે. માને ગમે તેમ કરીને આજે તો ખાવા આપવુંજ એમ વિચાર કરી એક છત્રી સમી કરનાર મીયાંને બહુ કરગર્યો ત્યારે એણે કહ્યુ કે, " કોઇના બંગલામાંથી એક છત્રી ઉપાડી લાવ તો હું તને ચાર આના આપીશ." આ ઉપરથી હું તે વિચારમાં ગામ આવ્યો અને તમારે ઓટલે છત્રી જોઇને અંદર પેઠો. પછીની બધી વાત તો તમે જાણો છો. માનું બિચારીનું અત્યારે શું થતું હશે ?"

આ વાત સાંભળી જડજ સાહેબની આંખમાં પાણી આવ્યાં. અને નિમુ તથા સરલા તો રડવાજ લાગ્યાં. રમુએ કહ્યું, બોલો એને શી સજા કરવી છે ? બધાં એક બીજાના મોં સામું જોયાં કરે. પછી રમુ ઉઠયો. હબસીની ગલ્લા પેટી લાવ્યો. અને તે ટેબલ ઉપર ઠાલવી પૈસા ગણ્યા. રૂ. ૧--૨--૩ બધું મળી અંદર હતા. સુરેશ સામું જોઈને તે બોલ્યો, અધું. નિમુ ઉઠી અને ભંડારીયામાંથી છસાત પૂરીઓ લાવી એક કાગળમાં વીંટી. પછી રમુએ રામલાના હાથ છોડી નાખ્યા અને પેલા પૈસા તેને આપ્યા અને કહ્યું, આ તારી બાને માટે છે. પણ ફરીથી ચોરી કરીશ નહિ.

નિમુએ પડીકું તેના હાથમાં આપી દીધું અને તે રામલો અચંબો પામી જાણે સ્વપ્નામાં હોય તેમ ચાલી ગયો.

---

# નાનો નરેંદ્ર.

[ લેખક: પ્રેમયોગી. ]

---

## પ્રકરણ ૬ ઠું.

પછી તેણે વાડી જોઈ, તેની આજુબાજુ લોઢાના તારની વાડ હતી. તેની અંદર ઘણાં ઝાડ હતાં. નરેંદ્રને બહુજ આનંદ થયો. તે દરવાજા આગળ ગયો. તેને યાદ આવ્યું, કે વૈદને મારે અહિંથીજ બોલાવવો જોઈએ. કારણ કે દયાની દેવીએ મને એમ કહ્યું હતું. તેણે વૈદ વૈદ કહી બૂમ પાડી.

એકદમ એક ઠીંગણો માણસ ઝાડીમાંથી બહાર આવ્યો. તેના હાથમાં એક ચોપડી હતી. નાક ઉપર ચશ્માં પહેરેલાં હતાં. ઢીંચણ સુધીનું અંગરખું હતું. માથે લાલ પાઘડી હતી.

વૈદે પૂછ્યું, નાના છોકરા તું શું માગે છે ?

નરેંદ્રે જવાબ દીધો, વૈદરાજ ! હું અમરફળ લેવા આવ્યો છું. મારી વહાલી માતા માંદી છે; તેને વાસ્તે જોઇએ છીએ. મને દયાની દેવીએ મોકલ્યો છે.

વૈદે કહ્યું, ખરેખર તું બહુજ બહાદુર અને ભલો છોકરો છે. કારણ કે ભલા છોકરાનેજ દયાની દેવી મળે છે. વારૂ, ચાલ. ત્યારે મારી સાથે આવ. હું તને અમરફળ આપીશ.

વૈદ ઝડપથી આગળ ચાલવા લાગ્યો. નરેંદ્ર પણ તેની પાછળ ઉતાવળથી દોડતો હતો. આખરે તેઓ ધારેલા ઝાડ પાસે આવી ઉભા. વૈદે ગજવામાંથી નાનું ચપ્પુ કહાડયું. બહુજ સંભાળથી એક પાકું, સુંદર અને સરસ ફળ કાપી આપ્યું. અને કહ્યું, કે દયાની દેવીને પૂછી તેનો ઉપયોગ કરજે. આ ફળની તું બહુજ સંભાળ રાખજે. જો હાથમાંથી પડી જશે તો ફરી મળશે નહિ.

નરેંદ્ર તે વૈદને પ્રણામ કરવા જતો હતો એટલામાં તો તે દેખાતો બંધ થયો. હવે તેણે વિચાર કર્યો, કે મારે બહુજ

ઝડપથી ઘેર જવું જોઈએ. જો પાછો હું પર્વત પર થઇને જાઉં તો ઘણીજ અઘવડ નડે. કદાચ આ ફળ ગુમાવી બેસું. તેથી તે બલુનમાં બેઠો. બલુન ઉડયું. સમસમાટ કરતું તેના ઘર આગળ આવી થોભ્યું.

પોતાની વહાલી માતાને તેણે વંદન કર્યું. તે બેભાન હતી, તેથી તેને આવેલો જાણ્યો ના.

નરેંદ્રે જાળવીને ફળની એક બાજુનું છોતરૂં ઉખાડયું. ઘરમાં ચપ્પુ પણ નહતું. ધીમેથી તેને દાબ્યું; બે ચાર ટીપાં રસ પોતાની માતાના મુખમાં પાડયો. માતાએ ધીરે ધીરે પોતાની આંખો ઉઘાડી. તેને ભાન આવ્યું.

પોતાનો હાથ નરેંદ્રના માથાપર મૂકયો. પછી બોલી, કે બેટા ! હું ઘણીજ માંદી હતી. પણ હવે મને મટી ગયું છે. હું ઘણીજ ભૂખી થઇ છું. બેટા ! આટલા દિવસ તેં શું શું વેઠયું હતું; તે સઘળું દયાની દેવીએ મને કહી બતાવ્યું છે.

નરેંદ્ર કંઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય ઉભો હતો. માતાએ તેને છાતી સરસો ચાંપ્યો; ચુંબન કર્યાં. માતાને હર્ષનાં આંસું આવ્યાં. માતા મનમાં ગણગણી, કે ધન્ય છે મારી કુખને, કે મારે આવો ઉત્તમ છોકરો છે.

આવી રીતે સુખની એક ઘડી વહી ગઈ. પછી દયાની દેવીએ બધાની કિંમત તેને સમજાવી.

માદિકરો આ જોઇ છક થઇ ગયાં. પછી તેણે શિશોટી વગાડી; પેલો કુતરો દોડતો આવ્યો. કુતરે પૂછયું શું કામ છે? નરેંદ્રે કહ્યું, માતા ભૂખી છે. કુતરો દોડયો. થોડી વારમાં ફળ વગેરે લઇ આવ્યો. માતાને ખવાડી તેણે ખાધું. કુતરો ચાલ્યો ગયો. નરેંદ્રે દયાની દેવીને દંડવત્ પ્રમાણ કર્યો. દયાની દેવીએ જતાં જતાં કહ્યું,

**માતાને માટે સહેલું દુઃખ નથી પણ ખરેખરૂં સુખ છે.**

આખરે તેની માતા તદ્દન સાજી થઇ. હરવા ફરવા લાગી. પછી તેઓ આનંદથી રહેવા લાગ્યાં.

કેટલાક કહે છે, કે થોડા વખત પછી દયાની દેવી તેમને પોતાના સુંદર મહેલમાં લઈ ગઈ. અને હજુ પણ તેઓ ત્યાં રહે છે.

ત્યારે મારાં બાલકો ! હું પ્રેમીયોગી પણ તમને કહું છું, કે માતા દેવો ભવ ! પિતા દેવો ભવ ! માતા જીવતી દેવી છે પિતા જીવતા દેવ છે. તેમનીજ સેવા કરો.

**जननि जन्मभूमिश्चस्वर्गादपि गरियसी ।**

જન્મ આપનાર માતા અને જન્મભૂમિ સ્વર્ગથી પણ મહાન છે.

તમારી માતાના સુખ માટે જીવનનો ભોગ આપો. તમારી જન્મભૂમિના ભલા માટે જેટલું આપવું પડે તેટલું બધું આપો.

Honour thy father and mother: Bible

**તમારાં માબાપને માન આપો.—બાઈબલ.**

**શીખો.—**

દરેકને અંત હોય છે. લોઢું સોનું વગેરે ધાતુનાં નામ જાણો. આપણા દેશમાં તે ક્યાં ક્યાં નિકળે છે. તે પણ જાણવું જોઈએ. વૈદના હાથમાં કઈ ચોપડી હશે ? ચશ્માં કેમ પહેરવાં પડે ? નકામાં પહેરવાથી નુકશાન છે તે પણ જાણજો. શરીરના બધા અવયવનાં નામ જાણો.

લાલ. પિળો. વાદળી. નારંગી. લીલો. જાંબુડો. કાળો એ દરેકના સંબંધ બરાબર જાણો. ધોળામાંથી બધા બને છે. બધા ભળતાં ધોળો બને છે. રંગ બનાવતાં તમે શિખશો ? પ્રણામ શા માટે કરવા ? સલામ કોણ કરે ? માતાએ છાતી સરસો ચાંપી ચુંબન કેમ કર્યું ? આંસુ ક્યારે ક્યારે આવતાં હશે ?

છેવટે યાદ રાખો કે,

સુખના સમયમાં છકી ન જવું; દુઃખમાં હિંમત ન હારવી; સુખ દુઃખ સદા ટકતાં નથી, એ નીતિ ઉરમાં ઉતારવી.

બસ હવે ખલાસ. ફરી વળી મળશું. આવજો.

---

# વાંદરો અને મગર.

દરીયા કિનારે એક જાંબુનું ઝાડ હતું. એ ઝાડ ઉપર મીઠાં જાંબુ થતાં હતાં. ત્યાં રોજ એક વાંદરો આવી તે જાંબુ ખાતો અને ઠળીઆ નીચે નાંખતો. પાળ ઉપર એક મગર આવી તે ઠળીઆ ખાતો. એક દહાડો મગરને વિચાર આવ્યો કે આવા મીઠા ઠળીઆ મારી બૈરી માટે લઇ જાઉં. એમ કહી થોડા લઈ ગયો. તે ઠળીઆ બૈરીએ ખાધા. બૈરીએ કહ્યું કે આનો ગર જે જાનવર ખાતું હશે તેનું કલેજું કેવું મીઠું હશે ! તું મને એનું કલેજું ખવડાવે તોજ હું તારા ઘરમાં રહીશ. મગર એક દહાડો ઝાડ નીચે દીલગીર થઈ બેઠો. વાંદરાએ પૂછ્યું કે મગર ભાઈ, તમે આજે એવા દીલગીર કેમ ? મગરે કહ્યું કે ભાઈ મારી બૈરી રોજ મારી સામે લઢે છે કે વાંદરા ભાઇ તને આવા મીઠા ઠળીયા આપે છે ને તું આપણે ઘેર એક દિવસ પણ જમવા બોલાવતો નથી. વાંદરો કહે તારૂં ઘર તો પાણીમાં તે મને તો બીક લાગે. મગર કહે તું મારી પીઠ ઉપર બેસી જા. એમ કહી વાત કરતાં કરતાં અડધા દરીયામાં ગયા. મગરના મનમાં આવ્યું કે હવે મારૂં ઘર પાસે આવ્યું છે ત્યારે ખરેખરૂં કહી દઉં. નહીં તો મેં દગો કરેલો કહેવાય. વાંદરાભાઇ, વાંદરા ભાઇ, હું કંઇ તમને જમવા લઇ જતો નથી. મારી સ્ત્રી મારી સાથે રોજ લડે છે કે તું મને વાંદરાનું કલેજું ખવડાવે તો બોલું. વાંદરો કહે એવું હતું તો મને પહેલેથી કહેવું હતું ને હું મારૂં કલેજું તો ઝાડ ઉપર મૂકી આવ્યો છું. મગર કહે ત્યારે પાછા ચાલો. એમ કરી ઝાડ પાસે ગયા એટલે વાંદરો ઝટ લઇને ઝાડ ઉપર ચઢી ગયો. થોડીવારે મગર બોલ્યો વાંદરાભાઇ ચાલોને. વાંદરો કહે ક્યાં ? મગર કહે કલેજું લઈને મારે ઘેર. વાંદરો કહે મૂર્ખા કોઈનું કલેજું તે ઝાડ ઉપર રહેતું હશે ? જા, તેં મારી સાથે દગો કર્યો તેથી હવેથી તું મને બોલાવીશ નહીં.

લી. બેન ખોરશેદ હોરમસજી મેડોરા.

( ઉંમર વરસ આઠ )

# મર્હુમ કેખુશરો નવરોજી કાબરાજી કૃત
## પુસ્તકો

મળવાનું ઠેકાણું:—

૧. જે૦ કે૦ કાબરાજી;
તાતા બ્લોક; ટરનરરોડ; બાંદરા (જી. થાણા).

૨ "સ્ત્રીબોધ" ઓફીસ; અમદાવાદ.

૧. નીંદાખાનું (પ્રખ્યાત નાટક) ૦-૧૨-૦ ટપાલ ખર્ચ ૦-૪-૦

૨. જમશેદ (ઇરાની નાટક) ૦-૧૨-૦ ટપાલ ખર્ચ ૦-૪-૦

---

મિસિસ હેન્રીવુડની પ્રખ્યાત વાર્તાઓના અનુવાદઃ-

૧. દુખિયારા બચ્ચુ. ૧-૮-૦ ટ. ખ. ૦-૮-૦

૨. ભીખો ભરભરીઓ ૨-૮-૦ ટ. ખ. ૦-૮-૦

હાસ્ય રસિક બોધદાયક વાર્તા
ચાલીશ હજારનો ચાનજી
ભાગ ૧ લો રૂ. ૩-૦-૦ ટ. ખ. ૦-૮-૦
ભાગ ૨ જો રૂ. ૧-૮-૦ ટ. ખ. ૦-૮-૦

પવિત્ર તહેવારો પર શાહનામાનું વાંચન, દરેક ઘરમાં કરી શકાય, માટે મગાંવો—
સંગીત રૂસ્તમ સોહરાબ
કાબરાજીની રસીલી કલમથી લખાયલું જેમાં શાહનામાનાં દાસ્તાન ઉપરાંત તરેહવાર મધુર રાગરાગણીમાં જોડેલાં ૫૬ ગીત તેની સહેલી સા.રી.ગ.મ. સાથે છે, જેથી હારમોનીયમ પર કોઇ પણ વગાડી શકે છે, અને ગીત શીખી જવાય છે. કિં. રૂ. ૧-૮-૦ પોસ્ટેજ ૦-૨-૬

૧. વાર્ત્તાસાગર અને જ્ઞાનવિલાસ પુસ્તક બીજું—૨૨ વાર્તાઓ અને ૫૭ ચિત્રો. કિં. ૨-૦-૦ ટ. ખ. ૦-૮-૦

૨. સંસાર સુધારો-(સ્ત્રીબોધની ૫૦ વર્ષની જ્યુબીલીનો ગ્રંથ.) ૩૭ સુંદર ચિત્રો સહિત. કિં. ૧-૮-૦ ટ. ખ. ૦-૮-૦

૩. એક પુસ્તકમાં બે મોટી વાર્તાઓ-'ગુમાસ્તાની બની' કર્તા પુતલીબાઇ કાબરાજી. 'રનેદ કે મોહ' તો. સ્વ. ભોગીન્દ્રરાવ દીવટીઆ કિં. ૨-૦-૦ ટ. ખ. ૦-૪-૦

( પૃષ્ઠ ૪૪૮ થી ચાલુ ).

એવું કદિ બનવાનું નથી; તેઓ બધી વાતમાં આપણું જ ઝીણી નજરે અવલોકન કરે છે અને આપણુંજ અનુકરણ કરે છે. જો આપણે આપણા વિચારો અને વિકારોને તાબામાં રાખશું તો બાળક પણ તેમ કરતાં શીખશે. અને જેવું આપણે બોલશું, જેવું અપણે કરશું, તેવું જ બાળક પણ બોલશે અને કરશે. જે બાઓ નોકર ચાકર મારફત ઘરનું કામ કાજ લેશે તેમનાં છોકરાં પરાધીન—ગુલામ બનશે. માટે બાળકને જાતે કામ કરતું બનાવવા ખાતર આપણે પણ જાતે કામ કરવું જોઇએ, અને તેમની ખાતર આપણે આપણું વર્તન, વાણી અને કામ સારાં રાખવાં જોઇએ.

બાળકોને શેરીમાં હલકી સોબતમાં છુટા રખડવા દેવાં ન જોઇએ. શેરીનાં છોકરાંની હલકી રમતોમાંથી અને હલકા વાતાવરણમાંથી તેમને બચાવીને તેમને સારુ ઘરમાં સારાં સાધનો લાવી આપો. તેમને ઘરમાં આનંદ થાય એવાં જોઇતાં સાધનો ઘરમાં વસાવો. તમારે જરુર હશે તો અમે તમને જોઇતાં સાધનોની યાદી કરી આપશું. બાળક જે કરે તેમાં કોઇ જાતની તેને ઇજા ન થાય અને કાંઇ અનીતિ વાળું ન હોય તેવું બધું કરવા દેવું.

અમારી આ બાળ શાળાનું ભણતર જરા નવીન જાતનું છે. અહીં બાળકને કદાચ એકદમ એકડા કે કક્કો નહિ આવડે; પણ તેઓ રમતમાં ને રમતમાં કક્કો તથા એકડા શીખી તો જશે જ. તેમને 'શું શીખ્યા' એમ પણ તમારે પુછવાની જરુર નથી. પણ તેને શું ગમે છે, તેનું વલણ કેવું છે, તે શું કરવા માગે છે તે તમારે જોયા કરવું અને તેને જોઇતી ચીજ કે સાધન આપવાં. તે અહીં શું શીખે છે તે તમારે જોવું જાણવું હોય તો દર અઠવાડીએ એકવાર અહીં આરો આવીને જોઇ જશો તો તમને ખાત્રી થશે કે તમારાં બાળક ધીમે ધીમે પણ આગળ ચાલતાં જાય છે.

બ્હેનો ! તમે બધાં મારાં આમંત્રણથી તમારાં બાળકોના હિતને ખાતર તથા તેમના ઉપરના હેતથી અહીં આવ્યાં છો અને મારું કહેવું ધ્યાનપૂર્વક સાંભળ્યું છે તેથી હું બહુ ખુશી થયો છું અને હવે પછી પણ બીજી કેટલીક વાતો કહેવા માટે હું તમને બોલાવીશ, તે વખતે તમે બધાં આવશો એવી આશા રાખું છું.

# સ્ત્રી-બોધ.

પુસ્તક ૬૫ મું.] અકટોબર, ૧૯૨૧. [અંક ૧૦ મો.

## ગૃહજીવનની સુંદરતા.

### પત્નીનો ધર્મ.

#### ઉદાર હૃદય.

( અનુસંધાન પૃષ્ઠ ૪૧૩ થી. )

સારી પત્ની હમેશાં ઉદાર અને હેતાળ હોય છેઃ એકલપેટી અને કંજુસ નથી હોતીઃ કરકસરની ધૂનમાં તથા પોતાના ભંડારમાં ઉમેરો કરવાની લાલચથી, આજુબાજુના માણસોની તંગી અને જરૂરીયાતોને તેણે વિસરવી જોઇયે નહિ. તેણે પોતાના ગૃહકાર્ય માટે સંભાળભરી ચિંતા કરીને તે માટે સતત ઉદ્યમ કરવો જોઇયે ખરો, પણ તે સાથે આસપાસની પરિસ્થિતિ, દુઃખ અને કંગાલિયત સામે પોતાના હૃદયનાં દ્વાર બંધ કરી દેવાં જોઇયે નહિ. નમ્રતા અને સ્વાર્થત્યાગ વિનાના સ્રીત્વની હું તો કલ્પના પણ કરી શકતો નથી. જે સ્રીનું હૃદય આસપાસનું દુઃખ જોઇ પીગળી જતું નથી, જે બાઇ પોતાની શક્તિ પ્રમાણે તે દુઃખનું નિવારણ કરતી નથી, તેનામાં સ્રીત્વને પ્રભાવશાળી બનાવનાર મુખ્ય બાબતની ખામી છે, એમ કહી શકાય.

દયાની દેવી તરિકે સ્રીનું વર્ણન કરવાનું આ સ્થાન નથી—જો તેમ હોત તો સ્વાર્થત્યાગનાં ઉન્નત ઉદાહરણો આપીને પાનાનાં પાનાં ભરી શકાત. અહિં તો હું પત્ની તરિકે સ્રીની ફરજોનું બ્યાન કરૂં છું અને તેથી ઘરને આંગણે, પોતાનાજ દ્વાર આગળ જે દયાનાં અને ઉદારતાનાં કાર્ય તે કરી શકે તે સંબંધી જ બોલવું વ્યાજબી છે. પણ આ બાધિત ક્ષેત્રમાં પણ તે ઘણાં ઘણાં કાર્ય કરી શકે તેમ છે.

હૃદયની ઉદારતા, અને હાથનું હેતાળપણું, પ્રથમ તો તેણે પોતાના ઘરમાંજ બતાવવાનું છે. પત્ની અને માતા તરિકે તે નમ્રતાથી પોતાનું પવિત્ર ધર્મકાર્ય બજાવી શકે છે. દુઃખને સમયે તેનો હાથ આંસુ લુછે છે. મંદવાડમાં તે ઉત્તમ પરિચારિકાનું કાર્ય કરે છે. પતિના અને શિશુઓનાં

બાર તે વહન કરી લે છે. આખો દિવસ તેનો ભલે ગમે તેવો ચિંતાભર્યો પસાર થયો હોય, પણ જ્યારે તે પોતાના ઘરમાં પ્રવેશ કરે ત્યારે તેને પ્રેમની સુવાસજ ચો તરફ લાગે. બીજા મિત્રો ભલે તેને તજી દે, પણ તેની પત્ની તેને એક સરખી વફાદારીથી વળગી રહે છે. જ્યારે આફત આવે છે અને દુઃખ પડે છે, ત્યારે પત્નીની વફાદાર આંખો બે આશાનાં તારલાની માફક તેની તરફ તે અંધકારના સમયમાં પણ પ્રકાશે છે. જ્યારે તેનું હૃદય કચરાઇ જાય છે, ત્યારે જેમ પવનથી પટકાઇ ગયલાં ફુલ તડકાથી પાછાં પ્રફુલ બને છે, તેમ તેના સ્મિતના પ્રભાવવડે તે ફરી પ્રફુલ્લ થઇ જાય છે. ડી. ટોકવેવીલ નામે એક મહાપુરૂષ પોતાની પત્ની બાબત લખે છે કે, "આફતના સમયમાં તે શું કાર્ય કરે છે, તેની તમને તો કલ્પના પણ ના આવે. સામાન્ય રીતે તે ઘણી નરમ છે, પણ તેવે સમયે તે ચંચળ અને મજબૂત બની જાય છે. મને તો ખબર પણ ના પડે તેવી રીતે તે મારી તપાસ–સંભાળ–રાખે છે; મુશ્કેલીઓ મને નાહિંમત કરે છે, તે સમયે તે મને શાંત પાડીને નવું બળ આપે છે." આ ગુણગાન કાંઇ જેવાં તેવાં નથી. પણ હજારો પતિ આ મુજબ કહી શકશે. સાદી અને મહેનતુ પત્ની જે હમેશાં પોતાની બાજુમાં હોય છે, તેના દેવતાઇ ગુણની પરીક્ષા આફત સમયે જ થાય છે. અંધકારમાંજ તેના પ્રકાશની ખબર પડે છે. માતા તરિકે, બહેન તરિકે, અને પત્ની તરિકે દૈવી કાર્યો કર્યાના દાખલા આપણાં શાસ્ત્રોમાં પણ ક્યાં નથી? કુંતાજીએ પાંડવોને કેવી અવસ્થામાં ઉછેર્યા હતા? કૃષ્ણને છરી વાગી ત્યારે પોતાના મૂલ્યવાન પટકુળનો છેડો ફાડી દ્રૌપદીયે કેવી સુશ્રુષા કરી હતી? દશરથ રાજા યુદ્ધમાં લડતા હતા અને રણભૂમિમાં તેમના રથનું ચક્ર નિકળી જતું હતું તે સમયે કૈકેયીએ પોતાના હાથથી તીવ્ર વેદના ખમીને તે કેવું અટકાવ્યું હતું? આફતને સમયેજ સ્ત્રી દેવદૂતનું કાર્ય કરે છે.

"જ્યારે મહાન્ આફતની છાયામાં આત્મા મૂંગો બની જાય છે

"ત્યારેજ પ્રભુનાં દૂત, ચુપકીથી પોતાનું કાર્ય કરી જાય છે."

આ પ્રમાણે, મનુષ્યજીવનના ઘોર અંધકારમય દિવસોમાં—જ્યારે તે બોજા નીચે દબાઈ ગયો હોય, જ્યારે તેનો આત્મા ચિંતાના બાર નીચે કચરાઈ ગયો હોય, જ્યારે વિપત્તિઓથી તે હતાશ થઇ ગયો હોય, અને જ્યારે તેના મનુષ્યત્વને હેરાવતી કટાકટી વચ્ચે તે હોય, ત્યારેજ સાચી સ્ત્રીનો સબળ પ્રેમ તેની આંખો સામે પ્રકાશે છે; જ્યારે જ તેને ખબર પડે

છે કે સાચી સ્ત્રી તો પ્રભુએ મોકલેલી દયાની દેવી છે.

"ઓ સ્ત્રી! અમારા સુખના સમયમાં તું અનિશ્ચિત,
"રીસાળ, અને મહામુશ્કેલીથી પ્રસન્ન કરાય તેવી,
"તથા પડછાયા માફક બદલાઇ જાય તેવી છું;
"પણ જ્યારે દુઃખ અને ચિંતા આવે છે,
"ત્યારે તો તું ખરેખર સુખદાયી દેવદૂતી છું."

મંદવાડને સમયે, પ્રેમાળ પત્ની, કેવી વિચારવંત, હોંશીપારીભરી, મૃદુતાભરી સુશ્રુષા, કરે છે! જ્યારે લાલચ કે ગરીબાઇ સામે બાથ ભીડવાની આવે છે ત્યારે તે કેટલું બધું અંતબળ આપે છે! આફત અને દુર્ભાગ્યને સમયે તે કેટલી બધી હિંમત બતાવે છે! અને તેની હિંમત જોઇને તેના ધણીને પણ કેટલી બધી હિંમત આવે છે! અણધારેલા નુકશાનથી દબાઇ જવાને બદલે તે ઉલટી પોતાના આત્માનું પૂર્ણ ઉન્નતપણું બતાવી આપે છે. તે રડતી નથી, દુઃખ સંભાર્યા કરતી નથી, નિસાસા મુક્યા કરતી નથી, અને તેમ કરીને પોતાના દુઃખને અનેક ગણું વધારી મુકતી નથી, પણ બદલાયલી સ્થિતિને અનુકૂળ થઇ જઇને તેના પતિને બળ તથા આશા આપે છે. મોજશોખ તે મૂકી દે છે, અને સાદું જીવન અને કરકસરવાળી રીતભાતો વગર બબડાટે ગ્રહણ કરે છે. આવા સંજોગો માંજ સ્ત્રીના આત્મામાં રહેલી બહાદુરી જણાઈ આવે છે. સુપત્નીનો સ્વાર્થત્યાગથી, તથા તેની સબળ સહાનુભૂતિ અને પ્રેરણાથી તથા તેની મદદથી ઘણાયે પુરૂષો આફતકાળમાં ટકી ગયા છે અને ફરી પાછા સમૃદ્ધિવાન થયા છે. પત્ની તેવે સમયે જો યોગ્ય મદદ કરી શકે તેવી નથી નિવડતી તો ઘણાયે પુરૂષો આફત સમયે પડી જ જાય છે અને ફરી તાજા થઇ શકતા નથી.

પણ પત્નીનું દયાદાન તેના ઘરની બહાર પણ પ્રસરવું જોઇએ. દરેક સુકુટુંબ જે સ્થળે વસતું હોય તે સ્થળે આશીર્વાદરૂપ થઇ જવું જોઇએ. ત્યાંથી પ્રકાશ પડે છે, સારૂં ત્યાંથી સંગીતના મધુરરવ સર્વત્ર પથરાય છે, અને ત્યાંનો ઉત્સાહ સર્વેને ઉત્સાહિત કરે છે. પાડોશીયો સહેજમાં પારખી જાય છે કે તે કુટુંબ સંસ્કારી છે કે એકલસૂરૂં છે, અને મળતાવડું છે કે નહિ. કેટલાંએક કુટુંબો બહારનાની બિલકુલ દરકાર કરતાં નથી; અને કેટલાંએક તો પોતાની મધુરતા અને સુવાસ સતત બહાર રેડયાં જ કરે છે. ખરૂં ધર્મમય કુટુંબ તો દૂર દૂર સુધી સર્વેને આશીર્વાદરૂપ થઇ પડે છે. તે કુટુંબ હમેશાં એવાં કામને કામ સુકૃતો કરે છે કે જેથી પોતાને સારું થાય, ને

સાથે બહારનાને પણ લાભ થાય. બાઇબલમાં કહ્યું છે તેમ તેઓ પોતાના દીવા બારીઓમાં મૂકે છે, એટલે તેનું અજવાળું ઘરમાં પડે છે તે સાથે બહાર રસ્તા ઉપર પણ પડે છે, અને તેથી રસ્તે જતા આવતા મુસાફરોને પ્રકાશ મળે છે, તથા મોડા થઈ ગયેલા મનુષ્યનું હૃદય તેને લીધે પ્રફુલ્લિત બને છે. એવા સુકુટુંબના ઘરનાં બારણાં સદાયે થાકેલાને આશ્રય આપવા, દુઃખીયાને દિલાસો આપવા, અને ખપ હોય તેને મદદ કરવા, ખુલ્લાંજ રહે છે. નિર્જન રસ્તા ઉપર જેમ "વિસામા" હોય છે, તેમ આવું ઘર સર્વને વિસામો આપે છે. જે કોઈ દુઃખમાં હોય તેને ત્યાં જવાનું મન થાય છે, અને ત્યાં જતાં તેને મદદ અને સહાનુભૂતિ મળે છે. ત્યાં બાળકો પ્રેમથી જાય છે, કારણ કે તેમનો સત્કાર તે સ્થળે સુંદર રીતે થાય છે.

પણ ઘરને આવું બનાવનાર સુપત્ની જ હોઇ શકે. તેનો જ આવો ઉત્સાહ ઘરમાં પ્રસરી જાય અને ત્યાંથી પ્રકાશ કે સુવાસની માફક બહાર ઉભરાઇ જાય. આવી ગૃહિણી સર્વનાં દિલ જીતી લે છે, અને બધા દેવદૂત સમ લેખે છે, તેનો હાથ પહોંચે ત્યાં સુધી તે બધાને આશીર્વાદો વહેંચે છે. પાડોશીયોને કાંઇકને કાંઇક ઉપકારના ભાર નીચે તેણે મૂકેલાં હોય છે. જ્યારે પાડોશમાં મંદવાડ હોય છે ત્યારે તેના ઘરમાંથી સહાનુભૂતિ અને મદદ કોઇ પણ પ્રકારે તે દુઃખી ઘરમાં જઇ પહોંચે છે. પાડોશના મોટેરાને આવી ગૃહિણી માનસહિત બોલાવે છે અને તેમને ધીરજથી સાંભળે છે. નાનાંઓને તે મદદ કરે છે અને પ્રોત્સાહન આપે છે. ગરીબને મારે તો જાણે તે પ્રભુનો જ હાથ છે. દુઃખીયાને તે બળ આપે છે. દિલગીરીમાં હોય તેને તે દિલાસો આપે છે. પાડોશમાં કોઇ દુઃખ કે મુશ્કેલી આવવાં જોઇયે, એટલે તરત જ આ સન્નારીના મુખનાં દર્શન ત્યાં થવાનાં જ, અને તે સાથે તેનાથી બનતી મદદ પણ તે કરવાની જ.

હું અત્રે મી. આર્નોલ્ડના લખાણમાંથી ઉતારો કરૂં છું: "કોઇકવાર અવિચારી ખુશામતમાં સ્ત્રીને દેવદૂત કહેવામાં આવે છે, પણ ખરેખર તે પૃથ્વી ઉપર પ્રભુએ મોકલેલી, માણસ જાતની દિલગીરી દૂર કરનારી દેવી જ છે. દૂરનાં રણની મુસાફરીયેથી આવેલો એકલવાયો મુસાફર, યુદ્ધમાં ઘવાઇને આવેલો લોહી વહેતા યોદ્ધો, દેશ દેશના અને જુદી જુદી ઉમરનાં દુઃખીયાંઓ, આ સર્વ સહજ ઇશ્વર નિર્મિત સ્ત્રીની મદદની અપેક્ષા જ રાખે છે. દુઃખીના હૃદયના ઉંડાણમાં, તેની જરૂરીયાતને સમયે, એવી મૂંગી-ઇચ્છાઓ ને છે કે, મારો ઘાને કોઇ સ્ત્રીના કોમળ હસ્તથી પાટો બંધાય,

કોઈ સ્ત્રી મોરું માંથું હાથે તથા કોઈ સ્ત્રી પોતાના મૃદુ હોઠથી મારી સાથે સુકોમળ વાર્તાલાપ કરે તો સારું...ઇડનના સ્વર્ગીય બગીચામાં પણ સ્ત્રીની જરૂર પડી હતી; તો આ કંટકથી ભરેલા સંસારમાં તો તેની જરૂર કેટલી બધી હોવી જોઇએ ? તેની શરીર અવસ્થા સામાન્ય રીતે નબળી હોય છે, પણ નિર્બળતામાં જ તેનું ખરૂં બળ સમાયલું છે. જો પુરૂષને માટે જ્ઞાન તે સત્તા છે, તો સ્ત્રીની બાબતમાં મૃદુતા તે સત્તા છે."

આ શબ્દો દરેક ગૃહિણીએ મનન કરવા યોગ્ય છે. દરેક ઘર "વિસામા" જેવું હોવું જોઇએ, જ્યાં નિરાશ, બમારા, દુઃખી, પાપી અને થાકેલા, સહાનુભૂતિ, સહાય, અને પવિત્ર પ્રેમના પ્રસાદ પામવાની ખાત્રીથી ગમે તે સમયે જઇ શકે.

હંગરીની રાણી ઇલીઝાબેથ સબંધી બે નાની વાતોથી આ બાબત બરોબર સમજી શકાશે, અને આવી સેવાથી કેવું ફળ મળે છે તે પણ જાણી શકાશે. ગરીબ અને માંદા તરફ તે અગાધ માયા રાખતી હતી. એકવાર તે એક પતવાળા બાળકને પોતાના મહેલમાં લઇ આવી અને તેને સુવાડવા બીજું કાંઇ સ્થળ ના હોવાથી તેને પોતાનાજ પલંગમાં સુવાડયું. તેના પતિએ આ વાત સાંભળી, અને કાંઇક ગુસ્સા સાથે તે ત્યાં આગળ દોડી આવ્યો. અને તે બાળક કેવું ગંદું છે તે જોવા તેણે તેનું ઓઢવાનું ઉપાડયું. તેણે શું જોયું ? તેણે તે પતિયા બાળકને બદલે ઇશુ ખ્રિસ્તનું બાળસ્વરૂપ જોયું અને તે ગભરાઇને પણ આનંદ પામીને ત્યાંથી ચાલ્યો ગયો. ઇશુખ્રિસ્તે પણ એમજ કહેલું છે કે "નિરાધાર અને હલકામાં હલકા માણસની તું જે સેવા કરે છે, તે મારી જ સેવા કરે છે." શેઠ સગાળશાએ પણ પતિયા સાધુની સેવા કરી હતી તે પ્રભુનીજ સેવા થઇ હતી, અને તેની સેવા અર્થે પુત્ર કેલૈયાનો જીવ આપ્યો હતો તે પણ તેને પાછો મળ્યો હતો. આ રીતે દુઃખીયાની, હતાશાની, ફસાયલાની અને માંદાની જે સેવા કરવામાં આવે તે સાક્ષાત પ્રભુની જ સેવા થાય છે એમ જાણવું જોઇએ. અને સુગૃહિણીઓએ ઘેરે ઘેરે "સેવાસદન" બનાવવું જોઇએ.

કોઇ ગૃહિણી, થાકી ગયેલી, ઘરકામના અતિશય બોજામાં દબાયલી એમ કહેશે કે, બહારનાને મદદ કરવા મને તો જરાયે નવરાશ નથી કે તેટલું બળ પણ નથી. પરંતુ આવાં પરોપકારનાં કાર્ય પ્રેમ અને ઉત્સાહથી કરવા માંડયા પછી, તે કરવામાં બળ પણ નથી જોઇતું અને તેમાં

વળી દૂર પડેલાં ગામડાંઓમાં જ્યાં જાયુકની એવી નિશાળો રખાતી નથી ત્યાં એકેક નિશાળ બબે ત્રણ ત્રણ મહીના જઇને રહે છે અને ત્યાં શીખવે છે, અને ગામડાની છોડીઓ પણ એ રીતે કેળવાઇને પછી શહેરોમાં નોકરી મેળવી શકે છે કે પોતાનાં ઘર સઘાઇથી ચલાવી શકે છે. તેમને કપડાં ધોવા, રંગવાનું શીખવે છે,વેતરવા સીવવાનું શીખવે છે અને રાંધવા માટે કેવું અનાજ, કેવાં શાકભાજી પસંદ કરવાં કે જેથી આરોગ્ય જળવાય તે માટે બધી સમજ આપી રાંધણકળા પણ શીખવે છે.

વળી છોકરાંને ઉછેરવામાં માતાઓનું અજ્ઞાનપણું દૂર કરવાની કાળજી રાખવામાં આવે છે. કામપર જનારી ગરીબ સ્ત્રીઓનાં છોકરાંને લાવી તેમની બરદાસ્ત કરવાનું છોડીઓને દેખાડે છે. છેક નવી શીખનારીઓને જીવતાં બાળક ન ધીરતાં મોટી બાવલીઓ આપે છે, અને નાનાં બાળકને કેમ ધરવું, કેમ નહવાડવું, કેમ સુવાડવું તે શીખવે છે.

નાનાં બાળકનો ખોરાક કેવો હોવો જોઈએ તેનું જ્ઞાન આપી તે બનાવવાની રીતો શીખવે છે, કે જેથી માતાના દુધ વગર બાળકને ઉછારવું પડે તો પણ તેની તન્દુરસ્તી બગડે નહિં. વળી ઠંડો દેશ એટલે ત્યાં બાળકનાં કપડાં અવસ્યનાં છે. આ દેશમાં જેમ શોભાના પહેરાવાય છે તેમ ત્યાં નથી તેથી શરીરમાં ગરમી સચવાય અને તો પણ ચામડીને હવા મળે એવાં કપડાં કેમ પસંદ કરવાં, વેતરવાં અને સીવવાં તે શીખવે છે, અને છોકરાંને રીઝવવા રમકડાં વગેરે બનાવતાં શીખવે છે.

આવી નિશાળોમાં કેટલીક ધર્માદા છે અને બીજીઓમાં નાની મોટી ફી લેવામાં આવે છે, જેથી સર્વ વર્ગની છોડીઓમાં ઘરકામનું જ્ઞાન ફેલાવી શકાય છે. પણ હલકા વર્ગો કરતાં ઉચ્ચ વર્ગની સ્ત્રીઓ આ શાળાઓનો લાભ વધારે લિયે છે અને પછી આબરૂદાર ગૃહસ્થોની દીકરીઓ લોકનાં છોકરાંને સાચવવાની, ઘરની કારભારણની કે રસોઇયણની નોકરી લિયે છે, કામ કરવામાં શરમ સમજતી નથી અને એ રીતે વચલે વર્ગનાં આબરૂદાર કુટુંબોમાં દીકરા ભેગી દીકરીઓ પણ કમાતી થવાથી સંસારનો બોજો હલકો થાય છે. હોલેન્ડમાં એવું છે કે જેના ઘરમાં ચાકર ચાકરડી હોય તેને વધુ કર આપવો પડે છે, પણ એક કુલીન સ્ત્રી માતાની મદદગાર તરીકે યા છોકરાંની શિક્ષક તરીકે ઘરમાં રહે છે અને પગાર લિયે છે. તો તેનાપર કર લાગુ પડતો નથી, તેથી ઘણાં ઘરોમાં નોકરો વગર ચલાવે છે પણ એક સુશિક્ષીત કુલીન સ્ત્રીને સાથે રાખે છે કે જે ઘરકામમાં મદદ કરી સાથે બેસીને જમે છે યા છોકરાંની માવજત અને કેળવણીમાં મદદ

કરી સાથે ફરે છે. એ રીતે ચાકરડી અને છોકરાં નહિ પણ એ સરખી કેળવણીની સ્ત્રીઓ વધારે સારી રીતે ગૃહવ્યવસ્થા રાખી શકે છે, તકરાર કે મારાકુટ થતી નથી, અને તેથી છોકરાં ઉપર પણ સારી અસર થાય છે. આપણા લોકમાં તો ચાકરડીઓને ગાળ દઇ તોછડાઇથી બોલાવવામાં ઘરધણીઆણીઓ મોટાઇ સમજે છે અને તેમની બોલવાની ઢબનું અને ગાળોનું અવલોકન કરી છોકરાં પણ ગાળ ગલોચ તોછડાઇ અને અપમાન ભર્યાં વાક્યો શીખે છે. આપણા દેશમાં કેટલેક ઠેકાણે ઘર વ્યવસ્થા શીખાડવામાં આવે છે પણ હજી જોઇએ તેટલું એ બાબદમાં થતું નથી. આપણાં ઘરોમાં ઘણીએક નવી ચીજો વપરાતી થઇ છે, પાણીના નળ, કેરોસીનનાં દીવા અને ચુલા, નવી નવી ઢબના કોચ ખુરશી ટેબલ વાજાં ગાડી અને ખોરાકીના દાગડા વગેરે ઘણું નવું આવે છે, તો તે બધું કેમ જાળવવું, કેમ સ્વચ્છ રાખવું, અને તે કેમ વાપરવાં, અર્થ ઓછો કેમ રાખવો ચાકરો ન હોય તો ઘરનું કામ કેવી રીતે આટોપવું કે જેથી વખત થોડો જાય, થાક થોડી ચઢે અને કપડાં વગેરે થોડાં ખરડાય એ બધું ઘણું શીખવાનું છે જે ખાસ કાઢેલી શાળાઓમાંજ શીખવી શકાય. હવડાં તો એવા જ્ઞાનની ખોતાઇને લીધે ઘણો સારો સરસામન બગડે છે, નોકરોનાં ઓશિયાળાં થવું પડે છે અને સ્ત્રીઓ બાળકોની તન્દુરસ્તી ઉપર પણ માઠી અસર થાય છે. એવી નિશાળોમાં ખોરાકની પસંદગી કેવી રીતે કરવી તે શીખાડવાનું ઘણું અવશ્યનું ગણાય છે કે જેથી સ્ત્રીઓ સમજીને પૈસો ખરચે, દુકાનો ઉપર લલચાવનારા ડબા અને બાટલીઓ ભરી મોટાં મોટાં નામો આપી જે ખોરાકને પુષ્ટિકારક જણાવવામાં આવે છે તેના કરતાં વધારે પુષ્ટિકારક અને ગુણકારક ખોરાક મોઢાં આગળ પડેલો હોય છે તો પણ અજ્ઞાનતાને લીધે બધરા સમજતાં નથી અને ઘરના સાદા ખોરાકથી સંતોષ ન માનતાં હુબલી રીતે વેચવા મુકેલા ખોરાક ઉપર લલચાય છે અને પૈસાનું નુકશાન કરે છે માટે શરીરને આરોગ્ય રાખવા કેવો ખોરાક પસંદ કરવો, તે કેમ રાંધવો, અને કેમ રાખવો, કેટલો ખાવો ખવાડવો અને કયાં અટકવું તે સર્વ શીખવવાની જરૂર ઘણી છે. ગૃહવ્યવસ્થામાં વિજ્ઞાન ( Science ) ની ઘણી જરૂર છે અને તે છોડીઓની નિશાળો અને કોલેજોમાં તે શીખવવું જોઇએ, તેમજ જુદી શાળાઓ કાઢી ત્યાં કામ કરાવીને હાથને તથા સ્નાયુઓને તરબિયત આપવી જોઇએ કે જેથી મોટપણે સ્ત્રીઓને ઘરકામ આજે લાગે છે તેવું ભયંકર અને અકારૂં લાગે નહિ.

---

# જાપાની સ્ત્રીઓ.

પૂર્વ દિશામાં પાસિફિક નામનો એક મહાસાગર આવેલો છે. આ મહાસાગરમાં આવેલા પેસો, નિફોન, શિકોક, અને કિયુશિયુ નામના ચાર મોટા અને બીજા કેટલાક નાના ટાપુઓ મળીને એક દેશ બનેલો છે. આ દેશ તે જ જાપાન. જાપાન દેશ બહુ જ નાનો છે. આપણા હિંદુસ્તાનના દશમા ભાગ જેટલો હશે. તેની વસ્તી લગભગ સાડા ચાર કરોડની એટલે આપણા મુંબઇ ઇલાકાથી દોઢી છે.

સમુદ્રમાં આવેલા કેટલાક ટાપુઓના સમૂહથી બનેલા આ નાના સરખા દેશે છેલ્લાં થોડાં વરસોમાં સંસારભરમાં જે પ્રસિદ્ધિ મેળવી છે અને પૃથ્વી ઉપરના મોટા મોટા ઉદ્યોગી, વ્યવસાયી, પ્રતાપી તેમજ પ્રભાવશાળી દેશોની સાથે પોતાની જે ગણના કરાવી છે, તે ખરેખર આશ્ચર્યચકિત બનાવે તેવું છે. થોડાં વરસ પહેલાં તેને ભાગ્યે જ કોઇ આ સ્વરૂપે પિછાનતું હતું. જગતમાં તેની પિછાનની શરૂઆત તેણે ચીન સાથે લડાઇ આરંભી ત્યારથી થવા લાગી. આ પછી તેની ખરેખરી જગ જાહેરાત તો તેણે રૂશિયા જેવા એક મહાન્ રાજ્યની સાથે બાથ ભીડી તેમાં પોતાનું જે અદ્ભુત બલ અને પરાક્રમ જગતને બતાવી આપ્યું તેને લીધેજ થયેલી છે. રૂશિયા સાથેની લડાઇમાં જાપાને જે અદ્ભુત વીરત્વ દાખવ્યું અને જેને લીધે તે દુનિયામાં આટલી બધી પ્રસિદ્ધિને પામ્યું તેનું મૂળ જાપાનની સ્ત્રીઓ જ છે. કારણ કે લડાઈ દરમિયાન પુરુષ વર્ગને અનુકૂળ બની તેમનામાં વીરત્વ અને સ્વદેશાભિમાનનો જુસ્સો ઉભરાઇ આવે એવી સર્વ પ્રકારની સહાયતા આપનાર જાપાનની સ્ત્રીઓ જ. હતી. આ કારણોને લીધે જ પોતાના દેશની ઉન્નતિની ખાતર મહાન્ ભોગ આપી પુરુષવર્ગને સંપૂર્ણ સહાયક નીવડનાર જાપાનની સ્ત્રીઓ આજે જાપાનની માફક સંસાર ભરમાં સુધન્ય બની રહી છે. પોતાના નામને સુધન્ય બનાવનાર આ જાપાનની સ્ત્રીઓ સંબંધે કેટલીક વિશેષ હકીકત જાણવી આવશ્યક થઇ પડશે એમ જાણી આ નીચે આપવામાં આવે છે.

જાપાનની સ્ત્રીઓએ શિક્ષણ મેળવીને જ આવી યોગ્યતા સંપાદન કરી છે. કારણ કે જાપાનની નિશાળોમાં છોકરાઓ કરતાં છોડીઓ ઘણી વધારે ભણે છે અને બાળપણથી તેમને એવું તો યોગ્ય શિક્ષણ આપ-

વામાં આવે છે; કે તે દરેક વાતના તત્વને સમજવા લાગી છે. તે ગધેડાનું પૂંછડું પકડી રહેતી નથી. જેવી રીતે પુરૂષો પુરૂષોને સુધારવાના કામમાં લાગ્યા છે, તેવી રીતે સ્ત્રીઓ પણ સ્ત્રીઓની સુધારણાના કામમાં વળગી પડી છે. ખુદ મહારાણી જાતે સ્ત્રીશિક્ષણનો પૂર્ણ પ્રબલ અને પ્રબન્ધ કરવાંના કામમાં રોકાયેલાં રહેતાં હતાં. આ સ્ત્રીઓ પૈકી અનેક કવિ, ચિત્રકાર, શિક્ષક, સંપાદક અને સમાજસુધારક પણ છે. જે જુનાં રીત-રિવાજો તેમને નકામા કે નુકસાન કરનાર જણાય છે તેનો તરત જ તેઓ ત્યાગ કરે છે, અને નવા તેમજ લાભકારી રિવાજોને પોતાનામાં દાખલ કરે છે. આ કારણથી તેમણે પડદાનો રિવાજ કાઢી નાંખ્યો છે. જાપાનમાં હાલ પડદાની રીત રહેવા પામી નથી. સારા સારા અને મોટા મોટા અધિકારી અને પ્રતિષ્ઠિત કુળની સ્ત્રીઓ પોતપોતાના પતિઓની સાથે જાહેર સ્થળોમાં ખુલ્લે મોઢે અને માથે આવે જાય છે. આપણા દેશની માફક તેને નિર્લજતાનું કારણ સમજવામાં આવતું નથી. આમ છતાં તેઓ મડમોની પેઠે ચાહે તે પુરૂષની સાથે ફરવા નીકળી પડે એવી સ્વચ્છંદી પણ બની ગઇ નથી. તેઓ પોતાના પતિ સિવાય બીજા કોઇપણ પુરૂષની સાથે હરતી ફરતી નથી. પતિની હાજરીમાં તે સર્વની સાથે હળે મળે છે, વાતચીત કરે છે, સભાઓમાં જાય છે અને અમેરિકા તેમજ યૂરોપાદિ બીજા દેશાવરવાસીઓની સાથે પણ ખુલ્લી રીતે મળે છે.

જાપાની સ્ત્રીઓમાં આવો સમયોચિત ફેરફાર કરવાનો સુવિચાર પેદા થવાનું મુખ્ય કારણ તેમને બાળપણથી જે શિક્ષણ આપવામાં આવે છે તે છે. વડીલોની આજ્ઞા પાળવી, તનતોડ મહેનત કરવી, કશા પણ બડબડાટ વગર કે રોદણાં રડયા વગર કષ્ટ તેમજ કલેશ સહેવાં ઇત્યાદિ બાબતોનું શિક્ષણ કન્યાઓને બાળપણથી જ આપવામાં આવે છે. સ્ત્રીહૃદયના ખરા ઉંચા ભાવોને કેળવી ઉપરની બાબતોનું કન્યાઓને એવી રીતે શિક્ષણ આપવામાં આવે છે, કે પછી મોટપણે તે બાબતો તેમના પવિત્ર જીવનનો મુખ્ય ઉદ્દેશ થઇ પડે છે.

આ ઉદ્દેશ્ય પાર પાડવાના યત્નમાં કેટલીક મુદતે તેઓ એવી તો ટેવાઇ જાય છે, કે ઉપરની બાબતો તેમના જીવનની સાથે લક્ષણ રૂપે જડાઇ જાય છે. આના પરિણામે આજ્ઞા ઉઠાવવી, સહન કરવું, વ્યવસાયી અને ઉદ્યોગપરાયણ રહેવું ઇત્યાદિ બાબતોમાં નાક મોં મચકોડયા સિવાય

તેઓ પ્રસન્ન ચિત્તથી લાગી જાય છે.

જાપાનના લોકો આ જાતના શિક્ષણ તરફ વિશેષ ધ્યાન આપે છે અને તેનો પ્રચાર પણ વિશેષ છે. આ પ્રકારના શિક્ષણથી પોતાના પૂજ્ય પુરુષોનો આદરસત્કાર કરવો અને તેમની આજ્ઞાને માથે ચડાવવી એને ત્યાંની સ્ત્રીઓ પોતાનો મુખ્ય ધર્મ માને છે. વળી પોતાની મોટી બેનનું કહ્યું માનવું અને તેને માતા સમાન ગણવી એ નાની બેનનો સર્વથી મોટો ધર્મ માનવામાં આવે છે.

મોટાં મોટાં ઘરોની સ્ત્રીઓ પોતાના ઘરનાં કામકાજ આનંદ અને પ્રસન્નતા પૂર્વક કરે છે. તેમ કરવામાં તેઓ કોઇ પણ જાતની હલકાઇ કે દુઃખ માનતી નથી એટલું જ નહિ; પરંતુ પોતાની પુત્રીઓને પણ તેઓ પોતાની જાતના દૃષ્ટાન્તથી એ જ પ્રકારનું શિક્ષણ આપે છે. તેઓ પોતાનાં ઘરનાં કામકાજને નોકરોના ભરોસા ઉપર બહુ જ થોડાં છોડે છે. આ કારણથી તેઓ કન્યાઓને સર્વ પ્રકારનાં ઘરનાં કામકાજ જેવાં કે રસોઇ બનાવવી, બજારમાંથી જોઇતો માલ લાવવો, કીંમત ચૂકાવી આપવી,કપડાં સીવવાં, ધોવાં, કુંદી અને ઇસ્ત્રી કરવી, મહેમાનનો સત્કાર કરવો ઇત્યાદિનું શિક્ષણ આપે છે. મહેમાનનો સત્કાર કરવાનું કામ કન્યાઓને જ સોંપવામાં આવે છે. કારણ કે ત્યાંની બાળાઓ અતિથિનો યથાવિધિ આદર-સત્કાર કરવામાં પોતાની માનહાનિ નહિ, પરંતુ ગૌરવ સમજે છે, અને અતિથિનું સઘળું કામકાજ નોકરોને નહિ સોંપતાં પોતાના હાથથી કરે છે. આમ છતાં એ વાત ખાસ યાદ રાખવી ઘટે છે, કે ત્યાંની કન્યાઓને યૂરોપની પેઠે એવું શિક્ષણ આપવામાં આવતું નથી કે તેઓ બનીઠણીને યુવકોની સાથે સ્વચ્છંદે ફરેહરે. આ પ્રકારના વર્તનને જાપાની માતા અને કન્યા બન્ને મહા નીચ અને નિંદનીય ગણે છે. જાપાનની સ્ત્રીઓ આપણા દેશની સ્ત્રીઓની પેઠે પોતાને પોતાના પતિની સહચરી લેખે છે. યૂરોપ અને અમેરિકાની સ્ત્રીઓની માફક, પોતાને પતિના જેટલા સમાન દરજ્જા-વાળી સમજતી નથી.

કોઇ વખત જ્યારે તેઓ પોતાના પતિઓની સાથે બહાર ફરવા નીકળે છે ત્યારે બહુ નમ્ર ભાવથી તેમની સાથે વાતચીત કરે છે. ખુદ મિકાડો મહારાજની મહારાણી પણ આ પ્રકારનું વર્તન ધરાવે છે.

જાપાનની સ્ત્રીઓ મડમોની પેઠે સાસરે જતાંની સાથે જ પોતાના પતિને સાસુ સસરાથી અલગ કરી દેતી નથી; પરંતુ ભારતની નારીઓની

પેઠે તેઓ પોતાના પતિનાં કુટુંબીઓ, અર્થાત્ સાસુ, સસરા, દેરાણી, જેઠાણી, નણંદ, દિયર ઇત્યાદિની સાથે જ રહીને પોતાનું જીવન ગાળવું ઉત્તમ સમજે છે. આનું કારણ એ છે, કે પતિ અને સાસરાના પક્ષનાં સર્વે મનુષ્યોનો આદર-સત્કાર કરવો તેને તેઓ પોતાનું સૌભાગ્ય લેખે છે. જાપાનની સ્ત્રીઓ પોતાના તેમજ પોતાના પતિના સ્વચ્છંદી જીવનને પસંદ કરતી નથી. તેઓ હંમેશાં પોતાની સાસુની આજ્ઞાને માથે ચઢાવવા લાયક ગણી તેનું આનંદથી પાલન કરે છે.

રસોઇ બનાવી ભોજન કરાવ્યા પછી કપડાં, પુસ્તક, લાકડી, છત્રી, ઇત્યાદિ જે જે વસ્તુઓ પોતાના પતિને પોતાની સાથે લઇ જવાની હોય તે તેની સામે લાવીને હાજર કરે છે, અને મસ્તક નમાવી પ્રણામ કરીને ઘરની અંદરની બાજુએ પાછી ફરે છે. આ પછી ઘરનાં બીજાં કામો કરવા લાગે છે. પતિને તેની પત્ની જ ભોજન પીરસે છે અને તેથી કરીને જમવાના વખતે તે ખાસ હાજર હોય છે.

જાપાનના છોકરાઓ પોતાની માતા પ્રતિ બહુ જ પૂજ્યભાવ ધરાવે છે. જ્યારે તે ક્યાંએ બહાર નીકળે છે ત્યારે પોતાની માતાની પ્રણામ પૂર્વક રજા માગે છે. વળી માતા ક્યાંઇ બહાર ગયેલી હોય છે તો તે જ્યારે ઘરમાં આવે છે ત્યારે સઘળા છોકરા બારણા આગળ આવીને માથું નમાવી તેનું સ્વાગત કરે છે. આપણા દેશમાં પણ અસલ આવો ચાલ હતો અને આજ પણ કેટલેક અંશે એ પ્રકારનું વર્તન કોઇ કોઇ સ્થળે જોવામાં આવે છે.

જાપાનની સ્ત્રીઓને દેશનાં હવાપાણીના કારણે વૃદ્ધાવસ્થા બહુ વહેલી આવે છે. આમ છતાં તેઓ મડમોની માફક પોતાના મુખ ઉપરની કરચલીઓને; ધોળા થઇ ગયેલા વાળને અને બેસી ગએલા ગાલને કૃત્રિમ શૃંગાર વડે છુપાવતી નથી તેમજ પોતાની એ અવસ્થાને માટે લેશ-દુઃખી પણ થતી નથી. આથી ઉલટું એવે પ્રસંગે ગંભીર ભાવ ધારણ કરીને અસલની ભારત સન્નારીઓની પેઠે ઘરના પ્રબંધ અને બાળકોના શિક્ષણમાં વધારે ચિત્ત પરોવે છે અને આજ્ઞાપાલક મટી આજ્ઞાકારકની ભલેરી પદવીને માટે પોતાની જાતને અહોધન્ય સમજતી પોતાનો છેવટનો સમય પોતાની ઇચ્છા પ્રમાણે દેશ, જાતિ કે ઇશ્વરની સેવામાં અર્પણ કરે છે.

# જાપાની સ્ત્રીઓની કેટલીક વાતો.

પ્રાચીન કાળમાં ગ્રીસ દેશની સ્ત્રીઓ પોતાનાં સંતાનનું બહુ જ પ્રેમપૂર્વક યથાર્થ પાલનપોષણ કરવામાં જરાએ કચાશ રાખતી નહિ. આમ છતાં સમય આવે દેશસેવા, જાતિસેવા અને પરોપકારના યજ્ઞમાં તેમના પ્રાણની આહુતિ આપવામાં પણ શોક કે પશ્ચાતાપ ન કરતાં બહુ જ ખુશી થતી હતી. જ્યારે સ્વદેશરક્ષણાર્થે તે પોતાના પુત્રોને રણભૂમિમાં મોકલતી ત્યારે તેમના હાથમાં ઢાલ આપી કહેતી કે " બેટા, આ ઢાલનું રક્ષણ કરીને અથવા તો તેના ઉપર કપાવેલું શિર મૂકીને આવજે; પરંતુ નાશીને આવતો ના. " ગ્રીસના ઇતિહાસની માફક ભારતનો ઇતિહાસ પણ આવાં સેંકડો જ્વલન્ત ઉદાહરણોથી ભરપૂર છે. ભારતની વીર માતાઓ અને વીરપત્નીઓ પણ પોતાના વીર પુત્રોને અને પતિઓને યુદ્ધમાં વિદાય કરતી વખતે એ જ વચનો કહી સંભળાવતી કે " શત્રુઓને મારીને અથવા મરીને આવજો પણ રણમાંથી પીઠ બતાવી નાશી જશો નહિ. " આના દૃષ્ટાંત તરીકે એક વખત એક રાજપૂત પોતાની માતા પાસેથી રણમાં જવાની રજા માગી પોતાની સ્ત્રી પાસે રજા લેવા ગયો. અહીં સ્ત્રીએ એક વીરપત્નીને છાજતાં વચનો કહી તેને વિદાય આપી. સ્ત્રીની રજા મળતાં તે તૈયાર થઇ ચાલ્યો છતાં માર્ગમાં કંઇક થંભ્યો. સ્ત્રીએ તે જોયું અને તે કોઇ સાથીની રાહ જુએ છે એવા વિચારની સાથે પોતાના પતિમાં કંઇક કાયરતા હોવાનું અનુમાન કરીને તેણે તેને નીચેનાં વચનોથી ઉત્તેજ્યોઃ—

રણમાં ચાલ્યા સાહિબા, તાકત કુણકો સાથ;
થારા સાથી તીન છે, હિય હથિયાર ૨ હાથ.

આ દુહો કાને અથડાતાં જ તે સાવધ થઇ પથે પળ્યો.

જાપાનની સ્ત્રીઓની વર્તમાન અવસ્થા પણ બરાબર આજ પ્રકારની થયેલી જોવામાં આવે છે. દરેકે દરેક માતા, પત્ની કે કન્યા, દેશહિતની સાધક બની રહી છે. જેને જે પ્રકાર રુચે તે પ્રકારે તે દેશહિતના કાર્યમાં સહાય કરે છે. રશિયા સાથેના યુદ્ધના પ્રસંગે ઘણી સ્ત્રીઓએ પોતાના પેટમાંથી બચાવીને યુદ્ધમાં મદદગાર થવાના હેતુથી ધન આપ્યું હતું. જેઓ પાસે ધન ન હતું તેઓએ પોતાની વહાલી વસ્તુઓ વેચી તેથી ઉપજેલા પૈસા યુદ્ધ અર્થે રાજ્યના ખજાનામાં મોકલાવ્યા હતા. જેમને યુદ્ધ કરવાને યોગ્ય સંતાન હતાં તેમણે

પોતાનાં સંતાન દ્વારા જે ...દેશસેવા કરી હતી; નીચેનાં દષ્ટાન્તો પરથી આ બાબતનો બહુ સારો ખ્યાલ આવી શકશે.—

( ૧ )

રુસોજાપાન યુદ્ધ વખતે એક નાની છોકરી પાત્રીસ રૂપિયા લઈને સેનાપતિ પાસે ગઈ અને તેને કહ્યું કે આનો લડાઈમાં ઉપયોગ કરજો. સેનાપતિએ પૂછ્યું, કે છોકરી, આ ધન તને કોણે આપ્યું? છોકરીએ ઉત્તર આપ્યો, કે આપે કોણ? એ તો મારી મા મને વાપરવાને જે પૈસા આપતી હતી તે મેં રૂશીઆ સાથે જરૂર યુદ્ધ થશે અને તે સમયે રાજાને ધનની જરૂર પડશે એવા વિચારથી વાપર્યા ન હતા અને ધીમે ધીમે સઘળા એકઠા કર્યા હતા. તે રીતે બધા એકઠા કરેલા પૈસા તે આ છે.

( ૨ )

એક વખત એક યોદ્ધો રણભૂમિમાંથી પોતાની માની ખબર કાઢવાને એક દિવસની રજા લઈને ઘેર આવ્યો. માએ તેને છેટેથી આવતો જોઈને પૂછ્યું કે યુદ્ધક્ષેત્રમાંથી પાછા આવવાનું કારણ શું છે? તે યોદ્ધાએ જવાબ આપ્યો, કે હું કેવળ તારી ખબર કાઢવાને જ આવ્યો છું. પુત્રનાં આ વચનો સાંભળીને તે મોટા સાદે બોલી ઉઠી: ખબરદાર! ફરીથી આવું કરતો નહિ. યુદ્ધને માટે તને મોકલ્યો ત્યારથી મેં તારી સાથેનો પુત્ર તરીકેનો સંબંધ છોડી દીધો છે અને તું પણ તેવી જ રીતે મારી સાથેનો મા તરીકેનો સંબંધ છોડી દે અને તારા રાજાને જ તારાં માતાપિતા જાણ. તેની જ આજ્ઞાનું પાલન કર. દેશની ખાતર પ્રાણ અર્પણ કરવો તેને તું તારૂં અહોભાગ્ય અને પરમ ધર્મ સમજ. મારી અને તારી બેનની લેશ પણ ચિંતા કરતો ના. અમે આનંદપૂર્વક દિન વીતાવીશું. રાજા અમારા રક્ષક છે. તેથી અમને કંઈજ કષ્ટ વા દુઃખ થશે નહિ. તું હમણાં જ પાછો વળી જા અને તારા જીવન અને પ્રાણનો મોહ ત્યાગી રણક્ષેત્રમાં તારૂં કર્તવ્ય અદા કરી કીર્તિ પામ.

( ૩ )

એક જાપાની યુવક પોતાની માની આજ્ઞાનુસાર લશ્કરમાં દાખલ થવાની અભિલાષાથી ગયો. પરંતુ તે, તેની વૃદ્ધ વિધવા માનો એકનો એક જ પુત્ર હોઈ તેના ભરણપોષણનો આધાર તેના ઉપર જ હતો. આથી તેને લશ્કરમાં દાખલ કરવામાં આવ્યો નહિ. બિચારો નિરાશ થઈ ખેદ કરતો પાછો ઘેર આવ્યો. તેને લશ્કરમાં દાખલ ન કરવાનું કારણ પોતે જ છે એમ જાણીને તે વિધવા સ્ત્રીએ રાત્રે પોતાના પેટમાં કટાર ખોસી ઘાલી.

પુત્ર જાગીને તેની પાસે દોડી ગયો. તે વખતે પેટમાંથી કટાર ખેંચી કાઢી પુત્રના હાથમાં આપી, અને તે સાથે એક પત્ર પણ આપ્યો. આ પત્રમાં તેણે લખ્યું હતું, કે વત્સ, સ્વદેશના કલ્યાણ અર્થે તેં જે સંકલ્પ કર્યો છે તેમાં કંટકરૂપ બની હું અડચણ નાંખવા મ્હાતી નથી. મારા મૃત્યુથી તું સ્વતંત્ર અનીશ અને મારા ભરણપોષણનો બોજો તારા શિર પરથી ઉતરી જશે. આ મારી કટાર લઇને તે વડે શત્રુનો સંહાર કરજે. હું આશીર્વાદ આપું છું, કે ઈશ્વર તારા મનોરથ પૂર્ણ કરો.

( ૪ )

જાપાનની એક સ્ત્રીએ એક રૂશીયન સાથે લગ્ન કર્યું હતું અને બન્નેમાં ગાઢ પ્રીતિ બંધાઇ ગઇ હતી. પરન્તુ રૂસો જાપાન યુદ્ધ શરૂ થતાંની સાથે જ રૂશીયનમો પ્રેમભાવ પલટાઇ ગયો. આ તરફ સ્ત્રીના મનમાં પણ સ્વદેશાનુરાગ અને ભક્તિ જોરથી ઉભરાઇ આવ્યાં. જ્યારે તે સ્ત્રીના જાણવામાં આવ્યું કે મારો પતિ રૂશીયાનો ગુપ્તચર છે અને જે પેટીને તે હમેશાં પોતાની પાસે રાખે છે અને જરા પણ વીલી મૂકતો નથી તેમાં જાપાનના ભેદ સંબંધી કાગળપત્રો છે તેમજ જાપાનની સઘળી હકીકત તે રૂશીયામાં પહોંચાડે છે ત્યારે તે સ્ત્રીએ અત્યન્ત પ્રેમ હોવા છતાં પણ તે રૂશીયનને પકડાવી દીધો અને એ પોતાનો પતિ છે તે બાબત તરફ તેણે જરા પણ દરકાર રાખી નહિ.

( ૫ )

જાપાનના યુદ્ધની વાતો વખતે એક જાપાની સ્ત્રીને મોઢે એક ભારતવાસીના મુખમાંથી એમ નીકળી ગયું, કે જાપાની અને ભારતી માતાઓની વચ્ચે બહુ જ અન્તર છે. આ સાંભળીને તે સ્ત્રીએ પૂછયું કે શું ? ભારતવાસીએ કહ્યું, કે જ્યારે હું મારો દેશ છોડીને નીકળ્યો તે વખતે મારી સામે અનેક ચિંતાઓ ખડી હતી, મારી માની છાતી ભરાઇ આવી હતી, પિતાનું કાળજું કંપી રહ્યું હતું, સ્ત્રીનાં નેત્રો આંસુથી ઉભરાઇ જતાં હતાં અને મિત્રોનાં મન ઉદાસ થઇ ગયાં હતાં. જાણે કે હું એક એવા સ્થાનમાં જતો હોઉંનિ કે જ્યાંથી પાછો ફરીશ નહિ.

આ સાંભળીને તે સ્ત્રી કેટલોક સમય તો ચૂપ રહી. પછી કંઇક વિચાર કરીને બોલી કે અમારૂં હૃદય વજ્ર જેવું હોવાનું તમારૂં અનુમાન બરાબર નથી. અમે પણ તમારી ભારતી માતાઓનાં જેવાં કોમળ અંતઃકરણવાળી છીએ. અમારાં સન્તાન, ભાઈ અને પતિઓને માટે અમારામાં પણ એવો જ પ્રેમ અને મમતા ભર્યાં છે. અમને પણ અમારા હૃદયના વિયોગમાં એટલું જ દુઃખ થાય છે. પરન્તુ ફેર માત્ર એટલો જ છે કે અમારા દેશહિત,

જાતિ સન્માન, રાજ્યસેવાની જરૂર અને સ્વતંત્ર વિચારથી અમારાં હૃદયોમાં એક પ્રકારનું સાહસ, ઉત્સાહ અને ધૈર્ય પેદા થઇ આવે છે કે જેને લીધે અમે અમારા આત્મજોને બેખટકે અને વિના શોકે રવાના કરી દઇએ છીએ. ભારતની સ્ત્રીઓમાં દેશહિતનો, દેશશુભચિન્તકતાનો કે સ્વજાતિ સન્માનનો વિચાર નથી, તેથી અમારા જેવું હૃદય તેઓ કરી શકતી નથી.

( ૬ )

એક જાપાની સ્ત્રીને પ્રીતિભોજનમાં નિમન્ત્રણ થયેલું હતું, પણ તે ત્યાં બરાબર સમયે ન આવી પહોંચતાં કંઇક મોડી આવી. આ વખતે તેને નિયમનું ઉલ્લંઘન કરવાનું કારણ પૂછવામાં આવ્યું ત્યારે તેણે કહ્યું કે હું મારા ચોથા પુત્રને તેના ત્રણ ભાઇઓની સાથે રણભૂમિમાં મોકલવાને ગાડીએ બેસાડવાને ગઇ હતી, ત્યાં કાંઇક વાર થઇ, માટે ક્ષમા માગું છું. તેનાં આ વચનો સાંભળીને ત્યાં બેઠેલી એક બીજી સ્ત્રી બોલી કે એમાં તમારે ક્ષમા માગવાની નહિ, પણ અમારે તમને ધન્યવાદ આપવાની જરૂર છે. ધન્ય છે તે સ્ત્રીને કે જે દેશહિતમાં પોતાના ચાર પુત્રોથી સહાયક થવાને ભાગ્યશાળી થાય છે.*

ચુનીલાલ મૂળજીભાઇ ત્રિપાઠી.

* હિન્દી ઉપરથી.

# શ્રીમંત માબાપોને.

( રા. રા. ગીરજાશંકર ભગવાનજી બધેકા. )

હું આ લેખ ખાસ કરીને શ્રીમંતો માટે લખું છું, છતાં એવો નથી કે મધ્યમ વર્ગ કે ગરીબ વર્ગનાં માણસો આનો લાભ ન જ લઇ શકે. આ લેખ શ્રીમન્તોને માટે એટલા માટે છે કે આમાં કરેલી સૂચનાઓનો મોટે ભાગે શ્રીમંતોથી જ અમલ થઇ શકે તેવું છે.

અત્યારે આપણા દેશમાં એવી પરિસ્થિતિ છે કે શ્રીમન્તો પોતાનાં નાનાં બાળકોને આયા, નોકર, કમ્પેનીયન કે શિક્ષકની સંભાળ નીચે મૂકી દઇ પોતાની ફરજ અદા કરતા હોય એમ માને છે. આયા, નોકર વગેરે તેમને સોંપાયેલ બાળકોને શેઠે વસાવેલા સુંદર આવાસમાં આલમારી પર મૂકાએલાં સુંદર અને કીંમતી રમકડાં બતાવવામાં, બાળકોને ગમે તે રીતે પ્રસન્ન રાખવામાં, બાળકોને પોતે સ્વીકારેલી નીતિ, રીતિ, વગેરેમાં બરાબર તૈયાર કરવામાં અને શેઠની પાસે શેઠનાં બાળકોને સુંદર પૂતળાં જેવાં કરી બતાવવામાં પોતાની નોકરી બજાવતાં હોય તેમ સમજે છે.

માતપિતાઓ કમાણીની કે એશઆરામની પ્રવૃત્તિમાં રોકાએલાં હોવાથી બાળકોનું આયા વગેરેને હાથે શું થાય છે તેનો ભાગ્યે જ વિચાર કરે છે; અને આયા વગેરેને બાળકોના શિક્ષણનો વિચાર સરખો હોતો નથી તેથી તેમના મનમાં બાળકો સંબંધે કાંઇ ઉંચા વિચાર આવવાપણું છે જ નહિ.

મોટે ભાગે માબાપ અને નોકર ચાકર બન્ને વર્ગ એક જ વાત સમજે છે કે બાળકો જીવતાં રહે તો સારૂં; જીવે ત્યાંસુધી નસીબ સારાં હોય તો તન્દુરસ્ત રહે તો સારૂં; અને કોઇને ઉપાધિ કરાવ્યા વિના લુગડે લત્તે તથા ઘરેણાંથી લદાએલાં ઘરનાં સુંદર પૂતળાં થઇ રહે તો એના જેવું એકકેય નહિ.

શ્રીમન્તોનાં બાળકો નોકરચાકરને પોતાનો ગુસ્સો વગેરે દુર્ગુણો બતાવવાનાં અને માબાપોને પોતાનો અવકાશ હોય ત્યારે બે ઘડી વિનોદ કરવાનાં રમકડાં છે, એવું સહજ બની ગયું છે. ઘરમાં પણ એવું માણસ ભાગ્યે જ હોય છે કે જેનામાં શેઠના ઘોડાના ખાસદારને જેટલું ઘોડાની તાસીર અને માવજતનું જ્ઞાન હોય છે, તેટલું બાળકની તાસીર અને માવજતનું જ્ઞાન હોય. જેટલું શેઠના પોપટને સાચવનાર નોકરને પોપટની પ્રકૃતિ

અને ખોરાકનું જ્ઞાન હોય છે તેટલું બાળકની પ્રકૃતિ અને ખોરાકનું જ્ઞાન હોય, અને જેટલું શેઠના બાગના માળીને બાગના છોડની સાચવણુના નિયમોનું જ્ઞાન હોય તેટલું બાળ છોડને ઉછેરવાનું જ્ઞાન હોય. શેઠ પોતાની પેઢીમાં નોકર રાખવાનો નોકર લાયક છે કે નહિ તેની તજવીજ કરે છે. ઘોડાગાડી, રસોયા માટે પણ તેવીજ તજવીજ કરે છે પણ બાળકોને માટે આયા, નોકર રાખવામાં તો એટલીજ તજવીજ કરવાની કે તે બાળકનાં લુગડાં ઘરેણાંના લોભથી બાળકને ઇજા કરે તેવાં નથી, કે બહુ બહુ તો બાળકને રેઢું મૂકી દઇ જ્યાં ત્યાં ભમે તેવાં નથી. બેશક એક ગુણ તો આયામાં કે નોકરમાં હોવોજ જોઇએ અને તે ન હોય તો તેને નોકરી મળે જ નહિ. તે ગુણ એ કે નોકર પાસે એવી કળા હોવી જોઇએ કે નોકર પોતાને સોંપાએલ બાળકને એક સુંદર ગુલામ બનાવી શકે. ગુલામ તે છે કે જેના જીવતરનો આધાર બીજાના ઉપર છે. અપંગ તે છે કે જે પોતાની મેળે પોતાનું કામ કરવાને શક્તિમાન નથી. શ્રીમન્તોના બાળકોના જીવતરનો આધાર તેને 'હા ભાઈ' કહીને રાજી રાખનાર નોકરો પરજ છે. જેમ જેમ નોકરો બાળકને અનુકૂળ વર્તતા જાય છે તેમ તેમ બાળક ગુલામ બનતું જાય છે, બાળક પરવશ થતું જાય છે. બાળકને ફરવા જવું હોય તો તેને નોકર વિના ચાલેજ નહિ. બાળકને પાણી પીવું હોય તો નોકર વિના ચાલે જ નહિ અને જો બાળક પાસે નોકર ન હોય તો બાળકને પાણી પીધા વિના અને ફરવા ગયા વિના ચલાવી લેવું જ પડે. આ તેની પૂરેપૂરી પરાધીનતા, આ તેની ગુલામી. એક માણસને બદલે બીજો માણસ બીજાનો ગુલામ છે. એક રાજા જે પોતાના દરજ્જાને લીધે પોતાનાં મોજાં જાતે કાઢી શકતો નથી તેમાં અને એક અપંગ જેને પોતાનાં મોજાં કાઢવાની શક્તિ નથી તે બંનેમાં કશોય ફેર નથી. એક મનથી પરાધીન છે, બીજો શરીરથી પરાધીન છે. એક મનનો અપંગ છે; બીજો હાથનો અપંગ છે. આજ રીતે જે બાળકોનું બધું કામ નોકર ચાકરો ઉઠાવ્યા કરે છે તે બાળકો મનથી શરીરથી પરાધીન છે, અપંગ છે, ગુલામ છે.

આયા કે નોકરોના પરાધીનપણામાંથી કંઇક કંઇક મુક્ત થઇ ભણવા યોગ્ય ઉમ્મરનાં જે બાળકો ગણાવા લાગે છે તેમના ઉપર વળી બીજી રાજસત્તા શરૂ થાય છે. બાળકોને સંપૂર્ણ ગુલામ બનાવવાની એ રીતો બરાબર આયા, નોકરની રીતોના અનુસંધાનમાં બંધબેસતી છે. આ રીતો તે શિક્ષકો રાખી બાળકોને ભણાવવાની છે અત્યારે 'માસ્તર' ને રાખવો એ એક ફેશન-શોભા-થઇ પડી છે. પણ કોઇએ વિચાર કર્યો છે કે તો માટે

આ યોજનાઓમાંની એક યોજના હું આ સ્થળે જણાવીશ. આ યોજનાનો જો અમલ કરવામાં આવે તો બાળક આનંદી, તન્દુરસ્ત અને સ્વતંત્ર થાય. બાળક માતા, પિતા કે નોકર ચાકરોની પરાધીનતામાંથી છૂટે; બાળક પોતાની ઇંદ્રિયો જાતેજ ખીલવી, પોતાના મન અને આત્માનો અનેકવિધ વિકાસ શોધી શકે.

આ યોજનાની વિગતો નીચે પ્રમાણે છે:—

૧. બાળકને માટે કેવો ઓરડો જોઇએ.

શ્રીમન્તોના બંગલાઓમાં પણ બાળકોને માટે એકાદ જુદો ઓરડો રાખવામાં આવતો નથી. આખો બંગલો અને તેમાં વસાવેલું ફરનીચર વગેરે એવા પ્રકારનાં હોય છે કે તેમાંથી બાળકોને માટે કંઇપણ ન હોય. ઘરમાં બધુંય મોટી ઉમ્મરનાં માણસો માટેજ હોય છે. બાળકને માટે માત્ર સારાં સારાં રમકડાં હોય છે. આ રમકડાં મોટે ભાગે તો કબાટમાં કે આલ્મારી ઉપરજ હોય છે. પણ કદાચ તે બાળકોને માટે નીચે હોય છે, તો તેને એટલી બધી કાળજીથી વાપરવાનાં હોય છે કે બાળકો તેમાંથી કાંઇ શીખી શકેજ નહિ. જોકે રમકડાં બાળકોને બહુ થોડાં ગમે છે; તેમાંથી બાળકો આનંદ લઇ શકતાં નથી; થોડાજ વખતમાં બાળકો તેનાથી કંટાળી જઇ તેને ફેંકી દે છે; અથવા તેની અંદર શું છે, તે જાણવા માટે તે તોડી નાખે છે. બાળકોની આવી સ્થિતિ છે માટે પ્રથમ તો તેને એકાદ એલાયદો ઓરડો મળવો જોઇએ જે ઓરડામાં તમામ વસ્તુ બાળકની ઉમ્મરને જોઇએ તેવી જોઇએ. આ ઓરડાનું વર્ણન આવું આપી શકાય.

૧. એક બહુ મોટો નહિ અને બહુ નાનો નહિ એવો ઓરડો.
૨. ઓરડાની ભિંતો ભૂરા અથવા ઝાંખા લીલા રંગથી રંગેલી
૩. બાળકો ઉભાં ઉભાં અડી શકે તેટલી ઉંચાઇએ દેશી જનાવરોનાં તથા દેશના મહાન્ પુરુષોનાં મોટા પ્રમાણનાં ચિત્રો.
૪. ભોંય ઉપર ભૂરા અને રાતા રંગના ચટાપટાવાળી શેત્રંજીઓ.
૫. બાળકો પોતાની જાતે ઉપાડી શકે તેવાં હલકાં અને દરેકમાં અંદર એક ખાનું હોય તેવાં મેજો. જેની ઉપલી બાજુ સપાટ જોઇએ.
૬. બપોરમાં આવે ત્યારે આરામ લઇ શકે માટે નાની સરખી હોલણી, ખાટલી, પલંગડી અને તેના ઉપર ચોકખી પથારી.

૭. ખુણામાં એક હાથ મોં ધોવા માટે પાણીનું કુંડું. પાસે હાથ મોં લુવા માટે એક નાનો ટુવાલ. અને નાનો દાંતીયો તથા અરીસો.
૮. બારીઓમાં ઝાડનાં નાનાં નાનાં કુંડાં.
૯. એક પાણીનું ટબ.
૧૦. ઝાડને પાણી પાવા માટે નાની એવી ઝારી.
૧૧. બાળક લંબાઇ શકે તેટલી ઉંચાઇએ દિવાલો ઉપર ખીલીઓ.
૧૨. પાણી પીવાને માટે નાનું માટલું અને નાનો હળવો પ્યાલો.

## બાળકનો વેશ કેવો રાખવો ?

૧. જેમ બને તેમ કપડાં ખુલતાં અને મોઢા આગળ બટન હોય તેવાં.
૨. પગમાં બૂટ તથા મોજાં નહિ.
૩. માથે ટોપી કે એવું કંઇ નહિ.
૪. પસંદ કરવા જેવો વેશ. ગોઠણ સુધીની ચડી કે ચોરણી, ખમીસ કે પહેરણ. ગંજીફરાક નહિ. ખમીસ કે પેરણની બાંયો કોણી સુધીની.

## ઓરડીમાં સાહિત્યો કેવાં જોઇએ.

૧. એક પાટીયું અને તેના ઉપર એક ભીની માટીનો પિંડો, નજીકમાં હાથ ધોવા માટે ડોલ અને એક ટુવાલ. માટીનાં રમકડાં સુકવવા માટે એક પાટીયું.
૨. નાના નાના રૂમાલો, બ્રશ અને એક નાની પેટી ( લુગડાં સંકેલીને મૂકવા માટે. )
૩. નાના મોટા રબ્બરના દડા અને લાકડાની ગેડીઓ.
૪. લાકડાનાં પૈડાં અથવા લોઢાની પટ્ટીનાં પૈડાં અને આંકડીઓ.
૫. જુદી જુદી ધાતુના જુદી જુદી કિમતના સિક્કાઓ.
૬. ઊન સુતર અને રેશમના સેમ્પલ માટે આવે છે તે કટકા એક જાતના બબ્બે.
૭. બાજી નહિ પણ સોગઠાં.
૮. રંગ બેરંગી ચકરડીઓ.
૯. નાની નાની સાવરણીઓ તથા ડસ્ટપેનો ( સુપડાં ).
૧૦. ગરીઆઓ (ભમરડા) તથા દોરાઓ.
૧૧. બે ચાર નાનાં કાળાં પાટીઆં અને ચાકની પેટી.
૧૨. ચિત્રોનાં આલ્બમો. ચિત્રો દેશી જાતનાં સુંદર અને ચોકખાં જોઇએ.

બધાં વિચારો થતા હતા, ત્હેની ગુંચ એકદમ ઉકલી ગઇ. ત્હેના શક્તિહીન, નિસ્તેજ શરીરમાં અદ્‌ભુત શક્તિનો સંચાર થયો. તે એકદમ બોલી: "જા, વિલસુ, એ આશ્રમ ત્હેં જોયો છે ? જા, ગમે ત્હેને પૂછીશ તો આશ્રમ જડશે. ત્યાં જઇને ભારતીમૈયાને બોલાવી લાવ. ત્હેમને મળવાથી મ્હારા જીવને શાન્તિ થશે. પછી હું સુખથી મરીશ. જા દીકરી."

એ શબ્દો બોલતી વખતની માતાની હીલચાલ, ત્હેના મુખમંડળ ઉપર એકદમ થયેલો ફેરફાર અને ત્હેનો બદલાયલો અવાજ જોઇ વિલસુ ક્ષણભર આશ્ચર્યચકિત બની ગઈ. તે એકદમ આશ્રમમાં જવા માટે ઉઠી અને બોલી: "બા, ભારતીમૈયા આવશે એટલે તું ખરેખર સારી થઇશ,–ખરેખર ત્હને શાન્તિ થશે—"

"બાપુ, હવે સારૂં થવાની આશા ક્યાંથી ? પણ મૈયા મળવાથી મ્હારી એક મ્હોટી ચિંતા દૂર થશે, એવી મ્હારી પૂર્ણ ખાત્રી છે. પછી હું સુખેથી મરીશ, બેટા—"

"બા, તું એવું બોલીશ નહિ ! ત્હને મ્હારા સમ છે. બા, તું જરૂર સારી થઇશ ! પ્રભુ દયાળુ છે તે આપણને આમ દુઃખી નહિ જ કરે.—"

"હા. મ્હારો ઇશ્વર ઉપર પૂર્ણ ભરોસો છે. પણ બેટા જા, વખત ના લગાડીશ. આ વખતે દરેક ક્ષણ લાખ લાખ રૂપીઆના મૂલ્યની છે.જા—"

જતાં જતાં એક વખત પોતાની માતા તરફ જોઇને વિલસુ બહાર નીકળી.

## ( ૨ )




મા દિકરીની વાતચિત આપણે સાંભળી તે સાબરમતિ નદીને કાંઠેથી થોડે દૂર આવેલી એક ન્હાની ઝુંપડી જેવા ઘરમાં થતી હતી. એજ સાબરમતિના કાંઠે આવેલા 'વિકટોરીઆ ગાર્ડન'માં તે જ વખતે ત્રણ સરખી ઉમરની કુમારિકાઓ બેઠી હતી. ત્હેમાંની એકનો પોષાક આજકાલની સમ્પૂર્ણ સુધરેલી ઢબનો હતો. ત્હેના પોષાક ઉપરથી તે બાળા કોઇ શ્રીમંત કુટુમ્બની હશે એમ જણાતું હતું બુટ સ્ટોકિંગ, ફુગવાળી બ્હાંયનું રેશમી પોલકું અને ગુલાબી રંગની સાડી, એ ત્હેનો પોષાક હતો. ત્હેનું વય સોળ–સત્તર વર્ષનું હતું. ત્હેના અવયવો સમ્પૂર્ણતાને પામ્યા હતા, સ્વરૂપે તે સુંદર હતી પણ સહજ જોનારનેએ તે સ્વભાવે ઉછાંછળી અને અજ્ઞાન હશે એમ લાગતું અને હતું પણ તેમજ. ઘરની શ્રીમંતાઇ, લાડ અને

ડા ઘણા શિક્ષણને લીધે તે એવી બની હતી. હેની બે સખીઓનો પાક પણ હેના જેવોજ હતો; પરંતુ એટલો બધો ભપકાદાર નહોતો. વે; વચ્ચે કેટલાક વખત સુધી આડીઅવળી વાતો થયા પછી; એ બે ખીઓમાંથી એક બોલી:—

“ જ્યોત્સ્ના, ચાલ; હવે ઘેર જતા જતામાં દીવા વખત થઇ જશે.”

“ દીવા વખત થશે એમાં થઇ શું ગયું ? ” પહેલી કુમારિકાએ મ્હેજ ઉત્તર આપ્યો: “ રસ્તામાં કોઇ આપણને ખાઈ જવાનું નથી, કે થી કોઇ મારી નાંખવાનું. આ કાંઇ મોગલાઇ નથી, સમજી ? ”

“ મોગલાઇ નથી પણ વીણા, ત્હારા જેવી હું કાંઇ સ્વતંત્ર નથી. ારે ઘેર તો નોકર-ચાકરો છે; અને વળી, મોડું થાય તોપણ ત્હારાં ા-બાપ કાંઈ બોલે એવાં નથી. અમારે કાંઇ એવું છે ? મ્હને તો જરા ધારે વાર થાય તો મ્હારી બા આખું ઘર માથે કરે.”

“ અશિક્ષિત અને જૂના વિચારનાં બૈરાંની ભૂલ એજ છે ના !” હીં બરોડી વીણા બોલી:—“ આપણે સ્વતંત્ર થવાના પ્રયત્ન કરીએ છીએ મને એ મૂર્ખ સ્ત્રીઓ—”

“ વાહ વાહ ! પણ એ નથી એમ ત્હને કહ્યું કોણે ? એ અશિક્ષિત જૂની સ્ત્રીઓ મૂર્ખ છે કે ડાહી છે, તે જોવાનું કામ આપણું નથી.—”

પદ્માને બોલતાં અટકાવી વીણા વચ્ચે બોલી:—“આપણું નથી કેમ?—”

“ જવા દેને વીણા ! ” જ્યોત્સ્ના વચ્ચે પડી; અને વાતનું વલણ બદલવા હેણે પદ્માને પૂછ્યું:—“ પણ પદ્મા, સુશીલા આવવાની હતી તે મ ના આવી ? ”

“ કંઇ ઘેર કામ આવી પડ્યું હશે તેથી રોકાઇ ગઈ હશે.”

“ પણ પદ્મા, આપણે દરરોજ પેલા ફુવારા પાસે કુંજમાં બેસીએ છીએ તે છોડીને અહિં નદી કાંઠે બધાંએ મળવાનો ત્હમે શા માટે વિચાર કર્યો હતો ? ” વીણાએ પૂછ્યું.

“ વિચાર કર્યો હતો—” પદ્મા વિચાર કરતી બોલી, “ કહું છું ડો. હું જોને, આપણી સુશીલાનાં લગ્ન થવાની વાતો થાય છે, તેથી આપણે બધી બ્હેનપણીઓ એકઠી થઇને હેને તે સંબંધે વિચાર જણાવીએ તો ઠીક એવું એને લાગ્યું હતું. પણ વાહ વીણા, તું તો કહે, લગ્નના વિષયમાં ત્હારો શો મત છે ? તું ક્યારે લગ્ન કરીશ ? ”

“ હું તો કદી લગ્ન કરનાર જ નથી.” વીણાએ આજે એકદમ પોતાનો ચોકખો વિચાર જણાવ્યો. તે સાંભળીને જ્યોત્સ્ના અને પદ્મા

ક્ષણભર ચૂપ થઈ ગઈ.

"એટલે ! લગ્ન કરવાં જ નથી ?

"નહિ જ. લગ્ન કરીને પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવવાનું અને પુરૂષોનું દાસત્વ સ્વીકારવાનું મ્હને લગારે પસંદ નથી."

"પણ સ્ત્રીજાતિને એમ કહેવાથી કેમ ચાલે ?"

"ના શું કરવા ચાલે ? હવે તો આપણા જેવી કુમારિકાઓએજ ચલાવીને બતાવવું જોઇશે !"

"ત્હારા જેવી કુમારિકાથી કદાચિત્ એ બની શકે, પણ અગ્હારી વાત—" એટલામાં પદ્માની દષ્ટિ સ્હામે આવતી સુશીલા તરફ ગઇ, તે સાથેજ તે બોલી ઉઠીઃ "જુઓ પેલી સુશીલા આવી !" આમ કહી પાસે આવી પહોંચેલી સુશીલાને ઉદ્દેશીને ત્હેણે કહ્યું: "વાહ, સુશીલા, તું તો ઠીક છે હાં ! આપણે નક્કી કર્યા પ્રમાણે અમે ક્યારનાંએ આવીને બેઠાં છીએ ને ત્હારી વાટ જોઇએ છીએ. આ વિચાર ઉભો કરનાર તું હતી તેથી ખરી રીતે તો ત્હારે સૌથી પહેલાં આવવું જોઇતું હતું.—"

"હા—" સુશીલાએ ઉત્તર આપ્યો: "પણ આજ મ્હને જોવા માટે ત્હાંથી માણસો આવનાર હતાં તેથી મ્હારી બાએ મ્હને રોકી રાખી."

"પછી તેઓ આવ્યા કે નહિ ?"

"ના, થોડીવાર પછી નોકર આવીને કહી ગયો કે બધાં આવતી કાલે સ્હાંજે આવશે."

"જોયું ને આપણો પુરૂષવર્ગ સમય સાચવવાનું કેવું જાણે છે તે !" વીણા વચ્ચેજ બોલી ઉઠી.

"પણ હવે ચાલવું છે કે નહિ ?" જ્યોત્સ્નાએ ઉભાં થઇને કહ્યું: "જુઓ તો ખરાં, સડક ઉપરના વીજળીના દીવા પણ થયા."

"હા ચાલો. ત્હમે બધાં મ્હારી વાટ જોશો એમ ધારીનેજ હું આવી છું. પણ જ્યોત્સ્ના, ત્હેં વીણાને પૂછ્યું કે ?" સુશીલાએ કહ્યું.

"પૂછ્યું !" વીણા પોતેજ વચ્ચે બોલી ઉઠી, "અને મ્હેં ત્હેમને મ્હારો ચોકખો ને ચટ અભિપ્રાય પણ કહી દીધો. ત્હારાં તો લગ્ન હવે નક્કીજ ઠરી ચૂક્યાં છે, અને પદ્મા તથા જ્યોત્સ્નાનાં લગ્ન પણ થોડા વખતમાં ઠરશે, પણ હું તો લગ્ન કરનાર નથી જ."

આમ કહીને તે ચાલવા માંડી. ત્હેની પાછળ સુશીલા, જ્યોત્સ્ના અને પદ્મા પણ ઘેર જવા નીકળ્યાં.

( ૩ )



શહેરમાં લીલાધર વૈદ્ય પ્રખ્યાત પ્રસિદ્ધ હતા. ત્હેમની ચાર પેઢીથી વૈદકનો ધંધો ચાલતો હતો. લીલાધર પોતાના ધંધામાં પૂર્ણ રીતે પ્રવીણ હતા; પરંતુ ગલીએ ગલીએ ઉભરાઈ જતા ડૉક્ટરોએ પોતાની માફક ત્હેમને પણ પોતાને ત્હાં રોગી આવવા માટે સ્હવારથી સ્હાંજ સુધી જપ કરતા બનાવ્યા હતા. લીલાધર હમણાંજ બે ચાર દેવમન્દિરોમાં દર્શન કરીને ઘેર આવ્યા હતા. ત્હેમના બેઠકના ખંડમાં મંદ પ્રકાશે બળતા દીવાને ઠીક કરી, તે પોતાની શાસ્ત્રીશાઇ પાઘડીને ખીંટીએ ભરાવવા જતા હતા, એટલામાં જીનો ખખડ્યો. વૈદ્ય તુરતજ વાંકાવળીને જીના તરફ જોયું, તો બુટના ચડ, ચડ, અવાજ કરતી એક વ્યક્તિ ઉપર આવતી ત્હેમની નજરે પડી.

"આવો બેરિસ્ટર સાહેબ," ઉપર આવેલા ગૃહસ્થને નમસ્કાર કરતાં લીલાધરે કહ્યું: "કેમ, હવે ત્હમારા ઘરમાં કેવી પ્રકૃતિ છે?"

"વૈદરાજ, પ્રકૃતિ સુધરવાને બદલે વધારે ને વધારે બગડતી જાય છે."

"તો પછી હવે મ્હારે કરવું શું? દરદીની પ્રકૃતિ નજરે જોયા સિવાય હું ઓસડ પણ શું આપું? ત્હમારા કહેવા ઉપરથી માત્ર કલ્પના કરીને હું ઓસડ આપું છું. પણ ત્હમે મ્હોઢેથી કહો અને અમે પોતે રોગીને નજરે જોઇએ ત્હેમાં બહુજ ફેર રહે છે. માત્ર ત્હમારા કહેવા ઉપરથી, અમારે રોગનું નિદાન શી રીતે ઠરાવવું અને એની ચિકિત્સા પણ કરવી કેવી રીતે?"

"વૈદરાજ, એ હું નથી સ્હમજતો એમ ત્હમને લાગે છે? પણ હવે હુંએ શું કરૂં? એનો સ્વભાવ જ એવો હઠીલો છે. ત્હેને હવે કોઇએ શું કરી શકે?"

"તો પછી હું પણ નાઇલાજ છું! ત્હમે મ્હને કહો છો તે સઘળી વાતોનો યોગ્ય વિચાર કરીને જ મ્હેં ઓસડ આપ્યું છે. જો ગુણ થવાનો હશે તો એજ ઓસડથી થશે."

"ઠીક છે, તો પછી એજ આપો." આટલી વૈદરાજની સ્હામે મૂકતાં બેરિસ્ટર સાહેબ બોલ્યા: "હવ તો એના આ રોગથી હું પણ કંટાળી ગયો છું. ઘરમાં શેની ખોટ છે? કહ્યું સારામાં સારા ડૉક્ટરને બોલાવીએ. તો કહે છે કે, ડૉક્ટરનું તો નામ, દેશો નહિ. વૈદરાજ, એ

તમારી આ દેશી ઝાડપાલાની દવા લેછે તે પણ હું તો ભાગ્ય સમજું છું.”

એટલામાં વૈદરાજે દવાના કબાટમાંથી એક બે શીશીઓ કાઢી. તેમાંથી થોડીક દવા હાથમાંની બાટલીમાં નાખી, અને તે બેરિસ્ટર સાહેબને આપતાં સહજ હસતાં હસતાં બોલ્યાઃ “ બેરિસ્ટર સાહેબ, જ્યાંહાં હોય ત્યાંહાં એમને કંઇ એવુંજ હોય છે! નહિ તો સાહેબ તમે તો રહ્યા મ્હોટા માણસ. મ્હોટી મ્હોટી પરીક્ષાઓ આપી આવેલા ડાક્ટરો છોડીને મ્હારા જેવા સાધારણ વૈદ પાસે થોડાજ આવવાના હતા! પણ એવાં જુના વિચારનાં બૈરાંઓએજ અમ્હારો ધંધો ટકાવી રાખ્યો છે.”

“ હા. હવે તો એમજ કહેવું જોઇએ! વારૂ, પણ દવામાં કંઇ ફેરફાર કર્યો છે કે?”

“ નારે ના! એનું એજ ઓસડ ને એનાં એજ અનુપાન.”

“ ઠીક છે ત્યારે.” આમ કહીને બેરિસ્ટર સાહિબે વૈદના હાથમાં એક રૂપીઓ મૂક્યો.

“ પણ મ્હારી પાસે છુટા પૈસા નથી તે...” વૈદરાજે ખીસાં તપાસતાં તપાસતાં કહ્યું.

“ કંઇ નહિ રહેવા દો. બીજા દિવસની ફીમાં પાડજો.” એમ કહી વૈદને ‘ સાહેબજી ’ કહેતા બેરિસ્ટર સાહેબ ઝટ નીચે ઉતરી ગયા.

( ૪ )



આ ત્રણે પ્રસંગ અમદાવાદમાં એકજ દિવસે સંધ્યાકાળે ક્રમાનુસાર બન્યાઃ અને ચોથો પ્રસંગ પણ તેજ દિવસે બન્યો. પરન્તુ તે પ્રસંગ અમદાવાદથી ત્રણસોને તેર માઇલ દૂર એટલે મુંબઇમાં બન્યો હતો. તે વખતે આઠ વાગ્યા હતા. ભાયખલા ઉપરના 'ડાયમન્ડ લૉજ' નો એક ઓરડામાં એક તરુણ વિદ્યાર્થી ખુરશી ઉપર બેઠો હતો. ટેબલ ઉપર કેટલાંક વૈદકના અભ્યાસનાં પુસ્તકો આડાં અવળાં પડયાં હતાં. પાસેજ એક ઉઘાડી ટ્રંક પડી હતી. તે તરુણ એ પેટી ભરવાની ગરબડમાં હતો, એટલામાં દરવાજો ઉઘડયો અને આશરે ચૌદેક વર્ષનો એક બ્રાહ્મણનો છોકરો એક હાથમાં ન્હાનો પ્યાલો અને બીજા હાથમાં નાસ્તાની રકેબી લઇને અંદર આવ્યો. ત્હેને જોતાં જ તે યુવકે મેજ ઉપરનાં પુસ્તકો એક બાજુએ કરી, થરેલી જગાએ પેટીમાંની વસ્તુઓ મૂકવાનું એ બ્રહ્મકુમાર (!) ને કહ્યું. સ્વચ્છ પ્રમાણે ... અને નાસ્તો ટેબલ પર મૂકી ત્હેણે કહ્યું: “ સાહેબ, બીજું કંઇ?—”

ડપકેનો સોડા, લિંબુ, રાસબરી, અથવા સિંઝર, સિગોરેટ, ચિરૂટ કંઈ લાવું કે ?"

ધીટપણે પૂછાયલા એ છોકરાના પ્રશ્ન સાંભળી તે તરૂણ હેની તરફ કૌતુકથી જોઈ રહ્યો; હેનો નીડર અવાજ અને વાતચિતની ચાલાકી જોઈને તે ખુશ થયો અને તે છોકરાને પૂછ્યુંઃ "હારૂં નામ શું ?"

"શંકર."

"હારે માબાપ છે ? હારૂં ગામ કયું ?"

"મ્હારે તો કોઈ નથી સાહેબ. બાપ તો મ્હારી બા સાથે ટંટો કરીને ક્યહાંઈ ન્હાસી ગયા છે, અને મા હતી તે થોડાજ વખત ઉપર મરી ગઈ. દેશમાં મ્હારે બે ખેતર છે; પણ એ તો હાકા પચાવી પડ્યા છે ! હું ગુજરાતનો છું; મ્હારૂં ગામ અમદાવાદ પાસે છે. ભૂવાલડી એવું નામ."

"હારે તું અહિં શી રીતે આવ્યો ?"

"આ હોટલવાળા રામજી પટેલ અમારા ગામના છે, તે હેઓ આવ્યા હતા તે વખતે હું હેમની સાથે અહિં આવ્યો છું."

"હને એ શું પગાર આપે છે ?"

"આપે છે ખાવું પીવું ને દોઢ રૂપીઓ."

"અને કામ કેટલા કલાક કરવું પડે છે ?"

"સ્હવારના પાંચ વાગેથી રાતના અગિઆર વાગ્યા સુધી."

તે તરૂણ ક્ષણભર શાન્ત રહ્યો. હેના મનમાં કંઈક વિચાર થઈ આવ્યો. ફરીથી હેણે તે છોકરાને પૂછ્યું: "તું કંઈ ભણ્યો છે ?"

"ગુજરાતી ચાર ચોપડીઓ શીખ્યો છું સાહેબ !"

"હારી આગળ ભણવાની ઇચ્છા છે ?"

"સાહેબ, ઇચ્છા હોય પણ શા ખપની !"

"પણ શીખવાની હારી ઇચ્છા છે ખરી ?" વળી ક્ષણભર વિચાર કરી હેણે કહ્યું "તો પછી હારા લાભની હું એક વાત કહું, એ તું સાંભળીશ ખરો ?"

"શા માટે નહિ સાંભળું સાહેબ !"

"તો ચાલ મ્હારી સાથે—હું હને અમદાવાદ મ્હારે ઘેર લઈ જઈશ. ત્હાં હું હારી બધી વ્યવસ્થા કરીશ; પણ એટલું ધ્યાનમાં રાખજે કે, સારૂં વર્તન રાખીને હોંશીઆરીથી અભ્યાસ કરવો પડશે."

"સાહેબ, એ તો મ્હારૂં કામ. પણ હમે મ્હને અમદાવાદ ક્યારે લઈ જશો ?"

" ક્યારે એટલે ? હમણાં જ, છે ને તૈયાર ?"

" હમણાંજ ! હા, ત્યારે હું રામા કાકાને કહી આવું. હું કંઇ એમની સાથે બંધાયલો નથી. "

" ઠીક ત્યારે, જા કહી આવ અને જમીને આવ. પણ ત્હને તાર કરતાં આવડે છે કે? "

" હાજી. "

" ઠીક ત્યારે, જો એમ કર. રામજી પટેલને કહીને પછી ત્હેમની રજા મળે કે તુરત આ તાર કરી આવ અને જમીને જલદીજ અહિં આવ. મેલમાં આપણે જવાનું છે. સમજ્યો ? આવતી વખતે ત્હારાં કપડાં-ચપડાં હોય તો લેતો આવજે. "

છોકરો જવા લાગ્યો, ત્હેને ઉભો રાખીને તે યુવકે કહ્યું, " અને જો, રામજી પટેલ કદાચ ત્હને રજા ન આપે તો મ્હને કહી જજે એટલે હું આવીને ત્હેને મળીશ. "

તીરની માફક શંકર ત્યાંથી નીકળ્યો. ત્હેના ગયા પછી તે તરૂણે નાસ્તાનો આરંભ કર્યો. જમતી વખતે ત્હેના મનમાં શંકર સંબંધે જ વિચારો ઘોળાતા હતા.

પ્રિય વાચક ! પ્રસ્તુત ઉપોદ્‌ઘાતમાં વર્ણવેલા આ ચારે જૂદા જૂદા પ્રસંગોમાંની વ્યક્તિઓ એજ આપણી આ કથાનાં મુખ્ય પાત્રો છે.

---

## ચિત્રપરિચય.

આ અંકમાં શરૂઆતમાં આપેલા ચિત્ર વિશે ખાસ પરિચય કરાવવાની જરૂર જો કે નથી તો પણ ટૂંકામાં જણાવવાનું કે બે વર્ષ ઉપર અમદાવાદમાં ભરાએલી સાહિત્ય પરિષદ્ પ્રસંગે કવિવર ડૉ. ટાગોર અત્રે પધારેલા. તે સમયે મહાત્મા ગાંધીજીની સાથે અત્રેનું મહિલા વિદ્યાલય જોવા ગયેલા તે પ્રસંગનું આ ચિત્ર છે. આ ચિત્રમાંની મહાત્મા ગાંધીજી-ની છબી ઉપરથીજ તૈયાર થયેલી છબીઓ હાલ બજારમાં વેચાય છે. અર્થાત્ એ છબીઓનું મૂળ આ ચિત્ર છે. અપૂર્વ આત્મબળવડે સમસ્ત જગતને આશ્ચર્યમુગ્ધ કરનાર મહાત્મા ગાંધીજીની જન્મ ગાંઠ સપ્ટે-મ્બરની ૨૮ મી તારીખે ( ભાદરવા વદી ૧૨-જેને 'રેંટીયા બારશ' તરીકે ઓળખાવવામાં આવી છે. ) હતી અને કવિવર ડૉ. ટાગોર દુનિયાનો પ્રવાસ કરીને ઓગસ્ટ માસમાંજ હિંદમાં પાછા ફર્યા છે. સૌ. શારદા બ્હેન બી.એ. શેઠ મહિલા વિદ્યાલયનાં મૂળ કાર્યવાહક છે.

---

# પોપટનું *શિક્ષણ.



( લેખકઃ—મુળશંકર કાનજી ભટ્ટ—કમળ. )



કોઇ એક શહેરમાં એક પક્ષી હતું. તે અશિક્ષિત હતું. તેનું ગળું સુરીલું હતું, પરંતુ તે સંગીતશાસ્ત્રી ન હતું. તે ઉડતું હતું, પરંતુ તેમાં કવાયત ન હતી.

રાજાએ વિચાર કર્યો કે અજ્ઞાનતા અંતરમાં દુઃખદાયીજ થાય છે, કારણકે મૂર્ખ વિદ્વાનોની બરોબર જ ખાય છે; પણ બદલામાં કાંઇ આપતા નથી.

તેણે પોતાના ભત્રીજાને બોલાવ્યો અને તેને કહ્યું કે, આ પક્ષીના શિક્ષણની પૂર્ણ વ્યવસ્થા થવી જોઇએ.

એ કામને માટે પંડિતો નિયત કરવામાં આવ્યા. તેઓ તે પક્ષીની અજ્ઞાનતાનું કારણ શોધવા લાગ્યા. તેમણે નિશ્ચય કર્યો કે પક્ષીનું રહેઠાણ ક્ષુદ્ર માળો જ એનું કારણ છે, એથી તેઓએ કહ્યું કે, " અમારા મત પ્રમાણે એના શિક્ષણને માટે પ્રથમ જરૂરની વસ્તુ એક ઉત્તમ પાંજરાની છે."

પંડિતો પોતપોતાનાં ઇનામ લઇ ને રાજી થઇ ઘેર ગયા.

( ૨ )

સોનાનું એક ઘણુંજ સુન્દર પાંજરૂં બનાવવામાં આવ્યું. તેની બનાવટ અનુપમ હતી. દુનીયા ભરના મનુષ્યો તે જોવાને આવવા લાગ્યા.

કેટલાએ મનુષ્યોએ હર્ષથી વિહ્વળ થઇને કહ્યું કે, " વિદ્યા તો પકડીને પાંજરામાં બંધ કરી દેવામાં આવી છે." તેઓને આનંદાશ્રુ ચાલી નીકળ્યાં. બીજાઓએ કહ્યું, " જો વિદ્યા એમાં ન હોય તો પણ વાંધો નથી, કારણકે પાંજરૂં તો ક્યાંએ નહીં જાય ! પક્ષી ઘણું ભાગ્યશાળી છે."

પાંજરૂં બનાવનારને તેની મજુરીના બદલામાં ચાંદીની મહોરોની થેલી આપીને વિદાય કરવામાં આવ્યો.

પક્ષીને એક પંડિત ભણાવવા બેઠો. અમુક વખત સુધી સારી રીતે વિચાર કર્યા પછી શ્વાસ લેતા લેતા તેણે કહ્યું:—" મારા કાર્યને માટે પાઠ્ય પુસ્તકોની જરૂર છે."

---

* ડોકટર રવીન્દ્રનાથ ટાગોરના એક લેખ ઉપરથી.

રાજાના મંત્રીજીએ હજારો લેખકોને પકડી મંગાવ્યા. તેઓ ધડાધડ પુસ્તકો અને લેખોની નકલો કરવા લાગ્યા. પછી શું થયું ? હસ્ત લિખિત કાગળોનો એક પહાડ બની ગયો. લોકોને પણ આશ્ચર્ય થયું. તેઓએ કહ્યું, "ઓહો ! વિદ્યાનો ડુંગ આટલો ઉંચો તેનું શીખર તો આકાશમાં છુપાઇ રહ્યું છે."

લેખકો પુલકીત હૃદયે પોતપોતાને ઘેર ગયા. રૂપીયાના ભારથી તેઓની કેડ વાંકી વળી ગઇ.

મંત્રીજી પાંજરાનો ડોળદમાક વધારવામાં ખુબ ધ્યાન આપતો હતો. તેની મનોહરતાને જોઇને લોકોએ સંતોષ પ્રકટ કર્યો કે, "ખરેખર પક્ષીની ઉન્નતિ થઇ રહી છે."

( ૩ )

શિક્ષકો અધિક સંખ્યામાં રોકવામાં આવ્યા, અને નિરીક્ષકોની સંખ્યા પણ વધારવામાં આવી. તે અને તેનો સાથી સંગી ભવ્ય ભવન બનાવીને તેમાં સુખપૂર્વક કાલયાપન કરવા લાગ્યા.

( ૪ )

દુનીયામાં ભલે બીજી કોઇ વસ્તુની કમીના હોય કે ન હોય પરંતુ છિદ્રાન્વેષકની કમીના નથી. તે બધી જગ્યાએ કહેવા લાગ્યા કે પક્ષી અને બીજા જે લોક તેના શિક્ષણ સાથે સંબંધમાં છે તે સઘળા મોજમજા ઉડાવી રહ્યા છે."

જ્યારે આ ચર્ચા રાજાના કાને પહોંચી ત્યારે તેણે પોતાના મંત્રીજીને બોલાવીને કહ્યું, "હું જે સાંભળી રહ્યો છું તે શું સાચી વાત છે ?"

મંત્રીજીએ નિવેદન કર્યું, "સ્વામીન્, જો ખરી વાત જાણવા માગતા હો તો સોની, સુતાર, પંડિત લેખક તથા નિરીક્ષકોને પુછી જુઓ ! છિદ્રાન્વેષકો ભુખે મરી રહ્યા છે; અને એકાર થવાથી તેઓની જીભ વધારે તેજ બની છે."

તેનો આ ઉત્તર આવશ્યકતા કરતાં વધારે સંતોષજનક હતો. આથી રાજા ઘણો ખુશી થયો, અને દરેકને અમૂલ્ય આભૂષણોથી નવાજ્યા.

( ૫ )

શિક્ષણ વિભાગ પોતાનું કાર્ય કેવી રીતે કરી રહ્યું છે એ જાણવાની રાજાને ઇચ્છા થઇ. તેથી એક દિવસ તે વિદ્યા ભવનમાં જઇ પહોંચ્યો. દરવાજાપર શંખ, ઘંટડી, ભેરી, નફેરી, ઘંટા, ઝાંઝ, ઢોલ, ઝરંઘાટ, મૃદંગ, તબલા, ડફ, બાંસુરી, કરતાલ, વિગેરે વાજીંત્રો વાગી રહ્યાં.

પંડિતોએ ઉચ્ચ સ્વરથી મંત્રોચ્ચાર કર્યા. સોની, સુતાર, લેખક, નિરીક્ષક અને હજારો જુદા જુદા પદાધિકારીઓએ મોટા ઉત્સાહથી રાજાનું સ્વાગત કર્યું.

રાજાના મંત્રીજીએ સ્મીત હાસ્યથી પુછયું, "મહારાજ! કહો, આ બાબતમાં તમારો શો મત છે?"

રાજાએ કહ્યું, "નિઃસંદેહ શિક્ષણની આ ઘણી સારી પ્રણાલી છે."

રાજા ઘણો ખુશી થયો અને પાછા ફરવાને ઇચ્છતો હતો ત્યાં કોઇ છિદ્રાન્વેષક બોલી ઉઠયો, "મહારાજ, તમે પોપટને જોયો?"

રાજાએ કહ્યું, "અરે! હા! મેં પોપટને તો જોયોજ નહિ. અને તો એ યાદ પણ આવ્યું નહિ."

પાછા ફરીને તેણે પંડિતોને શિક્ષણપ્રણાલીના વિષયમાં પ્રશ્નો પુછયા. તેઓએ બધું જણાવી દીધું. એ સઘળું તપાસીને રાજા ઘણોજ રાજી થયો. શિક્ષણપ્રણાલી એટલી ભડકેલી હતી કે પક્ષી તેની સામે પોતાને તુચ્છ સમજતું હતું. શિક્ષાવિધાનમાં કોઇ ખોડ ન દેખાવાથી રાજાને ઘણો સંતોષ થયો. પક્ષી તો કોઇ જાતની ફરીયાદ જ કરી શકતું ન હતું. તેના ગળામાં પુસ્તકોનાં પાનાં ખૂબ ઠાંસવામાં આવ્યાં હતાં જેનાથી તે સીટી પણ કરી શકતું ન હતું. શિક્ષણની આ રીત જોઇને લોકો દંગ થઈ ગયા.

રાજાએ જતી વખતે સરકારી દંડવિધાયકને છિદ્રાન્વેષકના માટે બન્ને કાન ગરમ કરવાની સૂચના આપી.

( ૬ )

આ રીતે પક્ષી અકર્મણ્યતા તરફ ધીરે ધીરે પરંતુ નિશ્ચિત રૂપથી ઢળવા લાગ્યું. નિઃસંદેહ ઉન્નતિ સંતોષજનક હતી તો પણ પ્રકૃતિ શિક્ષણ પર વિજય મેળવતી હતી. જ્યારે પ્રભાતકાલના સૂર્યનાં કિરણો પક્ષીના પાંજરામાં પ્રવેશ કરતાં હતાં ત્યારે તે ખરાબ રીતથી રીસાતું જોઇને પોતાના પગ પછાડતું હતું અને કોઇ કોઇ દિવસ (હતી કઇઓ વાત વિશ્વાસપાત્ર નથી તો પણ) તે ગરીબ પક્ષી પોતાની ક્ષીણ ચાંચથી સોનેરી પાંજરાના સળીયાને કાપતું હતું. આ જોઇને કોતવાળ ગરજી ઉઠયો, "આટલી બધી ઉચ્છૃંખલતા!"

બીજે દિવસે લુહાર પોતાની એરણ અને હથોડો લઇને રાજાના શિક્ષણ વિભાગમાં આવ્યો. લોઢાની બેડી જલદીથી તૈયાર કરવામાં આવી અને પોપટને તેમાં બાંધી લેવામાં આવ્યું.

રાજાએ બેદરકારીથી ગુસ્સે થઇને માથું હલાવ્યું અને કહ્યું, "એ પક્ષી કેવળ મુર્ખ જ નથી, પરંતુ અકૃતજ્ઞ પણ છે."

એક હાથમાં પાઠમ પુસ્તક અને બીજા હાથમાં દંડો લઈને પંડિતે એ દીન પક્ષીને વાસ્તવિક શિક્ષા કરી.

સારી ચોકીદારી કરવા માટે કોટવાળને અને સારી બેડી બનાવવા માટે લુહારને એક એક ચાંદથી શોભાવવામાં આવ્યા.

( ૭ )

આખરે પોપટ મરી ગયો!

આ વાતની ખબર કોઈને ન પડી. છિદ્રાન્વેષક જ પ્રથમ વ્યક્તિ હતી. જેણે આ ખબર ફેલાવી.

રાજાએ પોતાના ભત્રીજાને બોલાવીને પુછ્યું, "હું જે કાંઈ સાંભળી રહ્યો છું તે શું સાચું છે?"

ભત્રીજાએ કહ્યુંઃ–"સ્વામિન્, પોપટનું શિક્ષણ પુરૂં થઈ ગયું."

રાજાએ પુછ્યુંઃ–"શું તે હવે કુદે છે?

ભત્રીજાએ કહ્યુંઃ–"ના. કોઈ દિવસ નહિ."

"ઉડે છે?"

"નહિ."

"ગાય છે?"

"નહિ."

રાજાએ કહ્યું, પક્ષીને મારી પાસે લાવો. કોટવાળ સિપાઈ અને સવારોથી રક્ષિત થઈને પોપટને રાજાની પાસે લઈ આવ્યો. રાજાએ તેને પોતાની આંગળીથી હલાવ્યો પણ તે ન હલ્યો કે ચસ્યો. કેવળ તેની અંદરથી પુસ્તકોનાં પાનાં ખડખડયાં.

દરવાજા બહાર નવ-કિસલય-વિહારી વાસંતિક વાયુના સડસડાટથી મધુમાસનું પ્રભાત ઉદાસીનતાના રંગમાં રંગાઈ ગયું.

## પદ્મિનીની યુક્તિ.

સ્થળઃ—ચિત્તોડના કિલ્લાની બહાર એક તંબુ. તંબુના દ્વાર આગળ રક્ષકો ઉભા છે.

સમયઃ—રાત્રી.

ભીમસિંહઃ—હા, હું તારી સત્તા નીચે છું! હું જાણું છું કે હું તારા હાથમાં છું. પણ તેથી શું? થએલા કોલકરારો મેં બરાબર પાળ્યા છે—અરે, લશ્કરે પાળ્યા છે. શું આગમાં રાજપૂત કોઈ નથી! મારો

આખર મને વધારે પ્રિય છે. મારા માટે જે ભયંકર અને જોખમે ભરેલું હતું તે કાર્ય કરીને પણ મેં મારા સગીર મહારાજાને અને ચિત્તોડની પ્રજાને બચાવ્યાં છે. મારી સ્ત્રીના અપ્રતીમ લાવણ્યથી મોહાંધને તે તેના દર્શનમાત્રની પણ ઇચ્છા કરી! મેં ના કહી; હું બીજું કદીજ શું થકું? **માનહાનિ-પ્રતીજ્ઞાભંગના કરતાં મૃત્યુને હું વધારે પસંદ કરૂં છું.**

અલાઉદ્દીન:—( બેદરકારીથી ) ખરેખર! ખરેખર! એ તો મેં પહેલાં પણ સાંભળ્યું હતું.

ભીમસિંહ:—( આવેશથી ) અને હવે તું ફરીથી પણ સાંભળે છે! પછી, તેં મારી પત્નીનું કાચમાં પ્રતિબિંબ માત્ર પણ જોવાની વાંછા કરી. એ વાતનો નિર્ણય મેં તેના હાથમાં મૂક્યો. તે બોલી " ભલે, **મારી અને કામાંધ આંખોની વચ્ચે પ્રભુનો પ્રકાશ જરૂર રહેશે.** મારા શીયળ માટે એજ ઉત્તમ પડદો છે........" આખરે તે પ્રમાણે કરવામાં આવ્યું. ધરાઇ ધરાઇને તેં તેનું મ્હોં જોયું. અને પછી? પછી વિવેક-ભ્રષ્ટ તેં તારાં પાસવાનોને મને બંદીવાન કરવાનો હુકમ આપ્યો.

અલાઉદ્દીન:—( હસીને ) ખરેખર, બહુજ લાયક! પદ્મિની તારી સ્ત્રીએ-ખરે! તેનું સૌંદર્ય અદ્વિતીય જ છે,—તને ચિત્તોડના સાચા રક્ષકને, મારા હાથમાંથી છોડાવવાનો માર્ગ શોધી કાઢ્યો છે. તે માર્ગ કયો તે તું જાણે છે? પોતાના દેહને મને સ્વાધીન કરીને તે તને છોડાવવા માગે છે. એ સારું મને તો મનભાવતું જ છે; અને તારા માટે તથા ચિત્તોડ માટે પણ એ યોગ્ય જ ગણાય. ઠીક થયું, નહિ? તારી સ્ત્રીએ બહુજ ઉત્તમ માર્ગ શોધી કાઢ્યો છે. હવે વધારે શું કરવાનું રહ્યું?

ભીમસિંહ:—કામાંધ કૂતરા, હું જો છૂટો હોત તો તને મારા હાથનો સ્વાદ ચખાડત...પણ, ના. તારા જેવા નામર્દ, બાયલાના લોહીવા હું મારા રાજપૂત હાથને કલંકિત ન કરૂં!

અલાઉદ્દીન:—અહો! એ તો બહુજ સ્હેલું! અરે! પણ પદ્મિની આવી જાય પછી હું તને જવા જ ન દઉં તો! અને ખરેખર હું તેમ કરી પણ શકું; કારણ કે પદ્મિની પોતાનીજ મનેચ્છાથી મારી પાસે આવે છે.

ભીમસિંહ:—એ વાત મનાય એવીજ નથી.

અલાઉદ્દીન:—અરે, હમણાંજ તે આવવી જોઇએ. તે અને તેની પચાસ સખીઓ, બધાંજ પાલખીઓમાં બેસી આવી પહોંચવાનાં છે. હું તેમનો યોગ્ય સત્કાર કરીશ તારે જરા પણ ચિંતા કરવી નહિ..

ભીમસિંહ:—( દુઃખિત સ્વરે ) ઓહ! મારી નસનાર!

**અલાઉદ્દીન:**—સબુર, તલવાર મ્યાને રહેશે. એજ પાલખીમાં તને પાછા મોકલી આપીશ.

( એક અમલદાર પ્રવેશે છે. )

**અમલદાર:**—નામદાર, છાવણીના નાકા ઉપર મશાલો દેખાય છે.

**અલાઉદ્દીન:**—યાર, રસ્તાઓ ખુલ્લા કરી દો. સિપાહીઓને તંબુમાં જવાનું કહી દો.

**અમલદાર:**—નામદાર, બધું જ ખાનગી રાખવામાં આવ્યું છે.

( ચાલ્યો જાય છે. )

**અલાઉદ્દીન:**—જો ભીમસિંહ, હમણાં જ બધું જણાઇ આવશે. પાલખીઓનો અવાજ સંભળાય છે કે ? રસાલો કચેરી લગભગ આવી પહોંચ્યો જણાય છે.........( ગભરાઈને ) અરે, પણ આ શું ?

( મોટું ધુમરાણ સંભળાય છે અને વળી શાંત થઇ જાય છે. )

**અમલદાર:**—( દોડતો દોડતો ) નામદાર, નામદાર, પડદાવાળી પાલખીઓમાંથી તો હથિયારબંધ માણસો નીકળી પડયા ! ! આપણા રક્ષકોને તેમણે પકડયા છે અને કેટલાકને તો મારી નાંખ્યા છે. બધા નજીક જ આવી લાગ્યા છે. હજી સમય છે. આપનો જાન બચાવો, જલદી બચાવો.

**અલાઉદ્દીન:**—( ગભરાટમાં ) મારો...........મારો. ( એકાએક સૈનિકો દ્વાર આગળ દેખા દેછે. રક્ષકો સાથે એક નાનું યુદ્ધ થાય છે અને પછી સઘળું શાંત થઇ જાય છે. )

**અલાઉદ્દીન**—તંબુના પછવાડેના બારણેથી નાસી જવાનો પ્રયત્ન કરતાં કરતાં—ઓ: તારૂં બૂરૂં થાય ! એક સ્ત્રી જાતીએ મને મ્હાત કર્યો.

**ભીમસિંહ:**—પદ્મિની ! મારી અપ્રતીમ લાવણ્યમયી સ્ત્રી !

**રાજપૂતો:**—(ભીમસિંહની આસપાસ વીંટાઇ જઇને ) જલદી, માગ પ્રભુ જલદી. સઘળી વ્યવસ્થા થઇ ચૂકી છે. આપ પાલખીઓ પાસે પહોંચી જાઓ. જો જરૂર લાગશે તો અમે તો અમારો માર્ગ લડીને કાઢી લઇશું. જલદી, જલદી. * .

( સઘળા ચાલ્યા જાય છે. )

શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાલય.
ભાવનગર.

**હરિશંકર દુર્લભજી ત્રિવેદી.**

* એફ. ઓ. સ્ટીલના અંગ્રેજીના આધારે.

# માસિક સાહિત્યની નોંધ.

આલોક—આષાડ, સં. ૧૯૭૭. તંત્રી પં. વાડીલાલ ડાહ્યાભાઇ "સાહિત્યશાસ્ત્રી." પહેલા વર્ષનો આ નવમો અંક છે. આ સચિત્ર માસિકના છેલ્લા ત્રણ ચાર અંકો અમને મળ્યા છે તે ઉપરથી તેમાંના સર્વ સામાન્ય લેખોની ઉત્તમતા પ્રતીત થાય છે. આ અંકમાં "સેવા ધર્મ" નો બીજો હપતો છપાયો છે તેમાંથી કેટલોક ભાગ નીચે ઉતારીએ છીએઃ—

"ખરૂં તો, એ છે કે પહેલું કામ કરો પછી જ કાંઈક બોલો. એમ નહિ કે કામ કરવાની શરૂઆત પહેલાં મિથ્યા બકબકાટ કરવાનું શરૂ કરો. સૌથી સરસ રીત તો એજ છે કે પ્રથમ કાર્ય કરવાની શરૂઆત ખંતથી કરો અને મિથ્યા બોલવાનું એકદમ બંધ કરો.

"મનુષ્યની સેવા કરવાની યોગ્યતા તેનાં દૈનિક ગૃહકાર્ય (દીન ચર્યા) નિહાળવાથીજ આપોઆપ સર્વ સમજાય છે. તેનાં લખેલાં પુસ્તકોથી—યશથી—સૌરભથી—તેની મધુર વાણીના પ્રભાવથી અથવા બીજા કાર્યવ્યવહારથી કાંઈ જણાય નહિ. સર્વ સાધારણ માટે કરેલા મહત્કાર્યોથી કોઇ મહાન્ પુરૂષ થઈ શકતો નથી.

"જે કોઈ વિશ્વ સેવા કરવાને તત્પર થાય તેણે પોતાનું તન, મન અને ધન સર્વસ્વ સેવા—હિતમાં અર્પણ કરવા માટે સદાસર્વદા તૈયાર રહેવું જોઇએ. આથી જ ખરેખરો 'વિશ્વસેવક' થવાનો અધિકારી બને છે.

"તમારી કરેલી સેવા જેટલી ઉત્તમ અને સરસ હશે તેટલુંજ તમારૂં જીવન આદર્શરૂપ થશે. સંસારમાં એવું કોઇ નથી કે જેને કોઇ પણ પ્રકારની સહાયતાની જરૂર ન હોય; અને સંસારમાં એવી કોઇ પણ વ્યક્તિ છે નહિં જે બીજાને કોઇ પણ સહાયતા ન કરી શકે.

"નિઃસ્વાર્થ-સેવા બીજાના દ્વારા તમારી કરવામાં આવી હોય તેનો તિરસ્કાર કરશો નહિ. તેની ઉદાસીનતા પ્રકટ ન કરશો. સાવધાન! વિચાર કરો કે સેવા કરવામાં જેટલી સહૃદયતાની આવશ્યકતા છે તેટલીજ સેવા પ્રાપ્ત કરવામાં પણ છે. અંદા!

"किस कामका वह गुल जिस गुलमें बू नहीं।
"किस कामका वह दिल जिस दिलमें तू नहीं"

"પ્રેમ વિના સેવા કેવી રીતે થાય? સુગન્ધ વિનાનું પુષ્પ કેવી રીતે ચિત્તવિનોદ કરી શકે!"

આ લેખ ઉપરાંત " શુભ માર્ગમાં પ્રયાણ, " " ભારતોત્થાન, " " નજીરનું છેલ્લું કાવ્ય " એ વિષયો પણ કિંમતી છે. " અનંગ-મંદિર " નામે ચાલુ વાર્તા છે. આ નામ જ ' આલોક ' ના તેજસ્વી પ્રકાશને ઝાંખો પાડનારૂં અમને લાગે છે. તંત્રીએ ધારણ કરેલી 'સાહિત્યશાસ્ત્રી' ની ઉપાધી ગુજરાતમાં નવીન દાખલ થતી લાગે છે.

બાલજીવન—( ભાદરવો ) પહેલા વર્ષનો ૧૧ મો અંક. આ સચિત્ર માસિક ખાસ કરીને બાળકો માટે પ્રસિદ્ધ થાય છે. ગુજરાતીમાં બાલ-સાહિત્યની હજી શરૂઆત જ છે. તેમાં આ અને " ચરોત્તર એજ્યુકેશન સોસાઇટી " તરફથી હમણાંજ પ્રસિદ્ધ થવા લાગેલું " બાલમિત્ર " મુખ્ય સ્થાન પામશે. વડોદરામાંથી " બાલશિક્ષક " નવેક વર્ષ થયાં પ્રસિદ્ધ થાય છે તે પણ બાળસાહિત્યને ઉપયોગી સાધન પુરૂં પાડે છે. કેટલાંક માસિ-કોમાં છપાતાં તૈયાર ચિત્રોવડે બાળકોની ખરેખરી જીજ્ઞાસા પુરાય નહિ, એમ અમને લાગે છે. તે માટે તો ખાસ લેખોની સાથે ખાસ ચિત્રો પણ તૈયાર થવાં જોઇએ. આ માસિક પત્રમાં તેવો પણ પ્રયાસ થાય છે, જેથી તેની બાળકો માટે ઉપયોગીતા પણ વધે છે.

બાળકો માટે આ માસિક ખરીદવા અમારી ખાસ ભલામણ છે.

" શ્રી ઋષિસુખ "—તંત્રી-જશુમરામ કલ્યાણજી ભટ, મુંબઇ. વાર્ષિક લવાજમ રૂ. ૫-૪-૦ પોસ્ટેજ સાથે. ( શ્રાવણ ) બીજા વર્ષનો ૧૦ મો અંક. આ સુન્દર સચિત્ર માસિક વિશેષે કરીને બ્રાહ્મણોના હિત સારૂ જ પ્રસિદ્ધ થાય છે છતાં તેમાં સર્વ વર્ગને ઉપયોગી થાય તેવા સામાન્ય લેખો પણ ઘણા સારા આવતા રહે છે. આ અંકમાં ' હાસ્યરસનો થાળ, ' ' મૂષક મેળો ' " પુરૂષપ્રયત્ન " 'ગાંધીજીની સ્વદેશી પાઠમાળા ' એ લેખો ધ્યાન ખેંચે છે. શરૂઆતમાંની નીચેની રમુજી કવિતા ચાલુ સમયનો ઘણો સુન્દર પાઠો પાડે છે:—

### ખાદીએ મચાવેલો ખળભળાટ !

ચાહેવાળા, ચીવડાવાળા, ખાદી વેચે ખાદી,  
પાનવાળા, બીડીવાળા, પટેલ વેચે ખાદી;  
ટોપીવાળા, મીઠાઇવાળા, મોદી વેચે ખાદી,  
વ્હોરા વેચે, બાબુ વેચે, ઠક્કર વેચે ખાદી. ૧

ફેરીવાળા મ્હોલે ફરતા, કાંધે નાખી ખાદી,  
સ્ટોર વિષે આ સુંદર ખાદી, ખૂણે ખૂણે લાદી;  
મીલો માંહે શાળે શાળે રોજ વણાતી ખાદી,  
ચૌટે ચૌટે ચરખા ચાલે, ખાદી લ્યો કોઇ ખાદી ! ૨

હિંદ કેરા દાદાજીએ, કુદરતી કીધી ખાદી,
ખાદી સેવક બનીને બેઠી કાપડીઆની દાદી;
વસ્ત્ર વિદેશીની બરબાદી, દેશીની આબાદી,
ખાદીની સાદાઇ સમજ્યા, વાદી ને પ્રતિવાદી. ૩
શાદીમાં શોભીતી ખાદી, વરરાજાને ખાદી,
જમાઇ ને જાનૈયા પેરે, પેરામણીમાં ખાદી;
ખાદી સાડી અંગ સજે છે નારી, રીત અનાદી,
ચતુરંગી હિંદિ રૈયતને ગમવા લાગી ખાદી. ૪
જાડી ઝીણી લાંબી ટુંકી ધોળી તે પણ ખાદી,
ગોધી સોધી વણી વણાવી રંગી તે પણ ખાદી;
જોડ પ્રજા સંપની સાંકળ, તોડ ગુલામી ખાદી,
સ્વતંત્રતા ગાદીની માલિક, છે ખાદી શાહજાદી. ૫

"ગરવી ગુજરાત"—પુસ્તક ૧ લું અંક ૧ થી ૪. તંત્રી ભાઇ ઉદ્ધવજી તુલસીદાસ ઠકર; મુંબઇ. વાર્ષિક લવાજમ રૂ. ૬–૦–૦ "વીસમી સદી" માસિકના લગભગ અનુકરણે જ આ માસિક કાર્ય કરે છે. લેખો ચિત્રો, દેખાવ વગેરે દરેકમાં તે સ્પષ્ટ દેખાતું હોવાથી આશા બંધાય છે કે "વીસમી સદી" ના વાચકો તેની ગેરહાજરીમાં આ માસિકનો જરૂર સ્વીકાર કરવા લલચાશે. ત્રીજો અંક "સ્વરાજ્ય અંક" તરીકે કાઢવામાં આવેલો હોવાથી તેમાં સ્વરાજ્યની ચાલુ હીલચાલને લગતા જ લેખો તથા ચિત્રો આપ્યાં છે. રશિયન ક્રાંતિકાર લેનીનની સચિત્ર માહીતી, રા. રા. વિભાકરનો "સ્વરાજ્ય સમારંભ" નો લેખ, મહાત્મા ગાંધીજીની જુદી જુદી સ્થિતિની છબીઓ એ આકર્ષક છે. મહાત્મા ગાંધીજીના નીચેનાં ચિરંજીવી સૂત્રો મનન કરવા યોગ્ય છેઃ—

"જેને ઈશ્વર સિવાય અન્ય કાંઇ અવલંબન નથી તે જગતમાં પરાભવ જેવી કોઇ વસ્તુ જોતો જ નથી.

"જો માનવ સમાજને આત્માના અસ્તિત્વમાં વિશ્વાસ હોય તો એ વાત ચોકસ છે કે શરીરબળ કરતાં આત્મબળ અનેકધા શ્રેષ્ઠ છે. આ પ્રેમનો એવો સિદ્ધાંત છે કે જે પર્વતોને હલાવી શકે છે.

"ભારત આત્મબળથી સૌને જીતી શકે છે. આત્માની શક્તિ પાસે શરીરની શક્તિ તૃણવત્ છે.

"જે અહિંસા ધર્મનું સંપૂર્ણ પાલન કરી શકે છે, તેનાં ચરણો પાસે સમસ્ત સંસાર નમે છે.

સમાલોચના કરવા એકાદ ફ્રમોં અલગ કાઢી પોતે તે કાર્ય કરશે અને બીજા વિદ્વાનો પાસે કરાવશે તો સાહિત્યની ઉત્તમ સેવા થશે.

આ સમાલોચનાના સંબંધમાં અમારે બીજો એક વિચાર પણ સાથે સાથે જણાવી દેવો ઇષ્ટ લાગે છે કે, હાલ ચાલતા સરકારી ધોરણ પ્રમાણે સારામાં સારૂં પુસ્તક હોય, પણ તે માટે મંજુર થવાની માગણી જ્યાંસુધી ન થાય ત્યાં સુધી તે ખાતાના અમલદારો તે સારૂ કશો વિચાર કરતા નથી કે કરી શકતા નથી,તેવુંજ કંઇક ધોરણ સમાલોચનાના સંબંધમાં પણ થઇ ગયેલું જોવામાં આવે છે. પુસ્તક અભિપ્રાય માટે આવેતોજ તેની નોંધ લેવાય એવોજાણે સામાન્ય નિ-યમ હોય એમ થઇ ગયેલું જણાય છે. પરંતુ આ સંબંધી અમારો વિચાર એવો છે કે અવલોકન માટે આવે કે ન આવે, પણ સાહિત્યમાં સમાલોચના કરવા જેવું જે કાંઇ પ્રસિદ્ધ થાય તેની રાગદ્વેષની ભાવના વિના અવલોકન થવું જોઇએ. આમ થાય તો સાહિત્યને લાભ થવા ઉપરાંત ચાલુ જમાનાના લેખકોને પણ એક રીતે ઘણોજ લાભ થાય, અને તેઓ પોતાની લેખન-શૈલિને યોગ્ય રસ્તે વાળે. ગુજરાતમાં સાહિત્યસેવાની દૃષ્ટિથી પ્રસિદ્ધ થતાં માસિકો આ વિચારને અનુમોદન આપી, તેનો અમલ કરવાની કૃપા કરશે તો ઘણોજ આભાર થશે.

ગૃહિણીભૂષણ—વર્ષ ૨ જું અંક ૧ થી ૫. (ચૈત્રથી શ્રાવણ) માનદતંત્રી નટવરલાલ એમ. વીમાવાળા; અમદાવાદ. લવાજમ રૂ. ૨—૮—૦

આ ઉપયોગી આ માસિકની પહોંચ અમે હર્ષ સાથે લઇએ છીએ અને આશા રાખીએ છીએ કે તેમાંના લેખોની ઉપયોગીતા જેમ જેમ વધતી જશે તેમ તેમ તેનો આદર પણ વધશે.

વિલાસ—પુસ્તક ૪ થું અંક ૧–૨–૩ (ઓગસ્ટથી અકટોબર) તંત્રી મિસ ભાનુ ભમનજી; સીકંદરાબાદ. (દક્ષણ) વાર્ષિક લવાજમ રૂ. ૩–૮–૦ આ માસિક સદ્‌ગત પૂ. દાદાભાઇ નવરોજીની યાદગીરી નિમિત્તે કાઢવામાં આવેલું છે. આ વર્ષથી તે સારૂં એક "સેવાશ્રમની યોજના" ઘડવામાં આવી છે. બેન ભાનુની પૂજ્ય દાદાભાઇ પ્રત્યેની ચાહના અતિ-શય ઝળઝળીત દેખાય છે અને તેથીજ તેઓ તેમના નામ સાથે સેવાભાવે કામ કરી રહ્યાં છે. આ માસિકના નફામાંથી એક "પ્રજાકીય ઉદ્યોગગૃહ"-ની સ્થાપના કરવાની તેમની ધારણા છે. તે કેટલા પ્રમાણમાં પાર પડે છે તો તેના ગ્રાહકોના વધારા ઉપર જોવાનું રહેશે; પરંતુ આશય ઉચ્ચ છે એ નિઃશંસય છે. આ માસિકમાં કેટલાક સર્વ સામાન્ય લેખો પણ આવે છે. જેકે અશોકના લેખો, સંસ્કૃત ભાષાનું વિધાયન, વાંચન, મહાભારત. પુસ્તકાલયોમાં રખવા માસિક પસંદ થવા યોગ્ય છે.— મંત્રી.

"સ્ત્રી-બોધ"ના બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૨. ] ઑક્ટોબર, ૧૯૨૧. [ અંક ૧૦ મો.

## સવારની સ્તુતિ.

( ભુજંગી છંદ. )

પ્રભો ! માગીએ બાળ સૌ પ્રેમ તારો,
કૃપાનાથ ! બુદ્ધિ અમારી વધારો;
ઉભા હાથ જોડી શિશુ સર્વ આજે,
સદા માગીએ, નાથ ! તું જ્ઞાન દેજે.

રચ્યું સર્વ તેં લોકના લાભ સારૂં,
રવિ-ચંદ્ર-વાયુ વળી વિશ્વ પ્યારૂં;
દયાળુ ! દયાનો નથી લેશ આરો,
સદા પાપના તાપ તું ઠારનારો.

કરે વાંક જો બાળકો મૂર્ખતાથી,
સદા માફી દેવી ઘટે ઓ પિતાજી !
સ્તુતિ અંતરે આજ વ્હાલા ! ઉતારો,
કુબુદ્ધિ સહુ કાપી વિચાર વધારો.

કુધારા તજાવી સુધારા સ્થપાવો;
સદા પ્રેમથી સુખ શાંતિ જમાવો;
સુણી વિનતિ નાથ ! દુઃખો નિવારો,
કુડા ક્લેશ આ દેશના સૌ વિદારો.

કી—

# પરગજુ વિરેન્દ્ર.



વિરેન્દ્ર ૧૪ વર્ષનો હતો. તે ગર્ભશ્રીમંત હતો છતાં પણ તેનામાં નમ્રતા, ઉદારતા આદિ સર્વ ગુણો જોવામાં આવતા હતા. તેના ભલા સ્વભાવથી આકર્ષાઇને સગાં વ્હાલાં આડોશી પાડોશી તેમજ સહાધ્યાયી વિદ્યાર્થી વિગેરે તેના દરેક કામમાં સહાનુભૂતિ દર્શાવતાં, અને વિરેન્દ્રને સ્નેહની દ્રષ્ટીએ જોતાં. વિરેન્દ્ર તેના કલાસમાં ગરિબ વિદ્યાર્થીઓને ચોપડીઓ તેમજ જરૂરીયાતની ચીજો આપી પોતે સંતોષ પામતો.

એક દિવસે સાંઝના તે તેની માશીને ત્યાં જતો હતો તેવામાં એક સાધારણ વર્ગનો માણસ રસ્તાપર બેભાન અવસ્થામાં પડયો હતો. તે માણસ વાઇના દર્દથી પીડાતો હતો. બાળક વિરેન્દ્ર તરતજ ત્યાં દોડી ગયો, અને તેની પાસે બેસી તેની આંખો દબાવવા તેમજ રૂમાલ વતી પરસેવો લુછવા લાગ્યો. રસ્તે ચાલનારા લોકો પણ આ ન્હાના બાળકને આવું પરોપકારી કામ કરતો જોઇ ધન્યવાદ આપવા લાગ્યા. થોડા વખત પછી તે માણસ શુદ્ધીમાં આવ્યો ત્યારે વિરેન્દ્ર તેનું ઠેકાણું પુછી ભાડુતી ગાડીમાં તેને ઘેર લઇ ગયો.

રાતના આઠ વાગ્યા અને હજુ સુધી વિરેન્દ્ર ઘેર આવ્યો નહિ તેથી તેના પિતા તેની શોધમાં નીકળ્યા. રસ્તામાં વિરેન્દ્રનો દોસતદાર મળ્યો. તેને પુછવાથી પત્તો મળતાં તેઓ આજારી માણસના ઘર તરફ વિરેન્દ્રના મિત્ર સાથે જઇ પહોંચ્યા. વિરેન્દ્રને તે માણસને દવા પાતો જોઇ તેના પિતાને ઘણો આનંદ થયો, અને પોતાના પુત્રમાં ન્હાનપણથીજ આવી પરોપકાર વૃત્તિ જોઇ પ્રભુનો પાડ માનવા લાગ્યા.

કેશવ—આશ્રમ, મુંબઇ. } ઠાકોર ચીમનલાલ માધવલાલ.

# અંતે ગુફા જોવાનું રહી ગયું

મિત્રો ચાલો આજે આપણે ફરવા જઈએ. આજે આકાશ પણ ચોખ્ખું દેખાય છે. વળી ચોમાસાની હરિયાળીથી આપણને ખુબ આનંદ થશે. ઠીક છે ચાલો, આપણે તો તૈયારજ છીએ. એમની નાની ટોળી રમણ, ચંદ્ર, રસીક, નૈતમ બધા તૈયાર થઇ રમણને ઘેર એકઠાં થયા.

ચંદ્ર—પ્રથમ વિચારો કે કયાં જઈશું.

નૈતમ—આજે તો આયે અંધેરી તરફ જવાય તો ઠીક. ત્યાં એક ગુફા છે તે પણ જોતા આવશું ?

રસીક—રસ્તો કોણે જોયો છે ?

રમણ—વાહ દોસ્ત ! ! ચાર ધોરણ ભણ્યા પછી પણ રસ્તાની પીડા રહી ! અંધેરી જવા માટે ભુલેશ્વરથી ટ્રામમાં બેસી ગ્રાંટરોડ જઈએ, અને ત્યાંથી બી. બી. માં બેસી અંધેરી.

ચંદ્ર—વળી ફરવાજ નીકળીશું તો ટ્રામમાં બેસી બોરીબંદર કે ભાયખલા જઇ, ત્યાંથી જી. આઈ. પી. માં દાદરથી ગાડી બદલી બી. બી. ની મુલાકાત લઇ સીધા અંધેરી જઇએ.

રસીક—હું ત્રીજો રસ્તો બતાવું. એક આનો ટ્રામમાં ખર્ચી સીધા દાદર અને ત્યાંથી બી. બી. માં એક આનામાં સીધા અંધેરી. પછી ત્યાંથી તો કોઈને પુછીશું. "પુછતાં પુછતાં લંકે જવાય" એ કહેવત યાદ છે ને ?

બધાંએ મળી ચંદ્રનો રસ્તો પસંદ કર્યો, કે ફરવા ને જોવાજ જઇએ છીએ તો પછી ફરતાં ટ્રામ, જી. આઈ. પી. બી. બી. એ બધાંની મુલાકાત લેવી ઠીક પડશે. જો કે લાંબો ને ખર્ચાળ રસ્તો છે પણ આપણે તો ગમત જ કરવી છે ને ?

રસીક—મિત્રો મને માફ કરજો. મારી શકિત પૈસા ખર્ચવા જેવી નથી. વિચારી મારી બા મને કેમ ઉછેરે છે તે તો હું જાણું છું.

બધાંએ વિચાર કર્યો કે આપણી ટોળીમાંથી રસીક જતો રહે

તો ખોટું. એ બિચારો ગરીબ છે. તો આપણે બધા સરખા ભાગે તેનો ખર્ચ વેંચી લઈશું. વળી ગરીબને મદદ કરવામાં પ્રભુ પણ પ્રસન્ન છે. વળી રસીક વગર સર પણ ન પડે, માટે એતો પહેલો. બધાંએ આગ્રહ કરી રસીકને ટકાવ્યો, અને ઠરાવ પ્રમાણે અંધેરી આવી પુગ્યા.

સ્ટેશનથી ઉતરી એક ડોસાને ગુફાનો રસ્તો પૂછયો. કાકાજીએ રસ્તો બતાવ્યો. ચાલતાં વાડમાં બકરી ભરાઇ રહી હતી અને તે બૂમ મારતી હતી, જેથી બધાએ થઇ તે બકરીને વાડમાંથી કાઢી અને બકરીની આશિષ લઈ આગળ ચાલ્યા. તો રસ્તામાં એક ખટારો કાદવમાં ચોંટી ગયો હતો, તેથી ખટારા વાળાને મદદ કરી ખટારો કઢાવ્યો. ખટારા વાળાએ પણ કહ્યું કે નાનાં છોકરાં તમે પરગજુ થશો. ખેતરો, લીલોતરી, વાવેતર જોતાં જોતાં વાતોના ગપાટા ને પવનના સપાટા સાથે ટોળી ચાલે છે. આગળ ચાલતાં નાની નદી આવી, તો વિચાર થયો કે કેમ ઓળંગવી ? કેટલી ઉંડી હશે ? છેવટે તરીને જવાનો વિચાર નક્કી કર્યો, ત્યાં તો ચંદ્રે બૂમ મારી કે, જુઓ ! જુઓ ! બધા તે બાજુ દોડયા. તો બિચારી એક ૩૦—૩૫ વર્ષની સ્ત્રી તણાતી જણાઇ. બધાંએ મળી બહાર કાઢી, પછી તેને ઉંધી નાખી પાણી કાઢી નાખ્યું. પોત પોતાના કોટ તેને ઓઢાડયા જેથી ગરમી મળતાં તે બોલવા લાગી કે, બચ્ચાં ! હું કયાં છું ?

રસીક બોલ્યો, માજી ગભરાશો નહિ. તમો સારાં થઈ ગયાં છો, અને હવે અમને કહો તમો કયાંના રહેનારાં છો, અને શી રીતે આ નદીમાં પડયાં ? બાઇએ બધી હકીકત કહી. જે પરથી તેને સ્ટેશન પર લઈ જઇ ગાડીમાં બેસાડવા નક્કી કર્યું. રસ્તામાં આવી રીતે રોકાણ થવાથી વખત પણ બહુ થઇ ગયો હતો.

ગૌતમ—મિત્રો આજે આપણા નસીબમાં ગુફા જોવાનું નહિ. કેટલું બધું મોડું થયું, અને હવે સ્ટેશનથી પાછું જવાશે નહિ, તેમજ નદીની આપણને ખબર પણ નહિ. ચાલો ફરી જોઇશું.

રમણ—એક વાત ઘણી ખુશીની છે. આપણે આજે ઘણાં સારાં કામ કર્યાં. બિચારી બકરીનો જીવ બચાવ્યો, ખટારાવાળા ખેડુતને મદદ કરી; નહિ તો આ જંગલમાં કોણ આવત? ક્યારે આવત? ક્યાં સુધી બળદ ને ખેડુત બંને દુઃખી થાત? વળી સૌથી મોટું આ બાઇનો જીવ પણ બચ્યો. જોવાનું ન મળ્યું તેથી શું? તેનાં કરતાં વધુ અગત્યનાં અને સારાં કામો આપણા હાથેથી થયાં; માટે હું તો આનંદ માનું છું.

ચંદ્ર—રમણની વાત મને બહુજ પસંદ છે

આ પ્રમાણે વાતો કરતાં સ્ટેશન આવ્યું. સૌએ થોડા પૈસા એકઠા કરી ટીકીટ લઇ બાઇને ગાડીમાં બેસાડી દીધી. સાથે આવવાનું પુછયું; તેના ઉત્તરમાં બાઇએ ઉપકાર માન્યો અને કહ્યું, હવે હું બરાબર સારી છું, અને એકલી જઇ શકીશ.

બાઈની ટ્રેન ઉપડી ગયા પછી મુંબાઇ આવતી ટ્રેનમાં આપણી નાની ટોળી બેઠી. અંતે ગુફા જોવાનું રહી ગયું.

પ્રિય બાળકો! આ ચાર છોકરા કેવા ડાહ્યા! બીજા માટે પોતાની ગમત, પોતાનો ખર્ચ બધું ગુમાવ્યું. શાબાશ છે આ છોકરાઓને? તમો પણ બીજાનું ભલું કરવા તૈયાર રહેજો.

જેનબાઇ લીખાભાઇ પટેલ.

---

શ્રી ૐ.

# એક અદ્‌ભૂત વાર્તા.

એક વખત મંગુભાઇ નામે જુવાન પોતાના મિત્ર ડાહ્યાભાઇને ત્યાં ગયો. ડાહ્યાભાઇ અદ્‌ભૂત વાતો જોડી કાઢવામાં ઘણો હોંશિઆર હતો. મંગુભાઈને પણ એક એવી વાત સાંભળવાનું મન થયું, તેથી તે ત્યાં ગયો હતો. ડાહ્યાભાઇયે પૂછ્યું, અહિં કેમ આવ્યા છો ?

મંગુ ભાઇએ કહ્યું, એક સરસ વાત સાંભળવા.

ડાહ્યાભાઇ કહે, ત્યારે સાંભળો એક વાત કહું.

વાચક બાળકો ! ચાલો આપણે પણ એ વાત સાંભળીએ.

ડાહ્યાભાઇએ વાર્તા શરૂ કરી. એક વખત માણેકલાલ નામે એક છોકરો આબુપહાડપર સહેલ કરવા ગયો હતો. આકાશ વાદળ વગરનું સ્વચ્છ હતું. એવામાં દૂરથી સિંહાકૃતિનું વાદળું તેના તરફ આવતું દેખાયું, તેની કેશવાળી એક માણસ સંતાઇ રહે તેટલી મોટી અને ઘાટા વાળવાળી હતી. તેની આંખો તો જાણે તેમાંથી અગ્નિની પ્રચંડ જ્વાળાઓ નીકળતી હોય તેવી દેખાતી હતી. આ જોઇ તે ઘણો બીધો, પણ હિંમત રાખી બેઠો.

ધીમે ધીમે પેલો સિંહ માણેકલાલની પાસે પાસે આવવા લાગ્યો. જેમ જેમ તે તેની પાસે જવા લાગ્યો તેમ તેમ તેનો આકાર ફરતો–બદલાતો–ગયો. અને જ્યારે તે તેની છેક પાસે આવ્યો ત્યારે તે માણસના જેવો બની ગયો ને નીચે આવી માણેકલાલની પાસે આવીને ઉભો રહ્યો. આ જોઇને માણેકલાલના હોંશ ગગડી ગયા. બૂમ પાડવા ઘણો પ્રયત્ન કર્યો પણ બૂમ પાડી શકાય નહિ. તે તો ફક્ત તેના ગળામાં લટકાવેલું પ્યાલું જોતો હતો. પેલો રાક્ષસ એની આ સ્થિતિ સમજી ગયો. તેથી તે બોલ્યો, ઓ ઠીંગણા મનુષ્ય, તું ડરીશ નહિ. મારૂં નામ ચંદ્રાસુર છે. હું હિમાલયથી આવું છું. હું અત્યારે અહીં આવું છું, ને સવારે હિમાલય તરફ ઉપડી જાઉં છું. ચંદ્રાસુરના આ બોલ સાંભળી માણેકલાલ-

ને કંઇક હિંમત આવી ને ભાગ્યાતૂટયા શબ્દોમાં બોલ્યો, તતમે આ પ્યા...લો શું કરવા બાંધ્યો છે? મને એટલાનોજ જવાબ આપો એટલે હું ઘેર ચાલ્યો જઉં. મને ઘણી ભૂખ લાગી છે. ચંદ્રાસુર બોલ્યો, ઓહો! શું તને ભૂખ લાગી છે? લે ખા. એમ કહી તેણે પ્યાલામાંથી મિઠાઇ કાઢી આપી તે માણેકલાલ ઝપાટા બંધ ખાઇ ગયો: ત્યારપછી ચંદ્રાસુર બોલ્યો, આ પ્યાલાના ઉપયોગ તને કહું તે સાંભળ. પહેલો ઉપયોગ તો તને પ્રત્યક્ષ બતાવ્યો, ને હજી તેના બીજા ઉપયોગ જોવા હોય તો મારી સાથે ચાલ. માણેકલાલ તો ચંદ્રાસુરનું આવું માયાળુ વર્તન જોઈ તેના ઉપર ફીદા ફીદા થઈ ગયો હતો. તે તરત ઉઠયો ને ઘણા ખાડા ટેકરા ચઢી ઉતરી એક સરોવર પાસે આવ્યા. તેનાથી પચીસ કે ત્રીસ ફુટ દૂર એક લાલ પત્થર હતો. ચંદ્રાસુરે પ્યાલાને તે પત્થર પર ઘસ્યો. થોડીવાર ઘસ્યા બાદ તે પત્થર સરર્રર........કરતો આકાશમાર્ગે ઉડયો. માણેકલાલ તેના સામું જોઈ રહ્યો, પણ પત્થર કયાં ગયો તે જણાયું નહિ: હવે પત્થર ઉપડયો એટલે તળે એક ભોંયરૂં દેખાયું. થોડીવાર પછી તેમાંથી એક માણસ નીકળ્યો. તેને જોઈને માણેકલાલ તો આશ્ચર્યચકિત થઈ ગયો. તેના વાળ લાલ હતા. તે કેડ સુધી મનુષ્યના જેવો હતો. તેના પગ પત્થરના હતા. તેને આંગળાં તો હતાં જ નહિ. ચંદ્રાસુરે પેલા માણસને કંઇ સંજ્ઞા કરી એટલે તે સરોવર આગળ ગયો, અને પાંચ માછલાં લાવ્યો. તેમના રંગ વિચિત્ર હતા. એકનો લાલ, બીજાનો કીરમજી, ત્રીજાનો નારંગી, ચોથાનો લીલો અને પાંચમાનો પીળો હતો. પેલાં માછલાં પાણીમાંથી બહાર કાઢતામાં મરી ગયાં હતાં. પેલાં માછલાં ચંદ્રાસુરના હાથમાં આપી પેલો માણસ અદૃશ્ય થઇ ગયો. ચંદ્રાસુરે પેલાં માછલાં પ્યાલામાં નાખ્યાં એટલે તે જીવતાં થઇ થનૂ થનૂ કુદવા લાગ્યાં. આ વખતે તેમનો રંગ પહેલાંના જેવો નહતો. પણ પોપટીઓ થઇ ગયો હતો. ત્યાર પછી માછલાં કુદીને પાણીમાં પડયાં. પછી ચંદ્રાસુર માણેકલાલને અંદર લઇ ગયો. ચાલતાં ચાલતાં તેઓ એક વાડીમાં

આવી પહોંચ્યા. વાડીમાં જુદી જુદી જાતનાં હજારો પુષ્પો હતાં; તેમાંથી ગુલાબનું ફુલ લઈ પ્યાલામાં નાખ્યું. પ્યાલામાં તેનો રંગ બદલાયો અને તેમાંથી એક સુંદર બાળક ઉત્પન્ન થયું અને થોડી વારમાં અદૃશ્ય થઈ ગયું. ત્યાર પછી તેઓ આગળ ચાલતાં એક સુંદર, શોભાયમાન ઓરડીમાં આવી પહોંચ્યા. ચંદ્રાસુરે માણેકલાલને પલંગ ઉપર બેસાડયો અને પ્યાલામાંથી આવાનું કાઢી પોતે ખાધું, અને માણેકલાલને ખવરાવ્યું. ખાઈ રહ્યા પછી તેઓ ભોંયરાની બહાર આવ્યા અને ઉભા રહ્યા. ત્યાર પછી ચંદ્રાસુરે પેલો પ્યાલો સરોવરમાં નાખ્યો, ને ખરરર ....કરતો લાલ પત્થર પહેલાંની જગ્યાએ ગોઠવાઈ ગયો. ત્યાર પછી ચંદ્રાસુરે માણેકલાલને આંખ મીંચી દેવાનું કહ્યું અને થોડીવાર પછી ઉઘાડવાનું કહ્યું. આંખ ઉઘાડી જુવે છે તો ન મળે ખાડા ટેકરા પણ તે તો પોતે જ્યાં હતો ત્યાંને ત્યાંજ હતો.

આટલું કહી ડાહ્યાભાઈએ પોતાની વાર્તા પૂરી કરી. મંગુભાઈ તે રાક્ષસ અને ડાહ્યાભાઈની બુદ્ધિનાં વખાણ કરતો કરતો પોતાને ઘેર ગયો.

શ્રી રાષ્ટ્રિય શાળા, ઓડ | હિંમતલાલ ચુનીલાલ શાહ, (ઉમ્મર વરસ ૧૬ ધો. ૪ થું)

---

## પ્રતાપસિંહ.

ઉદેપુરના વીર એક મહારાણાની ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા આ એકજ છે. લેખક ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા. કિંમત રૂ. દોઢ. આમાં રાણા પ્રતાપના જીવનના ઘણા પ્રસંગોનો ઉલ્લેખ છે. સાચી સ્વદેશભક્તિ, સાચી વીરતા અને માતૃભૂમિ પ્રત્યેનો સાચો પ્રેમ આ વાતામાં સ્થળે સ્થળે દેખાઈ આવે છે. દેશભક્તિની અને માતૃભૂમિ પ્રત્યેના પ્રેમની માત્ર વાતો કરવાથી કાંઈ વળતું નથી; પરંતુ જાતિભોગ આપવાથી અને કાર્ય કરવાથીજ ખરું સાર્થક થાય છે ને સાધ્ય-પ્રાપ્તિ મેળવાય છે; તે આ નવલકથામાં ઓતપ્રોત ભરેલું છે.

# શેઠાણીઓ! દયાળુ દેવિયો!!

તમો જીવદયાની આટલી બધી લાગણી

કુતરાં, બિલાડાં, પોપટ, મેના જેવાં પશુ પક્ષીઓ તરફ રાખો, તેમને લાડથી નવરાવી ધોવરાવી ખવરાવો, અને લાડથી રમાડો—

અને

તમારા દેશભાઇનાં માનવ સંતાનો અન્ન, વસ્ત્ર અને ઘર વિના રઝળે, ભૂખે મરી જાય, તો પણ તેમના સામી જરા મીઠી નજરે ન જુઓ? એક મુઠી અનાજ આપી ન બચાવો!!

## શું એ તમારૂં દયાળુપણુ કે સ્ત્રીપણુ કહેવાય?

આજથી તેમને બચાવવાની પ્રતિજ્ઞા લઈ કંઈ પણ દાન મોકલો.

રીપોર્ટ મફત મળે છે. લખો—

મંત્રી હિંદુ અનાથાશ્રમ—નડીઆદ.

Registered No. B. 1070

# સ્ત્રીબોધ.

પુસ્તક ૬૫ મું. ] નવેમ્બર, ૧૯૨૧. [ અંક ૧૧ મો.

## અનુક્રમણિકા




તંત્રીઓ:—બાઇ પુતળીબાઈ કાબરાજી.
રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ બી. એ. એલ. એલ. બી.

મંત્રી:—જીવનલાલ અમરશી મહેતા.
"સ્ત્રી-બોધ" મન્દિર; પીરમહાલ રોડ,—અમદાવાદ.
( સઘળો પત્રવ્યવહાર મંત્રીને શીરનામે કરવો. )

લવાજમ રૂ. ૨-૮-૦ ( ટપાલ ખર્ચ સુદ્ધાં ) હિંદુસ્તાનની બહારના
દેશોના ગ્રાહકો માટે ટપાલ ખર્ચ સુદ્ધાં રૂ. ૩-૪-૦
છુટક અંકના ૦-૫-૦

# "સ્ત્રી-બોધ."

વાર્ષિક લવાજમ રૂ. અઢી. પરદેશ માટે રૂ. ૩—૪—૦.
(ઈ. સ. ૧૯૨૨ ના બક્ષિસ પુસ્તકના પોસ્ટેજ સાથે આઠ આના વધારે.

---

બાળવિભાગમાં વધારો—" બાળક " વિભાગ માટે હાલનો એ ફૉર્મ બહુ ઓછાં પડતો હોવાથી નવા વર્ષથી તેમાં એક ફૉર્મનો વધારો કરીને બે ફૉર્મ કરવામાં આવશે.

**ભેટનું પુસ્તક**—ગુજરાતના વિદ્વાનોએ લખેલા હાસ્ય રસિક લેખોનો નવો સંગ્રહ " હાસ્ય કથામંજરી " ના ૧૯૨૨ ની સાલમાં ગ્રાહકોને ભેટ આપીશું. આ પુસ્તક કદમાં નાનું વિષયમાં નિર્માલ્ય નથી, પણ એવું કિંમતી છે કે " સ્ત્રીબોધ " નું લવાજમ તો માત્ર આ પુસ્તકમાં જ વસુલ થઇ જશે; અને માસિકપત્ર એક વર્ષ મફત જ મળ્યા જેવું લાગશે. છતાં બક્ષિસ પુસ્તક બદલ તેના પોસ્ટેજ ખર્ચ સાથે માત્ર આઠ આના વધારે આપવાના છે ૧૯૨૨ નું લવાજમ મોકલ્યું હશે તેમનો જ આ બક્ષિસ પુસ્તક ઉપર હક્ક રહેશે.

વર્ષની શરૂઆત જાન્યુઆરી માસથી થાય છે; પરંતુ " વીણા વીહારી " નામે શરૂ થયેલી નવી સચિત્ર વાર્તા જેમને પહેલેથી વાંચવી હોય તેમણે જુલાઇથી ગ્રાહક થઇ દોઢ વર્ષનું લવાજમ સાથે જ મોકલવું એટલે પાછલા બધા અંકો મળશે.

ભેટનું પુસ્તક—હાસ્ય કથામંજરી—જાન્યુઆરી માસમાં બહાર પડશે.

વિ૦ પી૦ કરવાથી પોસ્ટના નવા નિયમ પ્રમાણે રજીસ્ટર્ડ વગેરેના ચાર આના વધારે ખર્ચ થાય છે માટે ચાલુ તેમજ નવા થનારા ગ્રાહકો મનીઓર્ડરથી લવાજમ મોકલશે તો તેમને ચાર આનાનો બચાવ થશે.

સરનામા માટે સૂચના—" સ્ત્રીબોધ "ના ગ્રાહકોનું નવું રજીસ્ટર તૈયાર કરી, સરનામાં છપાવવાનાં છે. માટે જે ગ્રાહકોના સરનામામાં કંઈ પણ સુધારવા જેવું હોય તે માટે અમને તુરતજ લખી જણાવવું. પત્ર વ્યવહારમાં રજીસ્ટર નંબર જરૂર લખવો. નંબર વિના કાગળ પર અમલ થઇ શકશે નહિ.

પરદેશના ગ્રાહકોને વિ૦ પી૦ થતું ન હોવાથી તેમને લવાજમ માટે વખતો વખત લખવું પડે છે. કેટલાક ગ્રાહકો જાણે મફત મેળવવાને ટેવાયા હોય એવી રીતે લવાજમનું બીલ ચુકવવાની વાત ધ્યાનમાં જ લેતા નથી.

કેટલાંક જાહેર પુસ્તકાલયો પણ અંકો રાખી લે છે ને વિ૦ પી૦ નો અંક પાછો વાળે છે. આ વરસમાં લગભગ સત્તર જાહેર પુસ્તકાલયોનાં વિ૦ પી૦ પાછાં ફર્યાં છે. અંકો લીધા કરે ને લવાજમ ન ભરે એ જાહેર સંસ્થાઓ માટે શરમાવા જેવું નથી? આવા ગ્રાહકોનું લીસ્ટ પ્રસિદ્ધ કરવાની જરૂર ન પડે એટલું જ અમે ઇચ્છીએ છીએ.

—તંત્રી " સ્ત્રીબોધ. "

# સ્ત્રી-બોધ.

પુસ્તક ૬૫ મું. ] નવેમ્બર, ૧૯૨૧. [ અંક ૧૧ મો.

## ગૃહજીવનની સુંદરતા.

[ અનુસંધાન પૃષ્ઠ ૪૫૬ થી. ]

### પતિ પ્રત્યે પત્નીના અંગત ધર્મ.

અત્યાર સુધી પત્નીના પતિ સાથેના અંગત સંબંધ બાબત તથા તેમાંથી ઉદ્ભવતા તેના ધર્મ બાબત ભાગ્યે જ કાંઇ કહેવામાં આવ્યું છે. આ સંબંધ અમર્યાદિત છે, તેમ અતિ પવિત્ર અને નાજુક છે, એટલે તે સબંધી કાંઇ પણ બોલવું કે લખવું તે ઠીક લાગતું નથી. તેમાંના થોડા અતિ જરૂરી સ્ત્રીએ બજાવવાના ધર્મ સબંધી કેવળ ઇશારો માત્ર જ કરી શકાય.

સાચી સ્ત્રી પોતાના પતિ પ્રત્યે પૂર્ણ વિશ્વાસ રાખે છે. તેનાથી તે કાંઈ પણ વાત ખાનગી રાખતી નથી. પતિને અમૂક વાત નહિ કહું તેવું વચન તે કોઇને આપતી નથી. કોઇ માણસ તેની પ્રશંસા એવા શબ્દોમાં કરે કે તે પોતાના પતિ આગળ બોલી શકે નહિ, તો તેવાં માણસને તે સાંભળી રહેતી નથી. પોતાની સર્વ લાગણીઓ, ઇચ્છાઓ, આશાઓ, દુઃખ, સુખ, સર્વ તે પોતાના પતિને કહે છે. આ રીતે પતિ આગળ તે સંપૂર્ણ વિશ્વાસથી પોતાનું હૃદય ખુલ્લું કરે છે, પણ પોતાના ઘરના આંતરિક પવિત્ર જીવન સબંધી એક અક્ષર પણ બહાર બોલતી નથી. ગૃહ સંસારમાં ભલે નાના નાના કલહ થાય કે કાંઇક દુઃખ પણ હોય! ભલે તેના પતિમાં કાંઇક દોષ હોય અને તેથી તેને દુઃખ પણ થતું હોય! ભલે તેનો પતિ કોઇ કોઇ ફરજોમાં ચૂકતો હોય! ભલે ઘરની શાંતિનો ભંગ થઇ જાય તેવા મનભેદ પણ પડે! પણ ગમે તેટલી હાલાકી થાય તોપે આ આંતરિક દુઃખની વાત કોઇ પણ સહાનુભૂતી ધરાવતા મિત્ર સુદ્ધાંને પણ, ભૂલે ચૂકે કરવી બ્યાજબી નથી. આમ વાત બહાર કરવી તે તેના પોતાના જ હિતને નુકશાન કરતા છે, તથા તેમ કરવાથી ફરીયાદો દૂર થવાનો અને ઘરની શાંતિ પુનઃ પ્રાપ્ત કરવાનો સંભવ સમૂળગો જતો રહે છે. જે દુઃખની ફરીયાદો બહાર જાય છે તે અણુરાખેલા ઘાની માફક

હંમેશાં ફિકર કર્યાં જ કરે છે. ડાહી પત્ની પોતાની આ ખાનગી બાબતો ફક્ત એક પ્રભુનેજ કહે છે, અને ધીરજવંત પ્રેમથી કલહ અને મતભેદનાં કારણોને દૂર કરવા તે હંમેશાં મથ્યાં કરે છે.

સામાન્ય મનુષ્યો કરતાં પ્રેમ પત્નીમાં વિશેષતાઓ જોઇ શકે છે. તેની ખામીઓ ઉપર પ્રેમ પડદો નાંખી દે છે; તેના સાદા ચહેરામાં તે સ્વરૂપ જોઇ શકે છે. પરિણિત જીવનનો મોટામાં મોટો પ્રશ્ન, પત્નીએ આ પ્રેમ સાચવવાનો છે: પોતે મધ્યમવયની થાય, આધેડ ઉંમરની થાય, મોં ઉપરથી જુવાનીની ઝમક જતી રહે, અવાજમાંથી સંગીત જતું રહે તોપણ તેના પતિને મન કાંઇ ફેર માલુમ પડે નહિ, તેના પતિને મન તો અસલની માફક તે સૌન્દર્યવતી જ લાગે તેવો પ્રેમ તેણે જાળવવાનો છે. આ વાત કાંઇ અશક્ય નથી; દરેક સુંદર ગૃહમાં તે મુજબ થાય છે જ. પરંતુ આ સૌંદર્ય કાંઇ દરજીના ભાતભાતનાં કપડાંથી, કે વાળના–તેલના–ઠઠારાથી આવી શકતું નથી, એ તો કલા પ્રેમની છે, તેમજ તે આણી શકે છે. લગ્નને દિવસે જે સ્થાન પત્ની વિશે પતિના હૃદયમાં હતું, તે સ્થાન જો તે હંમેશાં જાળવી શકે તો તે સદાય સ્વરૂપવતી જ લાગશે. તેણે વાતચીતમાં, પોતાનાં વાક્યોમાં, પોતાની સમસ્ત રીતભાતમાં ઘણીજ સાવચેતી રાખવી જોઇયે, અને લગ્ન પહેલાં પતિ પ્રત્યે જેવી વર્તણુક તે ચલાવતી હતી તેવીજ માનભરી વર્તણુક તેણે સદાયે રાખવી જોઇયે. પોતાના જીવનમાં જે કાંઇ ઉમદા, આકર્ષક, કે હૃદયંગમ હોય તે સર્વનો તેણે વિકાસ કરવો જોઇયે. તેણે પોતાનાં લુગડાં સંભાળથી પહેરવાં જોઇયે. હંમેશાં પોતાને શોભતાં તથા સ્વચ્છ કપડાં જ ધારણ કરવાં. પુસ્તક પંડિતોની વાતો ઠીક છે, પણ ગમે તેમ અને ગંદાં કપડાં પહેરનાર પત્ની પોતાના પતિનો પ્રેમ સદાયે સાચવી શકે નહિ. વળી આંતરિક જીવન તરફ પણ નજર રાખવી જોઇયે. પતિ સાથે બુદ્ધિનો સહચાર કરવા જેટલી પોતાની બુદ્ધિની ખીલવણી તેણે કરવી જોઇયે. વળી આધ્યાત્મિક સૌંદર્યથી તેણે સજ્જ થવું જોઇયે. જેમ જેમ વર્ષો વિતતાં જાય તેમ તેમ તેનો પતિ તેનામાં કાંઇને કાંઇ નવીનતા નિરખે તેવા પ્રયત્ન તેણે કરવાં જોઇયે. જીવનકલહમાં, રોજની જંજાળમાં ઉમર વધવા સાથે, શારીરિક સૌન્દર્ય ઘટે અને ક્ષીણ થતા શરીરના રૂપનું સ્થાન લે તેવી તજવીજ કરવી જોઇએ. એમ કહેવામાં આવે છે કે " જેમ કેટલાંએક પુષ્પો પોતાની મધુરી સુવાસ સર્વ કોઇને નથી આપતાં, પણ જે તેમને પ્રેમથી સુંઘે તેમને જ આપે છે, તેજ પ્રમાણે પત્નીમાં પણ કંઇક એવી ખાસ

આકર્ષકતા, એવો કોઇ ખાસ ગુણ હોવો જોઇયે કે જેનું નિરીક્ષણ, જેનો ઉપભોગ, કેવળ તેનો પતિ જ કરી શકે. પત્નીએ પૃથ્વી ઉપરના બીજા કોઇ પણ મનુષ્ય કરતાં, પોતાના પતિને જ વધારે રીઝવવાનો યત્ન કરવો જોઇએ. પતિના મુખના અભિનંદનનું મૂલ્ય તેણે બીજા કોઇના પણ અભિનંદન કરતાં વિશેષ લેખવું જોઇએ, અને તેથી તેણે પોતાની સર્વોત્તમ આકર્ષકતા કેવળ પોતાના પતિમાટે જ રાખવી જોઇએ. તેણે હમેશાં કાંઇક નવિન કમનિયતાથી પતિને સાનંદાશ્ચર્ય કરવાની તજવીજ કરવી જોઇયે; તેણે પતિને આનંદ અને મોજ આપવા માટે નવી નવી યુક્તિઓ કરવી જોઇયે. પોતાના ઘરમાં બીજું કોઇ હાજર ન હોય ત્યારે, કેટલીએક સ્ત્રીઓ પોતાના પહેરવેશની તેમજ ચોખ્ખાઇની દરકાર રાખતી નથી; તેમ ન કરતાં દરેક પત્નીએ પતિ સમક્ષ તો પોતાનું સર્વોત્તમ સ્વરૂપ ધારણ કરવું જોઇયે. મહેમાનો હોય ત્યારે આનંદિત અને સૌંદર્યપૂર્ણ દેખાવાનો યત્ન કરીને, તેઓ જાય ત્યારે થાકથી મોં ચડાવીને સનમૂન બેસી રહેવાને બદલે જ્યારે ઘેર એકાંતમાં પતિ પત્ની એકલાં હોય, ત્યારે આનંદિત અને સૌંદર્યપૂર્ણ રહેવાની સંભાળ પત્નીયે રાખવી જોઇયે. પતિ અને પત્ની બન્નેયે પોતાના સર્વોત્તમ અંશો એક બીજા સમક્ષ આણવા જ જોઇયે.

વળી દરેક પત્ની પોતાના પતિ ઉપર કેટલી લાગવગ ધરાવે છે તેનો ખ્યાલ, તથા તેનું ચારિત્ર્ય ઘડવાની તેમની શક્તિ કેટલી હોય તેનો ખ્યાલ, તેને હોતો નથી. તેનું ચારિત્ર્ય, તેનું ભવિષ્ય, તેનો દરજ્જો, અને તેનું આખું જીવન તે ઘણુંખરૂં ઘડી શકે તેમ હોય છે. પતિ ઉપર પત્ની જે સત્તા—સામ્રાજ્ય—ધરાવે છે તે પ્રેમનું સામ્રાજ્ય છે. પણ તે ઘણું જ સબળ અને રોકી ન શકાય તેવું છે. જો તે પોતાની સત્તા સાચવી રાખે, જો તેના જીવનની રાણીનું પદ ખુવે નહિ, તો તેની પાસે જે ધારે તે કરાવી શકે. અજાણતાં પણ—પોતાની જોખમદારીના ખ્યાલ વિના પણ—તે પોતાના પતિ ઉપર એવી સત્તા ધરાવે છે કે તેનું ભવિષ્ય ઉત્તમ કે અધમ તેનાથી બડાય છે. જો તેનામાં ઉચ્ચ ભાવનાઓ હોય નહિ, જો તે પોતે જ છાકરી અને અભિમાની હોય તો તેના પતિને ગાંભીર્ય ને પાડી દેશે. તેના દૃઢ નિશ્ચયને ચળાવી દેશે, અને કોઇ ઉત્સાહિત પ્રયત્નમાંથી તેને તે પાછો પાડશે. પરંતુ તેના આત્મામાં જો ઉમદા જીવનના ગુણ હોય, જીવન સંબંધી ખરા વિચાર તે ધરાવતી હોય, જો તેનામાં તેજ, બળ, અને ચારિત્ર્ય હોય, તો તે તેના પતિને ઉમદા, પુરૂષાર્થવાળો, અને નીતિમય

કાર્યો કરવાની પ્રેરણા કરી શકશે. જીવન સબંધી તેની ઉન્નત ભાવનાથી પણ ઉન્નત થશે. તેની અચળ હેતુપુરઃસરતા તેના પતિના નિશ્ચયોને અને તેના વર્તનને દૃઢ કરશે. તેના આત્માની વિશુદ્ધિથી તેના પતિનો ઉત્સાહ પણ વિશુદ્ધ થાય છે. પતિના કામમાં રસ લેવાથી, તથા દરેક વખતે તેમાં ડહાપણભરી સલાહ આપવાથી, તે મુશ્કેલી વખતે બહાદુરી ધારણ કરી શકે છે તથા પોતાની ફરજ બજાવવામાં સુદૃઢ રહી શકે છે. તેની સંભાળભરી ઘરની સુવ્યવસ્થા, પતિના વિજયમાં કારણભૂત થાય છે. સુઘટીત, સુખી અને પ્રકાશીત ઘરથી પતિના જીવનમાં સતત શાંતિ અને આનંદ વાસ કરે છે, અને ઉન્નત જીવન ગાળવા માટે પ્રેરે છે. પત્નીની અડગ વફાદારી, માયાળુ પ્રેમભાવના, તેની કોમળ સહાનુભૂતિ, તેની આત્મિક સુંદરતા, તેના પતિને આશ્રય આપનાર, રક્ષણ કરનાર, સુપથે દોરનાર અને આશીર્વાદ આપનાર બનીને પત્નીને પ્રભુના પયગંબર જેવી ખરેખર બનાવે છે. પત્નીનો આ આદર્શ જેટલે દરજ્જે એક પત્ની સ્વીકારશે, તેટલે દરજ્જે તે, તેનું ધર્મકાર્ય દૃઢીભૂત કરશે અને તેની આશાઓનાં સુંદર સ્વપ્નાં સાચાં પાડશે.

દરેક પત્નીને શીર આ "સ્ત્રીનો બોજો" છે. તેને ગંભીર અને વિચારશીલ બનાવવા માટે ને પૂરતો છે. તે પુરુષે પોતાનો દસ્ત ગ્રહણ કર્યો છે તેને લીધે, તે તેના ધંધામાં સફળ થશે, તે ઉત્તમ મનુષ્ય બનશે, તેના ઉપરની તેનાં સર્વ સાગવગ એ તેના ભલાને માટે જ નિવડશે, એમ પત્ની શી રીતે કહી શકે? તે કાંઇ મોઢેથી નીતિમય સિદ્ધાંતો બોલીને, જાણે પોતે ઉન્નત હેતુવાળી અને જીવન સબંધી ડહાપણભર્યા વિચારો ધરાવે છે, એવું ઉપરથી બતાવીને નહી કહી શકે. તેમ પતિને મદદ કરવા અને ઉત્સાહ આપવાના નિર્બળ ઠરાવો મનમાં કરીને પણ નહી કહી શકે. ધણીના ધર્મ અને મનુષ્યત્વના આદર્શ ઉપર ભાષણ આપીને પણ તે તેમ નહી કહી શકે. તે તો પોતે આત્માના ઊંડાણમાં, દરેક વિચારમાં, તેમજ હૃદયની ભાવનામાં, સ્વભાવની દરેકે દરેક રગમાં સાચી અને ઉદાત્ત સ્ત્રી બનીનેજ કહી શકે. તે પતિને પોતે મોઢે કહેશે તેવો નહિ, પણ જેવી પોતે બનશે તેવો બનાવી શકશે.

આ રીતે એ સર્વ બાબતો ફરી ફરીને ચારિત્ર્ય ઉપર આવીને આધાર રાખે છે. જે સારી સ્ત્રી હોય તે જ સારી પત્ની થઈ શકે; અને જે ધર્મમય સ્ત્રી હોય તે જ સારી સ્ત્રી થઇ શકે. પત્નીત્વમાંની ગંભીર જોખમદારીને પહોંચી વળવા માટે જે ડહાપણ અને બળની જરૂર છે તે એક પ્રભુ વિના અન્ય કોઇ આપી શકે તેમ નથી. જ્યારે તેની યુવાની જતી રહે, આંખની

ચાલી ચાલી જાય, આંખની ઝમક હોય નહિ, ત્યારે પણ તેના પતિની દૃષ્ટીએ ખુબસુરત જણાવા માટે ચારિત્ર્યનું જે જવાહીર મેળવવું જોઇએ, આત્માનું જે સૌંદર્ય મેળવવું જોઇએ, તે પણ કેવળ પ્રભુવિના બીજે કયાંયથી મેળવી શકાય તેમ નથી. પોતાની જાતને અને પરિચિત જીવનમાં અન્ય સર્વેને આશીર્વાદરૂપ થઇ પડાય તેવું વર્તન કરતાં તો ફકત પ્રભૂ જ શીખવી શકે.

પ્રેમનાં પ્રથમ સ્વપ્નાં શાં હતાં, પ્રેમ એટલે પ્રથમ જુવાનીમાં શા શા અર્થ થતા હતા, તેની સાથે પછીના જીવનમાં ઘણીવાર જે પ્રેમની નિષ્ફળતાઓ નિવડે છે, આ સ્વપ્નાં કેવાં અલોપ થઇ જાય છે, પ્રેમના સાહસનું કેવું નિર્જીવ પરિણામ આવે છે, તેની સરખામણી કરવા કરતાં વધારે દિલગીરીભર્યું કાર્ય આ દુનિયામાં છે નહિ. આટલી બધી દિલગીરીભરી નિરાશાઓ શા માટે થતી હશે? આટલી બધી સમભાળાઓ ધૂળમાં શાને રંગદોળાતી હશે? આ સર્વ સ્વપ્નાં સાચાં પાડવાનો, આ આશાઓ તાજી અને મહેકભરી રાખવાનો શું કાંઇ રસ્તો નહિ હોય?

છે, રસ્તો છે; પણ તે ધર્મમાં, ચારિત્ર્યમાં છે.

યુવતી, લગ્નવેદી સમક્ષ હસતી, મધુરસ્વર ગાતી જાય છે. પણ તેને ખ્યાલ છે કે જો તે પોતાના ધર્મ, ફરજો, જાણ્યા વિના ત્યાં જશે તો તે લગ્નવેદી નહિ રહે પણ તેના બળીદાન માટેની ભભકતી આગરૂપ નિવડશે. જે આ સરિતા આદિ છે, અને જે અંત છે, તે પ્રભુ સાથે પોતાનું જીવન એક તન્મય કરતાં સુધી આ વેદી સમક્ષ જતાં તેણે થોભી જવું જોઇએ. આ તુવી પ્રેમ (એ જ) મૂલ્યવાન છે, પણ તેથી કાંઇ હક્ક સર્વદા ધરાતું નથી. કસોટીના સમય આવશે; મુંઝવણભર્યા પ્રસંગો આવશે; ગુસ્સે થવાનો વખત આવશે; નિરાશાઓ થશે; દુઃખ અને દિલગીરીના પ્રસંગો પણ આવશે, તે સમયે પ્રભુ વિના બીજા કશાથી શાંતિ મળશે નહિ. તેના વિના પંથ કાપવો વિકટ થઇ પડશે. પરંતુ તેની કૃપાથી, તેના સાન્નિધ્યથી, જે કુસુમ આજે કરમાયલાં દેખાય છે, તે જ આવતી કાલે ફરી ખીલશે, અને શરૂઆતના પ્રેમનાં સ્વપ્ન, વળી પાછાં શાંતિ આનંદના મદ રચશે, અને તે મદમાં ઘડપણમાં આશ્રય, નિરાંત અને શાતા મળશે.

સંપૂર્ણ.

કેશવપ્રસાદ દેસાઇ.

# મિસ હેલન હેકમેન.

## બ્હેરી છોકરી નાચતાં અને ગાતાં કેમ શીખી ?



સરસ્વતીચંદ્રના પ્હેલા ભાગમાં ૧૫ મા પ્રકરણમાં નીચેનું વાક્ય લખેલું છેઃ " અપરમાને ખોળે પડેલો કયો પુત્ર સુખી થયો છે ? " જેમ આ વાક્ય હિંદુ સંસાર એકલો તપાસીને લખાયું છે તેમ એકલા તેજ સંસારને એ લાગુ પાડી શકાય છે. આંગળીથી નખ વેગળા તે વેગળાજ. પણ એક અપરમા પોતાની સાવકી દીકરીને વાસ્તે કેટલું કરી શકે છે તે નીચેની ખરેખરી વાત પરથી જણાશે.

મિસ હેલન હેકમેનનો જન્મ અમેરીકાના સંયુક્ત સંસ્થાનોમાં આવેલા મસ્કોજી નામના શહેરમાં, આજથી ૨૧ વર્ષ ઉપર થયો હતો. માત્ર એકજ વર્ષની ઉમ્મરે સખત મંદવાડને લીધે તેની સાંભળવાની શકિત જતી રહી. તેની સમજણ તે બે વર્ષની થઇ ત્યારે જ તેના માબાપને પડી. કારણ કે બે વર્ષની થઈ અને માબાપની વાતચીત સાંભળી શકતી નહિ એટલે તેમણે જાણ્યું કે છોકરી બ્હેરી છે. પાંચ ઇન્દ્રિઓમાંથી એક ન હોય ત્યારે મનને કેટલું દુઃખ થાય છે તેને તો આપણે બાજુએ મુકીએ, પણ એમ હોય છે ત્યાં શરીરનો કુદરતી વિકાસ પ્રમાણસર કે ઘાટદાર થતો અટકે છે. મિસ હેલનને પણ તેજ પ્રમાણે થયું. હેલન ૮ વર્ષની થઇ ત્યારે ત્રણ છોકરાં—એક હેલનથી મોટો ભાઇ, બીજી હેલન, અને ત્રીજી એક બાળક બહેન—મુકીને તેની મા મરી ગઇ. હવે હેલનને બ્હેરાંની શાળામાં મુકવામાં આવી જ્યાં તે કાંઇ ખાસ શીખી નહિ.

હેલન જ્યારે બાર વર્ષની હતી તે વખતે તેના બાપે નવી સ્ત્રી કરી. આ સ્ત્રી સરસ્વતીચંદ્રમાંની ગુમાનબા, કે ધ્રુવની અપરમાતા સુનીતિ, કે જે માત્ર હિંદુસ્તાનમાં વસતી સેંકડો ઓરમાન માઓના નમુના જ છે, તેવી નહોતા. તેણે ઘરમાં આવતાંની સાથેજ ત્રણે છોકરાંને પોતાનાં કરી લીધાં, અને ખાસ કરીને રાંક હેલન ઉપર વધારે લક્ષ આપવા લાગી. તથા એ અપંગ બન્યું. કેવી રીતે આગળ ઉપર સુખી થાય એનોજ વિચાર કરવા લાગી. આ ઉદાર હૃદયની અનુપમ સ્ત્રીએ હેલનને વાસ્તે જે ભોગ

આપ્યો છે, અને જે કર્યું છે તે શબ્દોથી કહી શકાય નહિ. એ તો ફક્ત અત્યારે હેલનની કેવી સ્થિતિ છે, અને ૧૨ વર્ષની ઉમ્મરે તેની સ્થિતિ કેવી હતી, તે સરખાવી જોવાથીજ જણાશે.

નવી મા જે વખતે ઘરમાં આવી ત્યારે ૧૨ વર્ષ થઈ ગયાં હતાં છતાંયે હેલનનું શરીર બેડોળ તથા વાંકુંચુંકું હતું, જેનું કારણ તેની કાનની ખોડ હતી. હજુ સુધી બોલતાં કે વાતચીત કરતાં એ શીખી નહતી, પણ આખો દિવસ સૂનમૂન થઈને, હાથમાં એક દોરીનો કકડો લઈને, કે કાંઈ રમકડાં સાથે રમ્યાં કરતી. પણ જેવી નવી મા ઘેર આવી એટલે તેણે સહુથી પ્હેલાં તો હેલનને બોલતાં શીખવાડવાનો પ્રયત્ન કરવા માંડ્યો. એકલું બોલવાનું જ નહિ, બોલે તો બધાએ છે, પણ સામાને સારું લાગે એવું ૧૦૦ માંથી ૧૦ જણ ભાગ્યે બોલે છે. માટે શબ્દનો ઉચ્ચાર એકલો નહિ, પણ હેલનની સાવકી માએ તેનો કંઠ મધુર કરવા પ્રયત્ન કર્યો, જેમાં એ સફળ થઈ. કેમકે આજે હેલન ગાવાનો અને નાચવાનો ધંધો કરે છે. આપણે બરાબર ધારીને જોઈશું તો જણાશે કે બ્હેરા લોકો ખોખરા જાડા અવાજે અથવા તો નસકોરામાંથી બોલે છે. તેનું કારણ એ છે કે તે લોકો બિચારાં પોતાનો અવાજ કેવો છે તે સાંભળી શકતાં નથી. પછી તેમાં સુધારો તો શી રીતે કરે? અને વળી સાંભળતાં લોકોમાંથી પોતાનો શબ્દ મીઠો કરવા કેટલા જણ મથે છે? હેલનનો કંઠ મીઠો થાય તેને વાસ્તે તેની નવી માએ અમુક જાતનું ઈમેજી સંગીત એને ગાતાં શીખવાડ્યું અને એ શીખવાથી અત્યારે એનો કંઠ ગમે તેવી સરસ ગાનારીને શોભા આપે તેવો છે.

ગાવામાં સૂર લંબાવવો પડે છે, ખેંચવો પડે છે, અને ઉંચે લઈ જવો પડે છે તથા ધીમો પણ પાડી દેવો પડે છે. સંગીત શાસ્ત્રનો આ નિયમ હેલનના મગજમાં ઠસાવવાને તેની ઓરમાન માએ ઘરનાં દાદરાનો ઉપયોગ કર્યો. દાદરે ચઢીએ છીએ તેમ સૂર પણ ઊંચે ચડે છે, અથવા ખેંચવો પડે છે, અને તેજ પ્રમાણે પિયાનામાં પણ સૂર મોટો થાય છે. દાદરો નીચે ઉતરીએ છીએ તેમ સૂર પણ નીચો ઉતરે છે અથવા ધીમો પડે છે. આ રીતે સંગીતમાં સૂર ખેંચવાનો હોય છે અને ધીમો પાડવાનો હોય છે એમ હેલન શીખી. પણ ગાતી વખતે ક્યાં સૂર ખેંચવાનો અને ક્યાં નહિ, એ શી રીતે ખબર પડે? એને વાસ્તે પણ હેલનની મા—મા કહેવામાં ખોટું છે?—એ બીજીજ કાંઈ અજબ યુક્તિ શોધી કાઢી. જ્યારે હેલન ગાતી હોય ત્યારે પોતાનો હાથ હેલનના કાંડા ઉપર તે મૂકતી, અને જ્યારે રાગ ખેંચવાનો આવે ત્યારે પોતાનો હાથ કાંડાં આગળથી ખસેડતી.

ખભા તરફ જેટલો રાગ ખેંચવાનો હોય તેટલે ઊંચે લઈ જતી. હેલન પણ પોતાની માનો હાથ જેટલો અને જે પ્રમાણે ઊંચો જતો તેટલો અને તે પ્રમાણે પોતાનો રાગ ખેંચતી. તેજ પ્રમાણે જો મીસીસ હેકમેન—હેલનની મા—ખભા ઉપરથી હાથને નીચે કાંડાં તરફ લઈ જાય તો હેલન પણ તેજ પ્રમાણે પોતાના રાગને ધીમો પાડતી. આ પ્રમાણે ઘણીજ કઠણ રીતે, હેલન ઘણાં ગાયનો શીખી, કે જે ગાયનો પોતાની સામે પિયાનો વાગતો હોય તે સાંભળ્યા વગર તેની સાથે તાલમાં રહીને હેલન અત્યારે પણ ગાઈ શકે છે.

હેલનની નાની બેન મીલ્ડ્રેડ કરીને છે, જેની ઉમ્મર અત્યારે ૧૨ વર્ષની છે, એ પણ વાયોલીન સારી રીતે વગાડી શકે છે. હેલનને નાચ શીખવામાં આ નાની બેન ઘણીજ ખપમાં આવે છે. નાની બેન વાયોલીન વગાડે અને મોટી બેન નાચે. આમજ હેલન નાચતાં શીખેલી. જો કે નાની બેન શું વગાડે છે તે મોટી બેન સાંભળી શકતી નથી, પણ સંગીત સારૂં જાણતી હોવાથી, તથા રાગ તાલનું જ્ઞાન પણ સારૂં છે એટલે, સાંભળ્યા વગર પણ જે પ્રમાણે વાયોલીન પર નાચ વાગે છે તેજ પ્રમાણે હેલનના પગ ઉપડે છે, અને હવે તો નાની બેન વગાડે છે ત્યારેજ એકલું નહિ, પણ થીએટરમાંએ ચાર પાંચ વાજાં સાથે વાગતાં હોય ત્યારે પણ સંભળાતું નથી તોએ પોતાની અજબ શક્તિથી હેલન બરાબર નાચી શકે છે.

આ બે—નાચ ને ગાયન—તો મિસ હેલનની ખાસ આવડત છે કે જેમાં એની હોશિયારી આપણને ચકિત કરી નાખે તેવી છે. આ ઉપરાંત આ અજબ છોકરી પિઆનો સાંભળ્યા વગર બરાબર વગાડી શકે છે અને ઘણું સરસ શીવી તથા ભરી પણ શકે છે.

આ નાચવાનું ને ગાવાનું શીખવાથી હેલનને એક ઘણોજ મોટો ફાયદો થયો છે અને તે એ છે કે તેની શરીર સંપત્તિ ઘણીજ સારી થઈ છે. અત્યારનું એનું ઘાટદાર, સુંદર શરીર જોઈને કોણ કહેશે કે એ પહેલાંની બેડોળ મુનમુન હેલન છે. આ પ્રમાણે એની નાચ—ગાયનની શક્તિએ એનું શરીર સુધાર્યું અને શરીર સુધર્યું એટલે એના નાચ—ગાયનમાં કાંઈ ઓરજ મોહ આવતો ગયો. "પહેલું સુખ તે જાતે નર્યા!" એ પરંતુ કહેવતમાં કાંઈ સત્ય લાગે ખરૂં!

બ્હેરૂં માણસ ગાય, અને સાંભળ્યા વગર ગાયનની ઢબ પ્રમાણે જ નાચે: એ વાત પરથી શો બોધ લેવાનો છે તે વાંચનારી બ્હેનો પર જ મુકીએ તો ઠીક!

બાંધુ.

# ઇરાનના બાહાઇ ધર્મમાં નારીનું સ્થાન.

ઇરાનના ધાર્મિક સુધારક બાહાઉલ્લા કહે છેઃ—"કુટુંબના છોકરાઓ અને છોકરીઓને એક સરખી રીતે કેળવણી આપજો; કારણ કે શિક્ષણ એક સરખું હોવાથી, હેમના વિચારો એક સરખા થશે.

"ધાતુ, વનસ્પતિ અને પશુ જગતમાં નર અને માદા જીવન ધારણ કરવાનાં બધાં સાધનોનો એક સરખી રીતે ઉપયોગ કરે છે, તો પછી મનુષ્ય જીવનમાં માનવજાતિમાં એવી ઉલટું શા સારૂ હોય? ઇશ્વરની નજરે તેઓ સમાન છે; કેમકે હેણે તો બન્નેને સરખાંજ ઘડયાં છે. જીંદગીના હાથમાંથી બધાં અમૃત ફળો લેવાને સારૂ નારીઓ શા માટે શક્તિમાન નહીં થાય? જેટલા પ્રમાણમાં માણસ ભેદભાવ વગર, સઘળી માનવજાતિની સેવા કરે છે, તેટલો જ તે ઇશ્વરની નજીક પહોંચે છે; કેમકે હેની (ખુદાની) આગળ આ પુરૂષ છે અને આ સ્ત્રી છે એવો પક્ષપાત નથી.

"સ્ત્રી અને પુરૂષ એ પંખીની બે પાંખો છે; એટલે બન્ને પાંખોમાં એકજ ઇચ્છાની પ્રેરણા થાય ત્હારે જ તેઓ મનુષ્ય જાતિને સ્વર્ગના માર્ગે લઇ જઇ શકે.

"બાળકોની કેળવણી ફરજ્યાત હોવી જોઇએ. જો કોઇ કુટુંબમાં પૈસાની તંગી હોય, તો પોતાની પાસે જે કાંઇ થોડું ઘણું હોય એમાંથી પહેલાં છોકરીઓને ભણાવવી જોઇએ, કેમકે છોકરીની અંદરજ ભવિષ્યના બાળકની માતા છુપાયલી છે. દૈવજોગે કોઇ બાળકનાં માબાપ મરી જાય તો જન સમાજે હેની કેળવણીનો ભાર પોતાના ઉપર ઉપાડી લેવો જોઇએ.

"આગલા જમાનામાં સ્ત્રીકેળવણીની જરૂર નહોતી જણાઇ કેમકે સ્ત્રીઓ કુટુંબની દાસી મણાતી હતી. પરન્તુ ખરૂં જોતાં તો સ્ત્રીઓને કેળવવાની જરૂર તો પુરૂષના કરતાં પણ વધારે જરૂરની છે. મા અભણ હોય, અને પિતા જ્ઞાનનો ભંડાર હોય, તો તેથી બાળકનું શિક્ષણ અધુરૂં રહેશે, કારણ કે માના દુધની સાથે બાળકના જ્ઞાનનો આરંભ થાય છે. માની છાતીએ ધાવતું બાળક એ ભવિષ્યના વૃક્ષનું કોમળ શરીર અથવા થડ છે.

"માતાનું શિક્ષણ સર્વ રીતે સુંદર હશે તો બાળકની જીંદગીની સફર

જીવન ઉપર અધુરા શિક્ષણની પડેલી છાપો આખી જીંદગી સુધી ભુંસી શકાશે નહીં. એટલા માટે વારાઘડીએ સાફ સાફ કહેવામાં આવે છે, કે કુટુંબની બાળાઓ અભણ અને ખોટા વ્હેમી વિચારોવાળી હશે તો માતા થવાનો અવસર આવ્યેથી એક કન્યા અનેક સંતાનોનાં અજ્ઞાન, વ્હેમ અને ગરીબાઈનું કારણ થઈ પડશે.

"મ્હોટા થયા પછી દુનિયામાં નીતિનો ફેલાવો કરવો એજ સ્ત્રીની મોટી ફરજ છે. એ ઉપરાંત એમણે દુનિયાને સાબિત કરી આપવું પડશે કે વિદ્યાન અને કળા શિખવાની શકિત હમારામાં છે અને હમે જીવનની દરેક બાબતમાં પુરૂષની બરાબરી કરી શકીએ એવાં છીએ.

"બાહ્યધર્મની સ્ત્રીની સૌથી પહેલી ફરજ એ છે, કે એણે સાબિત કરી આપવું કે બધા સદ્‌ગુણોમાં, પવિત્રતામાં, અને પરોપકારનાં કામોમાં એ પુરૂષના કરતાં ઉતરતી નથી.

"સ્ત્રીઓની ઇચ્છાશકિત પુરૂષની સરખામણીમાં ઘણી વધારે છે. નીતિની બાબતમાં સારા નરસાની પરીક્ષા અને બીજાઓ પ્રત્યે લાગણી ધરાવવામાં પણ સ્ત્રી ચઢીઆતી છે."

પુરૂષોને સંબોધીને એ કહે છે કે, "જ્ઞાન અને ધર્મમાં હમારા સરખી સહધર્મિણિ–પત્ની ( ધણીઆણી ) શોધી લેજો. એ પૂર્ણતાના માર્ગની મુસાફર હોવી જોઇએ. હમારા જીવનની બધી ધાર તે ઝીલી શકે અને પોતાના હૃદયમાં ત્હેને જીરવી શકે એવી તે હોવી જોઇએ. ત્હેનું જીવન દયા, સહાનુભૂતિ–હમદર્દી–પ્રસન્નતા અને સંતોષથી ઉજળું બનેલું હોવું જોઇએ. હમે પણ એના જીવનમાં સુખ આણવા સારૂ પોતાનું જીવન સમર્પણ કરજો. સ્ત્રી પુરૂષના સંબંધમાં જે મહામિલન અને એકતાને છુપાવી રાખ્યાં છે ત્હેનાથી મ્હોટી એકતા પૃથ્વીના પડ ઉપર કોઇપણ સ્થળે હોઈ શકે એ મનુષ્યની કલ્પનાની પણ બહાર છે. ખુદા હમને સંતાન આપે તો હેમને પણ આનંદપુરીનાં મીઠાં પુષ્પ બનાવજો ને ખીલવજો."*

કોટા
રાજપુતાના

શિવપ્રસાદ દલપતરામ પંડિત.

---

* "નારાયણ" માસિકના ૧૭૨૧ના જ્યેષ્ઠના અંક ઉપરથી અનુવાદિત.

# કાયદો અને રક્ષણ.

બંધુઓ અને બહેનો, તમારાં બચ્ચાંની કેળવણીમાં તમે તેને પહેલું કાયદાને માન આપવાનું શીખવજો. " આ તો આપણાં ઘરનો કાયદો છે, આપણાં શહેરનો કાયદો છે, આપણાં દેશનો કાયદો છે, એ તોડાય નહીં " એવા વિચાર તેમને બાળપણથી આપજો; કેમજે કાયદાથીજ સંસાર ચાલે છે અને કાયદાથી જ જગત નીભી રહ્યું છે. ઝાડ ઉપરથી ફળ ખર્યું તો ભૂમિપર આવીને પડવુંજ જોઇએ એ કુદરતી કાયદો છે, જો ફળ હેઠે નહિં પડે પણ ઉડીને કેડે દૂર જાય તો તમે કેવાં અજબ થાઓ કે " આ કેમ બન્યું ? એ શું થયું ? એમ તો કદી જ થાય નહિં. " ખરૂં ને ? તે શાથી કે તમે કાયદો જાણો છો કે ઝાડનાં ફળ જેવી ભારી ચીજ જો ઝાડથી છૂટી પડી તો નીચે જ આવે છે, પાંદડાં જેવી હલકી ચીજ જ ઉડીને દૂર જાય છે.

એમજ આપણે સંસારમાં તેમજ રાજ્યપ્રકરણમાં કાયદાથી ચાલીએ છીયે. કાયદાને માન આપવું તે કંઇ શિક્ષા કરવાને માટેજ નથી. કાયદો આપણું રક્ષણ કરે છે, તેમજ જો આપણે કાયદાનો ભંગ કરિયે—તેનો અનાદર કરિયે—તોજ તે આપણને શિક્ષા કરે છે.

જેમના હાથમાં કાયદાથી રાજ્ય કરવાનું છે તેઓ મરજી પ્રમાણે રાજ્ય કરી શકતા નથી. આપણા દેશમાં મેજીસ્ટ્રેટો, ફોજદારો વગેરે કાયદા પ્રમાણે માણસને ગુનેહગાર ઠેરવી શકે છે; અને કાયદા પ્રમાણેજ તેને શિક્ષા કરી શકે છે. કાયદા મારફતેજ સરકાર આપણું રક્ષણ કરે છે, કાયદાનો અનાદર કરી જો એક માણસ કે એક ટોળું બીજાને હેરાન કરે છે, તોજ સરકાર વચ્ચે પડે છે, અને કાયદા પ્રમાણે તેને કે તેમને શિક્ષા કરી બીજાને રક્ષણ આપે છે.

માટે બાળકને પહેલેથી શીખવવું જોઇએ કે તેણે ઘરનો કાયદો તોડવો નહિ. સહુ કોઇ પોતે પોતાના ઘરનો કાયદો બનાવે છે, તેને માન આપવાની ફરજ ઘરમાં રહેતાં સર્વ જણની છે. આ દીવો અહીંજ મુકવાનો, આ ચોપડીઓ તહીંજ મુકવાની, એમ તમે ઘરમાં ધારો યા કાયદા કરો છો અને જેઓ તે પાળતાં નથી તેમની સાથ વઢો છો. પણ એમ વઢી તમે બાળકને દેશના કાયદાને માન આપતાં શીખવો છો. જે બાળક ઘરના

કાયદાને માન આપશે, તેજ મોટપણે દેશના કાયદાને માન આપશે, અને જે કાયદાને માન આપી સંસારમાં જીવે છે તે કોઇ રીતે દુઃખ પામતું નથી.

તમારાં છોકરાં, વઢતાં લડતાં, તમારી પાસે આવે છે: "જુવો મા, બાપુએ મને માર્યો." તમે કહો છો કે "આમ આવ બુસા, કેમ, તેં ભાઇને માર્યો? લે આ શિક્ષા ખમ," કહી તમે તેને લપડાક મારો છો એ શું છે? તમારા ઘરનો કાયદો છે કે છોકરાંઓએ એકમેકને મારવા નહિં. તે કાયદો લલ્લુએ તોડયો, અને ધીરૂને માર્યો કે લાગલો ધીરૂ તમારી પાસે ફર્યાદ લાવ્યો. જો તમે ધીરૂની ફરીઆદ નહિં સાંભળો, તેને ધક્કેલ કરી પાસેથી કાઢી મુકો તો બીજી વાર ધીરૂ ફર્યાદ લાવે નહિં, પણ કાયદો પોતાના હાથમાં લિયે, અને જેવો લલ્લુ તેને મારે કે તે લલ્લુને મારે. એ તમને ગમે? તમો કાયદો તમારા હાથમાં રાખી શિક્ષાને ખાતર બાળકને મારો તો સંભાળીને મારો. પણ બાળકો એકમેકને મારે, તે તો વગર સમજે, કોઇ પણ નાજુક જગ્યામાં મારી એકમેકને નુકશાન કરે. માટે અવશ્ય છે કે ઘરનો ધણી કે ધણીઆણી કાયદો હાથમાં રાખે અને ફરીઆદ થાય ત્યારે રક્ષણ આપે. એજ રીતે દેશના કાયદા છે. દેશના કાયદા કંઇ જુલમ કરવા માટે બનાવવામાં આવતા નથી, પણ જાન માલની સલામતીને માટે-રક્ષણને માટે બનાવવામાં આવે છે. કાયદાથી આપણું રક્ષણ થાય છે, અને કાયદો તોડનાર શિક્ષાને પાત્ર થાય છે, તે બાળપણથી દીકરા દીકરીને સમજાવી રાખશો તો મોટપણે તેઓ કજીઆ ટંટા કરશે નહિં. કાયદો એટલા માટે કીધેલો છે કે તેના તરફ માન રાખી ગુસ્સાવાળો પોતાના ગુસ્સાને રોકી રાખે, લૂટારૂ વૃત્તિવાળો બીજાનું લૂટીને નહિં લિયે.

નાનાં છોકરાંની વઢવાડનું મુખ્ય કારણ એ હોય છે કે એકની પસંદ કીધેલી ચીજ-એક નાની લાકડી કે બાવલી કે ચિત્ર-બીજાને ગમી. જો ઘરના કાયદાનું બરાબર ભાન કરાવેલું હોય તો બાળક કહેશે, "ભાઇ આ મને આપ, મને ઘણું ગમે છે." પેલો કહેશે કે "મને ગમે છે હું નહિં આપું" આખર છોકરાં સુઝી સમજીને એક ચીજ આપી તેને બદલે બીજી ચીજ લેશે અને એમ કરી દુનિયાનાં વેહવાર શીખશે. જેમ તમે સોનું રૂપું આપી તમારી જરૂરની ચીજો-અનાજ કપડાં વગેરે લ્યો છો, તેમ વસ્તુઓને એકમેકને આપ લે કરવા બાળપણથી શીખવી શકાય. લૂટવું એ મહા પાપ છે, એ હેરામખોરી છે, એમ બાળપણથી શીખવી શકાય. અને જેણે લૂટીને

લીધું તેની આબરૂ ગઈ એમ તમારા નાજુકડા ઓરડામાં શીખવેલી શીખ પૃથ્વિની અહોળી સપાટી ઉપર જ્યાં જાય ત્યાં કામ લાગે. જેની લૂટારૂ વૃત્તિ હશે તે કાયદાને ગાળ દેશે. " મા. એવો શો કાયદો તમારો ઘેરનો; કે મને જોઇએ તે હું ન લઉં ? મને ગમે તે હું કેમ નહિ લઉં ? ભાઇ તો નાનો છે એને એમાં શો રસ પડે ? મને તો એ લાકડી ઘણી કામની છે, હું તો એ ચિત્ર સંભાળી રાખનારો હતો, એ તો ફાડી નાખત." એમ લૂટનાર પોતાનો બચાવ ભલે એટલો કરે, પણ માતા પોતે જો કાયદાને માન આપનારી અને હોંસારી હોય તો કહી શકે કે " તેં લૂટવું જોઇતું નહિ હતું. તને લેવું હતું તો તારે મને કહેવું હતું, હું તને અપાવત. તારી કોઈ ચીજ ભાઇને આપી, ભાઈને ખુશી કરી તને એ ચિત્ર કે લાકડી અપાવત, પણ લૂટવાથી તો તેં ઘરનાજ નહિ પણ દેશના કાયદાનો પણ ભંગ કીધો. જાણે છે કે આપણા રાજાએ કેટલાક કાયદા બાંધેલા છે, તેને માન આપીને હું તેમજ તારા પિતા, દાદા, સર્વે ચાલીએ છીએ. પાડોશીનાં ઘરમાં સારાં સારાં ચિત્રો છે અમે ત્યાં જઈને લૂટી લાવીએ છીએ ? ના, કેમકે કાયદો એવો છે કે કંઇ પણ જોઇતું હોય તે લૂટીને લેવાય નહિ, માગીને લેવું. જેઓ લૂટીને લિયે તેમને તો સીપાઇ પકડી જાય." વગેરે સમજાવવું અને તે રીતે દેશના કાયદાનું બાળપણથી જ ભાન કરાવવું એ માતાના હાથમાં છે.

વળી કેટલાંક વિના કારણે છોકરાંને બીહવાડે છે કે " સીપાઇ પકડી જશે." પણ એમ કરવાથી સીપાઈ અને પકડવું એ ક્રૂરતાનું સ્વરૂપ થઇ પડે છે. સીપાઈ વિના કારણે પકડી શકે નહિ, પણ દેશનો કાયદો તોડે તેનેજ પકડે, બીજાનું તો રક્ષણ કરે, એવું દેખાડી–શીખવીને સીપાઇને એક રક્ષણકર્તા તરીકે તેમજ શિક્ષા કરનાર તરીકે બાળકને ઓળખાવવો જોઇએ.

કાયદો કદીએ એક તરફી હોઈ શકે નહિ એ કેટલાંક વૃદ્ધ વયનાં માણસ પણ જાણતાં નથી. કેટલીકવાર લોક એક સરકારી અમલદારને કહે છે કે દયાને ખાતર આમ કરો અથવા પેલાને માફ કરો. પણ જો સરકારી અમલદાર કાયદાની રીતે ચાલનારો હોય તો તે કદી પણ ક્રોધની કે લાગણીથી કે સીફારસથી કામ કરી શકે નહિ, પણ એમજ કહે કે કાયદા પૂર્વક જે હશે તે થશે. જેણે કાયદો તોડ્યો તેને કાયદા પ્રમાણે શિક્ષા થવીજ જોઈએ એ પહેલું કુદરત આપણને શીખવે છે. કુદરતના કાયદા તોડનારને કુદરત માફ કરતી નથી. કુદરતના કાયદા તોડનાર તનદુરસ્તી ખોવે છે અને જીવ ખોવે છે. ઉદાહરણ તરીકે કહું કે ચોખ્ખી હવા દમમાં લેવી એ કુદર-

તેનો કાયદો છે. જો કોઈ પોતાનું ઘર એવું બંધ કરે કે તેમાં ચોખ્ખી હવા આવેજ નહિ તો શું કુદરત તેને માફ કરશે ? ધારો કે આખી દુનિયાના લોક તેને માટે પ્રાર્થના કરે પણ કુદરત કદી માફ કરી શકે નહિં. કેમકે કુદરતને સત્તા નથી—તે તો કાયદા પ્રમાણે ચાલે છે. બંધ જગ્યાની હવા કાયદા પ્રમાણે અપવિત્ર બની જાય છે, અને તે દમમાં લેનાર કાયદા પ્રમાણેજ શિક્ષા પામે છે—એટલે કે કોઇ દરદનો ભોગ થઇ મરણ પામે છે. માટે કુદરત જ્યારે કાયદા પ્રમાણેજ ચાલે છે ત્યારે માણસ પોતાના સંસાર વહેવારમાં કેમ ન ચાલે ? માટે કુદરતની નકલ કરી માણસે કાયદા બનાવ્યા છે અને કાયદાને માન આપીને ચાલવું એ માનવીની કુદરતી ફરજ છે. કાયદાનો બીજો બોલ ધર્મ છે. કેટલીક ભાષાઓમાં ધર્મને બદલે કાયદોજ બોલાય છે. માટે સર્વ માણસે કાયદા પ્રમાણે ચાલવાનીજ ફરજ છે અને તેથી અવશ્ય છે કે કાયદા એવા બનાવવા કે જેને માન આપવાથી નુકશાન કે હાની થાય નહિં.

કાયદા બનાવવાનું કામ માણસનું છે. માણસ ભૂલને પાત્ર છે. વળી એક જમાનાના કીધેલા બધાજ કાયદા બીજા જમાનાને અનુસરતા હોતા નથી માટે સદા કાયદામાં સુધારા કરાવવાની કાળજી રાખવી ઘટે છે. જો કાયદા એવા હોય કે આગલા જમાનામાં ફાયદો કરતા હતા અને આજે હાની કરે છે, તેને તોડવામાંજ જુવાનો સલામતી જુવે છે, અને તેથી તોડે છે. ડાહ્યાઓની ફરજ છે કે કાયદા તોડવાનું પાપ છોકરાં પાસે ન કરાવતાં કાયદામાંજ સુધારો કરવો અને પછી કાયદાને માન આપીનેજ ચાલવાની જુવાનોને તકેદ પાડવી.

પુતળીબાઇ કાબરાજી.

---

## રાજસ્થાનની વીર રમણી—ચંદા.

**ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા. કિં. ૧-૧૨-૦**

# મુસાફરીની ડાયરી.

કાઉન્સીલ આફ સ્ટેટના મેમ્બર ઓનરેબલ મી. લલ્લુભાઇ સામળદાસના નામથી વાંચક વર્ગ ભાગ્યે અજાણ્યુ હશે. ડયૂક ઓફ કોનોટના દિલ્હિ જવા ઉપર એ પોતે તો આગળથી ત્યાં ગયેલા હતા. મ્હારા તેઓ નિકટના સમ્બન્ધી હોઇ, ત્હેમનાં બન્ને પુત્રવધૂઓની સાથે હું પણ દિલ્હિ જવાની હતી. પરન્તુ તે વખતમાં મકાન મેળવવાની ઘણી મુશ્કેલી હતી. એક સાધારણ મકાનનું માસિક ભાડું બેથી ત્રણ હજાર હતું. એટલે ડયૂક ઓફ કોનોટના ત્યાંથી ગયા પછીજ જવાનું બની શકવા સંભવ હતા, અને થયું પણ તેમજ. ત્હેના ગયા પછી મકાનની સગવડ થઇ. અંધેરીથી તા. ૧૭ મી ફેબ્રુઆરીને ગુરૂવારે સૌ. મંગળા ભાભી તથા સૌ. મધુરિકા નીકળી આ તરફ આવ્યાં. શુક્રવાર તા. ૧૮ મી ફેબ્રુઆરીએ હું અમદાવાદ સ્ટેશને ત્હેમની સાથે થઇ,

**શનિવાર તા. ૧૯–૨–૨૧** શનિવારે સ્હવારે સવા દસ વાગે હમે બધાં દિલ્હિ સ્ટેશને ઉતર્યાં. ટ્રેન લગભગ એક કલાક મોડી હતી. સ્ટેશનેથી રહેવાની જગ્યા–ઑડી ગાર્ડ લાઇન્સ સાતેક માઇલ દૂર છે. મુ. લલ્લુકાકા તથા ત્હેમના ટાઇપીસ્ટ મી. રાજગોપાળ સ્ટેશને આવ્યા હતા. મોટરમાં હમે બધાં તો વખતસર પહોંચ્યાં પણ સામાન ટાંગામાં આવવાનો હોવાથી વખત લાગ્યો અને ન્હાવા કરવાનું પણ સ્વાભાવિક રીતે મોડું થયું અને જમી પરવારતાં લગભગ બપોરના બે વાગ્યા. એકાદ કલાક તે પછી આરામ લઇ બહાર જવાની તૈયારી કરી. પ્રથમ દફતરમાં સહી કરી કાઉન્સીલ હૉલ જોવા ગયાં. તેની પાછળની બાજુમાં યમુના નદી છે. એટલે આગળ કરતાં પાછળનો ભાગ વધારે રમણીય લાગે છે.

કાઉન્સીલના ત્રણસે સભાસદો માટે રહેવાને, પોણોસો માટેનું ભવ્ય મકાન હાલ તૈયાર છે, અને બીજું તેવુંજ મકાન ત્હેની બાજુમાંજ બીજા પોણોસો સભાસદોને રહેવા માટે હજી બંધાય છે. બાકીના મેમ્બરો દિલ્હિની આસપાસ–નજીકમાંજ રહેનારા હોય તે પોતાને માટે રહેવાની ગોઠવણ બીજા ઓળખીતાઓને ત્યાં કરી લે છે. ત્યાંથી 'મેટકાફ હાઉસ' બહારથીજ જોઇ, પાછા ફરતાં ચ્હા પીવાનો વખત થવાથી પાસેની હોટેલમાં ચ્હા પીવા ગયાં. અડધોએક કલાક ત્યાં બેસી જુમા મસજીદ જોવા ગયાં. હેની ત્રણે બાજુએ ફરતાં પુષ્કળ પગથીયાં છે. મસજીદ ભવ્ય છે. લગભગ ત્રણ હજાર માણસ નિમાજ વખતે સમાઇ

શકે એટલી સગવડ છે. હેની બાજુમાં બાંધેલા એક ટાવર પર હમને જ-વાનું મન હતું. પરન્તુ ત્યાંના એક માણસે કહ્યું કે 'બાઈ લોકથી ત્યાં નહિ જઈ શકાય.' એટલે મીનાર પર જવાનો વિચાર હતો, કારણ સાંઝ પડી ગઇ હતી અને ત્હેને અંધારું પણ થયું હતું. એટલામાં એક માણસ આવી પોતાની દુકાન જોવા આગ્રહથી તેડી ગયો. સંધ્યા સમય થઇ ગયો હોવાથી હમારી બહુ મરજી નહોતી પણ ત્હેના અત્યંત આગ્રહથી અને દુકાન ત્યાં મસજીદની પાછળ જ હોવાથી આમરે ગયાં. ગયાં પછી તો ખો ઘણીવાર રોકાયાં. હાથી દાંતનું અને લાકડાનું કોતરણીનું કામ જોવા લાયક હતું. એક દાંતનો ન્હાનો સરખો હાથી બનાવેલો હતો, તેમાં ઘણુંજ બારિક ને સ્પષ્ટ કામ કરવામાં આવેલું હતું. એ હાથી પર શાહાજહાં બાદ-શાહની, હાથમાં હુક્કા સાથે બેસાડેલી આકૃતિ હતી. હેને બનાવતાં છ મહિના થયા હતા ને હેની કિમ્મત રૂ. ૨૦૦) હતી. હાથીદાંત અને સુખડના કપડાં જેવા પાતળા રૂપમાં પંખા બનાવેલા હતા, તે પણ જોવા અને વખાણવા લાયક હતા. તે ઉપરાન્ત દાંતની તથા સુખડની ન્હાની મ્હોટી પેટીઓ, રમકડાં, પેપર વેઈટ્સ, લાકડાના મ્હોટા મ્હોટા કોતરણીવાળા પડદા વિગેરે અસંખ્ય નમુના હતા. એક ઓસમનો પડદો બહુ સુન્દર કારીગીરીવાળો હતો, જહેની કિમ્મત રૂ. ૧૫૦૦) હતી. આ બધું જોઇ હમે મકાન પર આવ્યાં ને આવતી કાલે સ્હવારે તથા સાંઝે બહાર જવાનું પ્રોગ્રામ નક્કી કર્યું.

રવિવાર તા. ૨૦-૨-૨૧

આજે સ્હવારે સાતેક વાગે ઉઠી નિત્યકર્મથી પરવારી સુમારે નવ વાગે સફદરજંગની કબર જોવા ગયાં. આ કબર ૧૭૫૩ માં એટલે આજથી ૧૬૮ વર્ષ ઉપર બંધાવેલી છે. રહેવાના મકાનથી પાંચ માઇલ દૂર છે. કબર સફેદ આરસપહાણની અને સારી કારીગીરીવાળી છે. હુમાયુની કબર જોઇ, તે ઉપરથી આ બંધાવેલી એમ કહેવાય છે, પણ હેના જેટલી સુન્દરતા અને મ્હોટાઈ આવી શકી નથી. ખરી કબર નીચે ભોંયરા જેવી જગ્યામાં આવેલી છે, ને ત્યાં તો માત્ર માટી જ છે. પરન્તુ તેજ જગ્યાએ ઉપરના ભાગમાં આરસપહાણની મ્હોટી કબર છે. અસલ કબર જોવાથી મનને સ્વાભાવિક ખેદ થાય છે, કે આટલી સમૃદ્ધિ અને વૈભવ હતો, છતાં આખરે તો માટીમાં માટી મળી જવાની!

ત્યાંથી નિઝામુદ્દીનની કબર જોવા ગયાં. આરસપહાણમાં મીનાકારી કામ અત્યંત સુન્દર લાગે છે. પરન્તુ એ કામ બહુ જુનું જણાતું નથી.

ખાકી કબર તો ૫૪૩ વર્ષ પહેલાંની. નિઝામ ઉદ્દીન મ્હોટા સંત પુરૂષ કહેવાતો હતો. તેથી હેની કબર અંદરથી બીઓને જોવા દેવામાં આવતી નથી અને બહારથી સારી રીતે જોઈ શકાય એમ પણ છે. ત્યાંથી શહાજહાંની પુત્રી જહાનઆરાની કબર આગળ ગયાં. એ પોતે વૈરાગી હતી અને પ્રભુની ભક્તિમાંજ પોતાનો સમય ગાળતી એમ કહેવાય છે. મરતી વખતે પોતાની કબર ઉપર કંઇ પણ ભપકો કરવાની તેણે ના કહી હતી. તે પ્રમાણે કબર ઉપર માટી અને થોડું ઘાસ ઉગેલુંજ હાલ પણ જોવામાં આવે છે. ત્યાં અંદરની દિવાલ ઉપર હેને માટે એક લેખ લખેલો છે. તેણે ફકીરી જીન્દગીજ ગાળી હતી અને તેથી લગ્ન કર્યા વિનાજ મરણ પામી હતી. ત્યાંથી હુમાયુની કબર જોવા ગયાં. એ આજથી ૧૫૦૩ વર્ષ પૂર્વે બંધાવેલી છે. હેને બાંધવામાં પંદર લાખ રૂપિયા ખરચ થયા છે. બધું કામ આરસનુંજ છે. બાજુના ઓરડાઓમાંનો એકમાંથી દિલ્હીનો છેલ્લો મોગલ પાદશાહ અંગ્રેજોને શરણે થયો હતો. કબર વિશાળ અને સુન્દર છે. સફદરજંગની માફક અહિં પણ અસલ ખરી કબર તો નીચેજ છે. ત્યાં દિવસના વખતે પણ દીવા વિના અંદર જઈ શકાતું નથી. ઉપરના ભાગમાં હેની કબરથી બીજા ખંડમાં હેની ત્રણ રાણીઓની કબર છે. અહિંયા જુનું દિલ્હિ અથવા ઇન્દ્રપ્રસ્થ જવાનો વિચાર હતો. પણ તડકો થઈ જવાથી ત્યાં જવાનું બીજા દિવસ ઉપર રાખી મકાન ઉપરજ જવાનો વિચાર કર્યો. હુમાયુની કબરથી જરા નીચેના ભાગમાં જમણા હાથ ઉપર હેના હજામની તથા રાણીની-'મણીયાર' ની પણ કબરો બંધાવેલી છે. સાંજના ચ્હા પી બજારમાં ગયાં. ચાંદની ચોક, શાક બજાર, તે અજમેરી દરવાજે થઈ સાંજે સાતેક વાગે પાછા આવ્યાં. બજાર સાધારણ ઠીક છે. પણ આજે તો કંઇ ખરીદ કર્યા વિનાજ ઘેર આવ્યાં. રાતના જમ્યા પછી પ્રોફેસર કાલેને બ્રીજ રમવા બોલાવ્યા હતા. હમારા મકાનની સ્હામે સર રંગસ્વામી આયંગરના બ્લોકમાં રમવા ગયા હતા. એ એક 'રબર' રમ્યાં પણ વચમાં ઘણો વખત સર રંગસ્વામી આયંગરને સમજાવવામાં જતો. બિચારા કાને સારી રીતે ઓછું સાંભળતા, એટલે પણ વધારે મુશ્કેલી પડતી. એ પણ કાઉન્સીલ ઓફ સ્ટેટમાં મેમ્બર છે. રાતના અગીયાર વાગ્યા પછી સુઈ ગયાં.

આજે સવારમાં બહાર જવાનું કંઈ પ્રોગ્રામ રાખ્યું નહોતું. કારણ મુ. લલ્લુકાકાને બેઉ જમીને કાઉન્સીલમાં જવાનું હતું, બપોરે હમે પણ કાઉન્સીલમાં ચાલતું કામ જોવાને જવાનાં હતાં ને મુંબઈ

**સોમવાર** ૨–૧૫ મિનિટે મકાન ઉપરથી મોટરમાં નીકળ્યાં, તે ૨–૩૫ તા. ૨૧–૨૨–૨૧ મિનિટે ત્યાં પહોંચ્યાં. પટાવાળાને સ્રુ. સલ્લુકાકાએ કહી રાખ્યું હતું, તેણે હમારા નામનાં ત્રણ કાર્ડ અંદર દાખલ થવા માટેનાં આપ્યાં, તે લઇ ઉપર સ્ત્રીઓ માટે બેસવાની ગેલેરીમાં જઈને બેઠાં.

મ્હોટું ગંભીર કાર્ય થતું હોય તેવી શાન્તિ હોલમાં પથરાયલી હતી. હમે ઉપર હતાં અને નીચે કાઉન્સીલનું કામ ચાલતું હતું એટલે બધું જોઇ તથા સાંભળી શકાતું હતું. કામદાર વગનાં છોકરાંઓ પાસે કેટલી ઉમ્મરે કામ શરૂ કરાવવું તે પ્રશ્નનો નિર્ણય કરવાનો હતો.

કોઈ બાર વર્ષ કહે, કોઈ અગીયાર કહે, કોઇ ચૌદ કહે, કોઇ ત્હેની વિરુદ્ધ જાય તો કોઇ ટેકો આપે, એમ કેટલીક રમઝક ચાલ્યા પછી આખરે વધારે મતે બાર વર્ષની ઉમ્મર ઠરાવવામાં આવી. અંગ્રેજ લોકનું બોલવાનું બરોબર સમજી શકાતું નહીં, બાકી સાંભળવાની તો બહુ મઝા આવતી હતી. પાંચ વાગે એ કામ પુરૂં થયું ને હમે બધાં ઘેર આવ્યાં. અહીં ત્રણ કલાક ત્યાં બેસી રહેલાં હોવાથી બીજે કંઈ જવાનું મન થયું નહીં. સાંઝે જમ્યા પછી આજે પણ પ્રોફેસર કાલે બ્રીજ રમવા આવ્યા હતા. એકાદ કલાક રમ્યા પછી થોડું વાંચીને સુઈ ગયાં.

આજે સવારે કાર્બોનિક ગેસ કંપની તથા દિલ્હી બીસ્કીટની ફેકટરી જોવા જવાનું રાખ્યું હતું. આઠ વર્ષ ઉપર હમે અહિં આવ્યાં હતાં ત્યારે એ કંપનીની પાસેનાજ મકાનમાં રહ્યાં હતાં. આગલે દિવસે એટલે ગઇ કાલે ત્યાં જવા માટે પૂછાવતાં જણાયું કે એ લોકો ફેકટરી વગેરે બંધ કરી બહાર ગામ જવાના હતા. પણ પછીથી રોકાયા અને હમને આવવા માટે તારથી બૉડી ગાર્ડ લાઇન્સમાં હમે રહેતાં હતાં ત્યાં ખબર આપી. હમે સવારે નવ વાગે નીકળી ત્યાં ગયાં. કાર્બનમાંથી ગેસ કેવી રીતે બને છે તે બધું ફરીને જોયું. મ્હોટાં મ્હોટાં સીલેન્ડરો એ ગેસનાં ભરી રાખે છે. તેવા એક સીલેન્ડરમાંથી ચાર હજાર ઉપરે સોડાની બાટલીઓ ભરી શકાય છે, ત્યાંથી બીસ્કીટ બનાવવાનું કારખાનું ત્યાં પાસેજ છે ત્યાં ગયાં. એક મ્હોટા પીપમાં લોટ નાંખી મશીનથી પાણી સાથે મેળવી કણેક બનાવે છે, તે પછી પાતળી એક સરખી મશીનથી કણેક વણાય છે, તે પછી આકાર બને છે, આગળ જતાં નામ છપાય છે, ને તે પછી ભઠ્ઠીમાં લોખંડના મ્હોટા મ્હોટા તવા ઉપર શેકાય છે. થોડાંક નમુનાનાં બીસ્કીટ લઇ મકાન ઉપર આવ્યાં. બપોરે જમીને પરચુરણ કામ કર્યા પછીથી

યમુનામાં સ્નાન કરવા ગયાં. ત્યાંથી સ્હાડા-ત્રણ વાગે પાછા આવ્યાં. નદી ઉપરનો પુલ મ્હોટો અને બે માળનો છે. સહુથી ઉપરના ભાગ ઉપરથી ટ્રેન જાય છે, ને તેની નીચે ગાડી ઘોડા વગેરે જઇ શકે છે. આજે સાંઝે બીજે કંઈ ન ગયાં. સ્હવારે ફેકટરી સુધી જોઈ આવ્યાં હતાં ને નદી ઉપરથી આવીને પણ શ્રમિત થઇ ગયાં હતાં. એટલે હમારી મંડળીમાંના વયોવૃદ્ધ ગૃહસ્થ ગંગાશંકર પાસે એક વાર્તાની શરૂઆત કરાવી ને સાંભળવા બેસેં. અસલની ઐતિહાસિક વાર્તાઓનો હેમની પાસે ભંડાર ભરેલો છે. રાત્રે જમીને–વાંચીને સુઇ ગયાં.

આજ બપોરે મુ. લલ્લુકાકાનો ઠરાવ કાઉન્સીલમાં રજુ કરવાનો હતો. હમે પણ બપોરનાં કાઉન્સીલમાં જવાનાં હતાં. હેમને પોતાને ત્યાં અગીયાર વાગ્યા પહેલાં જવાનું હોવાથી સ્હવારે આજે બુધવાર પણ કંઈ બહાર જવાનું પ્રોગ્રામ રાખ્યું નહોતું. બપોરે તા. ૨૩–૨–૨૧ ત્રણ વાગે બધાં મોટરમાં નીકળ્યાં. આજનો વિષય સરકારે હિન્દુસ્તાનને આર્થિક સ્વરાજ્ય આપવું જોઇએ તે સંબંધી હતો. હમે ત્યાં પહોંચ્યાં ત્યારે શરૂઆત થઈ હતી. મુ. લલ્લુકાકાની દરખાસ્ત રજુ થયા પછી ઓનરેબલ મી. શાસ્ત્રી, ઓ. મી. ગજેન્દ્રસીંગ, ઓ. મી. ખાપર્ડે વગેરે આઠ દસ મેમ્બરોએ એ ઠરાવને ટેકો આપ્યો. પરન્તુ તે પછી ડાક્ટર સપ્રુ એ ઠરાવની સખત વિરુદ્ધ થયા. જુદાં જુદાં પોઇન્ટ લાવી વિરુદ્ધતા દર્શાવી. વળી પાછા ઓ. મી. શાસ્ત્રી, મુ. લલ્લુકાકાની તરફમાં બોલ્યા. આખરે પ્રેસીડન્ટે થોડા સુધારા સાથે એ ઠરાવ કાયમ રાખવા પૂછ્યું. પણ તે પ્રમાણે ના કહેતાં એ ઠરાવ પસાર ન થતાં ઉડી ગયો. ડૉ. સપ્રુની જગ્યાએ કોઈ અંગ્રેજ હોત તો બહુ નવાઇ ન લાગત! સાંઝે સ્હાડા પાંચ વાગે કાઉન્સીલ ઉઠી ગઇ ને હમે સહુ સાથેજ ઘેર આવ્યાં. રજુ કરેલો ઠરાવ પસાર ન થયો એટલે સ્વાભાવિક દિલગીરી સહુના મનમાં હતી. સાંઝે આવી ચ્હા પી બીજે દિવસે હમારે આગ્રા જવાનું હતું. પ્રોગ્રામ કરાવી લ્હેને મોટરની તૈયારી કરી. સ્હવારે નવની ટ્રેનમાં દિલ્હિથી નીકળી આગ્રા જવાનો વિચાર હતો. હમારા મંડળમાંથી રા. ન્હાનાલાલને એક દિવસ આગળથી ગ્વાલિયર હમારા વડીલ સંબંધી પડી ગયાથી તેમને વાગ્યાના ખબર જાણી હેમની ખબર કાઢવા મોકલ્યા હતા. અને હેમને ત્યાંથી પાછા ફરતાં આગ્રાને સ્ટેશને હમે મળવાનું નક્કી કરેલું હતું. રાતના બધી તૈયારી કરી સુઇ ગયાં. ( ચાલુ )

સૌ૦ સરયૂબા દિવેટીઆ.

---

# બ્હેનોને—

—०—

(જન્મદિવસ નિમિત્તે બ્હેનોને મહાત્મા ગાંધીજીનો સંદેશો.)

વહાલી બ્હેનો,—

આજે મ્હારી જન્મગાંઠને દિવસે તમને હું શો સંદેશો મોકલું એ વિચાર કર્યાજ કરૂં છું. મારી જન્મગાંઠની સાથે બ્હેનોને શો સંબંધ હોય? મને હિંદની સ્ત્રીઓ કેમ ઓળખે છે? એ વિચાર કરતાં મને લાગે છે કે તેઓ મારા પ્રેમને ઓળખે છે. તેઓને ખબર છે કે મને સ્ત્રીઓનું શીયળ વહાલું છે, અને તે સાચવવાનો સહેલામાં સહેલો ઉપાય મેં બતાવ્યો છે. એ સ્વદેશી છે. સ્વદેશીધર્મનું પાલન કરવામાં જેટલી મદદ સ્ત્રીઓ કરી શકે છે તેટલી પુરૂષો નહિ કરી શકે. જ્યારે ભારતવર્ષની પુત્રીઓ સૂતર કાંતી પોતાને અને બીજાને ઢાંકતી હતી ત્યારે ભારતવર્ષ ભલે ગરીબ હોય પણ આજની જેમ કંગાળ નહતું. ત્યારે ભારતવર્ષની સ્ત્રીઓ પોતાનું સતિત્વ જેમ જાળવી શકતી હતી તેમ આજે નથી જાળવી શકતી; એ હું જોઇ રહ્યો છું. તેથી બ્હેનોની આગળ વળી પણ એજ વસ્તુ મૂકું છું.

બધી બ્હેનો ઓછામાં ઓછો એક કલાક હમેશાં સૂતર કાંતવામાં આપો.

બધી બ્હેનો સાદાઇને ધર્મ જાણી તેમાંજ શણગાર સમજો ને કુમારિકાઓએ કાંતેલા સૂતરમાંથી જે કપડાં પેદા થાય તે પવિત્ર સમજી તે વડે તમારાં અંગ ઢાંકો.

આમાંજ હું તો હિંદુસ્તાનને સારૂ સ્વરાજ પણ જોઉં છું. બ્હેનો પણ જોઈ શકે એમ ઇચ્છું છું.

જે કોઈ માણસ પ્રતિ આપણને માન અને પ્રીતિ હોય તે માન અને પ્રીતિ સારામાં સારી રીતે એમ બતાવી શકીએ કે હમેશાં તેનું અનુકરણ કરવું.

હું હિંદુસ્તાન પાસે જે માગી રહ્યો છું તેનો ઉદ્દેશ ફક્ત ફરી સત્યયુગ આવે એટલા માટે જ છે—

આપણે જે કામ હિંદુસ્તાનમાં કરવાનું છે તે સ્ત્રીકેળવણીનું પ્રથમ છે, કેળવણી હોય તો સ્ત્રીઓ પોતાના શિયળનું રક્ષણ કરી શકે. તે કેળવણી આપવા માટે આપણને ઘણી વિદ્વત્તાની જરૂર નથી; પણ ફક્ત ચારિત્રની જરૂર છે!

આજે મારા ઉપર જે પ્રેમ બતાવ્યો છે તે ઉપરથી હવે હું આપને મારા પર એવો પ્રેમ બતાવવા માગણી કરૂં છું કે—આપણે ફરીથી સત્યયુગ

આખુયે હિંદુસ્તાન પોતાનું રક્ષણ કરી શકે એમ છે. જો આપણે આપણા દેશમાં પેદા થયેલા વસ્ત્રોનેજ વાપરીશું તો નક્કી આપણે આપણા દેશને થોડાજ વખતમાં સુરક્ષિત કરી શકીશું. હું રેંટીયા માટે પ્રયત્નો કરી રહી છું. રેંટીયાથી સ્ત્રીઓનું શિયળ જળવાય છે. આથી કોઇ બીજો ધંધો નથી કે જેમાં આપણી કરોડો બહેનો ઘેર બેઠાં પોતાનો સમય ગાળી શકે. આમાં કાંઈ પણ અક્ષરની જરૂર નથી. હિંદુસ્થાને સ્વાશ્રયી થતાં શીખવું જોઇએ. જ્યારે હિંદુસ્થાનમાં વીરનરો, વીરાંગનાઓ પેદા થશે ત્યારે આપણે સ્વાશ્રયી બની શકીશું. આપણે સત્યાગ્રહની વીરતા બતાવવાની છે. શસ્ત્રની વીરતા કરતાં આમાં વધુ વીરતાની જરૂર છે. જો તેમ થાય તો આપણે સ્વતંત્ર જ છીએ. હિંદુસ્તાનમાંથી જે કરોડો રૂપીઆ પરદેશ જાય છે તેનું અને તમારી બહેનોનું રક્ષણ કરો.

હું આપની પાસે જે કાર્યની માગણી કરૂં છું તે આપને ઠીક લાગતી હોય તો તમે તમારા દેશને માટે તે કાર્ય કરવા તૈયાર થઇ પડજો:—

૧ ગરીબ વર્ગમાં ફરી જ્યાં અન્નવસ્ત્રના સાંસા પડે ત્યાં રેંટીયા દાખલ કરી, ભુખમરો ટાળી, તેમને સ્વાશ્રયી બનાવવાં.

૨ જ્યાં જ્યાં ગલીચી ગંદકી હોય, રોગગ્રસ્ત સ્ત્રી બાળકો હોય, પતિત દશા હોય—ત્યાં તેમને સંયમનાં, સ્વચ્છતાનાં, આરોગ્યનાં અને વિશુદ્ધ જીવન ગાળવાનાં સાધનો કરી આપી તેમને તેમની સ્થિતિનું—રહેણી કરણીનું—ભાન કરાવવું.

૩ જ્યાં જ્યાં જ્ઞાનપ્રચારની—આવશ્યકતા અભિલાષા હોય ત્યાં જ્ઞાનપ્રચારાર્થે જરૂરી સાધનો પૂરાં પાડવાં અને પોતે તે માટે પ્રયાસ કરવો.

આ કાર્ય કરવા માટે પ્રથમ આત્મશુદ્ધિ, આત્મવિકાસ, ભગિનીભાવ અને વિચારવિનયની જરૂર છે.

આમ ભગિની સમાજ કરવા ધારે તો તેની પાસે ઘણી સુંદર ફલ દાયી પ્રવૃત્તિઓ છે. સમાજનું કાર્યક્ષેત્ર એટલું વિસ્તીર્ણ છે કે જો સબ્જડ કાર્ય થાય તો મોટી પ્રવૃતિ તેની પાસે કાંઇજ નહિ ગણાય અને 'હોમરૂલ' નામનું ઉચ્ચારણ કર્યા વિના હોમરૂલની ભારે સેવા થઇ શકે. જ્યારે છાપખાનાં નહતાં, ભાષણોની સગવડો ઓછી હતી, ચોવીસ કલાકમાં એક હજાર માઇલને બદલે માગ્યે ચોવીસ માઇલ આપણે મુસાફરી કરી શકતા હતા તે વેળાએ આપણા વિચારોનો પ્રચાર કરવાનું એકજ મુખ્ય સાધન ગણાતું હતું, તે આપણી કૃતિ હતું. એમ કહેવાય છે કે તેની અસર બહુ ભારે

હતી. અત્યારે આપણે હવાને વેગે દોડમદોડ કરીએ છીએ, વ્યાખ્યાનો આપીએ છીએ, લેખો લખીએ છીએ તેમ છતાં આપણું ધાર્યું અમલમાં મુકાવવા આપણે લગભગ અસમર્થ છીએ.દરેક દિશાએથી લગભગ નિરાશાનો સૂર સંભળાય છે. મને તો લાગે છે કે જેમ આગળ હતું તેમ આજે પણ આપણાં કાર્યના વડે જેટલો પ્રભાવ આપણે લોકો ઉપર નાંખી શકીશું, તેટલો કદિ આપણા ભાષણ કે લેખોથી નહિ નાંખી શકીએ. આ સમાજ મૂંગા કાર્યને પ્રધાનપદ આપો એવી સમાજ પ્રત્યે મારી નમ્ર પ્રાર્થના છે.

આટઆટલાં પુસ્તકોનો અભ્યાસ કરવામાં આવે છે, પરંતુ તેમાંથી કશું વર્તનમાં ઉતારવામાં આવતું ન હોય તો તે તમામ ફોકટ છે, માટે એક ખાંડી વજન જેટલાં પુસ્તકો વાંચો તે કરતાં તેમાંથી એક અધોળ જેટલું પણું વર્તનમાં ઉતારવાનો પ્રયત્ન કરો.

જગતમાં અનેક શાસ્ત્રો છે, તે દરેકનાં નામ હું તમારી પાસે લેવા માગતો નથી, પરંતુ તેમાંથી તમે તમારા વર્તનમાં જેટલે અંશે ઉતારો તેટલું શાસ્ત્રનું રહસ્ય તમે પ્રાપ્ત કર્યું એમ માનવાને કશી હરકત નથી.

આપણે અનેક પ્રતિજ્ઞાઓ કરીએ છીએ, પરંતુ તે પાળવાને કંઇ પણ લક્ષ રાખતાં નથી તે યોગ્ય નથી. જે જે પ્રતિજ્ઞા કરવામાં આવે તે તે સચોટપણે પાળવી જોઇએ.દેહ પડે તોપણ કરેલી પ્રતિજ્ઞા ચૂકવી જોઇએ નહિ.

તમારૂં જીવન આદર્શમય બનાવો. રોમમાં તો આદર્શ પણ ફરી ગયો છે. પરંતુ હિંદમાં તે આદર્શ ભૂલવામાં આવ્યો નથી. હિંદુ કે મુસલમાન આપણે સર્વે આપણા પૂર્વજોનાં વારસદાર છીએ. અને એ વારસો ત્યારેજ સંભાળી શકીશું કે જ્યારે જીવનના આદર્શો પર સતત લક્ષ આપવામાં આવશે. આપણા પૂર્વજોમાં સાત્વિકશક્તિ પ્રધાનપદ ભોગવતી હતી, પરંતુ આજે તે નાશ પામેલી જણાય છે. જ્યાં જોઇએ ત્યાં દંભી જીવન જણાય છે. હરકોઇ કાર્યપ્રસંગે અસત્ય બોલવાનું ડગલે અને ડગલે થઇ ગયું છે તે દૂર કરવું જોઇએ, અને જીવન સત્યમય બનાવવું જોઇએ.

તમારો દીન ભાઈ,
મોહનદાસ કરમચંદ ગાંધી.

# પુસ્તક પરિચય.

## રત્નાવલી.

(શ્રી હર્ષદેવ કૃત સંસ્કૃત રત્નાવલીનું ભાષાંતર કર્તા રા. રતિપતિરામ ઉમેદરામ પંડયા, બી. એ. પાનાં ૧૦૯. કાગળ છપાઈ સારાં. પુંઠું પાકું. પ્રચિત્ર. કિંમત રૂ. ૧-૪-૦ )

કૉલેજમાં સંસ્કૃત ભાષા લઈને ભણેલા વિદ્યાર્થીઓથી હર્ષદેવનું નામ અજાણ્યું નહિ હોય. વળી ગુજરાતીમાં પણ પૂજ્ય સાક્ષર શ્રી કેશવલાલ ભાઈએ તેમની કૃતિઓ ઉતારી છે. સાક્ષર શ્રી રણછોડભાઈ ઉદયરામે પણ " રત્નાવલી " ગુજરાતી ભાષામાં ઉતારી છે. એટલે શ્રી હર્ષ, તેમજ રત્નાવલીથી ગુજરાત છેક જ અપરિચિત તો નથી જ. રા. રતિપતિરામે કરેલું આ પુસ્તકનું ભાષાંતર આપણી ભાષામાં ત્રીજું છે. પરંતુ મહાકવિનાં પુસ્તકોનાં ભાષાંતર ભિન્ન ભિન્ન વિદ્વાનો કરે તેમાં કાંઈ ખોટું નથી. રત્નાવલી એક ઘણીજ રસીક અને શૃંગાર રસથી ભરેલી નાટિકા છે. અને જેઓ આ ભાષાંતરની ભાષા સમજીને વાંચી શકશે તેમને તેમાં ઘણોજ રસ પડે તેમ છે. એટલું તો નક્કી જ છે કે ગુજરાતીના બહુજ સારા અભ્યાસકથી અથવા તો સંસ્કૃત ભાષા જાણતા માણસનેજ આ ભાષાંતરમાં સમજણ પડે તેમ છે. શ્લોકોમાં સંસ્કૃત શબ્દો ઘણા છે તથા તે એકંદરે અઘરા પણ છે.

પુસ્તકની પ્રસ્તાવનામાં પુસ્તક તથા મૂળ લેખક હર્ષ વિષે થોડી ઘણી માહિતી આપેલી છે. પુસ્તકની અંદર ૭ સુંદર ચિત્રો ને એક હર્ષ દેવનો રાજ્યવિસ્તાર બતાવનારો નકશો આપેલ છે તેથી સુન્દરતા તથા ઉપયોગીતામાં વધારો થયો છે. કૉલેજના વિદ્યાર્થીઓને આ ભાષાન્તર બહુ ઉપયોગી નીવડશે.

## સંવાદ ગુચ્છ.

(કર્તા રા. ગોવિંદભાઈ હરિભાઈ પટેલ. પ્રકાશક રા. ભાઈલાલભાઈ ખુશાલભાઈ પટેલ, ધર્મજ (આણંદ થઈને) પાનાં ૨૪૫. કાગળ છપાઈ સારાં. પુંઠું પાકું. કીંમત રૂ. ૨-૮-૦ )

આ પુસ્તકમાં પૌરાણિક તેમજ ઐતિહાસિક પુરૂષોના જીવનના કેટલાએક પ્રસંગો લઈ તે ઉપરથી કાલ્પનિક સંવાદો ઉપજાવી કાઢવામાં આવ્યા છે. આવા સંવાદોનો એક મુખ્ય હેતુ એ હોવો જોઈએ કે તે દ્વારા અમુક બનાવોનું કોઈ અને ખરૂં રહસ્ય વાંચક આગળ ખોલીને મુકી સંક્ષેપ ...

ભાષામાંથી ગુજરાતીમાં ઉતારેલા આવા કાલ્પનિક સંવાદો–લેન્ડોરના કાલ્પનિક સંવાદો–છે, તેમાં આ કાર્ય બહુજ સુંદર રીતે સધાયું છે. પરંતુ આ " સંવાદ ગુચ્છ " માં તે હેતુ મચવાયો છે કે કેમ તે શકમંદ લાગે છે. લેખકના પોતાના મનમાં પણ તે હેતુ હશે કે નહિ તે પણ સમજાતું નથી. વળી કેટલાએક અભિપ્રાયોમાં પણ તેમના મત સાથે આપણે મળતા થઇ શકીશું નહિ " પ્રતાપ અને શક્તસિંહ " ના સંવાદમાં પ્રતાપસિંહના મુખથી લેખક કહેવડાવે છે કેઃ " ઇતિહાસનાં પૃષ્ટો જ્યાં સુધી વિદ્યમાન રહેશે, ત્યાં સુધી તો નિરીક્ષણ કરનાર પ્રત્યેક વ્યક્તિ વિભિષણના ચારિત્ર પ્રતિ તિરસ્કારયુક્ત દ્રષ્ટિથીજ જોશે. " આ ઘુટડો ગળવો મારે માટે તો કઠણ છે. લેખક પ્રતાપ અને અકબરનું યુદ્ધ શું રાવણ અને રામના યુદ્ધ સાથે સરખાવે છે? રાવણ શત્રુનો અને તેનો શા માટે નાશ કરવા રામ મથતા હતા તેનો હેતુ જ લેખક સમજ્યા લાગતા નથી. ભાષા બહુજ અને નિરર્થક કઠણ છે. બીજો ભાગ જો પ્રસિદ્ધ થાય તો ભાષા સરળ કરવા તરફ ધ્યાન રાખવા સૂચના છે. તેમ નહિ થાય તો પુસ્તક ઘણા લોકો વાંચી અને સમજી શકશે નહિ એવી ધાસ્તી રહે છે.

દક્ષિણનો વાઘ—

લેખક રા. રા. ગોવર્ધનદાસ કહાનદાસ અમીન પ્રકાશક રા. રા. પુંજાલાલ ભગવાનદાસ પારેખ ( વઢવાણ. ) રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૩૫૦ સચિત્ર કિંમત રૂ. ૩–૦–૦

આ પુસ્તકની સમાલોચના " સાહિત્ય " તથા " સમાલોચક " ના છેલ્લા અંકોમાં થઇ છે. " સાહિત્ય " કાર આ પુસ્તકને સ્વતંત્ર કૃતિ તરીકે અવલોકે છે. લેખકે પ્રસ્તાવના લખી નથી, પ્રકાશકે પોતાના નિવેદનમાં જણાવ્યું છે કે, " આ ઐતિહાસિક નવલકથા તેમણે પ્રાતઃસ્મરણીય મહારાષ્ટ્રીય વીર શિવાજી મહારાજના સમયના પ્રસંગ લઇને યોજેલી છે. " આ ઉપરથી તે સ્વતંત્ર હોવાનુંજ ધારી શકાય. પરંતુ પહેલેથી છેલ્લે સુધી વાંચતાં આ નવલકથા એક મરાઠી પુસ્તકનું અક્ષરશઃ ભાષાન્તર જ લાગે છે ભાઈ અમીને કેટલાંક પુસ્તકો ગુજરાતી સાહિત્યમાં સારાં લખ્યાં છે. " જર્મનીની ઉન્નતિ શાથી થઇ ? " એ ઉપયોગી પુસ્તક મરાઠી ઉપરથી જ નેમણે લખ્યું છે. અમે તેમના પરિચય ઉપરથી પણ માનીએ છીએ કે તેઓ મરાઠીના સારા અનુવાદક છે. પરાયા યશના ભોક્તા થવા ઇચ્છે તેવી વૃત્તિવાળા પણ નથી, પરંતુ આ પુસ્તકમાં કંઇ પણ પ્રશંસા વગેરે એવી

સંક્ષિપ્તતા કેમ રાખી હશે, એ સમજાતું નથી. પ્રકાશક બાઇએ તે વિશે બિલકુલ સ્પષ્ટતા કરી નથી, ભાષાંતર નહિ પણ "યોજેલી છે" એવા મોઘમ શબ્દોવડે આ કૃતિને સ્વતંત્ર કૃતિ તરીકે ઓળખાવવાના જેવો માર્ગ તેમણે લીધો લાગે છે. હાલ ગુજરાતીમાં નવલકથાઓ ઘણી બહાર પડે છે, તેમાં આવું કેટલુંયે થતું હશે, એ કોણ કહી શકે?

આખા પુસ્તકની ભાષા સરળ હોવાથી તેમજ વાર્તાનું વસ્તુ છત્રપતિ શિવાજીને લગતું આકર્ષક હોવાથી વાંચતાં કંટાળો આવે તેવું નથી. પુસ્તકનું નામ માત્ર 'કર્કશ' લાગે છે. સદ્ભાગ્યે બીજી આવૃત્તિ છપાવવાનો સુયોગ પ્રાપ્ત થાય તો તે વખતે નામ વિશે ફરી વિચાર કરવા અમારી ભલામણ છે.

કેશવપ્રસાદ દેરાસ્ર.

## ગુલામી વહેપાર.

આફ્રિકામાંથી કાળી-સીદી લોકોને લાલચ આપી અથવા બળાત્કારે અમેરિકા લઇ આવી, તેઓને બકરાં અને મેંઢાંની માફક વેચી દેવામાં આવતાં હતાં. ત્યાં ગુલામો ઉપર કેવાં કેવા અત્યાચાર કરવામાં આવતા હતા, તે સાંભળતાં પણ પથ્થર જેવું હૃદય પિગળી જાય. ગુલામોના માલિકો પોતાનાં ગુલામોનો પ્રાણ લેતા તો પણ કાયદાની રૂઇએ તેઓને શિક્ષા કરવામાં આવતી નહોતી. ગુલામો ઉપર ગુજરતા આવા અયંકર અત્યાચાર જોઇને મિસીસ એચ બી. સ્ટો નામની એક અમેરિકન વિદુષીએ લોકો ગુલામગીરીનું ખરૂં સ્વરૂપ જાણી શકે તે માટે 'અન્કલ ટૉમ્સ કૅબીન' ( Uncil Ton's Cadin ) નામનો એક સર્વોત્કૃષ્ટ ગ્રંથ નૉવેલ રૂપે લખ્યો. એ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી થોડા વખતમાંજ ઉત્તર તથા દક્ષિણ પ્રદેશનાં રહેવાસીઓ વચ્ચે ગુલામોને સ્વતંત્રતા અપવા માટે એક ભયંકર યુદ્ધ ( Civil-war) શરૂ થયું અને તે લગભગ ચાર પાંચ વર્ષ ચાલ્યું અન્તે ઈ. સ. ૧૮૬૫ માં ત્યાં ગુલામગીરીનો અંત આવ્યો.

આ પુસ્તકમાં વર્ણવેલી સર્વ બાબતો સાચી છે. કેટલીક તો એ વિદુષી બાઈએ પોતાની આંખોથી જોયેલી છે. આવી જગપ્રસિદ્ધ, લોકપ્રિય તથા ઐતિહાસિક સત્ય બનાવોથી ભરપૂર નવલકથા અવશ્ય વાંચવા લાયક છે. બન્ને ભાગની કિ. રૂ. ૩-૦-૦

લખો:— જીવનલાલ અમરશી મહેતા,
પીરમશા રોડ—અમદાવાદ.



## ( હિન્દુ સાંસારિક ચાલુ સચિત્ર વાર્તા. )

### પ્રકરણું પહેલું.

#### સત્યધર્માશ્રમ.

" સત્ય, ધર્મ તણા પાઠો, મળે જ્હાં સહુ લોકને;
ભૂલે જ્હાં દર્દીઓ દુઃખ, દેવો તે ભૂમિમાં રમે. "



યાંસ્તનો સમય હતો. પૂર્વ દિશામાંથી રજનીવલ્લભ ચંદ્ર ઉંચે આવતો હતો, પશ્ચિમ દિશામાં દિનમણી સૂર્ય નીચે જતો હતો. રૂપેરી રસથી રસી લીધું હોય ત્હેવું પૂર્વાકાશ સફેદ જણાતું હતું. ત્હારે પશ્ચિમાકાશ સુવર્ણ રસથી રસી લીધું હોય ત્હેવું પીળા રંગનું લાગતું હતું. એ સમયે સાભ્રમતિ નદીનું નૈસર્ગિક સ્વરૂપ અત્યંત મનોહર દેખાતું હતું. વાંકી ચૂકી થતી સર્પાકારે વહેતી નદીનું વિવિધ સ્થળેથી જણાતું નયનહારક, ભવ્ય અને સુન્દર દૃશ્ય, રસિકોનાં મન સહજે વિસ્મયતાથી ભરી દઇ એવી નૈસર્ગિક વિચિત્ર પણ મનોહર સૃષ્ટિનિયંતાની અદ્વિતીય રસિકતાની, અતર્ક્ય કલ્પનાઓની અને અદ્દભુત ચતુરાઇની ઓળખાણ કરાવતું હતું. અનંતકાળ શાન્તપણે વહનારી સાભ્રમતિના કાંઠે, એક ઉંચી ટેકરી ઉપરના શિવાલયથી થોડેક છેટે, લીલીછમ ઝાડીમાં, એક પર્ણકુટિમાં સર્વસંગ પરિત્યાગ કરેલી બે વિભૂતિઓ બેઠી હતી. બહારની બાજુએ રમણીય પ્રાંગણપટમાં કેટલીક બાલિક મંડળી બેઠી બેઠી પરસ્પરમાં ધીમા-હલકે સાદે વિવિધ વિષયો ચર્ચી રહી હતી.

અમદાવાદમાં એ પર્ણકુટિ થોડા સમયથી "સત્યધર્માશ્રમ" નામથી પ્રસિદ્ધ થઇ હતી. આશ્રમની સ્હામે એક સુંદર ઉપવન બનાવવામાં આવ્યું હતું. આ આશ્રમમાં સાચા ધર્મની જ સદૈવ વાતો થતી હોવાથી હેના નામ પ્રમાણે તે ખરેખરો જ સત્ય ધર્મના જ આશ્રમ થઇ પડયો હતો. અત્યારે આશ્રમમાં વચ્ચોવચ્ચ વ્યાઘ્ર ચર્મ ઉપર સત્યાનંદ સ્વામી ધ્યાનસ્થ સ્થિતિમાં બેઠા હતા. હેમનું વય પચાસ—પંચાવન વર્ષનું આસનું હતું. પરન્તુ હેમનો ચહેરો ઘણો જ ભવ્ય જણાતો હતો. સ્વામી પાસે હેમની તરફ એકાગ્રતાથી જોઇ રહેલી, ભગવાં વસ્ત્રો પરિધાન કરેલી, ત્રીસ પાંત્રીસેક વર્ષની એક સતેજ સ્ત્રી બેઠી હતી. લોકો હેને ભારતી મૈયાના નામથી ઓળખતાં હતાં. પહેલાં એ ભારતીમૈયા અમદાવાદના પ્રસિદ્ધ ઝવેરી ગુણવંતલાલના ઘેર, હેમના દીકરા વિહારીને સંભાળવા માટે રહી હતી, પણ પાછળથી વિહારી ઉમ્મર-લાયક થતાં, ગુણવંતલાલની રજાથી તે તીર્થયાત્રા કરવા નીકળી હતી. બે વર્ષ ભારતવર્ષના અનેક પવિત્ર સ્થળો ફરી વળ્યા પછી, હરદ્વારના એક આશ્રમમાં સત્યાનંદ સ્વામી સાથે હેનો મેળાપ થયો અને સ્વામીની નિઃસીમ ભગવદ્ભક્તિ જોઇ હેમની શિષ્યા થઇ રહેવાનું પસંદ કર્યું. તે પછી ફરતાં ફરતાં તેઓ અમદાવાદમાં આવ્યાં. શરૂઆતમાં કેટલાક દિવસો નદીના સામા કાંઠાના શિવાલયમાં ગાળ્યા પછી, સાબરમતિની ઉપર વર્ણવેલી અલૌકિક વિશ્વરચના જોઇને, આવા રમ્ય સ્થળે પર્ણકુટિ બાંધી ઇશ્વરોપાસના કરવી, એવી સ્વામીજીની ઇચ્છા થઇ. ભારતીમૈયાએ તે વાત ગુણવંતલાલના કાને નાંખી અને હેમણે એટલી જગા વેચાતી લઇ સ્વામીજીની ઇચ્છા પ્રમાણે આશ્રમનું મકાન બંધાવી આપ્યું.

થોડા વખતે સ્વામીજી ' ૐ परमात्मने नमः '. કહીને ઉઠયા. ભારતી મૈયાએ હેમને વન્દન કર્યું. સ્વામીજી દરવાજામાંથી નીકળ્યા કે બહાર બેઠેલા મંડળે પણ ઉભા થઇને વન્દન કર્યું. તે સ્વીકારી સ્વામી એ મંડળની વચ્ચે ગોઠવેલા એક આસન ઉપર બેઠા. ધીમે ધીમે સ્વામીજીએ ત્હાં બેઠેલા મંડળને કુશળ સમાચાર પૂછયા, એટલામાં મંડળમાંથી ઉઠીને એક વ્યક્તિ સ્વામીજીની આગળ આવીને બેઠી. તે ગૃહસ્થ ચાળીસ પિસ્તાળીસ વર્ષની ઉમ્મરના જણાતા હતા. પાછલા ચાર દિવસથી તે સ્વામી સાથે વિવિધ વિષયો ઉપર વાદવિવાદ કરી પોતાની શંકાઓનું નિવારણ કરી લેતા હતા. સ્વામીજીએ આશ્રમ સ્થાપન કર્યા પછી શરૂઆતના ચાર છ મહિના સુધી અમદાવાદની કુત્સિત, નાસ્તિક અને નિંદાખોર ટાળી તરફથી હેમને ઘણોજ ત્રાસ આપવામાં આવ્યો હતો. પરન્તુ 'સત્ય ત્રિકાળાબાધિત સત્ય જ હોય છે'

ભંગ કરનાર ઘોડાની પગરવટનો 'ટપટપ' અવાજ સંભળાવા લાગ્યો. એક ગાડી પાછળના રસ્તા ઉપર આવીને ઉભી રહી અને ગાડીવાને બત્તી ધરતાંજ આશરે પંચાવન વર્ષની વયનો એક ગૃહસ્થ ગાડીમાંથી નીચે ઉતર્યો. હેનો પોશાક સારો છતાં ટાપટીપીયો હતો. ઘોડાનો પગરવ સંભળાતાં જ સ્વામીએ નેત્રો ઉઘાડયાં. દૂરથી હાયફાનસનો પ્રકાશ દેખાવા લાગ્યો. સ્વામીએ ભારતીમૈયા સ્હામે જોયું; મૈયા ઉઠીને દરવાજા વચ્ચે આવીને ઉભાં રહ્યાં. અને આવનાર ગૃહસ્થને જોઇને હેમણે કહ્યું:– "સ્વામીના દર્શને ગુણવંતલાલ આવે છે."

એટલામાં ગુણવંતલાલ ઝવેરી આશ્રમમાં આવ્યા. બહાર આંગણામાં બેઠેલા મંડળે હેમને અંદર જવા માટે રસ્તો કરી આપ્યો. ઝવેરી અંદર ગયા અને સ્વામીને વન્દન કરીને બેઠા. સ્વામીએ આશીર્વાદ આપી, કુશળતા પૂછી હેમને પોતાની પાસે બેસવાનું કહ્યું.

ઝવેરી ઉઠયા અને સ્વામીજીની નજીક બેસતાં બેસતાં બોલ્યાઃ– "મુંબઇથી વિહારીનો આજે જ તાર આવ્યો છે, હેમાં જણાવે છે કે, કાલથી હેની કૉલેજ બંધ થાય છે, તેથી અહિં આવવા માટે તે આજ રાતની ગાડીમાં ત્યાંથી નીકળનાર છે. થોડા દિવસ પહેલાં આપે હેના સમ્બન્ધમાં મ્હને પૂછયું હતું તેથી તે આવનાર છે એ વાત કહેવા હું ખાસ આપની પાસે આવ્યો છું."

આ સમાચાર સાંભળી સ્વામીએ પોતાની આંખો થોડીવાર સુધી બંધ, અને એક નિસાસો મૂકીને કહ્યું:–"હી...હ–આનંદ છે. આવવા દો."

સ્વામીએ મૂકેલો નિસાસો ભારતીમૈયાના લક્ષમાં આવ્યો; પરન્તુ તે કંઇ બોલ્યાં નહિ. કંઇપણ અનિષ્ઠ પ્રકાર હોવા સિવાય સ્વામી આમ નિશ્વાસ મૂકે નહિ, એવી હેમની ખાત્રી હતી. સ્વામીનો એ નિશ્વાસ વિહારી ઉપર આવનાર કંઇપણ સંકટનું સૂચક ચિહ્‌ન છે એવું હેમને લાગ્યું. હેમનું મન અસ્વસ્થ બન્યું. ઝવેરીને એ બનાવ સાધારણ લાગ્યો અને હેમણે તો તે તરફ ધ્યાન પણ આપ્યું નહિ.

* * * * * *

એટલામાં આશ્રમની બહાર અંધારામાં 'મૈયા' 'મૈયા' એવી કોઇની હોક મારવાનો કોમળ ધ્વનિ થયો. તે સાથેજ બેઠેલી મંડળીનું ધ્યાન દરવાજા તરફ ખેંચાયું. ભારતીમૈયા ધીમેથી ઉઠીને દરવાજા આગળ ગયાં અને બહાર જોયું તો દરવાજાની પાસેજ અંધારામાં ચૌદ પંદરેક વર્ષની એક તરુણી ઉભેલી જણાય.

"કોણ ? શું કામ છે ?"

ઉત્તરમાં માત્ર અસ્ફુટ રીતે ધીમેથી નીકળતા ડુસકાનો અવાજ આવ્યો. ભારતીમૈયા તે સાંભળતાંજ હેની તરફ ગયા, અને સ્નેહભર્યા અવાજે કહ્યું:–"કેમ બ્હેન ! રડીશ નહિ. તું ક્યાંથી આવી છે ? સ્વામીના દર્શન માટે આવી છે કે ?"

"હા...આ...હા—ના–મૈયા, મ્હારી સાથે આવો ! મ્હારી બા આ..." પુનઃ તે બાલિકા ડુસકાં ખાવા લાગી.

"ત્હારી બા ?" આશ્ચર્યથી ભારતીમૈયાએ પૂછ્યું, "હા, હા–હવે સ્હમજાયું ! હું ત્હમારે ત્યાં બે ત્રણ વખત આવી ગઈ છું ! ઠીક, પણ ત્હારી બાને શું થયું છે, બ્હેન ? શાન્તિથી કહે. એમ રડીશ નહિ બાપુ !" આમ કહીને ત્હેમણે તે બાલિકાને હૈયાસરસી ચાંપી. ત્હેની પીઠે વાત્સલ્ય ભાવે હાથ ફેરવવા માંડયા, ને ત્હેને આશ્વાસન આપતાં બોલ્યાં: "ત્હારી બાને શું થયું છે બ્હેન ? આજકાલ ઘણા દિવસ થઈ ગયા હું તે તરફ આવી શકી નથી. પણ એમને શું થયું છે તે મ્હને કહે. બાપુ, રડીશ નહિ ! આવ અંદર આવ. જરા સ્વામી પાસે બેસ. બધું ઠીક થઇ જશે બ્હેન."

ભારતીમૈયાની પાછળ પાછળ તે બાલિકા ધીમે ધીમે નીચી દષ્ટીએ અંદર ગઇ, અને સ્વામીને નમસ્કાર કર્યા. ( જુઓ ચિત્ર નં. ૩ જું. )

"સુખી ભવ !"

સ્વામીએ એકદમ આશીર્વાદ આપ્યો; પરંતુ સ્હામે જ બેઠેલી તે બાલિકાના સ્હામે જોતાં ત્હેનો કરમાઇ ગયેલો ચ્હેરો દષ્ટીએ પડતાંજ સ્વામી ચમકી ગયા ! પોતાની બેઠક ઉપર સ્હેજ પાછા હઠી ગયા. ફરીથી ત્હેમણે પોતાની દષ્ટિ તે આગન્તુક બાલિકાના ચ્હેરા ઉપર સ્થાપી. મીટ પણ માંડયા વિના કેટલોક વખત તે સ્હામેજ જોઇ–નિહાળી રહ્યા. ધીમે ધીમે ત્હેમની મુખચર્યામાં ફરક પડવા લાગ્યો. તે બાલિકા ગતભર્તૃકા એટલે વિધવા હતી, ત્હેને પોતે "સુખી ભવ" એવો આશીર્વાદ આપ્યો તેથી સ્વામી વિચારમાં પડયા હશે ? નહિ ! ત્હેવો કોઇ પ્રકાર જણાતો નથી. કારણ સ્વામી ત્હેના મુખ તરફ કોઇ જુદીજ દષ્ટિથી જોઇ રહ્યા હતા. એટલા અલ્પ સમયમાં ત્હેના મનરૂપી ચિત્રપટ ઉપર વિચાર રૂપી કેટલાંક ચિત્રો અંકિત થઇ ગયાં. પોતાની તરફ સ્વામી અચળ દષ્ટિએ જોઇ રહ્યા છે, એ જોઇને તે બાલિકા ક્ષણભર વિચારમાં પડી ગઇ–ગભરાઇ ગઇ. એ સ્હમજી જવાથી સ્વામીએ તુરત ત્હેને ચિંતામુક્ત કરવા પૂછ્યું:

"બ્હેન ત્હારૂં નામ શું ?"

" વિલસ. "

" કેમ વિલસુ ! ? "

સ્વામીએ પૂછેલા પ્રશ્ન અને તે બાળા તરફથી મળેલા ઉત્તર પછી ત્હેમના મુખમાંથી નીકળેલા એ ઉદ્‌ગાર એવા ચમત્કારિક અવાજમાં હતા કે, તે સાંભળી આસપાસ બેઠેલા દરેક જણને અતિશય નવાઈ લાગી. સ્વામીના અવાજમાં એકાએક આવો ફરક કેમ પડયો, તે વાત ભારતીમૈયાને પણ એકાદ ગૂઢ કોયડા જેવી લાગી. તે સ્વામીને એ સંબંધમાં કંઇક પૂછવા જતાં હતાં એટલામાં સ્વામીએ નેત્રો બંધ કર્યાં છે અને ત્હેઓ ધ્યાનસ્થ છે એવું ત્હેમને જણાયું. પુનઃ તે બાલિકા અસ્ફુટ સ્વરે બોલીઃ " મૈયા, મ્હારી બા-મ્હારી બા, હમણાં તે મૃત્યુશય્યા ઉપર જ પોઢી છે. ચાલો જલદી ચાલો મૈયા-" હવે તે બાલિકાથી દુઃખાવેગ ઉપર અંકુશ રાખી શકાયો નહિ. ડુસકાં ભરતાં ભરતાં ત્હેણે પોતાનું વાક્ય પૂરૂં કર્યુંઃ " ચાલો, મૈયા ઝટ ચાલો. ત્હમને મળવાની ત્હેને બહુ ઇચ્છા છે-ચાલો—"

બાલિકાની એ દયાર્દ્ર સ્થિતિ જોઇને ત્હાં બેઠેલા પ્રત્યેક માણસને લાગી આવ્યું. મૈયાના હૃદયને તો તે વાત અસહ્ય થઇ પડી ! હવે શું કરવું એ પણ ત્હેમને સૂઝતું નહોતું. તેથી સ્વામી ધ્યાનસ્થ સ્થિતિમાંથી ક્યારે જાગૃત થાય એની જ ત્હેઓ વાટ જોઇ રહ્યાં હતાં. પરંતુ તે ગડમથલમાં એ બહુ વખત થઇ ગયો અને સ્વામી જલદીથી નેત્રો ઉઘાડે એવાં કંઇ ચિહ્ન જણાયાં નહિ !

વિલસુને મન એક ક્ષણ એક વર્ષ જેવી હતી. ત્હેનું ખોળિયું આશ્રમમાં અને આત્મા માંદી માતા પાસે હતો. ત્હેનાથી એ સહન થઇ શક્યું નહિ, અને ફરીથી ઘણીજ કાકલુદીથી મૈયાને વિનવતાં તેણે કહ્યુંઃ " મૈયા, ત્હમારે પગે પડું છું-ચાલો, મૈયા જલદી ચાલો—"

હવે મૈયાથી પણ રહી શકાયું નહિ, ત્હેમણે કહ્યુંઃ " હા, ચાલ બ્હેન. " અને ગુણવંતલાલ ઝવેરી તરફ વળીને ત્હેમણે પૂછ્યું-" ત્હમે તો હમણાં અહિં જ છોને ? "

" હા. "

" ત્યારે હું જાઉં છું. સ્વામીજી પૂછે તો હું આ બાલિકાની સાથે ગઇ છું એવું ત્હેમને કહેજો. "

" વારૂ. " ઝવેરીએ કહ્યું, " હું અહિં જ છું. ત્હમે જાઓ. "

વિલસુને લઇને ભારતીમૈયા આશ્રમમાંથી નીકળ્યાં.

---

## પ્રકરણ બીજું.

### સરસ્વતીની આત્મકથા.

" મુજ જેવું વૃત્ત ઘણાંક્તું, શુણશો પુછે આ દેશમાં;
..................હિન્દુઓ, ગાળે જે જીવન કલેશમાં. "

(સ્નેહમુદ્રા.)



ત અજવાળી હતી. નિશાનાથ પોતાની વિમલ જ્યોત્સ્ના વડે વસુંધરાને સ્નાન કરાવી રહ્યા હતો, વચ્ચે વચ્ચે શુભ્ર રૂના ઢગલા જેવાં જણાતાં વિરલ વાદળ ચંદ્રપ્રભાને મ્લાન કરી રહ્યાં હતાં. સત્યધર્માશ્રમમાંથી ભારતીમૈયા નીકળ્યાં તે વખતે અંતરિક્ષમાં એક મ્હોટું કાળું વાદળ-યુથ આવેલું હોવાથી, ચંદ્રનું તેજ ઓછું થયેલું હતું ને તેથી સઘળે અજવાળું ઝાંખું થઈ ગયું હતું, એ એક દુઃશ્ચિન્હ છે એવું વિલસુના ગભરાયલા મનને લાગવા માંડયું. ભારતીમૈયાની પાછળ પાછળ ત્વરિત ગતિએ તે ચાલતી હતી. ગાઢ વાદળને લીધે ક્ષણભર રજનીનાથ અદ્રશ્ય થઈ જતાં રસ્તા ઉપર અંધારૂં ઘોર થઈ ગયું. તે સાથેજ વિલસુના હૈયામાં ધ્રાસકો પડયો. તે થંભી ગઈ અને ભારતીમૈયાને ઉભાં રાખતાં બોલી,

" મૈયા, કાળરાત્રિ કહે છે તે આ જ કે ? ".

થડકતા અવાજે પૂછાયલા આ પ્રશ્નથી ભારતીમૈયાનું કોમલ હૃદય પાણી પાણી થઈ ગયું ! પરન્તુ ગભરાયલી વિલસુને ધીરજ આપવી જોઈએ એવા ઉદ્દેશથી ત્હેમણે ત્હેને આશ્વાસન આપતાં કહ્યુંઃ "બાપુ, તું આમ ડરીશ નહિં. આ તો માત્ર ચંદ્રની આગળ કાળાં વાદળનું પડ થયું છે અને તેથીજ માત્ર અંધારૂં જણાય છે; થોડાજ સમયમાં ને જતું રહેશે અને પૂર્વવત્ ચંદ્ર-પ્રકાશ આપણા રસ્તાને અજવાળશે. બ્હેન, માત્ર તું ઓજ ડરી ગઇ છે, તેથીજ ત્હારા મનમાં એવો વિચાર આવે છે. એ તરફ તું બિલકુલ લક્ષ્ય આપીશ નહિ. "

વિલસુ ફરીથી ચાલવા માંડી. સાબરમતીનો પૂલ ઓળંગી ત્હેઓ થોડે દૂર ગયાં. ત્હાં બે ત્રણ ઝૂંપડીઓ દેખાતી હતી. તેમાંની એક ઝૂંપડી પાસે વિલસુ ઉભી રહી. આસપાસ સઘળે શાંતતા વ્યાપી રહી હતી. વિલસુએ ધીમેથી, ડરતાં ડરતાં ઝુંપડીનાં કમાડ ઉઘાડયાં. અંદર બળતા મંદ દીવાથી

સ્પષ્ટ ન જણાતી સ્થિતિ તુરત ભારતીમૈયાના જોવામાં આવે તે હેતુથી ચંદ્રપ્રકાશ પણ કોટડીમાં આવ્યો ! વિલસુની પાછળ પાછળ ભારતીમૈયા અંદર ગયાં. પહેલા જ ખંડમાં એક ખૂણે ઢાળેલા ખાટલા ઉપર એક સ્ત્રી સૂતી હતી. ત્હેની વય લગભગ ચાળીસ વર્ષની હતી. ભારતીમૈયાને અંદર આવતાં જોતાંજ ત્હેના ચ્હેરા ઉપર ફેરફાર થઈ ગયો. ત્હેના નિસ્તેજ મુખમંડળ ઉપર મંદ હાસ્યની રેખાઓ તરી આવી, બેઠાં થવાનો પ્રયત્ન તે કરવા લાગી; પરંતુ તે વ્યર્થ ગયો. મૃત્યુએ પોતાના પાશથી ખાટલા સાથે ત્હેને બાંધવાની શરૂઆત કરી દીધી હતી. હૃદરોગે ત્હેના દેહને કાષ્ટવત્ બનાવી ત્હેને નિઃસત્વ કરી નાખી હતી. ત્હેના શરીરમાં લગારે શક્તિ રહી નહોતી તેથી ત્હેણે સૂતાં સૂતાં જ કહ્યું, " મૈયા, હું વંદન કરૂં છું."

વિલસુની પાછળ આવતાં મૈયા સરસ્વતીને ઉઠવાનો યત્ન કરતાં જોઈ આગળ આવ્યાં અને બોલ્યાં, "સરસ્વતી, સૂઇ રહો, ઉઠશો નહિં. પણ ત્હમારી હાલત એટલી વારમાં આ શી થઇ ગઈ ! પંદરેક દિવસ પહેલાં તો હું અહિં આવી હતી ને ? ત્હારે તો શરીર સારૂં હતું; અને આ એટલામાં થયું શું ?"

" શું કહું મૈયા ! નશીબ ! બીજું શું ? પણ મૈયા ઠીક થયું, છેવટની ત્હમારી ભેટ થઇ. હવે હું સુખેથી મરીશ ત્હમારા દર્શનથી મને ધીરજ આવી. આજ ચાર દિવસથી મન અસ્વસ્થ થયું હતું, મ્હારો જીવ ટળવળી રહ્યો હતો. પણ હવે—"

મૈયાના આગમનથી થયેલા ઉત્સાહને લીધે સરસ્વતી એકદમ એટલું બધું બોલી ગઇ પણ હવે તે થાકી ગઇ. ત્હેને દમ ચ્હડી આવ્યો અને આગળ વધારે કંઇ બોલાયું નહિ.

" મનને સંપૂર્ણ રીતે શાન્ત રાખી ઈશ્વર ઉપર ભરૂંસો રાખો. " મૈયાએ ગંભીર સ્વરે કહ્યું.

" એના ઉપર મ્હારો પૂરેપૂરો વિશ્વાસ છે. સત્ય એ સદા સર્વદા સત્ય જ છે, એ વિષે મ્હારી ખાત્રી છે. પરંતુ આ મારી લાડકવાયી વિલસુને માટે મ્હારા મનમાં અતિશય ચિંતા થઇ રહી છે. મ્હારો આધાર જતો રહેતાં તે આ વિશાળ અને દુષ્ટ જગતમાં એકલી–નિરાધાર થઇ પડશે. મૈયા, એ એકજ દારૂણ ચિંતા મ્હારા મરણની વચ્ચે આવે છે.—"

" સરસ્વતી બ્હેન, તે વાતની ત્હમે બિલકુલ ચિંતા કરશો નહિ. આજથી વિલસુ મ્હારી છે. " મૈયાએ ત્હેને આશ્વાસન આપતાં કહ્યું,

સરસ્વતીને એ સાંભળી સંતોષ તેમજ આનંદ થયો. અને ઉપકારની લાગણીથી ત્હેણે મૈયાને કહ્યું: "અહાહા ! મૈયા ત્હમારા આ ઉપકારનો

અદલો હવે હું શી રીતે વાળીશ ! હમારા આ આશ્વાસનથી મ્હારું મન શાન્ત થયું. ઇશ્વર હમારું કલ્યાણ કરો !"

ખરેખર જ સરસ્વતીનું મન શાન્ત થયું ! હેને બોલવાનો ઉત્સાહ આવ્યો. એક પળ વિરામ લઇ હેણે કહ્યું: "ભૈયા, એક વખત હમને મ્હારી બધી વાત કહી સંભળાવું, એવી મ્હારી ઘણી તીવ્ર ઇચ્છા થઇ છે. બાપુ—વિલસુ, ભૈયાને બેસવા માટે કંઇક આપ."

વાત કરતાં હજુ ભૈયાને બેસવાનું કહ્યું જ નથી એ લક્ષ્યમાં આવતાં જ હેણે વિલસુને કહ્યું. વિલસુએ એક જર્જરિત ગોદડી ખાટલાની પાસે પાથરી. ભારતીભૈયા તેના ઉપર અતિશય પ્રેમથી બેઠા અને સરસ્વતીએ પોતાની વાત શરૂ કરી:

"ભૈયા, હવે મ્હારો ઘડીનોએ ભરસો નથી તેથી હું એક વખત હમને મ્હારી બધી વાત કહી સંભળાવું છું. ભૈયા, આઠ વર્ષ પહેલાં અમારું ન્હાનું કુટુંબ—અમે બે અને આ વિલસુ એમ ત્રણ જણ ઘણાજ આનંદથી રહેતાં હતાં. મ્હારે પાંચ છોકરાં થયાં હેમાંથી માત્ર આ છેવટની વિલસુ જ બચી ગઇ. એમને મહિને પચીસ રૂપીઆનો પગાર મળતો હતો. સરકારી તિજોરી ખાતામાં એમની નોકરી હતી. વિલસુ જે વખતે આઠ વર્ષની હતી, તે વખતે અમે રાયપુરમાં પખાલીની પોળમાં રહેતાં હતાં. અમારી પડોસમાં જ હરિદાસ નામના એક સુખી કુટુમ્બના, અમારી જ ન્યાતના ગૃહસ્થ રહેતા હતા." એટલું બોલીને સરસ્વતી એકદમ અટકી ગઇ. પોતાના ખાટલા પાસે વિલસુ ઉભેલી છે એ હેના ધ્યાનમાં આવ્યું, અને પોતે જે વાત કરવાની છે તે હેના સાંભળવામાં ન આવે એવી હેની ઇચ્છા હતી તેથી હેણે વિલસુને કહ્યું: "બેટા, તેં કંઇ ખાધું નથી ને ? જા બ્હેન-ચૂલો સળગાવીને ભાખરી કર અને મ્હારા માટે લીધેલું દૂધ ને ભાખરી ખા. મ્હારે આજ દૂધ પીવું નથી."

વિલસુ સ્હવારથી ભૂખી હતી, હવે પોતાની માંદી મા પાસે ભારતીભૈયા બેઠા છે તેથી હેને ધીરજ આવી હતી. અને વળી હેને સારી રીતે વાતચિત કરતી જોવાથી તો હેના હૃદયમાં આશાનો સંચાર થવા માંડ્યો હતો. તેથી પોતાની માતાની, આજ્ઞા માથે ચડાવીને રસોડામાં ગઇ.

સરસ્વતીએ પોતાની અધૂરી રહેલી વાત શરૂ કરતાં કહ્યું,

"હરિદાસને અને અમારે ઘરોબા જેવું હતું; અને વિલસુના બાપને હેમની સાથે ઘણો સ્નેહ હતો. મનુ કરીને એમને એકનો એક છોકરો હતો. હેનાં વિલસુ સાથે લગ્ન કરવાની હરિદાસે માગણી કરી. ઘરમાં એમને બાલવિવાહ લગારે પસંદ નહોતો, પરંતુ હરિદાસના અતિ આગ્રહને

લીધે હેમણે હા પાડી અને ચારે કેક મહિનામાં તો વિલસુનાં મનુ સાથે લગ્ન કરી નાંખ્યાં. મનુની ઉમ્મર તે વખતે લગભગ પંદર વર્ષની હતી અને તે અંગ્રેજી ચોથી ચોપડી શિખતો હતો. મૈયા, વિલસુનાં લગ્ન થયે પૂરા ચાર માસે નહોતા થયા એટલામાં અમારી ગ્રહદશા બેઠી. એક દિવસ વિલસુ હેનાં સાસરીયાં સાથે ડાકોરજી ગઇ હતી. બપોરે બધું કામ પરવારી હું દાળ–ચોખા લઇને બેઠી હતી એટલામાં પોલિસના ચાર સિપાઇ અને બીજા બે ચાર માણસો મ્હારા ઘેર આવ્યા. એમને જોતાંજ હું તો ડરને લીધે ગભરાઈ ગઇ અને જાણે ભાન જ ભૂલી ગઈ. એક માણસે આગળ આવીને મ્હારી પાસે ઘરની બધી પેટી–પટારાઓની કુંચીઓ માગી. હેણે મ્હને કહ્યું: “બાઇ, આજ સ્હવારથી ત્હમારા વર ક્યહાંક ન્હાસી ગયા છે. ખોટી નોટો તૈયાર કરી તિજોરીમાં વટાવવાનો હેમના ઉપર આરોપ છે. એમનું એ કામ કાલ જ ઉઘાડું પડયું છે. પણ ગમે તે રીતે એ વાત એમના જાણવામાં આવ્યાથી આજ સ્હવારે જ હેઓ ગમે ત્ય્હાં ન્હાસી ગયા છે. હેમને માટે પોલિસતપાસ ચાલુ છે; અને અમે ત્હમારાં ઘરની ઝડતી લેવા આવ્યા છીએ, માટે ઘરની બધી કુંચીઓ મ્હારે સ્વાધીન કરો. મૈયા, એ વાત સાંભળતાં જ મ્હને મ્હારા દેહનું પણ ભાન ન રહ્યું. હું ભ્રમિત બની ગઇ અને બેશુદ્ધ બનીને પડી ગઈ.”

સરસ્વતી થોડોક વિસામો લેવા અટકી અને વળી પાછી વાત કહેવા લાગી, “મૈયા, હું જે વખતે શુદ્ધિમાં આવી ત્હારે એ લોકો મ્હારા ઘરની ઝડતી લઈને ગયા હતા. માત્ર એક સાહેબ અને એક પોલિસ એમ બે જણ ઓટલા ઉપર બેઠા હતા. મ્હને બેઠી થયેલી જોઇ એ પોલિસનો સિપાઇ અંદર આવ્યો અને કહ્યું: “બાઈ, ત્હમારા ઘરની ઝડતી લેતાં નોટો બનાવવાનાં કેટલાંક સાહિત્યો અમને મળ્યાં છે. ત્હમારો વર એકલોજ એ નોટો બનાવતો હતો કે હેની સાથે બીજો કોઇ ‘મદદગાર’ હતો ? વગેરે હકીકત તે મ્હને વારંવાર કહેવા અને પડપૂછ કરવા લાગ્યો. મ્હેં સોગંદ પૂર્વક સત્ય હકીકત કહી સંભળાવી. સ્વામીમાં પણ અનીતિનો વિચાર કરે એવા તે નહોતા, એવું મ્હેં હેને ઘણુંએ કહ્યું, પરંતુ પોલિસનાં માણસો કોણ જાણે પત્થર હૃદયનાં હોય છે, તેથી હેને તે વાત ખરી લાગી નહિં. છેવટે જતાં જતાં હેણે મ્હને ધમકી આપી કે, ‘જો ત્હમે ખરી વાત નહિં કહો તો ત્હમારા વરને ઘણી ભારે સઝા થશે.’ મૈયા, તે દિવસ હું કદીએ ભૂલી નથી. જ્યહારે જ્યહારે મ્હને એ પ્રસંગ યાદ આવે છે ત્યહારે લગભગ ગાંડી બની જાઉં છું. અમે પ્રભુથી ડરીને સદાચરણથી ચાલતાં હતાં છતાં પણ, ક્યા ચાંડાળે અમારા સુખમાં ઝેર રેડયું તે પ્રભુ જાણે ! મૈયા, તે દિવસથી મ્હારી આંખ્યોનાં આંસુ કદીએ સુકાયાં નથી.” (ચાલુ)

# એક કલાકની વાતચીત.

(લેખક—વૈકુંઠરાય માધવલાલ દેસાઇ—અમેરિકા.)

---

ટ્રીન...ટ્રીન...ટ્રીન...ટ્રીન....

એક સ્હાંજના સ્નેહીને મળવા જવાનું વચન આપેલું તે પ્રમાણે મુલાકાતે જતાં મેં બારણાની ઘંટડી વગાડી.

ટ્રીન...ટ્રીન...ટ્રીન...

તરતજ બારણું ઉઘડયું; અને સામેથી ત્રીસેક વર્ષની સ્ત્રી આવતી નજરે પડી.

"હેલ્લો! ગુડ ઇવનીંગ!"

સામેથી તેવોજ આવકારદાયક જવાબ મળ્યો: "How do you do, Come in!"

મેં પૂછયું, "મીસીસ સ્મીથનું ઘર આ?"

"ક્યાં મીસીસ સ્મીથનું?"

"સ્ત્રીઓનાં મંડળવાળાં મીસીસ ફ્રાન્સીસ સ્મીથ."

"ના; અહીંથી ચાર મકાન છોડીને રસ્તાને નાકે આવેલું છે તે તેમનું ઘર. પણ તમે અંદર નહીં આવો? તમને મળવાથી ખુશી થઇ છું, અને જરૂર મી. સ્મીથ પણ તમને મળવાથી ખુશી થશે. તમે તે દિવસે 'હિંદની સ્ત્રીઓ' વિષે આપેલા ભાષણમાં મને ઘણો રસ પડયો હતો, અને હજી વધારે જાણવાની જીજ્ઞાસા છે...."

"પણ માફ કરશો?" મેં કહ્યું, "મીસીસ સ્મીથને મેં પાંચવાગે મળવાનું વચન આપ્યું છે, ને હવે સાત જ મીનીટ બાકી છે. સ્મીથના મળતા નામથી હું ભૂલથી અહીં આવ્યો, અને તમને તસ્દી આપી. ફરી વળી કોઇ વખતે તમને જરૂર મળીશ. તમારે જો કાંઇ ખુલાસા મેળવવા હોય તો હું તે ખુશીથી પૂરા પાડીશ. તસ્દી આપવા માટે ખરેખર દિલગીર છું."

"તમને વાંધો ના હોય તો મીસીસ સ્મીથને અહીં બોલાવીએ." તે સ્ત્રીએ મને પૂછયું.

"મને લગારે વાંધો નથી, પણ તેમને ત્યાં મારે જવાનું, તેને બદલે તમે તેમને અહીં બોલાવો તે ઠીક કહેવાય કે?"

પણ તેમણે મારૂં કહેવું પૂરૂં થાય તે પહેલાં તો "તમે અંદર આવો, હું ટેલીફોનથી મીસીસ સ્મીથને પૂછું છું કે તેમને અહીં આવવામાં વાંધો

મને કેવા સવાલો પૂછાયા છે તે તમે જાણો તો હસ્યા વગર રહો જ નહીં. પણ તે સાથે પૂછનારના મગજનું સમતોલપણું ઠીક સમજાય છે."

"કેવા સવાલો, કહો તો ખરા?"

"હિંદુસ્તાનમાં વાઘ, સિંહ, હાથી પુષ્કળ છે, ત્યારે માણસો રહી કેમ શકે છે? હિંદમાં મચ્છરો છે? સાપ છે નહીં? ઝેરી જાનવરો છે ખરું? લોકોને કપડાં પહેરતાં તો મીશનરીઓએ શીખવ્યું? તમારા લોક પત્થરાને કેમ પૂજે છે? તમારી સ્ત્રીઓ બાળકોને નદીમાં કેમ ફેંકી દે છે?" અને આવા તો ઘણા પૂછાયલા. પણ તેમાં સત્યાંશ કેટલું તેનો ખ્યાલ આપું? અને તે પહેલાં તમને જ પૂછું કે "શું અમેરિકામાં જંગલી ઝેરી પ્રાણીઓ નથી? મચ્છરની વસ્તી નથી? જો તેમ છે તો તમે કેવી રીતે વસી શકો છો? બાકી મીશનરીઓએ હિંદીઓને કપડાં-પહેરતાં શીખવ્યું તેમાં સેંકડે ચાર ટકા ખરૂં હશે. અમારા પહાડોમાં વસતી જંગલી, અજ્ઞાન ટોળીઓ ફક્ત લંગોટી પર જ રહે છે, તેમનામાં મીશનરીઓએ કામ કર્યું હોય અને તેમને કપડાં પહેરતાં શીખવ્યું હોય તો કોણ જાણે. પણ એમ ના ધારતા કે મીશનરીઓના આવતા પહેલાં આખા હિંદને કપડાનું ભાન નહોતું. બાળકોને નદીઓમાં ફેંકી દેવામાં આવે છે, તેવું તો મેં કદી વાંચ્યું કે સાંભળ્યું નથી. જો કદી બન્યું હોય તો અકસ્માત થયો હોય અને કોઇનું બાળક નદીમાં તણાઈ ગયું હોય."

"અમેરિકામાં હિંદને વિષે આવું અજ્ઞાન હોવાથી તમે અમારા વિષે શું ધારો છો?" મીસીસ સ્મીથે પૂછ્યું.

"તમારા વિષે મારે કશું કહેવાનું હોય જ નહીં, પણ જેઓ હિંદ વિષેની ખબરો ફેલાવે છે તેમણે સાવચેત રહેવું જોઇએ કે, તેમના કહેવાનો કેવો અર્થ સમજવામાં આવે છે. વળી સાથે કહેવું જોઇએ કે તમે લોક જે સાંભળ્યું તેના ઉપર જ ખ્યાલ બાંધી લો છો, અને તેના ખરાખોટાપણાનો વિચાર સુદ્ધાંયે કરતા નથી. હું કબુલ કરૂં છું કે અમારે ત્યાં સ્ત્રીઓને અન્યાય અપાય છે, તેમને પડતાં દુઃખનો મને ખ્યાલ છે, વિધવાઓની દશા કફોડી છે, પણ તે સ્થિતિ કેટલી ઝડપે ફેરવાતી જાય છે! હાલની હિંદની રાજ્યદ્વારી ચળવળમાં સામાજીક ચળવળો પણ જોર પકડતી જાય છે, અને હિંદના સમાચાર ઉપરથી કહી શકું કે એક વર્ષ અગાઉનું જે હિંદ હતું તે અત્યારે નથી. મારા મિત્રના એક કાગળમાં છે કે "જ્યારે તમે હિંદમાં પાછા ફરશો ત્યારે તમારી સ્થિતિ રીપવાન વીંકલ

જેવી થશે." અને હું પણ તેવું જ જોવાને ઇચ્છું છું. પણ તમે જેવી અમારી દયામણી સ્થિતિ સમજો છો તેવી લગારે નથી."

"ખ્રીસ્તી ધર્મના સ્વીકારથી હિંદનો ઉદ્ધાર થાય એમ માનો છો? જાપાન, ચીન, કોરીઆમાં છેલ્લાં ત્રીસ વર્ષમાં ખ્રીસ્તી ધર્મના અંગિકારથી જબરો ફેરફાર થયો છે. તે પ્રમાણે તમારે ત્યાં થાય ખરું?"

"હું નથી માનતો કે ધર્મ બદલવાથી જ દેશનો ઉદ્ધાર થતો હોય. ઈશ્વિર એક તેનો વાંધો નથી. ઈશ્વિરને ઓળખવાના અનેક પંથ, ધર્મ, રસ્તાઓ છે, અને એમાંના એકને પવિત્રપણે વળગી રહેવાથી માણસ જાતનો ઉદ્ધાર થાય એમ મારૂં માનવું છે. ફક્ત એક ધર્મમાંથી બીજામાં જવું તેમાં ઉદ્ધાર છે જ નહીં. તમે ખ્રીસ્તી પ્રજા એમ માનો છો કે બીજા **ધર્મવાળા તમારો ધર્મ સ્વીકારે નહીં તો તેમના આત્માનો ઉદ્ધાર જ નથી, તેમને માટે ઈશ્વિર જ નથી, અને તેમને માટે ઇશ્વરના દરબારમાં ન્યાય નથી. પણ ઈશ્વિર કે જેણે આખી દુનિયામાં પંચરંગી પ્રજા પેદા કરી તે તમારી નજરે જોતા નથી.** મારા એક વર્ષના વસવાટમાં હું તમારાં દેવળોમાં, બાયબલ ક્લાસમાં, સબાથડે સર્વીસ અને રીલીજ્યસ સ્ટડીમાં નિયમિત ગયો છું, અને તે પણ તમારો ધર્મ સમજવાને, ખ્રીસ્તી પ્રજાને ખરી રીતે ઓળખવાને અને તમારામાં ભળી સારાપણું મેળવવાનેજ. જો ધર્મને વળગી રહી ચર્ચા કરીએ તો હું સર્વ ધર્મને ઉચ્ચ માનું છું. ક્રાઈસ્ટને ભજો, મહમદ અને જરથોસ્તને ભજો, રામ કે કૃષ્ણને ભજો, અને દુનિયાંના તમામ પયગમ્બરને ભજો, અને તેમનાં શિક્ષણમાંથી ગ્રહણ કરવા જેવું એકઠું કરી તેમને પગલે ચાલો. તેમાંજ માનવ જાતનું ભલું છે. પણ જો ધર્મને સામાજીક વ્યવહાર સાથે ભેળવી નાંખી તેનાં પરિણામો જોઈએ તો દરેક ધર્મમાં સારૂં નરસું, ન્યાયી અન્યાયી પણ જણાશે. આ નજરે ખ્રીસ્તી ધર્મમાં જેવા દોષ છે, તેવા હિંદુ, મુસલમાન કનફ્યુસસ, અને બીજા ધર્મોમાં પણ જણાશે. એક ધર્મમાંથી બીજો ધર્મ બદલવાથી, તેની ટીકીટ ખરીદવાથી જો ઉદ્ધાર થતો હોય તો તેવો ધર્મ પાખંડી હોવો જોઇએ. ખરૂં તો એ કે એક બીજામાંથી સારાપણાની આપલે કરી એક બીજાનું ગ્રહણ કરવાનું. હિંદમાં અનેક ધર્મો છે, તેમાં એક વધ્યો કે ઘટ્યો એમાં હિંદને કશી લેવા દેવા નથી. પણ હું નથી માનતો કે ખ્રીસ્તી ધર્મના સ્વીકારથી જ હિંદનો ઉદ્ધાર થાય. પણ એમ માનું છું કે એક બીજા ધર્મનાં ખરાં સિદ્ધાંતોને સમજવાથી અને ધસાવ્યાથી ખરૂં સ્વરૂપ સમજાય."

"હું તમારા મતને મળતી છું" મીસ સ્મીથે જણાવ્યું. "ટુંક વખતની વાતચીતમાંથી કેટલો ખુલાસો મળ્યો ! ફરીને કાંઈ તમે ભાષણ કરવાના છો ?"

"તેની તો મને ખબર નથી." મેં કહ્યું; "અમ્હારી પરીક્ષા પતી ગઈ છે, અને રજાઓમાં હું કેટલેક સ્થળે મુસાફરી કરવા ધારું છું એટલે અહીં હોઈશ નહીં. વળી બીજા અને ત્રીજા ટર્મમાં જુદી જુદી સંસ્થાઓમાં હિંદ અને હિંદીઓ માટેનો ખ્યાલ આપ્યો હતો એટલે મારે વધારે કહેવા જેવું કશું રહ્યું નથી. તમારા લોકનો એક ગુણ હું વખાણું છું. હરવખતે નવું જાણવાનું, અને તેમાં ઉત્સાહ ધરાવવાનો ગુણ અમારામાં નથી અને હશે તો તમારા જેવો નહીં. એક પરદેશી પ્રત્યેની તમારી લાગણી, તેની તરફથી કાંઈક જાણવા માટે જે ખટપટ–વ્યવસ્થા તમે કરો છો તે પણ વખાણવા જેવી છે, અને મને તેવા પ્રસંગોએ 'પરદેશી' તરીકેની જુદાઈ જણાઈ નથી. કદાચ ન્યૂયોર્ક જેવાં શહેરોમાં વસી દસ વર્ષે અમેરિકન પ્રજાનો ખ્યાલ આવી શક્યો હોત તે અહીં એકજ વર્ષમાં તમારા સૌના સહવાસમાં સમજાયો છે. વેકેશન પછી હું ન્યૂયોર્ક હોઈશ એટલે જે લાભ મને અહીં મળ્યા તે ત્યાં નહીં મળે, પણ ત્યાંથી કાંઈક નવું જ શીખવાનું મળશે એમ હું માનું છું."

૨ીથ કુટુંબ મંડળમાં એકાદ કલાકની વાતચીત પછી આ ચર્ચાઓનો છેડો આવ્યો. ૭ અને સ્હાડા ૭ની વચ્ચે 'ડીનર'* નો વખત હોવાથી મેં ઉઠવાનું વ્યાજબી ધાર્યું. જો કે બન્ને કુટુંબમાંથી એકને ત્યાં 'ડીનર' માટે આગ્રહ થયો, પણ તે અગાઉ બીજે સ્થળે આમંત્રણ થઈ ચૂકેલ હોવાથી તેનો અસ્વીકાર કરતાં આ મ્યાયાપુરેલી મુલાકાતમાંથી સૌની રજા લઈ છૂટો પડયો. અત્યારે તો બીજે કોઈ પ્રસંગે પાછી અમેરિકાની વધુ ઓળખાણનું વચન આપી અહીંથી રજા લઉંછું.

---

* અંગ્રેજી રિવાજ પ્રમાણે રાતના ખાણાને 'સપર' નું નામ પેલું છે. અમેરિકામાં 'ડીનર' શબ્દ રાતના ખાણા તરીકે ઓળખાય છે.

**કેળવાયલી સ્ત્રીનો કારભાર.**

એક મોટા પંકાયલા શેઠને ત્યાં પગે પગે નોકર હતા, એટલે મોટાં બાઇ સાહેબ ગાળ ઉપર મઝેથી આરામ કરતાં. મગર નોકર ઉપર પડયા પડયાંજી એવી તકેદારી રાખતાં કે પળે પળે તેમને એક ગાડીનો ફેરો ગાળ પર ખવાડા વરદી આપતાં. તે જવાન બાનુએ ઘણી ઉંચી યુનિવર્સીટીની કેળવણી લીધી હતી; અને પોતાને ઘણુંજ બાહોશ સમજવાનો ફાંકો રાખતાં હતાં. મગર ઘરસંસારની કેળવણી લીધેલી નહીં, એટલે તેના ઘરનો કારભાર કેમ ચાલે છે તે જુઓ.

એક ઘરડા પારસી કારભારી રાખેલા. તે સવારના ઉઠી અનાજ, ઘી, લાકડાં વગેરે કહાડી આપે. પણ તે કહાડીને આપી દેવાનો હુકમ નહીં. ઉપર બાઇ સાહેબને તે બધું બતાવવા લાવે. બે ચમચા ઘી, એક ટીપરી ચોખા, અડધી ટીપરી દાળ, અને છ પટાટા કાઢવાનો હુકમ. અને જો કદીબી તે બાપડાએ બબરચીની કદર ખાઇ અડધો ચમચો ઘી કે એક પટાટો વધારે કહાડયો, તો જોઇ લ્યો બાઇ સાહેબનો મીજાજ. "મારા હુકમ વગર તમે વધારે કહાડયું જ કેમ ? મારે ત્યાં શું કાંઇ મફત બફત આવે છે, કે એવો બગાડ થવા દેઉં ? એકદમ ગોડાઉનમાં જાઓ અને અડધો ચમચો ઘી ને એક પટાટો પાછો નાંખી દેઓ." આવો ટપારો બાઇ સાહેબ કરે અને મનમાં મગન થાય, તેમજ ધણીજીને કહે કે જુઓ, મને ઘર ચલાવતાં કેવું સરસ આવડે છે ? હું કેવો ફોકટના બગાડનો બચાવ કરૂં છું. વગેરે. પણ ગરીબ બીચારાં તે અધુરી કેળવણીવાળાં બાઇજી તેમને કયાંથી ખબર પડે કે નીચે ગોડાઉનમાં કેવો રંગ ચાલતો હતો ? અને ચાર આનો બચાવતા જતાં રોજની કેટલી લૂંટ થતી હતી ! નોકરના હાથમાં કામ પડયું એટલે પછી તેઓને પુછવું જ શું ? પાસ થયેલાં બાઇ સાહેબને ઇંગ્લીશ નોવેલ અને મ્યુઝીકમાંથી ફુરસદ મળે ત્યારે કાંઇ જોય કેની ? એટલાં થોડા રાશન માટે મરીને મસ મોટો આંકડો મુકવે તેની તે બાઇને શું ધ્યાન હતી ?

**સંસારમાં કમ-આવડતનો નમુનો.**

બીજો એક દાખલો આપીશ. મારા ઓળખાણનાં બાઇનાં એક જવાન બેટી યુનિવર્સીટીની એકાદ બે પરીક્ષામાં પાસ થયાં. દીકરીનાં માયજી તો એટલાં બધાં હરખઇ હરખઇ જાય અને લોકો આગળ ફુલાઇ લઇને કહે કે મારી છોકરીને પાસ થયા પછીથી વાંચવાનો કાંઇ એવો શોખ લાગ્યોછ કે બોલવાનીબી વાત નહીં. બસ આખો દહાડો આંખ દુખી આવે ત્યાં સુધી

સોફાપર સુઈને વાંચ્યા કરે ને પછી પ્યાનાપર ગાયનો ગાય તે બી વળી ઇંગ્રેજીમાં. જો ગરીબ ભોળી માતા ! કેવી હુશિયારીથી વાતો કરે ! પણ એમ સમજે નહીં કે લોક તેનેજ પાછળથી આવી નમૂનેદાર કેળવાયલી બેટીની કહાણી જાણી હાંસી કરે ને હસે. અને તે બન્યું એમ કે તે પાસ થયેલી બેટીની એક ઠેકાણે શેહાદી થઇ. સાસરૂની સારે ઘરનું એટલે ઘરસંસારની કેળવણીનો ડોળ તરત તો ઉપયોગ પડ્યો નહીં. સામા ધણીજી હુશિયારીથી પોતાના દોસ્તોને કહે કે મારી બઇરી ઘણીજ કેળવાયલી અને અપટુડેટ છે. ડાન્સીંગ અને ઈંગ્લીશ મ્યુઝીકબી જાણે છે. પણ બાપડા ધણીજીને નવું સવું એટલે ખબર નહીં કે તેની કેળવાયલી બઇરીએ કેટલી અધુરી કેળવણી લીધી હતી.

એક દિવસે તેમનો બબરચી બાઈ શેઠને નાસ્તો જમાડી રજા લઇને ગયો તે પાછો ફર્યો જ નહીં. બપોર સુધી તો બાઇ સાહેબે ધીરજ રાખી રાહ જોઈ; પણ જ્યારે નહીં જ આવ્યો ત્યારે આયા પાસે ચાહ કરાવી પાંઉ માખણ સાથે ચલાવી લીધું. રહેવાનું કેયું ગામડામાં (શહેરની બહાર પરામાં) એટલે એવો સારો કોઇ હોટેલ પણ નહીં કે ત્યાંથી ખાણું મંગાવે. દુઃખે પાપે આખો દિવસ તો ગયો અને સાંજે લગારે મોડેથી થાકેલા પાકેલા તેમના ધણી ઓફીસેથી આવ્યા અને જમવાનું મંગાવવા કહ્યું. આંખ્યોમાં આંસુ સાથે જવાને ધણીઆણીએ ફરીઆદ કરી કે આજે તો બીસતરી નથી તે હું શું કરૂં ? ગમે તે કહો, પણ સમજુ ધણી તેથી તેણે કશું કહ્યું નહીં, પણ હસીને બોલ્યા, કાંઇ ફીકર નહીં, આજે એમ બી ચલાવી લઇશું. તું ઈંડા કરી લાવ કે આપણે જમવા બેસીએ. આ સાંભળી વળી ધણીઆણી ફીક્કાં ફચ થઇ ગયાં. મગર એમ છતાં રાંધણીમાં તો ગયાં અને એવો છબરડો કરી નાંખ્યો કે આપણને હસવું આવ્યા વગર રહે જ નહીં. દેખાદેખીની ફીસીઆરીમાંથી બાઈ પરવારે ત્યારે રૂડું કરતાં બી શીખે કેની ? રાંધતાંજ આવડે નહીં એટલે આમાંથી છબરડો કર્યો. હાથનાં નાજુક આંગળીઓ દઝાડી દીધાં, ઘી ઢોળી નાંખ્યું, રાખ આંખમાં ઉરાડી, અને છેવટે ઇંડાં બધાં ફોડ્યાં ઢોળ્યાં; અને પછી રડતે હાલે ધણી પાસે આવી બોલ્યાં કે, મને તો ભા એવું કાંઇ આવડે નહીં. બોલો હવે બનેનો ! યુનિવર્સીટીની કેળવણી આ ઠેકાણે શું કામ આવી ? જો આ ઉછાંછળી બાનુએ જમાને કોઇ સમજુ, ડહેલ, સંગીન કેળવણી પામેલી છોકરી હોતે તો શું એમ કરતે ? ના, બલકે નહીં. તેથી તો એક ઝપાટે, કોઇની પણ દરકાર વગર સઘળું કામ આસાની-

સામર્થ્ય વગરના રહ્યા છો. ઘરમાં ધન દાટેલું હોય તેની ખબર ન હોવાથી મનુષ્ય જેમ ભીખારીપણાને સેવે છે તેમ તમારી વાણીના સામર્થ્યને ન જાણવાથી તમે દરિદ્રતા તથા દુઃખનો જ આ સંસારમાં ઉપભોગ કર્યો છે.

વાણીનું સામર્થ્ય તમને શું અજાણ્યું છે? પૂર્વકાળના ઇતિહાસને જુઓ. એક વચન માત્રથી પૂર્વના સત્પુરૂષો પોતે જે બોલતા તે કરી શકતા. દૃષ્ટાંતોનો પાર નથી. તે એક નહિ પણ હજારો છે. આપની ખાત્રી માટે થોડાજ જણાવીએ. ગૌતમ ઋષિએ શાપ દઇ પોતાની પત્ની અહલ્યાને પથ્થર રૂપ કરી નાખી હતી. સતિ મદાલસાએ શાપ દઇ પાતાળકેતુ રાક્ષસને ભસ્મ કર્યો હતો. દમયંતીએ શાપ દઇ પોતાને દુઃખ દેવા તૈયાર થનાર પારધીને બાળ્યો હતો. આવાં દ્રષ્ટાંત જોવા બેસીએ તો અંત જ ન આવે.

તમે જે બોલો છો તેનું વાતાવરણમાં (ઇથરમાં) દ્રવ્ય ઉત્પન્ન થાય છે. તેની અસર તમારો શબ્દ જે પ્રકારનો હોય તે પ્રકારની તમે જેના પ્રત્યે તે બોલ્યા હો તેને થાય છે. અને આ પ્રમાણે હોવાથીજ વાણીનો ઉચ્ચાર કરવામાં આપણે ખરેખરી સાવધાનતા રાખવી જોઇએ.

નાયગરાના ધોધની માફક આજે વાણીના સામર્થ્યનો મિથ્યા ક્ષય સર્વત્ર થતો જોવામાં આવે છે. મનુષ્ય પોતે ઇશ્વરના અંશ રૂપ હોવાથી જે વચન પ્રભુના વચન સમાન છે, જે વાણી પ્રભુની વાણી સમાન છે તેને આજે કઇ કેટલા મનુષ્યો ફાવે તેમ બોલવામાં વાપરી દુઃખનો અનુભવ કરે છે.

તમારી વાણી સામર્થ્યવાળી થાય એવું તમે ઇચ્છતા હો તો આજથી જ તેના મિથ્યા વ્યયને છોડી દો. જરૂર ન હોય તેના કરતાં વધારે બોલવાનો અભ્યાસ રાખ્યો હોય તો તે છોડો. મૌનમાંજ સામર્થ્ય રહેલું છે. જે જરૂરનું હોય અને જે બોલવાથી સામો તે સાંભળનાર મનુષ્યનું હિત સધાતું હોય તે જ બોલો. કોઇની સામે ગમે તેવા પ્રસંગમાં પણ ક્રોધયુક્ત બોલશો નહિ. વાણીના સામર્થ્યનો નાશ કરવાની સુરંગ આ ક્રોધ જ છે. તમે ગમે તેટલું એ સામર્થ્ય મેળવ્યું હશે પણ જ્યાં ક્રોધ આવ્યો ત્યાં જેમ મોટા મોટા પર્વતોને પણ સુરંગથી ફોડી શકાય છે તેમ ક્રોધ રૂપી સુરંગ તમારા સઘળા સંગ્રહી રાખેલા સામર્થ્યનો જોતજોતામાં નાશ કરશે.

શાંતીવાળુ જીવન ગાળો. બળમાત્ર તેમાંજ રહેલું છે. વલવલીઓ [illegible] ન રાખશો. બે પાંચ મિત્રો મળ્યા તો પછી તેની સાથે ફાવે તેનો

વ્યવહારો કરવા મંડી ન જાઓ. આ સામાન્ય સરખી ટેવ તમારા જીવનબળનો, તમારી વાણીના સામર્થ્યનો કેટલો ક્ષય કરે છે એ તમે તુર્તુ જાણતા હો તો હું ખાત્રીથી માનું છું કે તમે આજથીજ મૌન સેવી રહો. જરૂર કરતાં વધુ બોલવું એ એક પ્રકારનો બકવાદ કહેવાય છે. મનુષ્યને બકવાદ ક્યારે થાય છે એ તમે જાણો છો? જ્યારે તેની આખર સ્થિતિ આવે છે–સન્નેપાત થાય છે ત્યારે તેને બકવાદ કરવો પડે છે. તમે જાણી શકશો કે જરૂર કરતાં વધારે બોલવું એ વાણીનો સન્નેપાત જ છે. સંનેપાત થયેલો દરદી જેમ વધારે વખત જીવી શકતો નથી તેમ જરૂર કરતાં વધારે બોલનાર મનુષ્યની વાણી કંઇ પણ સામર્થ્યને પ્રગટાવી શકતી નથી.

જેની આજે આખા હિંદુસ્તાનમાં નામના થઈ રહી છે તે મહાત્મા ગાંધીજી જેવાએ પોતાના જીવનમાં અઠવાડીયમાં એક દિવસ મૌનને સ્વીકાર્યું છે, એ પણ એજ સૂચવે છે કે વાણીના મૌનનું સામર્થ્ય ઘણું છે.

વાણીનું સામર્થ્ય શી રીતે વધી શકે? વાણીના વ્યયને અટકાવવાથી. મનુષ્યે પોતાના જીવનમાં વાણીના મૌનવ્રતને પણ સ્વીકારવું જોઇએ. અઠવાડીએ ન બને તો પંદર દિવસે, પંદર દિવસે ના બને તો મહીને પણ એક વાર મૌન વ્રતનો રાખવો જોઇએ. તેની ખુબી કાંઇ ઓર જ જણાશે. મૌનવ્રતના દિવસે ફક્ત સંસાર વ્યવહારના સઘળા વિચારને બાજુ ઉપર મુકી ઇષ્ટચિંતનમાં જ વખત પસાર કરવો. બને તો અપવાસ જ ખેંચી કાઢવો, અને ભુખ્યાં ન રહેવાય તો ફક્ત દુધ જ લેવું.

જ્યારે આપણા જીવનમાં આ વ્રત સ્વીકારાશે. ત્યારે મૌનનું સામર્થ્ય કેટલું બધું હોય છે તેનું આપણને કંઇક અંશે ભાન થશે. આપણી વાણી એ પ્રભુની વાણી છે એમ ત્યારે જ આપણે સમજી શકીશું. આજે તો આપણે બોલવા માત્રમાંજ એટલા બધા આગળ વધી ગયા છીએ કે જેમ કોઇ એક આંધળા મનુષ્યને દુનિયા કેવી હોય છે તેનું ભાન નથી તેમ આપણને પણ મૌનના સામર્થ્યની ખબર રહી નથી.

"વિલાસ"—ઓગસ્ટના અંકમાં "બાળહિતના પ્રયાસો" નો એક ઉપયોગી લેખ છે. અમેરિકામાં બાળકોના હિતને માટે થતા પ્રયાસોની હકીકત આપતાં જણાવ્યું છે કે, માતાઓનાં ધાવણ પરજ બચ્ચાંને ઉછેરતા કરવાની એક મુખ્ય કાર્યદિશા એમની છે. બનાવટી ખોરાક અથવા ગાય ભેંસ જેવાં જનાવરના દુધ કરતાં માતાનું પોતીકું દુધ એ પોષણ ઉત્તમ છે.

એના ભાર મેલીને સ્ત્રીઓને સર્વ સ્થળે સમજ આપે છે. મિની પોલિસ રાજ્યમાં આ બાબત ઘણી વધારે આગળ વધેલી છે. ત્યાં ખાસ સ્થપાયલી Clinic મારફત માતાના ધાવણની જરૂરીઆત બાબે સમજણ અપાય છે, અને માતાઓને એની ફરજ પરખાવી વખતો વખત સલાહ આપે છે. ઓછો ખોરાક, નબળી દેહ, અગર બીજાં કશાં કારણથી દુધ આવતું નહીં હોય તો તેના તાબડતોબ ઉપાય યોજે છે, અને કોઇ પણ રીતે બાળકનો આ કુદરતી ખોરાક ઘટતી મુદત લગી ચાલુ રખાવે છે. આથી તંદુરસ્ત બાળકોની સંખ્યામાં હરખાવા પૂરતો વધારો નોંધાયો છે. હસમુખાં, ચંચળ એવાં બચ્ચાંઓ તે નીવડે છે. દાંત આવતી વેળા કશી પીડાકારી ભોગવતાં નથી અને કોઇ પણ દરદ સામે ટકી રહેવાની શક્તિ બેવડી પરખાવે છે. બનાવટી ખોરાકપર ઉછરેલાં નબળાં બાળકોથી તેઓ સર્વ પ્રકારે વધારે રૂષ્ટપુષ્ટ રહે છે.

એ મંડળની ચળવળ અમેરિકાનાં રાજ્યોમાંજ આવી અટકેલી નથી પણ ગમે તે દેશ પ્રદેશોમાં એવા પ્રયત્નો ચાલુ કરાવવા અથવા ત્યાં કોઈ તેવી સંસ્થા હોય તો તેની વિગત ભેગી કરવા ઉત્સાહી પ્રયાસ કરે છે. ઠાવે ત્યાં પોતાના આડવિયાઓ રવાના કરી જાગૃતિ આણે છે. એમનાં વાજીંત્ર Mother and Child માં એની ઘણી રસમય વિગતો આવે છે, જેમાં વિદેશી પ્રકરણોમાંથી કાંઇક ચૂંટણી અત્રે રજુ કરીશ. ૧૯૨૦ ની સાલમાં આપણા હિન્દમાં દિલ્હી ખાતે બાળહિતનું મોટું પ્રદર્શન ભરાયું હતું અને વાઇસરોયનાં મહેરદારના આશરા હેઠળ વગવાળા આસામીઓએ ચળવળ કરી કોશેશ અજમાવી હતી, તેનીયે વિગત એ મંડળે મેળવી છે. યુરોપના પ્રદેશોની નીચલી ખબર મળે છે.

સ્વિટ્ઝરલૅન્ડમાં ખુલ્લી હવામાં નિશાળોની પ્રવૃત્તિ ઘણી આગળ વધેલી છે. તેનો લાભ ત્યાંની કુદરતી રચના અને અસાધારણ તંદુરસ્ત હવાપાણીથી બાળકોને ઘણો સારો મળે છે. ક્ષય જેવા ઉડતા રોગનાં દર્દી બાળકો માટે અલાહેદી સગવડ છે, ત્યાં તેઓ ખપ પૂરતો વખત રહ્યાથી બહુ ફાયદો પામે છે. તેમની છાતી બળવાન થાય છે અને રોગનાં ચિન્હો મટી જતાં અભ્યાસ ઉપર સારૂં ધ્યાન આપતા થાય છે.

વિયેનામાં છેલ્લી નાશકારક લડાઇએ દુર્બળ અને માંદાં બચ્ચાંઓની સંખ્યામાં જબરો ઉછાળો કર્યો છે. સુલેહના સમયની ઢીલચાલે તેટલો વખત બંધ થયાથી બાળકોના હિતનું બહુ મોટું કામ ત્યાં આવી પડયું

છે. એને પહોંચી વળવા સારૂ ઠેકઠેકાણે ઉત્સાહી પ્રયત્નો ચાલુ થઇ ચુક્યા છે. ત્યાં પણ ગ્રામ્ય (ગામડાંની) ખુલ્લી હવાના ફાયદાની ખહોળી પિછાણ થઇ છે અને બાળકોને ખેતરોમાં ઉછેરવાનાં સાધનો યોજાતાં જાય છે. ત્યાંથી વધીને વળી મોટા "ફાર્મ" સ્થાપવાની યોજના હાથ ધરાઇ છે. જ્યાં પાળેલાં જનાવરો હસ્તક દુધ, દહીં, માખણ વગેરે તાજું ચોકખું અને સસ્તુ મેળવવા તથા બાહેર શહેરોમાં તે પુરૂં પાડવા પ્રયાસ થાય છે.

ફ્રાન્સ પણ બાળહિતની દીશામાં આગળ વધ્યું છે. ત્યાં જન્મ નોંધવાની, પરિચારિકાઓ ફરતી રાખવાની, એવી એવી ચળવળો ઝડપથી ફેલાઇ ગઇ છે. અને હવે નિશાળોમાં શીખતી છોકરીઓને બાળઉછેરનું શિક્ષણ આપવાને રાજ્યાધિકારીઓ સાધન યોજે છે. એ માટે એક નવીન સૂચના ઘણી યોગ્ય પડતી એવી થઇ છે કે, ફ્હોહાનાં વ્યાખ્યાનો, ચિત્રો, તમાશા, ઢીંગલીઓ એવાં મિથ્યા સાધન વડે શીખવવામાં કાંઇ માલ નથી. તે એતે પણ નકલી અને જીવરહીત તેથી ઝાઝું યાદ રહી શકતું નથી. તો જીવતા બાળકના સાધન વડેજ હવે જ્ઞાન ફેલાવવું. એના માટે એક ખાસ સંસ્થા નિમવી. જ્યાં માતાઓ તેમનાં બાળકો લાવે, તેમને સલાહ અપાતી છોકરીઓ સંભાળે, તેમનાં વ્યવહાર કામ ઉપાડી લે અને એમ થતાં તેઓ અનુભવ સિદ્ધ શિક્ષણ મેળવી તે હમેશ માટે યાદ રાખી શકે. આ યોજના કેટલી હદે સંભવિત છે તેનો વિચાર અધિકારીઓ ચલાવે છે.

વળી ફ્રાન્સમાં સુવાવડખાના અને તેની સાથે જોડાયલા "વર્ક-રૂમ"–કાર્યગૃહો નીકળ્યાં છે. ત્યાં ગરીબ કે ગમે તે વર્ગની હમેલદાર બાઇઓને છુટકારા સમયે દાખલ કરવામાં આવે છે. સંસારી સ્થિતિના કશા સવાલ પુછવામાં આવતા નથી, અને લવાજમ આપે કે નહીં તેનુંયે દબાણ નથી. ત્યાં છુટકારાને વિલંબ હોય તો તે દરમ્યાન સહેલું પણ ઉપયોગી ભરત, ગુંથણ, સીવણ કામ કરાવવામાં આવે છે. બાળક અવતર્યા પછી યોગ્ય સમય વિતે તે પાછું ચાલુ કરાય છે અને તેના વેચાણથી જે નાણાં આવે તેના ત્રણ સરખા ભાગ કરી તે બાલક, માતા અને ખાતાંના નભાવમાં સરખા વહેંચી લે છે. માતા અત્યંત ગરીબી ભોગવતી હોય તો ખાતાનો ભાગ છોડી દે છે, છતાં ગરીબ કે શક્તિવાન સર્વની એક સરખી સારવાર કરે છે. દવા, ખોરાક, માવજતમાં કશી કચાસ આવવા દેતા નથી; અને તેમણે ઠરાવેલી મુદત પૂરી થવા પછી જ ખાતામાંથી રૂખસદ આપે છે.

સરબિયામાં Itinerant Train-મુસાફરીની ગાડીઓ ચાલુ થઇ છે. તેમાં પરિચારિકાઓ, ડાક્ટર-પધારદાર કે શોખની સેવા કરનારાં ફરેલી-ગામેગામ અને ઘરેઘર ઉતરી પડી જોઇતી સલાહ, સૂચના, મદદ, દવા, ખોરાક વગેરે પૂરૂં પાડવા લાગ્યાં છે. આ સાધન બહુ ઝડપી અને કાર્યસાધક માલુમ પડે છે. ગમે એવા ગિચ્ચ મહોલે કે એકાંત ગામડે પણ તેઓ જઇ શકે છે.

ઇટલીમાં પણ એવી "રેડક્રાસ" ગાડીઓ ફરતી થઇ છે અને રોમન કેથોલિક ધર્મ સંસ્થાના વડપણ હેઠળ તેનું ખર્ચ પુણ્ય નિમિત્તનું ફંડ ઉપાડ્યું છે મોહલ્લે મોહલ્લે આ ગાડીઓ ફરી વળી ઉપયોગી સેવા બજાવે છે.

"બાલજીવન"—આ માસિકનો પહેલા વર્ષનો બારમો-છેલ્લો અંક મળ્યો. પાછલા અંકો જેટલી મોહકતા આમાં જણાતી નથી, છતાં લેખોની વિવિધતા ઠીક છે. "દેશભક્તિની વાર્તા"ના મથાળા નીચે બે વાતો આપી છે; પરંતુ તેમાંથી એકમાં 'દેશભક્તિ'નો પોષક અંશ નથી. પહેલીમાં પોતાની પ્રતિષ્ઠા સાચવવા માટે પ્રાણની આહુતી અપાય છે ને બીજીમાં માતાને બચાવવા એક કન્યા પોતાના શરીરમાંનું લોહી આપે છે, એટલે તેમાં માતૃભક્તિનો બોધ થાય છે. "રૂકમણી હરણ"નાં તૈયાર ચિત્રોનો સારો ઉપયોગ થઇ શકે તે સારૂ મિ. છાયા પાસે તેની વાર્તા લખાવીને સચિત્ર મૂકી છે, તે વાંચવા ભલામણ કરવા જેવી છે.

"સાહિત્ય"—(અકટોબર) આ માસિક નિયમિતપણે દરેક અંગ્રેજી મહિનાની શરૂઆતમાં પ્રસિદ્ધ થાય છે, એ, ગુજરાતી માસિકોની અનિયમિતતા જોતાં ખાસ નોંધવા જેવું અમને લાગે છે. આ અંકમાં "સ્ત્રીબોધ" ના સપ્ટેંબરના અંકમાંનો સૌ. બહેન સરોજિનીનો "સ્ત્રીઓ અને સ્વતંત્રતા"નો આખો લેખ 'વાંચવા જેવો' ગણી ઉતાર્યો છે. "સાહિત્ય"ના આ અંકમાં ભાઇ નારદની "(પત્નીની) સમાજસેવા" નામે એક સરસ વાર્તા આવી છે તે "સ્ત્રીબોધ"ની વાંચનારી બહેનોને પ્રિય થાય તેવી લાગવી હોવાથી અમે આગળ આવતા અંકમાં જગાની અનુકૂળતા રહેશે તો આપીશું. રા ભાનુએ ત્રિવેદી વાચનમાળા વિષે વિસ્તૃત ચર્ચા કરી છે તેનો ખુલાસો કર્તાઓ તરફથી થવા ઘટે છે. રા. રા. મંજુલાલ મજમુદારનો નીચેનો "રાસ" "સ્ત્રીબોધ" ની વાચક બહેનો આનંદ પૂર્વક ગાઇને મોજ માણશે એવી ધારણાથી તે અહીં આપીએ છીએ:—

## રાસ.

(ચોકને આંગણે ચાંદની રે ખીલી રૂપેરી રંગ–' એ મોહિનીચંદ્ર
નાટકના ગરબાનો ઢાળ.)

નાતને નોતરે ચાલની રે, પુરી કેસરી શીખંડ
ઠંડ રે, આવો રસિક રંગ માણવા.
દીલાં પ્હેરી પીતાંબર રે, નાતો જમી લ્યોને આજની.

સાખી: કાકા વસે વિદેશમાં, સંધી પીતા પૈંગ:
કહોજી કેમ કરી મોકલું, કાકાને સંદેશ.

શુકલજી રે સંદેશો અમારો, જઈ કાકાજીને કહેજોજી રે,
ઘીનાં ઠંકાનાં ઘડયાં કલેવર, નાતનાં જમણ વિણ સુનાં સુનાંજી રે.
શુકલજીને વ્હાલો મીઠો મોતીચૂર,અમને અમૃતખાણુ વ્હાલા શીખંડખાણુ
નાતનાં જમણ વિણ સુનાં સુનાંજી રે.

સાખી: કાકાને દસ કાળજાં, માગી ભીખી ખાય:
ઘરની રોટલી ના ગમે, પરઘર જમવા જાય.

મીઠાં સિધાન રોજ રોજ મળે તોયે, ભીક્ષા લેવાને ઘણા ખાય છેજી રે,
કાકાના પગ તો મળે ત્યાં જાય છે, આશીરવાદ એકલો ઉચ્ચારતા જી રે.

સાખી: સોળ વરસનો ભત્રિજો, લાડુ લીધા આઠ:
મીઠાશ જોઈ મોઢી પડયો, પીરસનારનાં લાડ.

પેટ પ્હાણો બાંધીયો રે, નહીં રે ઉઠાય, હવે નહીં રે ઉઠાય,
મારા સગા કાકાના સમ હો રાજ!
તેડાવજો મારી શેરીના વૈદને, ચૂરણ લૈ વૈદને તેડાવજો જી રે,
શુકલજી રે સંદેશો અમારો, જઈ કાકાજીને કહેજોજી રે.

---

# શેઠાણીઓ! દયાળુ દેવિયો!!

તમો જીવદયાની આટલી બધી લાગણી

કુતરાં, બિલાડાં, પોપટ, મેના જેવાં પશુ પક્ષીઓ તરફ રાખો, તેમને લાડથી નવરાવી ધોવરાવી ખવરાવો, અને લાડથી રમાડો—

અને

તમારા દેશભાઇનાં માનવ સંતાનો અન્ન, વસ્ત્ર અને ઘર વિના રઝળે, ભૂખે મરી જાય, તો પણ તેમના સામી જરા મીઠી નજરે ન જુઓ? એક મુઠી અનાજ આપી ન બચાવો!!

## શું એ તમારૂં દયાળુપણું કે સ્ત્રીપણું કહેવાય?

આજથી તેમને બચાવવાની પ્રતિજ્ઞા લઈ કંઈ પણ દાન મોકલો.

રીપોર્ટ મફત મળે છે. લખો—

મંત્રી હિંદુ અનાથાશ્રમ—નડીઆદ.

"સ્ત્રી-બોધ" નો બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૨.] નવેમ્બર, ૧૯૨૧. [અંક ૧૧ મો.



## પોપટ.

(દોહરા.)

કેવું સુંદર શોભતું પોપટ તારૂં અંગ!
નાજુક નમણી પાંખ ને લીલો રૂડો રંગ.

શાણો ચતુર ગણાય તું બોલે મીઠા બોલ,
સહુ પંખીની જાતમાં તારો અદકો તોલ.

રાતી મનહર ચાંચથી રૂપ ભલું વખણાય,
તેથી તું જગમાં ખરે, પિંજરમાં પૂરાય.

ઉડે બે બહુ કાગડા કોઇ કરે ના સંગ,
ગુણિયલ! ગુણ બહુ જોઇને સૌ પોષે તુજ અંગ.

મીઠી જીભથી ભાઇ! તું વશ સહુને કરનાર,
મન રીઝાવી લોકનાં, વળી સુખમાં રહેનાર.

પંડિતજી પૂરો સદા "રામરામ" રટનાર,
પણ સમજ્યા વિણુ નકલથી લેશ ન લાભ થનાર.

ધીરજ.

# કીશોરની કટેવ.

કીશોર બહુજ સારો છોકરો હતો. તે એની બાની સાથે રહેતો હતો. એના બાપા મરી ગયા હતા. ઘરમાં એ અને એની બા બે જણા એકલાં જ રહેતાં હતાં. તે એની માંને બહુજ લાડકવાયો હતો. એની મા એને માટે રોજ સરસ ખાવાનું કરતી હતી, એને મઝેની વાતો કહેતી હતી, અને સારાં સારાં લુગડાં શીવી આપતી હતી. કીશોર પણ કોઈ દિવસ તોફાન કરતો નહોતો. રોજ વખતસર નિશાળે જતો હતો, અને લેસન પણ બરોબર કરતો હતો. એના મહેતાજી પણ એના ઉપર ખુશ હતા. નિશાળમાં એને ભાઇબંધો પણ ઘણા હતા. બધાની સાથે છુટીના વખતમાં તથા નિશાળ પુરી થયા પછી એ રમતો હતો.

પણ એ કીશોરની એક છાની વાત હતી. એના ભાઇબંધો એ જાણતા નહોતા. જો જાણે તો એની ખરેખરી ફજેતી થઇ જાય તેવું હતું. તમે કોઇ દહાડો બહુ નાનાં છોકરાંને શીશીમાંથી દૂધ પીતાં જોયાં છે? કાચની વચમાંથી જાડી શીશી હોય છે તેમાં દૂધ ભરેલું હોય છે, અને તેને મોંઢે રબરની ટોટી હોય છે. આ ટોટી વતી છોકરાં દૂધ ચુસે છે. કીશોર પણ બહુ નાનો હતો. તે વખતે આવી શીશીમાંથી દૂધ પીતો હતો. સાધારણ રીતે છોકરાં મોટાં થાય, અને વાડકીમાંથી દૂધ પીતાં આવડે, એટલે શીશીમાંથી દૂધ પીવાનું મુકીદે. પણ કીશોર તેની માને બહુજ લાડકો હતો. શીશી વગર એને પહેલાં દૂધ પીવાનું ફાવતું નહોતું. એની મા શીશી આપવાની ના કહે, એટલે એ રડે અને કીશોર રડે એટલે એની મા પાછી શીશી આપે. આમને આમ કીશોર મોટો પણ થઇ ગયો તોયે શીશીથી દૂધ પીવાની એની ટેવ છુટી નહિ. બધી રીતે એ માનું કહેલું માનતો હતો, પણ આટલીજ ગાંડાઇ એનામાં રહી ગઈ. એ નવ વરસનો થયો તો પણ શીશીયોજ દૂધ પીતો હતો. અને હવે તો એની બા પણ

એને શીશીની ના કહેતી નહોતી. એની બાને પણ શીશી આપવાનીજ ટેવ પડી ગઈ. બહુ લાડમાં ને લાડમાં કેટલીકવાર મોટાંઓ પણ પોતાનાં છોકરાંની ખરાબ ટેવો જોતાં નથી. કીશોર-ને નિશાળેથી આવવાની વખત થાય એટલે એની બા એની શીશી સાફ કરીને દૂધ ભરી રાખે. અને નિશાળેથી આવીને તરતજ કીશોર એક ઓરડામાં જઈને ટોટી વતી બચબચ કરતો દૂધ પી જાય. આમ કરે નહિ તો એને રમવાની કે ભણવાની સૂઝ પડે જ નહિ.

એકવાર કીશોરના મહેતાજી બધાં છોકરાઓને ઉજાણીયે લઈ જવાનાં હતા. એમની નિશાળમાં એવો રીવાજ હતો કે લાંબી રજાઓ પડવાની હોય, તે વખતે છોકરાઓ અને મહેતાજી બધા ઉજાણીયે જાય. દરેક જણ પોતપોતાને ઘેરથી ખાવાનું લાવે. અને નદી કીનારે ઝાડના છાંયડાવાળી કોઈ મોટી જગાએ બધા જાય, અને તે ઠેકાણે રમે. નિશાળ તરફથી દૂધ આપવામાં આવે અને બધા છોકરાઓ ઘેરથી લાવેલું ખાવાનું ખાય. વળી ભાઇબંધો અંદર અંદર વહેંચણી પણ કરે. આમ તેમને રમવાનો અને ખાવાની બહુજ મઝા પડે. વળી મહેતાજી પેટીનું વાજું (હારમોનીયમ) પણ સાથે લાવે, અને છોકરાઓને વાજા સાથે ગવડાવે તથા પોતે પણ ગાઈ સંભળાવે. ઉજાણીના દિવસની વાટ બધા છોકરા બહુજ હોંશથી જોતો હતા.

ઉજાણીને દિવસે કિશોરની બાએ પણ તેને માટે ખાવાનાની પેટી તૈયાર કરી આપી. પેટી બહુજ સંભાળથી ગોઠવી હતી. સારૂં સારૂં ખાવાનું પણ તૈયાર કરીને અંદર મૂકી દીધું હતું. ખાવા માટે તાસક તથા દૂધ માટે વાડકો પણ અંદર મૂકેલો હતો. અને હેતાળ માતાએ એક ખૂણામાં સંતાડીને પેલી દૂધની શીશી પણ ભરીને મૂકી હતી. કીશોર ઉજાણીમાં પણ આ શીશી લઇ જતો હતો અને રમી આવીને પછી બધા છોકરાઓથી સંતાઇને છાનોમાનો શીશીમાંથી દૂધ પી જતો હતો. છેવટે કીશોર પોતાની પેટી સાથે નિશાળે ગયો, અને વખત થતાં બધા છોકરાઓ અને મહેતાજી ઉજાણીની જગાયે ગયા.

એટલામાં કીશોરને ખભે બેસાડીને, તેનાં વખાણ કરતા કરતા, પેલા છોકરાઓ પડાળીમાં ગયા. મહેતાજીએ તે વાત પણ બધી સાંભળી. અને પછી બધા છોકરાઓને શીખામણ આપી, કે જે ઓએ નાનપણની કોઈ ટેવ મુકી ના હોય, તેઓ કાંઇ બાયલા ન કહેવાય. પણ ગરીબને કે રાંકને ઇજા થતી હોય તે જોઇ રહે તે બાયલા કહેવાય. અને ઈજા કરનારા પણ બાયલા કહેવાય પછી તેમણે કીશોરને બહુ શાબાશી આપી. છોકરાઓ પણ શીશીની વાત ભૂલી ગયા, અને કીશોરનાં બહુજ વખાણ કરવા માંડી ગયા.

પણ તે પછી કીશોરે કોઈ દિવસ શીશીમાંથી દૂધ પીધું નથી



## કાચબો અને હંસ.

[ બાલવાર્તા. ]

કોઈ તળાવમાં એક કાચબો રહેતો હતો. તેને બે હંસ ભાઈબંધ હતા. કોઇ વખત દુકાળને લીધે તળાવમાંથી પાણી ખુટવા માંડતાં પેલા બન્ને હંસો ત્યાંથી બીજા તળાવ ભણી જવા તૈયાર થયા. તે જોઇને કાચબે તેઓને કહ્યું:—

'તમે જ્યાં જવા માટે તૈયાર થયા છો ત્યાં મ્હને પણ તેડી જાઓ.' તે સાંભળી બન્ને હંસોએ કહ્યું:—

'જ્યાં અમે જવાના છીએ તે તળાવ અહીંથી ઘણું દૂર આવેલું છે માટે ત્યાં આવવાની જો ત્હારી ઇચ્છા હોય તો અમે કહીએ તે પ્રમાણે ત્હારે કરવું.'

'ભાઈ ! તમે કહેશો તેમજ કરીશ.' કાચબે કહ્યું.

ઉત્તરમાં હંસે જણાવ્યું કે, 'અમે બન્ને એક લાકડીનો દંડીકે પકડી રાખીએ તેને ત્હારે મ્હોંડેથી વળગી લટકી રહેવું. અને આકાશમાં ઉડવા માંડીએ ત્યારે કાંઇ પણ ત્હારે બોલવું નહીં, ને

ક્યાંય બોલ્યો તો એ દંડીકો છુટી જશે, અને હું નીચે પડીને મરણ પામીશ.'

ત્યારે 'બહુ સારૂં' કહી કાચબે પોતાના દાંત વડે તે દંડીકો મજબુત પકડયો એટલે તેના બન્ને છેડાઓ ઝાલી બન્ને હંસો આકાશ માર્ગે ઉડયા. અને પોતાના મિત્ર કાચબાને ઉંચકી તે તળાવની લગભગ આવી પહોંચ્યા. ત્યાં નીચેથી ગામનાં લોકો ટોળે મળી જોવા લાગ્યાં અને માંહોમાંહે બોલવા લાગ્યાં કે- 'આ શું ? આ હંસો શું ઉઠાવી આકાશમાં ઉડી રહ્યાં છે ? ' આ પ્રમાણે નીચે થતો કોલાહલ એ ચપલ કાચબાના સાંભળવામાં આવ્યો.

'આ કોલાહલ વળી શાનો ?' એમ હંસોને તે પૂછવા ગયો. એટલામાં પેલો દંડીકો તેના મ્હોડામાંથી છુટો થઈ ગયો અને નીચે પૃથ્વી પર પડતાં વાર કાચબો મરણ પામ્યો.

વ્હાલાં બાળકો! એ પ્રમાણે કોઈ હિત વચન કહેતું હોય તે પ્રમાણે બરાબર કરવું જોઇએ. નહિ તો લાકડીથી ભ્રષ્ટ થએલ કાચબાની પેઠે બુદ્ધિથી ભ્રષ્ટ થએલો માણસ નાશ પામે છે.

નલિનીકાન્ત.

---

# છેતરનાર છેતરાયો.

---

એક માણસ પાસે એક હાથી હતો. તેને પગમાં કંઇક ખોડ હતી તેથી તેને વેચી નાખવા તેનો માલેક તેને ગુજરીમાં લઈ ગયો. ત્યાં એક માણસ આવ્યો અને પ્રાણીને બારીકાઇથી તપાસવા લાગ્યો. આથી માલેક ગભરાયો કે તે માણસે પ્રાણીની ખોડ તપાસી કાઢી છે, તેથી તેને દૂર લઈ જઈ કહ્યું, "જો ભાઈ સામે માણસ આવે છે તે હું ધારૂં છું કે આ હાથી ખરીદવા માટે અમારા વચ્ચે સાટું થાય ત્યાં સુધી તારે મુંગા રહેવું. જો તું મુંગો રહીશ તો હું તને દશ રૂપીઆ આપીશ."

સામે આવતો માણસ, જેની પાસે ઘણા પૈસા પણ ઘોડી, અક્કલ હતી તે આવ્યો, હાથીને જોયો, અને તેણે તે ખરીદ્યો.

તેના ગયા પછી હાથીના પહેલા માલીકે પેલા માણસને દશ રૂપીયા આપી કહ્યું, "ભાઈ મને કહેજો, તમે હાથીના પાછલા ડાબા પગની ખોડ જે મેં યુક્તિથી ઢાંકી હતી તે કેમ શોધી કાઢી ?"

આ સાંભળી પેલો માણસ અચંબો પામ્યો અને બોલ્યો, "ખોડ ! મેં કંઈ પણ ખોડ હાથીમાં શોધી નથી."

"ત્યારે તમો આમ ફરી ફરીને શું જોતા હતા ?"

"અહાહાહા ! આ હાથી જેવું પ્રાણી મેં મારી જીંદગીમાં આજેજ જોયું, તેથી હું એનું મોં ટયું અને પુંછડું કયું, એ જોતા હતો."

આ વાતનો સાર શું? સાર એટલોજ કે આપણે જે કંઇ વાંચીએ, જોઇએ, અનુભવીયે એ સર્વેમાંથી કંઇક ને કંઇક સારૂં એટલે આપણે સુધરી શકીએ તેવા પાઠ ખેંચી કાઢીએ.

આ વાતનો સાર એ છે-જે "આપણે કોઇને છેતરવું નહિ."

છેતરવું એટલે શું ?

આપણે 'છેતરવુ' એ શબ્દ બે રીતે (અર્થે) વાપરીએ છીએ. પહેલો અર્થ સાધારણ રૂપમાં છે એટલે ઉંધું કહી હસવાનું કરવું તે. બીજા અર્થનું રૂપ ભયંકર છે. તે તમે ઉપલી વાતમાં વાંચ્યું તેમ પાપ અથવા જુઠાણું કહેવાય. પહેલા અર્થમાં છેતરનારનું મન ચોખ્ખું અને સ્વાર્થ વગરનું હોય છે. તે બીજાને હેરાન કરવા માગતો નથી. પણ ખાલી ગમત કરે છે.

જ્યારે બીજા અર્થમાં છેતરનારનું મન પાપી હોય છે, કારણ કે તે પોતાના સ્વાર્થ ખાતર જુઠું બોલી બીજા પાસે વધારે પૈસા કઢાવી લે છે યા તો પોતાના મનપસંદ કામ કરાવી લે છે.

હજી ખુલ્લો અર્થ જોઇતો હોય તો પહેલાનો અર્થ બનાવવું અને બીજાનો અર્થ ઠગવું થાય.

આથી ઘડીક ગમત ખાતર બીજાને છેતરવું—બનાવવું—એ પાપ નથી તેથી આપણને એ પ્રમાણે ચાલવાની છુટ છે, પણ બીજી રીતે (અર્થે) ચાલવું એ પાપ છે.

હવે ત્યારે આપણી વાતનો સાર એ જે

"આપણે બીજાને આપણા પોતાના સ્વાર્થ માટે કદી છેતરવું—ઠગવું—નહિ."

S. T. R.

Registered No B 1070

# સ્ત્રીબોધ.

પુસ્તક ૬૫ મું.] ડીસેંબર, ૧૯૨૨. [ અંક ૧૨ મો.

અનુક્રમણિકા



તંત્રીઓ:—બાઈ પુતળીબાઈ કાબરાજી.
રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ; બી. એ. એલ એલ. બી.

મંત્રી:—જીવનલાલ અમરશી મહેતા.
"સ્ત્રી-બોધ" મન્દિર; પીરમશાહ રોડ,—અમદાવાદ.
(સઘળો પત્રવ્યવહાર મંત્રીને શીરનામે કરવો.)

વર્ષિક લવાજમ રૂ. ૨-૮-૦ (ટપાલ ખર્ચ સુદ્ધાં) હિંદુસ્તાનની બહારના દેશોના ગ્રાહકો માટે ટપાલ ખર્ચ સુદ્ધાં રૂ. ૩-૪-૦
છુટક અંકના ૦-૫-૦

# "સ્ત્રી-બોધ."

વાર્ષિક લવાજમ રૂ. અઢી. પરદેશ માટે રૂ. ૩—૪—૦

( સને ૧૯૨૨ ના બક્ષિસ પુસ્તકના પોસ્ટેજ સારૂ આઠ આના વધારે. )

**ભેટનું પુસ્તક—** જગતના વિદ્વાનોએ લખેલા હાસ્ય રસિક લેખોનો નવો સંગ્રહ "હાસ્ય કથામંજરી" નામે ૧૯૨૨ ની સાલમાં ગ્રાહકોને ભેટ આપીશું. આ પુસ્તક કદમાં નાનું છે પણ વિષયમાં નિર્માલ્ય નથી, પણ એવું કિંમતી છે કે "સ્ત્રીબોધ" નું લવાજમ તો માત્ર આ પુસ્તકમાં જ વસુલ થઇ જશે; અને માસિકપત્ર એક વર્ષ મફત જ મળ્યા જેવું લાગશે. છતાં બક્ષિસ પુસ્તક બદલ તેના પોસ્ટેજ ખર્ચ સાથે માત્ર આઠ આના વધારે આપવાના છે. ૧૯૨૨ નું લવાજમ મોકલ્યું હશે તેમનો જ આ બક્ષિસ પુસ્તક ઉપર હક્ક રહેશે.

વર્ષની શરૂઆત જાન્યુઆરી માનવામાં આવે છે; પરંતુ "વીણા-વીહારી" નામે શરૂ થયેલી નવી સચિત્ર વાર્તા જેમને પહેલેથી વાચવી હોય તેમણે જુલાઇથી ગ્રાહક થઇ દેઢ વર્ષનું લવાજમ સાથે મોકલવું, એટલે પાછલા બધા અંકો મળશે.

વિ૦ પી૦ કરવાથી પોસ્ટના નવા નિયમ પ્રમાણે રજીસ્ટર્ડ વગેરેના ચાર આના વધારે ખર્ચ થાય છે માટે ચાલુ તેમજ નવા થનારા ગ્રાહકો મનીઓર્ડરથી લવાજમ મોકલશે તો તેમને એ આનાનો બચાવ થશે.

સરનામા માટે સૂચના—"સ્ત્રીબોધ"ના ગ્રાહકોનું નવું રજીસ્ટર તૈયાર કરી, સરનામાં છપાવવાનાં છે. માટે જે ગ્રાહકો [illegible] સરનામાંમાં કાંઇ પણ સુધારવા જેવું હોય તે માટે અમને તુરત લખી જણાવવું.

પત્ર વ્યવહારમાં રજીસ્ટર નંબર જરૂર લખવો. નંબર વિના કાગળનો અમલ થઇ શકશે નહિ.

પરદેશના ગ્રાહકોમાંથી જેમનું લવાજમ બાકી હશે તેમને નવા વર્ષથી અંકો મોકલવામાં નહિ આવે. માટે જેમણે હજી લવાજમ મોકલ્યું ન હોય તેમણે આ અંક મળેથી તરત જ મોકલી દેવું.

કેટલાંક જાહેર પુસ્તકાલયો પણ અંકો રાખી લે છે ને વિ૦ પી૦ નો અંક પાછો વાળે છે. આ વરસમાં લગભગ સત્તેક જાહેર પુસ્તકાલયોનાં વિ૦ પી૦ પાછાં ફર્યાં છે. અંકો લીધા કરે ને લવાજમ ન ભરે એ જાહેર સંસ્થાઓ માટે શરમાવા જેવું નથી ? આવા ગ્રાહકોનાં લીસ્ટ પ્રસિદ્ધ કરવાની શોચનીય ફરજ ન પડે એટલું જ અમે ઇચ્છીએ છીએ.

મંત્રી—"સ્ત્રીબોધ."

# સ્ત્રી-બોધ.

પુસ્તક ૬૫ મું.] ડીસેમ્બર, ૧૯૨૧. [અંક ૧૨ મો.


## જયાકુમારી

અથવા

## વીશમી સદીનો મોહનમંત્ર.

ખોવાયેલાંને બોલાવો,
સ્વામીને સંદેશો કહાવો
પગ ધોવાને પાણી લાવો,
ખોવાયેલાંને માટે!

આવો, મ્હેલ ઉઘાડો, આવો!
દોરી દોરી દોરી લાવો;
આવોને, ઝાતાં સ્વામીને,
ખોવાયાં સાથે!

ભૂખ્યાંને ભોજનમાં લાવો,
તરસ્યાંને દ્રાક્ષારસ પાવો
પાથરજો હૈયાં થાક્યાંને,
લાવો ખોવાયાં સૌને.

કલાપી.

વસંતના આગમને કોકિલા કૂજે છે અને રસની છોળ ઉરાની કુંજો ગાજે છે યૌવનની વસંતે રસિકપ્રે કૂજે છે અને આનન્દની રેલ રેલાવી વસુન્ધરાનું નન્દનવન કરે છે

માર્ગ ભૂલેલી ભગિનીના અંગુલિ સાહી આનન્દની ભાગિની કરવી, રસ લેવો અને દેવો રસિકાનાં રસખેલનના એવે પ્રકાર અને ધર્મ છે.

રસરેલીનાં નમ્ર સૂચન હૃદયવેલના જલસિંચન છે અને નવપલ્લવ થતી વલ્લરીની આ પત્રાવલિ છે.

દેવી સરસ્વતીની પૂજનસામગ્રીમાં પત્રં પુષ્પં ફલં તોયંમાં પત્રથી જ પ્રવેશ કરી છે.

---

મુંબાઇ
(૧) ૧૬ માર્ચ —

પ્રિય સખી સરસ્વતી,

ઘણા વખતથી ત્હારી તરફના સમાચાર નથી તેથી ઘણી ફીકર થાય છે. આપણે જુદાં પડયાં પછીથી ત્હારો એકપણ કાગળ નથી એ ત્હારૂં કેટલું હેત છે તે બતાવી આપે છે.

અમે સર્વે ઘણાં ખુશીમાં છીએ, પણ બ્હેન, ઘણા દિવસથી મ્હારૂં મન બહુ મુંઝાય છે, અને જો વખત મળે તો અને પરમેશ્વર જ્યારે આપણુંને મેળવે ત્યારે તે ત્હારી પાસે ઠાલવવા અને ત્હારી સલાહ લેવાનો મ્હારો વિચાર છે. અને હું આશા રાખું છું કે વળતી ટપાલે કાગળ લખી મ્હને કાંઇક શાન્તિ આપશે.

એમણે તથા મ્હારી સખી વિજયાએ ત્હને જય શ્રીકૃષ્ણ કહાવ્યા છે.

લી. ત્હારી જયાના
જય શ્રીકૃષ્ણ.

---

મલાડ,
(૨) ૧૮ માર્ચ —

વ્હાલી બ્હેન જયા,

ત્હારો તા. ૧૬મીનો કાગળ મળ્યો. વાંચી સમાચાર જાણી આનંદ થયો છે. કામની લપ્પામાં રચ્યાં પચ્યાં હોવાથી અને અહીંઆં ટપાલ અને લખાણની સારી વ્યવસ્થા નહિ હોવાથી મ્હારાથી કાગળ લખાયો નથી, તેમજ કોઇક વખત કામે પ્રસંગે મુંબઇ આવવાનું થતું હોવાથી મળી શકાતું નથી તેથી આશા રાખું છું કે મ્હારી એ ભૂલ માટે તું ઉદાર હૃદયથી માફી આપશે.

અમે સર્વે સુખરૂપ છીએ અને આનંદમાં દિવસો નિર્ગમન કરીએ છીએ અને પ્રભુ પાસે માગું છું કે ત્હારા દિવસો પણ આનંદમાંજ જાય.

તું લખે છે કે ઘણા દિવસથી ત્હારૂં મન મુઝાય છે તો એવું તે શું છે જે એ વાત કાગળમાં નથી લખતી ? જે વાત લખવી હોય તે મ્હને કાગળમાં લખીશ તો ચાલશે. કારણકે અમારે ત્યાં એવો નિયમ છે કે જેના સરનામાના કાગળ હોય તે જ વાંચે, બીજું કોઇ તે ફોડી કે વાંચી શકે નહિ. એટલુંજ કે પોસ્ટમેન પાસેથી આવેલા સઘળા કાગળો પહેલાં એમના હાથમાં જાય છે. એ સરનામું વાંચી જેનો કાગળ હોય તેને તરત પહોંચાડે છે. માટે ત્હારે જે કાંઈ લખવું હોય તે બેલાશક, કોઇ પણ જાતની શંકા વગર, વળતી ટપાલે લખી જણાવજે. મ્હારી બુદ્ધિ અનુસાર ત્હારી ગડભાંગનો ખુલાસો કરીશ, અથવા તો મ્હને કાગળ લખજે એટલે હું એકાદ દિવસ નવરાશ મેળવી મુંબાઇ આવી જઇશ.

આ બધાં કરતાં જો તમો અમારાં મ્હેમાન થાવ તો તો ઘણુંજ સારૂં. અમને એથી ઘણોજ આનંદ થશે. મ્હારા તરફથી એમને તથા વિજયાને જયશ્રીકૃષ્ણ કહેજે. અહીંઆથી ચિ. ચન્દ્રકાન્તે પ્રણામ તથા તેના પિતાજીએ તને શુભાશિષ લખાવી છે.

કાગળનો જવાબ વળતી ટપાલે આપજે. એજ વિનંતિ.

લી॰ ત્હારી સરસ્વતીના
જયવ દન.

---

મુંબાઈ
(૩) ૨૯ માર્ચ —

ઘણી ડાહી બ્હેન સરસ્વતી,

ત્હારો તા. ૧૮ નો કાગળ હમણાંજ ટપાલી આપી ગયો. વાંચી આનંદ થયો છે. મને નવરાશ હોવાથી અને એ ઑફીસમા ગયેલા હોવાથી આ જવાબ લખવાની સોઇ થઈ છે. મ્હારા છેલ્લા કાગળમાં કાંઈ એવું તેવું લખાણું હોય તો બ્હેનીં માફ કરજે. કારણ કે ઘણા વખતથી કાગળ નહિ આવેલો હોવાથી અને મારૂં મન મુંઝવણમાં હોવાથી એમાં કાંઇ આડું વડું લખાઇ ગયું હોય તો તે તદન સ્વાભાવિક હોઇ હું ક્ષમાપાત્ર છું. તું લખે છે એવી રીતે અહીંઆં કેટલેક અંશે છેયે ખરૂં અને નથી પણ ખરૂં. કોઇકોઇ વાર એ મ્હારા કાગળો વાંચે છે અને પછીથી મ્હને આપે છે અને કોઇ કોઈ વેળા વાચ્યા વગર એમના એમ મને આપી દે છે, એટલે મને જરા ફીકર રહે છે.

મુજબ ચાલે છે ત્યારે ત્યારે તમારી કકવાટ વેઠી પડે છે તો કૃપા કરી એમણે તને શી શી સલાહ આપેલી તે વળતી ટપાલે મને લખી જણાવજે. કારણ કે એ સલાહમાંજ કંઈ કચાશ હોવું જોઈએ એવું મ્હને તો લાગે છે. જે હોય તે લખી જણાવજે એટલે પછી તે ઉપર વિચાર કરી જવાબ દઈશ.

બીજી એક વાત. તું મ્હને 'તમે' અને 'આપ' એવાં મોટાં નામથી લખે એ ઠીક ન કહેવાય. કારણ કે આપણે બરોબરીઆં હોઈ સહીઅરો હોવાથી એમ લખવું એ ઠીક ન ગણાય. જ્યાં સ્નેહબંધન વધારે હોય ત્યાં જ 'તું' એ સંબોધન વાપરી શકાય છે. ફક્ત મ્હારા પતિ સિવાય આપણી સહીઅરોમાં 'તું' કહીને બોલાવે એવી મ્હારે તો એકલી તું જ છે. કદાચ ત્હારે મન હું એવી સખી નહિ હોઉં તેથી કે તને આ વાતની ખબર નહિ હોય તેથી ત્હેં એમ લખ્યું હશે. પણ હવેથી એમ ન લખવાની મ્હારી ત્હને આગ્રહપૂર્વક વિનંતી છે.

ત્હારા કાગળો એ ફોડે છે એથી કાંઈ ત્હારે ખોટું લગાડવા જેવું નથી; કારણ કે કદાચ એ એમ ધારતા હશે કે એમ કર્યાથી દાબ રહે. અથવા તો તારાપર દાબ રાખવાની ઇચ્છાથીજ એ અમસ્તોજ કાગળ ફોડીને ત્હને આપતા હશે. એ ગમે તેમ કરે પણ ત્હારે ખોટું લગાડવું ન જોઈએ એ આ કાગળ પુરો વાંચી રહ્યા પછી ત્હને સમજાશે.

તમારે તકરાર થાય છે એ ઘણી દીલગીરીની વાત છે. ખરૂં કહું તો બ્હેન, એમાં તો મ્હને ત્હારો જ વાંક જણાય છે. કારણકે સૌથી પહેલેથીજ ત્હારી ભૂલ થયેલી લાગે છે. કોઈ પણ રીતે પોતાના પતિને રાજી રાખવાનો મોહનમંત્ર તને ખબર હોત તો એવો પ્રસંગ આવત જ નહિ. ખરી રીતે આપણા ધર્મ પ્રમાણે પતિ એ સ્ત્રીનો પ્રભુ છે. મન્દિરના દેવની સેવા કરતાં પતિની સેવા વધુ ફળ આપે છે. એકલી ભક્તિથી કદાચ સ્વર્ગ મળશે પણ ત્યાંયે તે જ્યાં પતિ ન સેવ્યો હોય તો અપવિત્ર થશે. સતી અનુસૂયાના સમયની નર્મદાની વાત આપણે કથામાં સાંભળી હતી તે તને યાદ હશે. નર્મદા એના તપને બળે સ્વર્ગમાં ગઈ પણ આખરે પૃથ્વીપર પતિસેવા માટે પાછું આવવું પડ્યું હતું. માટે બ્હેન, કોઈપણ રીતે પતિની સેવા તેમને દેવગણીને દરેક પ્રકારે રાજી રાખીને કરવી. કહ્યું છે કે સેવ ધર્મ એ ઘણોજ અઘરો છે, પરંતુ તેનું ફળ એવું ચોક્કસ છે કે ન પુછો વાત. એક આર્ય પત્ની તરીકે ત્હારે ત્હારા પતિને કોઈપણ રીતે રાજી રાખવા અને તેમ કરવા તું તારા ધર્મથી બંધાયેલી છે. બીજી એક વાત પણ યાદ રાખવી. જોઈએ કે પતિ કે પત્ની એ કુંભારના ઘરનું હાંલ્લું

નથી કે બદલાવી શકાય! (હાલ તો હાલ્લું પણ બદલતાં નવનેજાં થાય છે તોપછી બીજી વાતનું તો પુછવું જ શું ?) સૌથી પહેલાં થયેલી તકરાર આમ મૂળમાંથીજ બંધ કરી હોત તો પછી આગળ ઉપર કડવાશ વધવા જેવો પ્રસંગ ન જ આવત. દુધીના વલાના મુગાયામાં આવેલી નાની સરખી ટીકડી જેમ બધાં દુધીઆં કડવાં બનાવી દે છે તેમજ કડવાશની પરંપરા ઘણીજ વધી જઇ નુકશાનકારક નીવડે છે. ગમે એવી તકરાર પતાવવાનો અથવા તેને ઉગતી ડાબવાનો મુખ્ય ઉપાય એ છે કે એક ગરમ થાય તો બીજાએ નરમ થઈ જઇ નમ્રતા બતાવવી. અને જ્યારે સામું માણસ ઠંડું પડે ત્યારે અથવા બીજી કોઇ રીતે ખુશ મીજાજમાં આવે ત્યારે જો તેની ભૂલ હોય તો ધીમેથી તેને સમજાવવી એટલે તે પણ સમજીને બીજી વખત એકદમ ગરમ થઇ જતાં વિચાર કરશે. જો આપણી ભૂલ હોય તો એકદમ કબુલ કરી દેવી એટલે સામાનો ગુસ્સો થોડે ઘણે અંશે ઠંડો પડશે. અને કદાચ તે સમયે ગુસ્સે થઈ કાંઇ કહે તો સહન કરી લેવું, કારણ કે ભૂલ આપણી પોતાની છે. હસતાં હસતાં પણ અંગત બાબત ઉપર એકદમ ટીકા કરવા ન ઉતરી પડવું, કારણ એમ થાય એટલે આખરે હાંસીમાંથી સાણુ થવા જેવું થાય છે. બ્હેન, સ્ત્રીને મનોરમા, પ્રિયંવદા, આદિ સારાં વિશેષણો અપાય છે તે ક્યારે શોભે ? જ્યારે તેનામાં તેવા સદ્‌ગુણ હોય ત્યારે જ.

સો સ્ત્રીઓમાં પતિને મન જે ગમી તે જ મનોરમા. સો સ્ત્રીઓમાં જેણે પતિને પોતાની શુભ વાણીથી પ્રસન્ન કર્યો તે જ પ્રિયંવદા. જેણે પતિને પ્રસન્ન રાખ્યો તેણે તેનું જીવ્યું સાર્થક કર્યું. દુઃખ આવે તે સહન કરી લેવું. કોઇ મોટેથી બોલે તો મોટું પેટ રાખી ગળી જવું. ઓછું વતુ પડતું હોય તો તે પણ મન મારી સહી લેવું. જેમ બને તેમ ઘરની આબરૂ જાળવવી. કાંઇ ખાસ કામ વગર પારકે ઘેર ભટકવા ન જવું. રસોઇ, પાણી, વાસણ, કચરો વિગેરે જે જે ઘરનાં નાનાં મોટાં કામ હોય તે બને તેટલી સારામાં સારી રીતે કરવાં. કપડાં બને તેટલાં સ્વચ્છ રાખવાં, અને તેમાંથીયે વખત મેળવી કાંઇ નવું નવું શીખવું. પતિ ઘેર હોય ત્યારે તેને હરેક પ્રકારે રાજી રાખવા. તેને હસતે મ્હોડે આવકાર આપી તે કહે તે ધ્યાન દઇ સાંભળી તે પ્રમાણે આચરણ કરવું. ભૂલ થઇ હોય અને તે વિશે જો ઠપકો આપે તો ઠપકો સહી ભૂલ કબુલ કરવી. 'બીજી વખત એવી ભૂલ નહિ કરૂં.' એમ જણાવી તેની ધીરે ધીરે ખાત્રી કરી આપવી. ઉંઘ બને તેટલી નિયમીત કરવી. પોતાનું કામ પણ નિયમસર કરવું. રસોઈ જેમ બને તેમ સારી રીતે તૈયાર કરવી. પોતાનું શરીર, ઘર તેમજ વાસણ કુસણ હમેશાં સ્વચ્છ રાખવાં. આ અને આવાં અનેક કામ એક સ્ત્રીને કરવાનાં છે અને તે સંપૂર્ણ

વાદળો ઘેર અંધકાર પ્રસરાવી રહ્યાં હતાં. દીવાદાંડીમાંના દીવા બુઝાવવાની તૈયારી થઈ હતી. એક તરફ આ પ્રમાણેનો દેખાવ થઇ રહ્યો હતો જ્યારે બીજી તરફથી પેલા દબાઇ રહેલા અધમુઆ મનુષ્યોની ચીસો સમુદ્રના ઘુઘવાટ સાથે ભળી આકાશમાં ગુંજી રહી હતી. સમુદ્રના ઉંચાનીચા તરંગો કેટલીએ વાર તે દુઃખી મનુષ્યોને ઢાંક્યાઉઘાડ કરી રહ્યા. કિન્તુ એવા સમયે પણ તે જીવનની આશાનું સ્વપ્ન જોઈ રહ્યા હતા. તેઓનો આર્તનાદ નજીકની દીવાદાંડીમાં રહેનારી એક બાલિકાને કાને પડ્યો. અહીં ગ્રેસ ડાર્લિંગ નામની કન્યા તથા તેનાં મા બાપ એમ ત્રણ માણસો રહેતાં હતાં. કન્યાએ ચીસ સાંભળતાં જ તેમના રક્ષણાર્થે પોતાના પિતા વિલિયમ ડાર્લિંગને હોડી ઉતારવાને કહ્યું. પરંતુ આવા ભયાનક અવસરે જીવને જોખમમાં નાખવો એ વૃદ્ધને વાજબી જણાયું નહિ. પિતાની નબળાઈ જોઇ તેણે જાતે હોડીનું દોરડું છોડી નાંખ્યું અને તેમાં પોતે બેસી ગઈ. હવે તેના પિતાથી બેસી રહેવાયું નહિ. તે પણ તેની સાથે હોડીમાં બેસી ગયો. બન્ને નાવને હંકારતાં જે દિશાએથી અવાજ આવતો હતો તે દિશા તરફ પ્રયાણ કરી ગયાં અને ઉપદ્રવના સ્થાને આવી પહોંચ્યાં. ડાર્લિંગ બહુ જ સાવચેતીથી વહાણને ખડકોથી બચાવી તેમની છેક જ નજીક જઇ પહોંચી, ને મોતના મુખમાં આવી પડેલાં તે મનુષ્યોને ધીમે ધીમે એક પછી એક પોતાના નાવમાં લઇ લીધાં. પછી વહાણને હંકારી દીવાદાંડી પાસે લઇ જવામાં આવ્યું. અહીં તેમને નીચે ઉતારવામાં આવ્યા અને અને ડાર્લિંગે તથા તેની માતાએ તેમની ઘણી સેવા શુશ્રુષા કરી. ત્રણ દિવસ સુધી તોફાન જારી રહ્યું, અને તેટલી મુદ્દત સુધી તેઓ અહીં બહુ જ આરામથી રહ્યા. ચોથે દિવસે તેમને તેમના દેશ પહોંચાડવામાં આવ્યા. આ વખતે ગ્રેસ ડાર્લિંગનો ફોટો લેવાને દૂર દૂરથી ઘણા સુપ્રસિદ્ધ ચિત્રકારો આવ્યા હતા. ઈંગ્લાંડના સુપ્રસિદ્ધ કવિ વર્ડ્ઝવર્થે તેના નામની એક કવિતા બનાવી. વળી તેની વીરતાથી પ્રસન્ન થઈ "એડેલ્ફી" નામના થીએટરની કંપનીએ ડૂબતા વહાણનું દૃશ્ય બતાવતી વખતે એક હોડી ઉપર બેસી રંગભૂમિ ઉપર દેખાં દેવા બદલ તેને ૩૦૦ રૂ. આપવાનું કહ્યું, પરન્તુ તે તેણે કબલ્યું નહિ. એવી રીતે રૂપિયા લેવા કરતાં દીવાદાંડીમાં વસી પોતાના કર્તવ્યનું પાલન કરવું એ તેને સર્વોત્કૃષ્ટ લાગ્યું! આ બનાવ પછી તે લગભગ ત્રણ વરસ જીવતી રહી. મરતા પહેલાં તેની મુલાકાત લેવાને નોર્ધમ્બલેન્ડની ડચેસ સુદ્ધાં આવ્યાં હતાં.

ચુનીલાલ મુળજીભાઇ ત્રિપાઠી.

# ગુજરાતના બે સુપુત્રો.

—:o:—

**દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઇ.**

ઓકટોબર માસમાં ગુજરાતના બે સદ્‌ગત સુપુત્રોની કદર ગુજરાતના પાટનગરમાં થઈ છે તેથી દરેક ગુજરાતીને આનંદ થયો હશે. દિ. બા. **અંબાલાલ સાકરલાલ દેસાઇની** છબી રા. વૈકુંઠરાય શ્રીપતરાયે ગુ. વ. સોસાઇટીને અર્પણ કરી છે, તે પ્રેમાભાઇ હોલમાં ખુલ્લી મૂકવાની ક્રિયા સા. શ્રી. કેશવલાલ હર્ષદરાય ધ્રુવને હાથે થઇ હતી. દિ. બા.—અંબાલાલનું અવસાન ૧૯૧૪ ના સપ્ટેમ્બરની બારમી તારીખે થયું હતું. સદ્‌ગતે શિક્ષક તરીકે ધંધો શરૂ કર્યો હતો અને પાછળથી વડોદરા રાજ્યની નોકરીમાં જતાં ત્યાંની હાઇકોર્ટના મુખ્ય ન્યાયાધિશની પદિ સુધી પહોંચ્યા હતા. પેન્શન લીધા પછી ગુજરાતનું જાહેર જીવન ખીલવવામાં તેમણે આગેવાની ભર્યો ભાગ લીધો હતો, અને આપણે એમ પણ કહી શકીયે કે અત્યારે ગુજરાતના લોકોમાં જે અવનવી જાગૃતિ જોવામાં આવે છે તેનાં મૂળ નાંખનાર તે જ હતા. સ્વદેશી હિલચાલમાં તેમને અચળ શ્રદ્ધા હતી. ૧૯૦૫ ના બંગભંગ પછી દેશમાં બહિષ્કારની હિલચાલ ચાલી હતી તે સમયે તેમણે આ હિલચાલને સ્વદેશીનું સ્વરૂપ આપ્યું હતું અને તે માટે તેમણે અથાગ શ્રમ લીધો હતો. તેજ સમયે તેમના પ્રયાસથી અમદાવાદમાં ગુજરાત સ્વદેશી સ્ટોરની સ્થાપના થઇ હતી. સ્વદેશીના પ્રચારનો હેતુ સામાન્ય વર્ગમાં સમજાવવા માટે તેમણે "શાંતિદાસ" નામે સરળ પણ સચોટ એક વાર્તા લખી પ્રસિદ્ધ કરી હતી. તેઓ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના વર્ષો સુધી પ્રમુખ હતા તથા ગુજરાતી સાહિત્ય પરિષદની રાજકોટની બેઠક વેળાએ તેઓને પ્રમુખ તરીકે ચુંટી કાઢવામાં આવ્યા હતા. અને તે સમયનું તેમનું ભાષણ ચીર સ્મરણીય રહેશે. સંસાર સુધારા સંબંધમાં તેઓ ઉદ્દામ સુધારકોની સાથે એકમત નહોતા. તેઓ એમ માનતા હતા કે રાજકીય, આદ્યોગિક અને સામાજિક પ્રશ્નો એક બીજા સાથે ગુંથાયલા છે. અને એક પણ પ્રવૃત્તિ બીજી પ્રવૃત્તિઓથી એકદમ જુદી પાડવી જોઇયે નહિ. સામાજિક સુધારકો પોતાની પ્રવૃત્તિ અલગ અને એકાળી રાખતા હતા તે વાત એમને રૂચતી નહોતી. પરંતુ પોતાના વિચારોમાં તો એઓ સુધારક હતા જ. છેક જુવાનીમાં તેમણે બાળલગ્ન નિષેધક સભા સ્થાપી હતી. એમની પોતાની નાતમાં વરવિક્રયનો રિવાજ હતો, તેના ઉપાય તરિકે કન્યાઓને મોટી ઉમર સુધી અવિવાહિત રાખ-

વાનો તેમણે આગ્રહ કર્યો હતો. કેળવણીના તેઓ ખાસ હિમાયતી હતા, અને ગુજરાત કેળવણી મંડળ સ્થાપવામાં તેઓજ આગેવાન હતા. પરંતુ તેમની પ્રવૃત્તિનો મોટો સમય રાજકીય કાર્યોમાંજ તેમણે ગાળ્યો હતો. ૧૯૦૨ માં અમદાવાદમાં ભરાયેલી રાષ્ટ્રીય કોંગ્રેસમાં તેઓ સન્માન કારિણી સભાના પ્રમુખ હતા અને ત્યાર પછી અમદાવાદમાં રાજકીય પ્રવૃત્તિ માટે તેમણે સતત શ્રમ વેઠ્યો હતો. આવા મહાપુરૂષના કાયમના સ્મારક સારૂ અમદાવાદે જે સ્મર્ણાંજલી આપી છે તે યોગ્ય જ થયું છે.

રા. બ. લાલશંકર ઉમીયાશંકર.

અમદાવાદના એક બીજા પણ સુપુત્રની કદર ઓકટોબરમાં ત્યાં થઈ છે. રા બ. લાલશંકર ઉમીયાશંકરની છબી ગુજરાત સંસાર સુધારા સમાજના હોલમાં ખુલ્લી મુકવામાં આવી છે. રા. બ. લાલશંકર તીવ્ર સંસાર સુધારક હતા. દેશમાં ચાલી રહેલી સામાજિક અંધાધુની તરફ તેમને અતિ તિરસ્કાર હતો અને તે દૂર કરવા તેમણે ઘણુંજ મથન કર્યું હતું. અમદાવાદના જુના સુધારકોમાંના તેઓ એક મુખ્ય હતા અને "ધીમે ધીમે સુધારાનો સાર" સમજાવવા તેમણે અથાગ પ્રયત્ન કર્યો હતો. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની નાણા સંબંધી સ્થિતિ અત્યારે ઘણીજ ઉત્તમ છે તેનું સર્વ માન લાલશંકરભાઈનેજ છે. આ ઉપરાંત અમદાવાદમાં ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટીટ્યુટ, આપારાવ લાયબ્રેરી, પ્રાર્થના સમાજ, અંજુમને ઇસ્લામ, મહીપતરામ અનાથાશ્રમ, વગેરે જાહેર સંસ્થાઓ પાછળ તેમણે ઘણીજ મહેનત કરી હતી અને તે સર્વનું અસ્તિત્વ ઘણે મોટે ભાગે લાલશંકરભાઈનેજ આભારી છે. રા. બ. લાલશંકરભાઈનું હૃદય તે માટે બહુજ બળતું હતું. તેઓ પંઢરપુરમાં મુનસફ હતા ત્યારે ત્યાં સખ્ત દુકાળ પડયો. તે સમયે તેમણે ઘણુંજ સારૂં દુકાળ નિવારણનું કાર્ય કર્યું અને પરિણામે ત્યાંના લોકો તેમને "દેવ–મુનસફ" તરીકે જ ઓળખે છે. પંઢરપુરમાં તેમની મહેનતથી એક અનાથ આશ્રમ પણ સ્થપાયું છે જે હજી સુધી ઉત્તમ કાર્ય કરે છે. લાલશંકરભાઈ સંસાર સુધારાના આખાયે કાર્યક્રમના જબરા પક્ષપાતી હતા. સ્ત્રીઓને વિધવા વિવાહ કરવાની છુટ હોવી જોઇએ એમ તેમનો આગ્રહ હતો. જ્ઞાતિ સંસ્થાના તેઓ વિરોધી હતા. સ્ત્રી કેળવણીના મોટા હિમાયતી હતા, અને તેની બધીજ માન્યતાઓ અમલમાં મુકવા માટે તેઓ વ્યવહારૂ પગલાં લેતા હતા. તેને પરિણામે ઉપર ગણાવેલી સંસ્થાઓની સ્થાપના તેઓ કરી શકયા

તેમણે તેમનાં સ્વ. પત્ની દીવાળી બાઈના નામે એક કન્યાશાળા સ્થાપવા, અંત્યજોના ઉદ્ધાર સારૂ શાળાઓ નભાવવા તથા ગામડાના લોકોને દવા-

ખાનાની સગવડ આપવા સારૂ મોટી મોટી રકમો અલાયદી કાઢી છે, ને તેમાંથી એ કાર્યો અમદાવાદમાં ચાલી રહ્યાં છે. પોતાની જીંદગીનો વીમો દસહજાર રૂ. નો ઉતરાવી તે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને આપ્યો છે. આવી રીતે જાહેર સંસ્થાઓને જ પોતાના વારસરૂપ માનનાર કોઇ વિરલે જ નીવડે છે. સામાજિક સુધારાની પાછળ સતત ઉદ્યોગ કરનારા માણસો ગુજરાતમાં અત્યારે પણ બહુજ થોડા છે; પરંતુ સર્વદેશીય ઉદય અને વિકાસ માટે તે સારૂ ઘણુંજ પ્રયત્ન થવાની જરૂર છે. આ સમયે રા. બ. લાલશંકર ભાઇની સ્મૃતિ તાજી કરવામાં આવી છે, તે બહુજ ઉત્તમ કાર્ય થયું છે. આપણે આશા રાખીશું કે ગુજરાતમાં હાલ મંદ પડેલી જણાતી સંસાર સુધારાની હીલચાલને સતેજ કરવા ગુજરાતના યુવકો નિશ્ચય કરશે.

---

# પુસ્તક પરિચય

**સંવાદ સંગ્રહ.**

(સંયોજક અને પ્રકાશકો—રા. હરિલાલ ચંદુલાલ ઠાકોર હેડમાસ્તર રોઝરી કોન્વેંટ સાદરા અને રા. બાઈચંદ પૂંજાદાસ, શાહ. કીમત પાકું પૂંઠું રૂ. ૨-૦-૦ કાચું પૂંઠું રૂ. ૧-૧૨-૦)

સંયોજકો કહે છે તેમ શાળાઓ અને કોલેજોમાં થતા ઇનામ કે અન્ય સમારંભ પ્રસંગે વિદ્યાર્થીઓના વાલીઓ તથા સંભાવિત જનોને નિમંત્રણ કરવામાં આવે છે, અને તે પ્રસંગ અતિ આનંદદાયક નિવડે તેવો કાર્યક્રમ ગોઠવાય છે. આવે પ્રસંગે નાટકરૂપે નીતિમય, (કોમિક) હાસ્યપૂર્ણ, અને હાદિક સંવાદો ભાવપૂર્ણ ભજવાય તો અતિ આનંદરૂપ થઈ પડે છે. પરંતુ આપણી ભાષામાં આવા સંવાદો ખોળવાનું કામ મુશ્કેલ થઈ પડે છે. આ મુશ્કેલી દૂર કરવાનો સફળ પ્રયત્ન આ પુસ્તકમાં થયો છે. સંયોજકોએ આપણા સાહિત્યમાંથી પસંદ કરીને, તેમજ જાણીતા લેખકોને વિનંતિ કરીને તેમની પાસે ખાસ લખાવીને, આ પુસ્તકમાં પંચાવન સંવાદો આપ્યા છે. કેટલાએક સંવાદો કેવળ છોકરાઓથી, તેમજ કેવળ છોકરીઓથી ભજવી બતાવાય તેવા પણ છે. હજી છોકરા છોકરીઓથી ભેગા ભજવી બતાવાય તેવા સંવાદો ઉપયોગમાં આવશે કે કેમ તે શક પડતું છે. અમારા મતે તો આવે પ્રસંગે બાળક બાળકીઓ સાથે ભાગ લે તે પણ ઇચ્છવા યોગ્ય છે. એકંદરે સંવાદો ઉત્તમ અને ઉપયોગી છે, અને આવો સંગ્રહ બહાર પાડવા માટે અમે સંયોજકોને ધન્યવાદ આપીયે છીયે. દરેક પ્રાથમિક તેમજ માધ્યમિક શાળામાં રાખવા યોગ્ય આ પુસ્તક છે.

**બાલોપયોગી વાર્તાઓનો સંગ્રહ ભા. ૧**

(કર્તા રા. ગોકળદાસ કુબેરદાસ મહેતા. પ્રકાશક રા. ચંદુલાલ મણીલાલ પરીખ. ખડાયતા બુકડીપો—રીચીરોડ, અમદાવાદ. મૂલ્ય ૦-૩-૦)

આ પુસ્તકમાં ખાસ બાળકો માટે લખાયલી નાની નાની ૧૪ વાર્તાઓ છે. બે વાર્તાઓ કલ્પિત છે અને બાકીની આપણાં પુરાણોના પ્રસંગો ઉપરથી લીધેલી છે. ભાષા સહેલી વાપરી છે. અને બાળકોને ગમે તેવી એ હોવાથી ઇનામમાં આપવા લાયક આ નાનું પુસ્તક થયું છે,

# મુસાફરીની ડાયરી.

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૧૭ થી. )

દિલ્હિ ગુરૂવાર
તા. ૨૪-૨-૨૧

આજે સ્હવારે દિલ્હિથી ઉપડતી ૯-૨૫ ની ટ્રેનમાં અમે આગ્રે જવા નીકળ્યાં. આગ્રા કેન્ટોન્મેન્ટ સ્ટેશને લગભગ બપોરે એક વાગે પહોંચ્યાં. પ્રોગ્રામ પ્રમાણે રા. ન્હાનાલાલ ગ્વાલિયરથી આવી ત્યાં રોકાયા હતા. સ્ટેશનેથી એક મોટર ભાડે કરી ત્યાંની 'મેટ્રોપોલ' હોટેલમાં ગયાં. એ હોટેલ સ્ટેશનેથી મોટરમાં જતાં દસબાર મિનિટના રસ્તાપર છે. સ્હવારે વ્હેલાં દિલ્હિથી જમીને તો નીકળ્યાં હતાં તો પણ એક વાગે ભૂખ લાગી હતી. હાથ મ્હોં ધોઈ, શીખંડ અને કેળાંની પુરી સાથે લઈ ગયાં હતાં ત્હેનો નાસ્તો કરી કપડાં બદલી બે વાગે ઘોડાગાડીમાં આગ્રાની જોવાં લાયક જગ્યાઓ જોવા ગયાં. સૌથી પહેલાં સહુથી દૂર આવેલ સીકન્દરા ગયાં. હોટેલથી પાંચેક માઇલ દૂર છે. દિલ્હિની જુમા મસજીદ, કે નિઝામ-ઉદ્દીન કરતાં અહિંનો દેખાવ વધારે આકર્ષક અને મોહક છે. પહેલો મ્હોટો દરવાજો પસાર કરી અંદર ગયાં. દૂરથી દેખાવ બહુજ સરસ જણાય છે. લાલ પત્થરમાં સફેદ કામ જુદા જુદા આકારમાં બનાવેલું છે. દરવાજાની કમાન ઉપર આરસથી જડેલું કુરાન લખેલું છે. ત્યાં નીચે અકબર બાદશાહની અસલ કબર છે. અહિં પણ દરેક જગ્યાની માફક ભોંયરામાં હોવાથી દીવો લઈ ત્યાંનો માણસ આગળ ચાલતો હતો, ત્હેની પાછળ પાછળ અમે ગયાં. બરદ્વાનના મહારાજાએ મુખમલની મ્હોટી ચાદર એ કબર ઉપર કાયમ ઢાંકવાને આપેલી છે અને બીજી તહેવારને દિવસે વાપરવાને સોનેરી કસબથી ચારે તરફથી કિનાર ભરેલી આપી છે. તે બીજી ત્યાં બાજુપર એક પેટીમાં રાખી મૂકે છે. બીજી ચાદર પંદર હજારની કિમ્મતની છે. કબર ઉપર એક મ્હોટો દીવો રહે છે. તે પણ બરદ્વાનના મહારાજાએજ આપેલો છે. નીચેની કબરની ઉપરના ભાગની કબર મ્હોટી આરસની છે અને ત્હેમાં રંગીન ફુલ વેલનું કામ કરેલું છે. આજુબાજુની ભીંતો ઉપર મ્હોટા આરસના આખા પત્થરમાંથી મ્હોટાં મ્હોટાં ફુલનાં કુંડાં, છોડ સહિત તથા ઝાડ વગેરે કોરી કહાડેલાં છે. આસપાસ એનાં સગાં સંબંધીની ન્હાની ન્હાની કબરો છે. બાજુ ઉપર એનાં છોકરાં રમાડનાર આયાની તથા એક નોકરની પણ કબર છે. કમ્પાઉન્ડને ચારે બાજુ એક સરખા મ્હોટા દરવાજા છે. આસપાસ ચાર નોબતખાનાં અને બગીચા છે. ત્રણ વાગે ત્યાંથી ઇતિમાદૌલ્લા

ગયાં. અહીંની કારીગીરી અને સુન્દરતા સીકન્દરાથી પણ ચ્હડી જાય તેવી છે. મ્હોટા દરવાજામાં થઇ અમે અંદર દાખલ થયાં. દૂરથી જોતાં જ સ્તબ્ધ થઇ જવાય તેવો મોહક દેખાવ છે. તદ્દન સફેદ આરસની મ્હોટી દીવાલો ઉપર મીનાકારી ચિત્રો, ફુલ, વેલ, ઝાડ વગેરે અસંખ્ય આકૃતિઓ બનાવેલી છે. દરેક સ્થળની પેઠે અહિં પણ મુખ્ય કબર તો નીચેજ છે, ને ઉપર પીળા રંગના આરસની નાજુક ઘાટની બનાવેલી છે. આ કબરો મુમતાજમહાલનાં માત પિતાની છે. સીકન્દરાંની પેઠે અહિં પણ ચાર દિશામાં ચાર મ્હોટા દરવાજા આવેલા છે. પાછળનો એક દરવાજો વીજળી પડવાથી તુટી ગયો છે, અને અત્યારે પણ એજ સ્થિતિમાં છે. અહિં એક ઉપર એક એમ પાંચ માળ છે. ત્હેમાં પાંચમો માળ તો બહુજ સુંદર છે. તદ્દન સફેદ આરસમાં બારિક નકસી વાળું કામ છે. ઉપર ચારે બાજુ ચાર ટાવર છે. ત્હેમાંના એક ઉપર અમે ચ્હડયાં ત્યાંથી આખા શહેરનો દેખાવ બહુ સારો જણાય છે. નીચે ઉતરી આસપાસ આવેલી ન્હાની કબરો વગેરે જોઇ પાંચ વાગે ફોર્ટ–કિલ્લો–જોવા ગયાં. કિલ્લામાં જવા માટે રા. ન્હાનાલાલે ગ્વાલિયરથી આવી પાસ લઈ રાખ્યા હતા. લડાઇ શરૂ થયા પછી કોઇને અંદર જોવા જવા દેવામાં આવતા નહોતા, પણ હવે કંઈ વાંધો આવતો નથી. મોટા દરવાજામાંથી ગાડીમાંજ અંદર ગયાં. ન્હાના સરખા ગામ જેટલી જગ્યા દરવાજામાં દાખલ થયા પછીની છે. પહેલાં મોતી મસજીદ જોઈ. તે તદ્દન આરસની અને રૌનકદાર છે. તેની પાસે અસલની વખતમાં રાણીઓ માટે મીનાબજાર ભરાતું તે જગ્યા છે; દિવાને ખાસ અને દિવાને આમ દિલ્હિમાં છે, ત્હેની નકલ અહિં છે. અહિંનું સોનેરી કામ બધું ખરાબ થઈ ગયું છે. કેટલીક વસ્તુઓ ત્યાંથી ભરતપુર- ના મહારાજાએ લઇ લીધી એમ કહેવાય છે. તેથી સોનાના ઘુમટને બદલે હાલ પિત્તળના છે. અંગ્રેજને હાથ આ બધું ગયા પહેલાં ભરતપુરના રાજાએ બાર વર્ષ સુધી લડાઈ કરી મેળવ્યું હતું. કેટલુંક રીપેર કામ લૉર્ડ કરઝનના સમયમાં સારૂં થયું છે. પચાસ લાખ રૂપિઆ આવી જુની જગ્યાઓ પાછી સુધારવાને આપેલા છે. સોમનાથના મંદિરનાં અસલ મ્હોટાં સુખડનાં બારણાં એક ઓરડામાં અહિં સાચવી રાખેલાં છે. અહિં પણ મીનાબજાર, રાણીઓને નહાવાને ફુવારા, નિમાજ પઢવાને જનાના માટે ખાસ જુદી જગ્યા, અને બાજુમાં પુરૂષ વર્ગ માટે ત્રણસો માણસ બેસી શકે તે પ્રમાણેની ગોઠવણ છે. દિલ્હિમાં આ રીતની ગોઠવણ જુમા મસ- જીદમાં છે. અહિં એક જગ્યાએ શહાજહાંને ઔરંગઝેબે સાત વરસ સુધી

કેદ કરેલા હતા. એ ઓરડીમાં એક ન્હાની સરખી બારી છે. ત્હેમાંથી તાજમહોલ તરફ એની નજર રહે એવી રીતે મરતી વખતે એ સુતા હતા એમ કહેવાય છે. ત્યાંના એક ભાગમાં પત્થરમાંથી લાઇટ આવતું હોય એવું દેખાય છે. બારણાં બંધ કરી અંધારામાં એ દેખાડે છે. તે પછી શીશ મહેલમાં ગયાં. ત્યાં આખા હોલમાં કાચના કડકા જડેલા છે. દીવ ના પ્રકાશ-માં એનો ચળકાટ બહુ સરસ દેખાય છે, ત્યાંથી રાણીને યમુનામાં ન્હાવા જવા માટેના રસ્તો ભોંયરામાં કરેલો છે. પાંચવાગે ઇતિમાદૌલ્લાથી નીકળ્યાં અને ૭ વાગ્યા પહેલાં કિલ્લો જોઇ બહાર નીકળી જવાનું હતું, એટલે જોવામાં ઘણી ઉતાવળ કરવી પડી. ચાલીને અને પગથીયાં ચ્હડી ચ્હડીને આજે તો બહુજ થાકી ગયાં હતાં. આ તરફનાં પગથીયાં ઉંચાં પણ બહુ હોય એટલે ચ્હડતાં કઠણ લાગે છે. કિલ્લાનો ભાગ ઘણી ઉતાવળથી જોવો પડયો. નિરાંતિથી ત્રણ ચાર દિવસ રહીને જોયું હોય તો સંતોષ થાય તેવું છે. ત્યાંથી પછી તાજ તરફ ગયાં. શાન્તિથી અને નિરાંતિથી જોવાય એમ ધારી અહિં આવવાનું છેલ્લુંજ રાખ્યું હતું. તાજનું વર્ણન લખવું તો વ્યર્થ છે. એનો ખ્યાલ જોયા સિવાય, વર્ણન કરવાથી આવી શકે એમ નથી. તેમ એને લાયક શબ્દો પણ નથી કહીએ તો અતિશયોક્તિ નથી જ. કોડો સમય તાજની સામે બેસી નિહાળ્યો. આખા દિવસનો શ્રમ એને જોવા માત્રથી ઉતરી ગયો એટલી શાન્તિ મનને લાગે છે. દુનિયામાં ખરેખર જોવા લાયક અનુપમ સુન્દરતાનો નમુનો છે. તાજને બનાવતાં ત્રીસ વરસ થયાં હતાં. ને દરરોજ એક હજાર માણસ કામ કરતું એમ કહેવાય છે. દરવાજા ઉપર અહિં પણ કુરાન લખેલું છે. અહિંની કારીગીરી અત્યંત મનોહર, નાજુક અને સુઘટીત છે. બહારનો ભાગ તો સૂર્યાસ્ત પહેલાં જોઇ લીધો હતો, પણ અંદર દીવા વિના જોઇ શકાય એમ નહોતું. પત્થરની જુદી જુદી જાતની જાળીઓ વાળું મ્હોટું ગોળાકાર કુંડાળું બનાવેલું છે. આગળના ભાગમાં દાખલ થવા માટે બારણું છે. ત્હેની અંદર શહાંજહાં તથા મુમતાજ મહાલની નકશીવાળી સુન્દર કબર છે. દાખલા તરીકે એક ન્હાના ફુલમાં, બત્રીસ ન્હાના આરસના રંગીન કડકા ગોઠવી એક આખું ફુલ બનાવેલું છે. એટલા ન્હાના ફુલમાં એ કડકા એવી સફાઇથી ગોઠવ્યા છે કે તે કડકા ગોઠવી બનાવેલું છે એમ બીલકુલ લાગતું નથી. આખી કબર ઉપર એની જાતનીજ બનાવટ છે. એ ગોળાકાર દીવાલની ઉપરના ભાગમાં અચારની બાજુમાં ત્રણ ફુલ એક ઇટાલિયને બનાવેલાં છે તે જોઇને અહિંના કારી-ગરોએ બીજું બધું બાકીનું કામ કર્યું છે. કામ સરસ છે, પરન્તુ એ ત્રણ ફુલ

# મારી વહુની સમાજસેવા.

## મારી વહુનું અઠવાડીઆનું પ્રોગ્રામ.

કડિંગ, કડિંગ, કડિંગ! મેં ઘડીઆળ સામું જોયું. તો નવ વાગ્યા. હજી એ કેમ ન આવી? બારીએ ગયો તો બહાર બધું સુનકાર લાગ્યું, જાણે જળ થળ સર્વ થંભી ગયું ન હોય! મેં આંટા મારવા માંડયા. ઘડીઆળનો ટિક ટિક અવાજ આવી વખતે–સર્વત્ર શાંતિ વ્યાપી હોય ત્યારે ખાવા ધાય છે–જીવન અને મરણ વચ્ચેની કેવી ગંભીર સ્થિતિમાં આપણે છીએ તેનું ભાન કરાવે છે. અને તેનું લોલક! હા ડોકું ધુણાવી તે આપણને જીવનની નશ્વરતાની યાદ આપે છે. મારાથી આ સહેવાયું નહીં. મેં બુમ પાડી: " કોઇ છે કે? ઓ બાઈ! "

આજા રેવાબાઇએ ઓરડામાં આવી પૂછ્યું: " કાય સાંગતા શેઠ!"

મેં ધીરજ ખોઈને જાણવા માગ્યું: " શેઠાણી કીતી વાજતા યેણાર આહે! "

" સાંગીતલા નાહીં, આણુઝી મલા ઠાઉક નાહીં. "

હવે મારી તમામ ધીરજ ખુટી ગઈ. મારા આંટા માટે હવે ઓરડો પણ નાનો જણાયો. મેં આખા ઘરમાં ઘુમવા માંડયું. એક આંટા સ્યામાની રૂમમાં માર્યો. ત્યાં દીવો ઝગ ઝગ બળતો હતો. ટેબલ પાસે ગયો, તો પડેલી નજર નોંધ રાખવાની સ્લેટ ઉપર પડી. મેં વાંચ્યું:

આવતી કાલ સોમવાર–સવારે સાડા સાત વાગે પ્રાર્થના સમાજમાં ઉપદેશ.

" સવારે નવ વાગે ભુલેશ્વરના મંદિરમાં વ્યાખ્યાન.

" બપોરે બાર વાગે ગુ. હિં. સ્ત્રી મંડળનો ક્લાસ લેવો બારથી બે.

" બપોરે ચાર વાગે ભગિની સમાજમાં મિત્ર મેળાપ.

" સાંજે ૭ વાગે સેવાસદનમાં ઉપદેશ.

મંગળવાર–સ્ત્રી કામનું પ્રદર્શન ખુલ્લું મુકવાની ક્રિયા. આઠવાગે મહિલા સમાજના હોલમાં.

" સવારે નવ વાગે કોટમાં લેડી સુશીલાને ત્યાં સ્ત્રીઓનો મેળાપ.

" બપોરે બાર વાગે ગુ. હિં. સ્ત્રી મંડળનો ક્લાસ. લેવાનો બે કલાક.

„ ચાર વાગે વનિતા વિશ્રામનો ક્લાસ લેવાનો.
„ ૭ વાગે મારવાડી વિદ્યાલયના હોલમાં સ્ત્રીઓના હક્ક વિષે ભાષણ.

બુધવાર—સવારે આઠ વાગે સૌ. હેમલતાનું ' સંસારના પ્રશ્નો ' ઉપર ભાષણ, તેનું પ્રમુખસ્થાન લેવાનું.
„ સવારે દસ વાગે અનાથાશ્રમના બાળકોની તપાસ.
„ બપોરે બારથી બે શુ. હિ. સ્ત્રીમંડળનો ક્લાસ.
„ બપોરે પાંચ વાગે રેસ્ક્યુ હોમના? બાળકીઓને ઉપદેશ.
„ રાતે આઠ વાગે દુકાળ ફંડના લાભાર્થે ' સંસાર ચિત્ર ' નાટક આર્ય નાટક કંપની ભજવે તે વખતે પ્રમુખ સ્થાન.

ગુરુવાર—સવારે આઠ વાગે જેલના કેદીઓની તપાસ.
„ સવારે દસ વાગે છૂટેલા કેદીઓના મંડળની વાર્ષિક સભા.
„ બપોરે બારથી બે—મંડળનો ક્લાસ.
„ બપોરે ચાર વાગે નર્સિંગ એસોસીએશનની વાર્ષિક સભા.
„ સાંજે ૭ વાગે ગર્લ્સ ગાઈડ એસોસીએશનની સભામાં ભાષણ.

શુક્રવાર—સવારે આઠ વાગે શુ. હિં. સ્ત્રી મંડળ તરફથી કેળવણી ખાતાના પ્રધાન પાસે ડેપ્યુટેશન લઇ જવાનું તેનું પ્રમુખ સ્થાન.
„ સવારે દસ વાગે યંગ વૂમન્સ ક્રિશ્ચિઅન એસોસીએશનની મુલાકાત.
„ બપોરે બારથી બે—ક્લાસ લેવાનો.
„ બપોરે ચાર વાગે ' સ્ત્રી એમેચ્યોર નાટક સમાજ ' તરફથી ભજવવાના ખેલની તૈયારી કરવાની—ગેઇટી થીએટર.
„ રાતે આઠ વાગે—રિહર્સલ.

શનીવાર:—સવારે આઠ વાગે લેડીઝ ક્લબ તરફનું માનપત્ર સ્વીકારવાનું.
„ સવારે દસ વાગે લેડી સીબીલને ત્યાં વિઝિટ.

„ બપોરે બારથી બે-કલાક લેવાનો

„ બપોરે ચાર વાગે વિડોઝ હોમનો મેળાવડો.

„ સાંજે ૭ વાગે ચોપાટી ઉપર જાહેર ભાષણ.

„ રાતે આઠ વાગે એમેચ્યોર નાટક.

રવિવારઃ—સવારે આઠ વાગે પ્રાર્થના સમાજ.

„ સવારે દશ વાગે લેડી શીળીલની રિટર્ન વિઝિટ-ઘેર.

„ બપોરે બારથી બે સેવાસદનના રાંધણના વર્ગો તપાસવાના.

„ સાંજે ૭ વાગે લેડીઝ કલબની પડદ (ગાર્ડન) પાર્ટી.

શ્યામસુંદરીનું આ સાતે વારનું સરવાયું વાંચી મારૂં મગજ ભમી ગયું. આખા પ્રોગ્રામમાં ફક્ત એકજ વખત ઘેર શબ્દ નજરે પડયોઃ અને ઘર અને બહાર વચ્ચેનો વિરોધ મને સાલ્યો. પણ પ્રોગ્રામ પૂરૂં વંચાય રહ્યું એટલામાં તો શ્યામ સુંદરી આવી પહોંચી. તેને થાકેલી પાકેલી જોઈ મારો મીજાજ ઉતરી ગયો. અધુરામાં પૂરૂં તેણે હસતાં જ કહ્યું: "માફ કરજો, જરા મોડું થઇ ગયું, પણ શું કરૂં ? એક બાળક રસ્તામાં પડી રડયા કરતું હતું. તેને અનાથાશ્રમમાં પહોંચાડવા જવું પડયું." તેના આછા ભર્યા મધુર હાસ્યે મારી ક્યારની લઈ લીધી હતી.

## મારી વહુનું જાહેર ભાષણ.

આઠેક દહાડા બાદ સાંજના શાંતારામની ચાલ પાસેથી થઈને હું એક મિત્રને ત્યાં જતો હતો. હાઈકોર્ટમાંથી સીધો ચાલી આવ્યો હતો. હમણાં હમણાં મારે ઘર ને બહાર સરખાં હતાં. ઘેર કોઇ હોય નહીં, એટલે મિત્રોને ત્યાંજ વખત ગાળતો. જતાં જતાં શાંતારામની ચાલમાં હજારોની મેદની મેં જોઇ. હું મારા ધંધામાં પરોવાયેલો રહેતો એટલે સ્વરાજ્ય સભા કે હોમરૂલ લીગનાં ભાષણોમાં હવે જતો નહોતો. બારના આગેવાન કાઉન્સલ ( બારિસ્ટર ) તરીકે હું બહુ પ્રખ્યાત હતો; પણ સભાઓના પ્લેટફોર્મ ઉપર હવે મારે માટે જગા નહોતી. લોકો ચીકાર, ભરાયા હતા. જવાનો રસ્તો નહોતો. દૂરથી જોયું તો શ્યામા ભાષણ કરતી હતી. મને જઇને સાંભળવાનું મન થયું, પણ જવાનો રસ્તો જડતો નહોતો. એટલામાં મને કોઇએ ઓળખ્યો ને કહ્યું: કૃષ્ણરાય ! જાઓ આ રસ્તો રહ્યો. મારૂં નામ સુણાતાં શ્યામા સુંદરીના વર આવ્યા છે, શ્યામા બહેનના વર આવ્યા છે, એમ સર્વત્ર થઈ રહ્યું. શ્યામા મારી વહુ તરીકે ન ઓળખાય ને હું શ્યામાના વર તરીકે ઓળખાઉં એ મારા અભિમાનને ન રૂચ્યું. ગમે તેટલું

પણ હું પુછું, સ્યામા કોણ? મારી સ્ત્રી, ને તે મારાથી ઓળખાય એમ બ્હાનખી. તેને બદલે હું સ્યામાથી ઓળખાઉં એ મારી સ્વાર્થી મર્દાનગીને ન રૂચ્યું. બાપણના માંચડા આગળ સ્યામાનું ભાષણ પૂરું થયું, ને તેને તાળીઓના હર્ષનાદથી—" સ્યામા સુંદરીની જે " ના ઘોષથી અપૂર્વ માન મળ્યું, તેથી મારા મનમાં " બળતામાં ઘી " હોમાયું. હું ઘેર ચાલ્યો ગયો ઘેર પણ મને ગોઠે શાનું? મને એના એજ વિચાર આવવા લાગ્યા. સ્યામા ને ક્યાં હું? પાછલા દિવસો યાદ આવ્યા. સ્યામા જોડે મારૂં લગ્ન કેવી રીતે થયું તે બનાવ મારા મન આગળ સમગ્ર રીતે ખડો થયો.

## મારી વહુએ કરેલું સંવનન.

સ્યામા અને હું એક નાતનાં એક પોળમાં રહેતાં હતાં. નાનપણથી ભેગાં રમેલાં, ભેગાં ભણેલાં. એકમેકને ભાઇ બહેન જેટલું ચહાતાં. પણ તે તેર વરસની થઇ ને નિશાળેથી ઉઠી ગઇ. ઘેર અભ્યાસ ચાલુ હતો. હું પણ તે અરસામાં મુંબાઇ ગયો, અને ત્યાંથી વિલાયત જઇ બારિસ્ટર થઇને ચારેક વર્ષે વડોદરે પાછો ફર્યો. મારી ઉમર તે વખતે એક્વીસ વરસની હતી. થોડા દિવસમાં મુંબાઈ પ્રેક્ટિસ—ધંધો કરવા જવાનું હતું. હું સ્યામાને બિલકુલ ભૂલી ગયો હતો. એક દિવસ ફરતો ફરતો હું કમાટી બાગમાં જઇ પહોંચ્યો. ચોમાસાનો દિવસ હતો. સાંજના પાંચેક વાગેલા. આકાશ ઘનઘોર વાદળાથી છવાયું હતું. ક્યારેક ક્યારેક ઝરમર ઝરમર છાંટા પડતા. ઝુલતા પુલ ઉપર જઇ હું બરોબર વચ્ચે ઉભો. વરસાદની હેલીને લીધે ત્યાં કોઇ માણસ જણાતું નહોતું. પૂલ ઉપર ઉભો રહી હું આસપાસનું સુંદર દૃસ્ય નિહાળી રહ્યો. નીચે વિશ્વામિત્રીમાં મોટું પૂર આવેલું, તેમાં નાનાં વમળ અને કુંડાળાં પડતાં. સામે પૂર્વમાં આમલીનાં ઝુંડ મ્હોરથી લચી અપૂર્વ શોભા ધારણ કરતાં ઉભાં હતાં. આમલીઓ ઉપર કાણું બગર આકાશ ચંદરવા માફક ઝુલતું હતું. કદી કદી ત્યાં ચડી આવેલાં વાદળાંમાં વીજળી ઝબકતી; અને મેઘગર્જનામાં પાંજરાનાં સિંહોની ત્રાડ પુરાતી. મારી આગળ પાછળ બંને બાજુએ તાડ ઉભા ઉભા પવનમાં ઝુકી હજારો પંખ ઉડાવી રહ્યા હતા. દૂરના લાંબા સુકા વાંસ પવનથી હાલી અથડાઇ અવાજ કરતા હતા. નદીના બંને કિનારા ઉપરના છોડવા પાણીથી ધોવાઇ હસતે મોંએ પૂરના પાણીને આવકાર આપતા ઉભા હોય એમ જણાતું હતું. પાસેના ક્યારામાંથી કરેણનાં સુંદર ફુલોની આછી ધીમી ખુશબો બહેકીને આવતી. હું ઘડીકમાં નીચે નદીમાં તો ઘડીકમાં આમલીઓ તરફ જોતો; ઘડીકમાં ઝોલા ખાતા પૂલ

સામે તો ઘડીકમાં આકાશમાંનાં વાદળાં ઉપર મારી દૃષ્ટિ સ્થિર થતી. કુદરત પૂર બહારમાં ખીલેલી જણાઈ. હું ગળગળો થઈ ગયો, અને મારું મન પ્રભુ-ભક્તિમાં પરોવાયું. પાંચેક મિનિટ હું સ્તબ્ધ થઈ રહ્યો હોઇશ, એટલામાં પાછળથી કોઇ સ્ત્રીનો નાજુક, કોમળ પણ કરુણાપૂર્ણ સ્વર સંભળાયો. કોઇ માણસનો અણસારો ન લાગવાથી ભણકાર હશે જાણી હું તો પ્રભુને સંબો-ધતો ઉભો. ફરી ઝીણા તીણા મીઠા અવાજે કોઇએ મારું નામ દીધું: "કૃષ્ણરાય!"

હું પાછો ફર્યો તો પાછળના છાયાગૃહમાંથી કોઇ યુવતિ આવતી જણાઇ. તે અઢારેક વર્ષની હશે એમ લાગ્યું. હું તેને ઓળખું તે પહેલાં તે બોલી:

"કૃષ્ણરાય! મને ન ઓળખી? ગરીબ શ્યામાને તાલેવાન બારિસ્ટર ક્યાંથી યાદ રાખે!"

"શ્યામાબ્હેન! એવું ન બોલો. ગરીબી એ ગુન્હો નથી, ને તાલેવાન-પણું એ ઉપાધિ છે. હજી હું તાલેવાન થયો નથી ત્યાં સુધી ભાગ્યશાળી છું. તમને વિસરી ગયો નથી એની ખાત્રી શી રીતે આપું? પણ તમે અહીં ક્યાંથી?"

"તમારી પાછળસ્તો. તમે અહીં કેટલા દિવસથી આવ્યા છો ને કાલે મુંબાઈ જતા રહેવાના છો, છતાં મને કે મારી બાને મળવા આવ્યા?"

"ભૂલ થઇ બહેન, ક્ષમા કરો. પણ હું પાસ થઇ દૂર દેશથી આવ્યો તોય તમે કે તમારી બા મને મુબારકબાદી આપવા આવ્યાં કેમ નહીં? હાં, પણ તમે અહીં અત્યારે બાગમાં ક્યાંથી?"

"મારી બા ને તેની બહેનપણીઓ "અંગસનો રોટલા ખાવા" ઉજાણીએ આવ્યાં છે, સાથે હું આવી છું. જરા ફરી આવું એમ થયું, તેથી નીકળી. તેઓ બધાંઓ માંડવામાં બેઠાં. ફરતાં ફરતાં મેં તમને જોયા. બહુ દહાડાથી મળવાનું મન, તે તમારી પાસે આવી."

"બહુ સારું. ચાલો તમારી બા પાસે."

"ઉભા રહો, મારે વાત કરવી છે."

"બધી વાત ત્યાં કરીશું."

"ના, મારે કાંઇ તમને કહેવું છે—તદ્દન ખાનગી."

એટલું કહી એ જરા અચકાઇ, શરમાઇ, ને હું વિચારમાં પડયો. હું [illegible] રહ્યો. થરથર ધ્રૂજતી, લથડતી જીભે તે બોલી: "કૃષ્ણરાય, જરા [illegible]ળો ને માઠું લાગે તો માફ કરશો. તમે મુંબાઇ જઈ મહાલશો ને અમે [illegible]ીં પડયાં પડયાં સડીએ? એવા એકલપેટા ન થાઓ."

"તમારો કોયડો હું સમજી શકતો નથી. શ્યામા, જરા સ્પષ્ટ બોલો."

"સ્પષ્ટ શું બોલું? મને શરમ આવે છે. એ વાત તેં બન્યું હું શું કહું?"

"ત્યારે હું કેમ સમજું?"

"લ્યો, ત્યારે સાંભળો. હજી હું કુંવારી છું, અને મારી બા મારાં સગપણ પીસતાળીસ વર્ષના બીજવર જોડે ગોઠવે છે. અમારૂં કુળ જરા નીચું એટલે કુળવાન વર કોઈ મને લે નહીં, અને અમારો જ્યાં ઉતાર છે, ત્યાં એથી સારા વર નથી. મારી શી સ્થિતિ થશે, તેનો વિચાર કરી લ્યો. તમને ન કહું તો કોને કહું?"

"પણ એ વર તને ગમતો નથી, શ્યામા?"

"એ કુંદનલાલ એ પૈસે સુખી છે, થોડું ઘણું ભણેલા છે, પરંતુ હું સત્તર વરસની ને તે પીસ્તાળીસ વરસના, એ સંસાર કેમ નભે? અને નભે તોય છેવટે નાની ઉમરમાં વિધવા થવાનું તો ખરૂં ને?"

"પણ એમાં હું શું કરૂં?"

"કેમ, હું શું કરૂં? સાથે રમ્યાં, બેઠાં, ઉઠ્યાં તે બધું ભૂલી ગયા? દયા પણ નહીં. ઓ ઇશ્વર! હવે હું કહોને કહું? કાંઇ નહીં, મારા કર્મનો વાંક છે. કૃષ્ણરાય! મને દુઃખી કરી તમે સુખી થશો?"

"પણ બહેન! હું શું કરૂં? જોઇએ તો તમારી બાને કહું; બીજો વર શોધી લે."

"બાને શું કહેવાનું છે? બીજો વર છે, તે ના પાડે છે, ને ત્રીજો કોઈ મળતો નથી."

"બીજો કોણ છે?"

"બીજો કુળવાન છે, તે—"

"પણ કોણ?"

"કૃષ્ણરાય! કૃષ્ણરાય! તમારે મને શરમી જ છે? આટલા ધાતકી ક્યારના થયા?" રડવા જેવી થઇને તેણે આગળ ચલાવ્યું, "તમે ન સમજ્યા? મારે ખુલ્લુંજ કહેવું પડશે? હા, બીજો ઉપાય નથી. તમે તમારૂં કુળ ભૂલી મને ન સ્વીકારો—મને તમારી ન કરો?"

એટલું બોલી રડું રડું થયેલું મોં નીચું રાખી તે ઉભી. મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો, કે તે મારી સાથે પરણવાની માગણી કરશે. શો જવાબ આપવો તેની ગડભાંગમાં હું સ્તબ્ધ ઉભો, અને મેં તેના સામું જોયું.

શ્યામા ખરેખર શ્યામ—સહેજ કાળી હતી. પણ એ કાળાશ કાંઇ જુદા

પ્રકારની હતી. બહુ ધોળા રંગમાં શ્યામ રંગની આછી છાંટ પથરાયેલી તમે કદી જોઇ છે? સફેદ વાદળામાં પાણીના ભારથી છવાયલી શ્યામતા જોઇ છે? એ કાળી નહોતી; પણ એ વાદળા જેવી-ઘનશ્યામ હતી. એના રંગનું-એના એ સૌંદર્યનું પૃથક્કરણ મારાથી થઇ શક્યું નહીં. કોઇ બરફ જેવો શ્વેત રંગ, કોઈ ગુલાબી છાંટ, કોઇ ચંપકવર્ણ પસંદ કરે છે. પણ ઘણા કવિઓએ કૃષ્ણને ઘનશ્યામ કહી તેની ખૂબસુરતી વખાણી છે. શ્યામા પણ મને અત્યારે કાંઇક એવીજ રૂપાળી ભાસી. એનું રહું રહું થઈ રહેલું દયામણું-ઓશીઆળું મોં અત્યારે કાંઇક નાનું જણાયું. આંખમાં આવી ઠરેલાં આંસુ એની કીકીઓને ચળકતી બનાવી મને મહાત કરતાં ઉભાં હતાં. ગાલ શરમથી સહેજ લાલ થયા હતા. કાંઇક ડપકામાં અને કાંઇક ક્રોધમાં તેની કાળી ભમરો ઉંચી ચઢી લાલ ચોળ બનેલા કપાળને વધારે ક્રોધ દર્શાવવા દેતી નહોતી. સહેજ દાબેલા હોઠને લીધે તેના મોળા, સરખા દાંત કવચિત દર્શન દઈ મને લલચાવતા હતા. મેં એક વાર ફરી તેના આખા શરીર ઉપર દૃષ્ટિ નાખી; અને તેના ઓશીઆળા મોંએ અને ઘનશ્યામ રૂપે મારા ઉપર વિજય મેળવ્યો. કરુણાપૂર્ણ સ્વરે મેં કહ્યું:

"શ્યામા! વહાલી શ્યામા—" મારાથી આગળ બોલાયું નહીં. પણ જેવી હિંમતથી તેણે મારૂં સંવનન કર્યું હતું-મને છત્યો હતો, તેવીજ હિંમત ધારણ કરી તેણે મારા બંને હાથ ઝાલ્યા, અને એક હાથ પોતાના ગાલે અડાડી તે બોલી: "બસ, વહાલા! એટલું જ બસ છે. હવે મારી ચિંતા દૂર થઇ."

"શ્યામા, હું મારી બાને તારી વાત કરીશ: તેને હું બહુ લાડકો છું, તેથી તે માનશે."

"તમારે જોઇએ તેમ કરો, હવે મારે શી ચિંતા? આપણાં લગ્ન થઇ ગયાં હું સમજું છું. લ્યો, ઉભા રહો. હું જઉં છું, મારી બા રાહ જોતી હશે કે મને શોધતી હશે. શું કહું છું, વહાલા! હવે બધું તમારે હાથે તેમ. હું તો તમારી સાથેજ મુંબાઇ આવીશ."

એમ કહી તે ઝપાટાબંધ ચંચળ રાજહંસની ગર્વભરી ચાલે દોડી ગઇ; હું તેની ચપળતા જોતો-તેના સાહસને મનમાં વખાણતો ઉભો.

થોડી વાર પછી ઘેર જઇ મારી બાને મેં સઘળી વાત કરી. હલકા કુળની કન્યા લેવાનું પહેલાં તેને રુચ્યું નહીં, પણ મારા આગ્રહને માન આપી તેણે શ્યામાની બા પાસે જઇ શ્યામાની માગણી કરી. અમારાં લગ્ન થયાં, ને અમે મુંબાઇ આવ્યાં. શ્યામાની હોંશીઆરી ને ચાલાકી, તેની ગૃહ-

...... અને પતિસેવા અનુપમ હતી. પણ મને તેથી સંતોષ થયો નહીં. મારે તો તેનું નામ જાહેરમાં આવે—જાહેર જીવનને મોખરે તે ઝુલે એવું જોઇતું હતું. મેં તેને એ બાબત હરહમેશ કહ્યા કરી. પહેલાં તો તે સભાઓ અને ભાષણો, મંડળો અને કલબો વિરુદ્ધ તિરસ્કાર દર્શાવવા લાગી; પણ છેવટે મારી મજબુત લાગણીને તાબે થઇ. શરૂઆતમાં કાંઇક સંકોચ અને કાંઇક શરમ તેને રોકતાં; પણ પાછળથી તો તે જાહેર જીવનમાં પાવરધી થઇ ગઇ, તે એટલે સુધી કે જે વર ને ઘર તેનું સર્વસ્વ હતાં, તે જ વર ને ઘર હાલ તે વિસરી ગયેલી જણાઇ.

## વહુને મહાત કરવાની મારી યુક્તિ.

આ બધો પાછલો વહીવટ—અમારી શરૂઆતની જીંદગી મારી આંખ સમક્ષ ખડી થઈ. ઝટપટ પણ એક પછી એક તમામ બનાવો મારા મનમાં આવી ગયા; અને છેક છેવટે શ્યામાના વર તરીકે હું ઓળખાઉં એ વિચારે મને ગાંડો બનાવ્યો. એક વખતે તો હું હોમરૂલ લીગનો પ્રમુખ નેતા હતો; પરંતુ સત્યાગ્રહ શરૂ થયો ત્યારે મેં તેમાંથી રાજીનામું આપેલું, ત્યાંથી હું ધંધા શિવાય બીજી રીતે નિવૃત્તિ ગાળતો હતો. પણ શ્યામા? તે તો સભાઓ ગજાવતી અને હજારો લાખોના હર્ષનાદ આકર્ષતી. જ્યારે તે બહાર દેવી માફક પૂજાતી, ત્યારે અત્યારે હું ઘેર એકલો સડતો હતો.

કાંઇ ઉપાય?

મારા અસંતોષનાં બે કારણ હતાં. એક તો પુરૂષને સામાન્ય એકલપેટાપણું, તેને ઢાંકવા માટે ઘરનું સુખ, પત્નીનો સહવાસ વગેરે નામ આપવામાં આવે છે. બીજું, અદેખાઈ. પરોઢ વાર ચળકાટ મારી ગુમ થતા પૂંછડીઆ તારાની માફક મારી ખ્યાતિ લોપ થઇ ગઇ હતી; ને તે લોપ થતાંની સાથે શ્યામાની કીર્તિ પ્રગટી હતી. બીજો કોઇ સાધુ પુરૂષ હોત, તો શ્યામાએ લોકોની પ્રીતિ મેળવી હતી તે જોઇ આનંદ માનત. કેમકે ખરી રીતે એ પ્રીતિનું કારણ હું પોતે હતો. હું તેનો ગુરૂ હતો, મેં જ તેને બહાર કાઢી—પાડી હતી. પરંતુ અદેખાઇ અને એકલપેટાપણું એ બેએ અજાણતાં મને બેભાન બનાવ્યો હતો, ને હું શ્યામાને ફરીથી વર અને ઘર સંભાળતી કરવાનો ઉપાય શોધવા લાગ્યો.

બાર રૂમમાંથી એક દિવસ મારા બારિસ્ટર મિત્ર હરરાય સાથે હું કલબમાં ગયો, ને ત્યાંથી તેમના આગ્રહથી તેમને ઘેર વાળુ માટે ગયો. મને દિલગીર જોઇ તેમણે મને મારા શોકનું કારણ પૂછ્યું. તેમને હું કેટલો

બધો દુઃખી છું તે જણાવી મારા ઘરસંસારનો ઇતિહાસ મેં કહ્યો, ને સાથે સાથે "વહુનો જોગ" થયેલો હોવાનું પણ કહી નાખ્યું. હરરાય બહુ બાહોશ વકીલ હતા; ઉલટ પાલટ તપાસમાં એક્કો હતા. તેમણે મને બહુ ક્રોસ કર્યો, અને તેમની ખાત્રી થઇ એમ મને લાગતાં મેં તેમને આજીજી કરી:

"હરરાય, આ દુઃખમાંથી મને છોડવો."

વિચાર કરી ગંભીર ચહેરે હરરાયે મારી સમક્ષ યોજના રજુ કરી: "જો કૃષ્ણરાય! મામલો તું કહે છે તે ખરૂં હોય તો બહુ બહેકી ગયો છે. રોગ હોય તેવું ઓસડ જોઇએ. હું કહું તેમ કર."

"હું તૈયાર છું."

"ત્યારે તું સ્યામામાં ઇર્ષ્યા ઉત્પન્ન કર. બૈરાં માત્ર–" પુરૂષ હરરાય સ્ત્રી જાત ઉપર સામાન્ય આક્ષેપ કરતો બોલ્યો—"બૈરાં માત્ર અદેખાં હોય છે. માટે તું કોઇ બીજી સ્ત્રી સાથે પ્રેમમાં પડયો હોઉ એવો ઢોંગ મચાવ, અને સ્યામા તને જોઇને બળે તેવા પ્રસંગ લાવ."

"હા, યાર! એ ઠીક. પણ એવી સ્ત્રી–ઢોંગ કરવા ખાતર મારી સાથે ફરેહરે એવી કોણ મળે? તું અને હું બંનેનાં ચારિત્ર્ય કેવાં ઉચાં છે; મિત્રો–લોકો આપણે માટે કેવું સારૂં બોલે છે—આપણને કેટલું માન આપે છે! હવે હું શું કોઇ બાહુની સ્ત્રી સાથે ફરી મારૂં નામ બદનામ કરૂં?"

"ભાઇ, તું મને બહુ વહાલો છું; અને ચારિત્ર્ય માટે આપણે મરવા તૈયાર થઇએ એવું સખ્ત આપણું નીતિશાસ્ત્ર છે. તેથી હું તને સૂચના કરૂં છું કે તારી ભાભી જ્યોત્સ્ના સાથે તું હરવા ફરવાનું રાખ એટલે તારૂં કામ સફળ થશે. જ્યોત્સ્ના—", હું કાંઇ બોલું ને ના કહું ત્યાર પહેલાં તો તેણે તેની વહુ જ્યોત્સ્નાને હાંક મારી—"જ્યોત્સ્ના!"

તુર્ત દીવાનખાનામાં જ્યોત્સ્ના દાખલ થઇ. જ્યોત્સ્ના ખરેખર જ્યોત્સ્ના જેટલી જાજરમાન હતી. અપૂર્વ રૂપ ઇશ્વરે તેને આપેલું હતું; અને લુગડાં પહેરવાની, શણગાર સજવાની, ઘરેણાં ઘાલવાની તેની ઢબથી હજારો પુરૂષો આકર્ષાતા. સૌંદર્યની દેવી જેવી હોવા છતાં તે એટલી બધી પવિત્ર હતી, કે હરરાયની આજ્ઞાંકિત દાસી થઇને રહી હતી. અત્યારે તો હું હરરાયને પુરો ભાગ્યશાળી ને મને પોતાને અભાગીઓ માની રહ્યો હતો. હરરાયે પોતાની પત્નીને કહ્યું:

"જો, જ્યોત્સ્ના! આ કૃષ્ણરાયભાઇને તેમની પત્ની તરફનું દુઃખ છે. સ્યામાને ઠેકાણે લાવવી છે, તેથી તેને અદેખાઇની આગથી બાળવી જોઇએ. આઠ દસ દહાડા તું કૃષ્ણરાય જોડે ફર્યા કરીશ?"

આ કેવો અજબ સવાલ ! પણ તે સવાલથી મારો મિત્ર-સ્નેહ જાગૃત થયો. મેં વચ્ચેજ ઉમેર્યું: " જ્યોત્સ્ના ભાભી-બહેન સુઝાશો નહીં. "

વિચારપૂર્ણ મુદ્રા કરી જ્યોત્સ્નાએ ધીમેથી જવાબ આપ્યો: " ભાઈ! હું સુઝાઉં તો તમારા ભાઈને, તમને અને મને પોતાને અન્યાય કરૂં છું એમ થાય. તેમના, તમારા ને મારા ચારિત્ર્યમાં—આપણા ત્રણેના બળમાં મને એટલો બધો વિશ્વાસ છે, કે એવી હજારો વાતોથી હું ડરૂં કે ડગું એવી નથી. પણ તમે બંને માનો છો તેવાં સ્યામા બહેન સામાન્ય સ્ત્રી નથી."

કાંઈક ગુસ્સા સાથે હરરાયે કહ્યું: " જ્યોત્સ્ના! તારે મારૂં માનવું છે કે આગવુંજ ડહાપણ છે ?"

હરરાયનો પડ્યો બોલ ઉઠાવવા તત્પર રહેતી જ્યોત્સ્ના આ સાંભળી બોલી : " ઠીક, ત્યારે તમારી આજ્ઞા પ્રમાણે વર્તવા હું તૈયાર છું."

આ પ્રમાણે નક્કી થયું. બીજા દિવસથી મેં જ્યોત્સ્ના સાથે ફરવા માંડ્યું. સિનેમા, નાટક, બેંડસ્ટેંડ, ચોપાટી, એપોલો, બધે ઠેકાણે હું અને જ્યોત્સ્ના સાથે જતાં. જ્યોત્સ્નાને સ્ત્રીઓની કલબમાં જવું હોય તો હું તેને કલબ સુધી ગાડીમાં મૂકવા જતો: ખાસ કરીને, અમે સભાઓનાં અને સ્યામાનાં બાગોમાં સાથે જવા માંડ્યું. સ્યામાના મન ઉપર કેવી અસર થઈ તે હું કળી શક્યો નહીં; પણ લોકોમાં અમારાં નામ ગવાવાં—ચવાવા માંડ્યાં. અમારે કાને એ વાત પણ આવી. જ્યોત્સ્ના મૂંગેમોઢે સહન કરતી, પણ મારા અંતઃકરણને આથી આઘાત થયો: જ્યોત્સ્ના જેવી પરમ સાધ્વી પતિવ્રતા-શીલની મૂર્તિને માથે અપવાદ આવે અને તેનું કારણ હું, એ વિચાર હવે મને મુંગળાવી નાખતો હતો. પણ પતિના વચનને માટે જ્યોત્સ્ના મરી જવાને પણ તૈયાર હતી-કલંક ખમવામાં ને સહેવામાં વીર રજપૂતાણીથી વધારે શૌર્ય દાખવી રહી હતી, તેથી તેના પ્રત્યે મને એટલો બધો પૂજ્યભાવ થયો, કે હું તેને હવે સતીને બદલે દેવી ગણવા લાગ્યો.

## કોણ કોને છેતરે ?

એવામાં મારા એકનો એક દીકરો-રણછોડ ને હું કોર્ટમાંથી ઘેર આવ્યો ને તુર્ત લોહીની ઉલટી થઈ. એની ઉમર ફક્ત પાંચ વર્ષની હતી. સ્યામા ઘેર નહોતી. મેં આવો મંદવાડ જોયો નહોતો. ડાક્તરને બોલાવ્યા, તો તેમણે બરાબર માવજત કરવાનું ને માથે બરફની કોથળી મૂકી રાખવાનું ફરમાવ્યું. કોઈ નર્સ (દાયણ) કે સ્ત્રી એ કામ સારૂં કરી શકે એવી

સૂચના સાથે દાક્તર વિદાય થયો. તપાસ કરતાં માલમ પડયું કે સ્યામા તો મોડી રાતે આવવાની હતી, ને આયા રજા લઈને ગઇ હતી. મેં તેથી જ્યોત્સ્નાને બોલાવવા બાઇને મોકલી. સ્યામા ઉપર આ વખતે મને બહુ ગુસ્સો આવ્યો. જ્યોત્સ્નાએ આવી બધું ખડે પગે દાક્તરની સૂચના પ્રમાણે કર્યું, ને રાતના સાડાદસ વાગતાં રણજીતની તબીયત બહુ સુધરી ગયેલી જણાઇ. જ્યોત્સ્ના જવાને તૈયાર થઈ, એવામાં સ્યામા બહારથી આવી. સ્યામાએ મને ને જ્યોત્સ્નાને એકજ ખંડમાં જોયાં. સ્યામાને "હું જઉં છું, બહેન," કહી સપાટાબંધ જ્યોત્સ્ના બહાર ગઇ. રણજીતની તબીઅતના સમાચાર સાંભળી સ્યામા રડવા જેવી થઇ ગઈ હતી. તેને ઠપકો આપતાં મેં કહ્યું:

"સ્યામા! હજી બહુ વહેલું છે, મોડું આવવું હતું ને!"

"હશે, જ્યોત્સ્ના બહેન હતાં ને. તેમણે મારા રણજીતની સારી ચાકરી કરેલી જણાય છે." એટલું બોલી સ્યામા રડી પડી. એના બોલવાનો ભાવાર્થ ગમે તે હોય, પણ મને તો લાગ્યું, કે ધાર્યું પરિણામ આવ્યું, ને તેનું હૃદય શંકાશીલ થયું છે. ધ્રુસકે ધ્રુસકે સ્યામાએ રડવા માંડયું, ને છેવટે મારા ખોળામાં તેનું પોતાનું માથું નાખી દીધું. ડુમો સમ્યા પછી તે બોલી:

"વહાલા! મને ક્ષમા કરો, મારી ભૂલ થઇ."

અદેખાઇથી બળીને તે આમ બોલે છે એવી હવે મારી ખાત્રી થઇ, તેથી હું ચુપ રહ્યો, ને તેણે ગળગળે અવાજે ચલાવ્યું:

"હું બધું કબુલ કરૂં છું ને હવે મારો ગુન્હો માફ કરો. ઓ વહાલા! બોલો, કે માફ કરૂં છું."

હવે આ લાગ સારો છે, જાણી મેં તેને સતાવવા માંડી: "હા, મારી ખાત્રી જ હતી, કે ઇર્ષાની આગ તારા હૃદયમાં સળગશે. જ્યોત્સ્નાને જોઈ તું બળી જઇશ. પણ જ્યોત્સ્ના—"

હું વાક્ય પૂરૂં કરૂં ત્યાર પહેલાં તિરસ્કાર પૂર્વક તેણે કહ્યું:

"શાંતમ્ પાપમ્, પવિત્ર જ્યોત્સ્ના બહેનના નામને એવી રીતે વાપરી અભડાવશો નહીં. તેમનું શીલ ને ચારિત્ર્ય મારે અને સૌને દાખલો લેવા જોગ છે. અને વહાલા! તમે કયાં ઓછા પવિત્ર છો?"

"ત્યારે તું હમણાં 'માફી' ને 'ગુન્હો' એ બધું શું કહેતી હતી? બધું જુઠું જ કે!"

"ના, તમે સમજ્યા નથી. હું હવે જાહેર જીવન છોડી દેવાની છું."

"પણ તેમાં ગુન્હો શો?"

"ગુન્હો શો! યાદ કરો તે દિવસો. મને બેજે બેજે જાહેર જીવનમાં

ધસડવા તમે કેટલો બળાત્કાર કરેલો તે? મને એ પસંદ નહોતું—નથી, તમને ઠેકાણે કેવી રીતે લાવવા એના વિચારમાં હું પડી, ને પછી તમારે તાબે થઇ. મેં જાહેર જીવનમાં ઝંપલાવ્યું, તે એવું ઝંપલાવ્યું, કે તમે ધરાઇ જાઓ ને તમને અણગમો ઉપજે ત્યાં સુધી. એ પળ આજે આવી છે. મારા જાહેર જીવન પ્રત્યે તિરસ્કાર ને ક્રોધની લાગણીઓ તમારામાં ઉદ્ભવી છે, એ હું સ્પષ્ટ જોઉં છું."

"પણ તું માફી શાની માગે છે, શ્યામા?"

"સાંભળો. મેં તમારાથી આ વાત છુપાવી છે. મારી પ્રવૃત્તિઓ લોકસેવા માટે નહોતી, પણ તમારૂં મગજ ઠેકાણે લાવવા માટે હતી. લોકસેવા થઇ હશે, પણ હું અંદર છેક મશગુલ રહી, તે એટલા માટે કે મારો વર અને મારૂં ઘર એ બે સાચવીને હું બેસી રહું એવો દિવસ જલદી આવે. એ દહાડો આજે આવ્યો છે, ને તેથી હું તમારી માફી માગું છું. મેં એવું ન કર્યું હોત તો તમે ને હું પોતાનું ભલું વિસરી પારકાનું ભલું કરવા જૂદે જૂદે માર્ગે પ્રયાણ કરતાં હોત. લોકસેવાનું પહેલું પગથીઉં કુટુંબસેવા છે, તે તમે આજથી શીખ્યા."

જાણે ગુમાવેલું સુખ પાછું હમણાંજ મળ્યું હોય તેમ અધીરા થઇ મેં પૂછ્યું: "ત્યારે શ્યામા, હવે તું બહાર નહીં જાય કે?"

"જઇશ તોય તમારી સાથે. જ્યોત્સ્ના બહેન ને હરરાયભાઇ કેવાં સુખી છે! આપણે પણ તેવું ઘેર બેઠાં સુખી થવું છે. આ જુઓ મેં રાજીનામાં લખી દીધાં છે. સોએક સંસ્થાઓમાંથી કાલથી હું છૂટી થવાની છું."

"ત્યારે શ્યામા! તેં મને મૂરખો બનાવ્યો. હું તો જાણી જોઇને જ્યોત્સ્ના બહેનની સાથે ફરતો હતો, તે એટલા માટે કે તું અદેખી થઇ જાહેર જીવનને મૂકી દે. હવે હું જ્યોત્સ્ના બહેનને શું કહું? બધો વખત તું તો ફારસ જ ભજવતી હતી. જ્યોત્સ્ના—"

"જી, હા" કહી. એવામાં જ્યોત્સ્ના હાંફતી હાંફતી અંદર દાખલ થઇ, ને તેણે આગળ ચલાવ્યું:

"હું જતી હતી, ત્યાં તમારા ભાઇ મને મોડું થયું જાણી તેડવા આવતા હતા. તેમને મેં રણજીતના મંદવાડની વાત કહી, એટલે તે જોવા માટે આવ્યા છે."

હરરાય અંદર આવ્યો, ને મેં તેને ઉપાડો લીધો: "કેમ ભાઇ! એટલી બધી અધીરાઇ આવી ગઇ? તમે તો શ્યામાને અદેખી કરવા મથતા હતા, અને છતાં જ્યોત્સ્ના બહેનને મોડું થાય"

શ્યામા બોલી ઉઠી: "ખબરદાર એવું ન બોલો."

રણુજીતની પાસે જઇ તેની તબીઅત જોઈ હરરાય આવીને અમારી પાસે બેઠા. શ્યામાના મોં ઉપર સહેજ સ્મીત તરી આવ્યું હતું, ને મારો હમેશનો શોકમય ને ચિંતાતુર ચહેરો આજે આનંદી લાગતો હતો. તે જોઇ હરરાયે ટીકા કરી; "માનો ન માનો પણ આજે તમે વર વહુ બહુ ખુશ છો; કોઇ સમાધાન થયેલું જણાય છે."

જ્યોત્સ્નાએ ધીરે રહી ટાપસી પૂરી: "લડયાં'તાં કયારે કે સમાધાન થાય?"

એની મીઠી મજાકથી અમે સૌ હસી પડયાં, ને શ્યામાએ બધી વાત કહી દીધી. વાત પૂરી થતાં જ્યોત્સ્ના બોલી ઉઠી: "હું કહેતી નહોતી, કે શ્યામા બહેન સામાન્ય સ્ત્રી નથી? પણ મારું માને જ કોણ?"

શ્યામાને પણ લાગ મળ્યો તે સાધ્યો. તેણે કહ્યું: "પણ જ્યોત્સ્ના બહેન! હું આવી ને તમે ગયાં તે વખતે આ તમારા ડાહ્યા ડમરા ભાઇને તો એમજ લાગ્યું, કે જાણે તમને જોઇ હું દેષથી બળી ગઇ."

"હા, પુરૂષો પોતે એમજ વર્તે છે, કે જાણે તેઓ દેવ ન હોય! અને સ્ત્રીઓને તો હમેશાં તેઓ અદેખી અને કજીઆખોર ગણવાના. મેં એ લોકોને ઘણુંએ કહ્યું કે શ્યામા બહેન છેતરાય તેવાં નથી. પણ બહેન, તેઓ માને જ શાના? મને ઉતારી પાડી, અને આપણે કહ્યાગરાં એટલે તમારા ભાઇએ કહ્યું તે બધું કરવું પડયું. પણ હું તો મારે મનથી ફારસ ભજવતી હતી."

"તમે આશાંકિતપણાનું ફારસ ભજવતાં હતાં, ને હું સમાજસેવાનું ફારસ ભજવતી હતી. આપણે તો અબળાઓ, પણ આ બંને સબળા પુરૂષ મહાશયો? હા, તેઓ અદેખાઇનું ફારસ ભજવી આપણને તે ફારસનાં પાત્રો બનાવવા ઇચ્છતા હતા, પણ પોતે જ પાત્રો બની રહ્યા."

શ્યામા આ બોલી હસી, અને સાથે અમે બધાં ખડખડ હસી પડયાં. બહુ મોડું થયું હતું, એટલે જ્યોત્સ્ના અને હરરાય ઘેર જવા ઉઠયાં, તેમને શ્યામાએ નોતરૂં દીધું: "રણુજીત સાજો થયો તેની ખુશાલીમાં અને મારા સો રાણીમાના માનમાં હું તમને બંનેને જમવાનું કહું છું. કાલે સવારે અગીઆર વાગે જરૂર જરૂર આવજો. કાલે રવિવાર છે."

'વારૂ' કહી બંને ગયાં: અને પછી—પછી શું? મને તો એમજ લાગ્યું, કે જાણે આજેજ હું પરણ્યો.*

**નારદ.**

* "સાહિત્ય," ઓકટોબર ૧૯૨૧ ના અંકમાંથી.

## ( હિન્દુ સાંસારિક ચાલુ સચિત્ર વાર્તા. )

( અનુસંધાન ૫૩૪ પૃષ્ઠ થી. )

"જૂદા જૂદા દેવોની મ્હેં ઘણીએ માનતાઓ માની ને બાધા આખડીઓ રાખી; પણ તેથી શું ? મ્હને હવે સમજાયું કે માનતાઓ માનવી અને બાધાઓ રાખવી એ એક પ્રકારના ઢોંગ છે, દેવોની ન્યાયની હિમ્મત ઘટાડવા જેવું મિથ્યા કામ છે, અને તેથી કશુંએ વળતું નથી. એ વાત ઉપર વિશ્વાસ રાખવો એ તદન ખોટું છે. એટલુંજ નહિ પણ પ્રભુના કાય ઉપર અશ્રદ્ધા રાખી દેવોને છેતરવાનો વ્યર્થ પ્રયત્ન છે. મૈયા ! એ વાતને એકાદ મહિનો થયો ન થયો ત્હાં તો ક્રૂર કાળ અમ્હારૂં સર્વ નાશ કરવા આવીને ઉભો રહ્યો. અમદાવાદમાં પ્લેગ શરૂ થયો. અમ્હારી પોળમાં લોકોએ હોમ હવન કરી બ્રાહ્મણો જમાડવાની ધમાલ મચાવી, પણ તેથી પાણી, કચરો એઠાં પતરાળાં પડીયા અને એંઠવાડ વગેરેનો ઘાણ વળ્યો; મ્યુનિસિપાલિટી પણ લગાંરે વ્યવસ્થા રાખી શકી નહિ અને તેમ કરવાથી દેવો ખુશ ન થતાં, વધેલા ગંદવાડથી સૌથી વધારે પ્લેગ પખાલીની પોળમાં જ શરૂ થયો. જેના ઘરમાં એ રોગ પેઠો તે ઘરનો ઘાણ કાઢી નાખ્યો. અમારા વેવાઈનું ઘર પણ એ કરાળ કાળના પંઝામાં ફસ્યું. પહેલ વહેલા હરિદાસ સપડાયા, તે પછી એમનાં વહુ મંછા અને છેવટે અમ્હારા જમાઈ એમ ત્રણે જણ આઠ દિવસમાં પ્લેગના ભોગ થઈ પડયાં. મૈયા, એ રાયા પ્લેગે મ્હારી લાડકવાયી વિલાસનું સૌભાગ્ય હરી લીધું. તેને અનાથ બનાવી. મ્હારા દુર્દૈવની પરિસીમા થઈ." આટલું કહેતામાં સરસ્વતીને આગલું દુઃખ સાંભરી આવતાં આંખમાંથી આંસુ વહેવા માંડયાં અને હૃદય ભરાઈ આવવાથી ડુસકાં ખવાઈ ગયાં.

ક્ષણભરમાં સ્વસ્થ થઈ સરસ્વતીએ વળી અધૂરી વાત આગળ ચલાવીઃ "એમના દુઃખમાં તો હું ઝુરી રહી હતી, ત્યાં તો છોકરીનું આ દુઃખ આવી પડ્યું. જેમ તેમ કરીને હું દિવસ કાઢવા લાગી. છેવટે તે

વધારે ભાડાનું ઘર ખાલી કરી હું જમાલપુરમાં રહેવા ગઈ. ત્યાં ચારેક મહિના થયા એવામાં એક બે દિવસ રાતે અમો મા દિકરી ઉંઘી ગયેલાં હોઇએ તે વખતે અમારા બારણાને કોઈ ધક્કા મારી જતું હોય એવો મ્હને ભાસ થયો. ત્યારથી અમારા આડોશી પાડોશીઓને અમારા માટે સંશય પડવા માંડ્યો. અમારા ઘેર રાતે કોઇ પુરૂષ આવે છે એમ હેઓ શંકા લઇ ગયા. ત્યાર પછી આઠેક દિવસ પછી સ્હવારમાં કમાડ ઉઘાડતાં જ એક પત્ર મ્હને મળ્યો. એ કાગળ રાત્રે કોઈ અમારા ઘરમાં નાખી ગયું હશે. મ્હેં તે કાગળ લીધો અને અક્ષરો જોયા તો વિલસુના બાપના હતા. હેમણે જ તે મ્હારા ઉપર લખ્યો હતો. કાગળમાં માત્ર થોડીજ લીટીઓ લખેલી હતી, અને તે આ પ્રમાણે હતી :—

"મ્હેં હને રાત્રે મળવાનો બે ચાર વખત પ્રયત્ન કર્યો, પરંતુ "મ્હને હેમાં ફતેહ મળી શકી નહિ. પોલિસ મ્હારી પાછળ લાગેલી "છે. પરંતુ હું તદ્દન નિર્દોષ છું; એ વાતની તું સમ્પૂર્ણ ખાત્રી રાખજે. "સત્ય વાત પ્રભુ કોઈ પણ દિવસ અજવાળામાં લાવશે જ, અને મ્હારા "મનોદેવતા મ્હને હમેશાં એમજ કહે છે. તું કદી પણ સત્યનો આશ્રય "છોડતી નહિ. વિલસુનું નસીબ ફુટયું, તે વિધવા થઈ એ મ્હેં જાણ્યું છે. "દુર્દૈવ બિચારીનું! હેને જીવની માફક જાળવજે. હારી દૃષ્ટિથી બહાર "લગારે થવા દઇશ નહિ; કારણ જગત્ દુષ્ટ લોકોથી ભરેલું છે. હવે "કોઇ દિવસ મળી શકીશું. પ્રભુ તે સુદિન જલદી લાવો!"

તે પછી છ મહિના સુધી તો દરદાગીના વેચી કરીને પણ મ્હેં જેમ તેમ અમારો સંસાર નિભાવ્યો. પણ અમ્હારા ઉપર એક બીજી આફત તે વખતે આવી. આપણા ગુજરાતમાં ગમે તે હાલતમાં સ્ત્રી એકલી પડી એટલે એના ભોગ! ગમે તેવા દુષ્ટ લોકો પણ પવિત્ર બનીને—ડોળ કરીને બિચારી સીધે માર્ગે ચાલતી સ્ત્રીઓ માટે કંઈ પણ તપાસ કર્યા વિના મન ફાવે તેમ વાતો ચલાવે છે, અને સ્હમજુ માણસો પણ આંખો મિંચીને હેમના કહેવા ઉપર ભરૂસો રાખે છે. અમ્હારે માટે પણ એમજ થયું. અમ્હારા પાડોશીઓ હવે ખુલ્લી રીતે અમ્હારો દ્વેષ કરવા લાગ્યા. અમ્હારા ઘરમાં કોઈ પુરૂષ નથી છતાં અમારો વ્યવહાર શીરીતે ચાલે છે, એમાં કંઈ પણ ઘોટાળો છે, એવું હેઓ કહેવા માંડયાં. ધીમે ધીમે મ્હારે કાને પણ એ વાત આવી. અને પછી તો હું કે વિલસુ નળ ઉપર જઇએ કે બધાં બૈરાં અમ્હારા માટે અભદ્ર શબ્દો બોલવા લાગે! છેવટે એ વાત એટલી બધી વધી પડી કે હું એકદમ કંટાળી ગઈ."

સરસ્વતીને આટલું બધું બોલવાથી ઘણો શ્રમ પડ્યો, તે નિશ્રાન્તિ લેવા થોભી. મૈયા મૌનપણે હેની આ દુઃખમય કહાણી સાંભળતાં હતાં. ક્ષણભરના વિરામ પછી વળી સરસ્વતીએ બોલવું શરૂ કર્યું; "એટલે એ ઘર છોડવાનો મ્હેં વિચાર કર્યો; પરન્તુ તે પોળમાં, અમને કોઇએ ઘર ભાડે આપ્યું નહિ ! છેવટે આ કોટડીઓના શેઠ એક દિવસે મ્હને મળી ગયા. હેઓ અમ્હારા ગામના હોવાથી મ્હને અહિં રહેવાનું સ્થાન આપ્યું. મૈયા, તે દિવસથી આજ ૭ વર્ષ થયાં હું આ એકાન્તવાસમાં રહું છું. એટલા વખતથી મ્હને એમની કાંઈ પણ ખબરઅંતર મળી નથી, અને હેમાં, વળી આ છોકરીની ચિંતા ! એવામાં આ હૃદયરોગથી હું દિવસે દિવસ સૂકાવા માંડી; પાસેના બચ્યા દર દાગીના પણ વપરાઇ ગયા. આ ઝૂંપડીઓમાં રહેનાર એક ભલો માળી ગામમાંથી કાંઈ દરણુંખાંડણું લાવી આપે છે, હેના ઉપર હું ગમે તેમ કરીને અમ્હારો નિર્વાહ ચલાવતી હતી. પરંતુ હવે તો હું બિલકુલ થાકી ગઈ છું. હવે તો આ રોગ જ મ્હારૂં બલિદાન લેશે ! મૈયા, આજ સુધી મ્હેં આ બધી વાત વિલસુને કહી નથી. બાકી જોઇને હેનાથી છુપાવી રાખી છે. પોતાના પિતા ઉપર એવો નીચ આરોપ આવવાથી તે ન્હાસી ગયેલ છે, એવી શંકા પણ મ્હેં કદી હેને થવા દીધી નથી. કોઇ કોઇ વખતે તે એમના સંબંધમાં પડપૂછ કરતી તો પણ ગમે તે રીતે હું એ વાત ઉડાવતી અને એને શંકા ન જાય તેવી રીતે હેની વાતનું સમાધાન કરતી. અહિં આવ્યા પછી ચાર વર્ષ સુધી મ્હેં હેને અહિંના 'અનાથ આશ્રમ' માં મૂકી હતી; પરન્તુ પાછળથી મ્હારી સ્થિતિ આમ લથડવા માંડી એટલે હું હેને પાછી ઘેર લાવી હતી. એમની આજ્ઞા પ્રમાણે મ્હેં તેને જગત્ એ કેટલું પાપથી ભરેલું છે, સદાચરણ એટલે શું, જગતમાં આપણે કેટલી સાવચેતીથી ચાલવું વગેરે વાતો બરાબર રીતે સ્હમજાવી દીધી છે. અત્યાર સુધી મ્હેં કદીપણ હેને નજરથી બહાર થવા દીધા નથી. પણ હવે—"

"હમે હવે એની ચિંતા કરશો નહિ. હમે બની શકે તેટલું માતૃ-કર્તવ્ય બજાવી ચૂક્યાં છો. હવે હેને સ્વામીની પાસે મૂકવાથી હેમની સાન્નિધ્યમાં કાંઈ પ્રકારનો ભય રહેવાનો નથી." ભારતીમૈયાએ સરસ્વતીને આશ્વાસન આપતાં કહ્યું.

"મૈયા, મ્હારે એટલુંજ જોઇતું હતું. મ્હારે પોતાને સ્વામીજીનાં દર્શન કરવા આવવું હતું. હું ખરેખર પાપાત્મા છું. તેથીજ હું અભાગણીયા હેઓનાં દર્શન થઈ શકયાં નહિ. પરન્તુ હવે મ્હારી વિલસુની સંભાળ હમે રાખજો. હેને માટે જ મ્હારો જીવ અટકી રહ્યો છે. મૈયા, મ્હારી દુર્દૈવી

વિલસુને હવે ત્હમે જ મ્હારે ઠેકાણે છો." એમ કહી સરસ્વતીએ પોતાના ખાટલા નીચે હાથ ઘાલ્યો. ત્હેની હાલચાલ જોઇને ભારતીમૈયાએ પૂછ્યુંઃ—
"ત્હમને શું જોઇએ છે બ્હેન ? મ્હને કહો. ત્હમે નાહકનો શ્રમ લેશો નહિ."

"મ્હારા ખાટલા નીચેની પેટીમાં પેલો કાગળ છે, તે ત્હમે ત્હમારી પાસે રાખજો, પણ વિલસુને એ વાત જણાવશો નહિ. આટ્હે આટલાં દુઃખ, ક્લેશ, યાતના અને કષ્ટ ભોગવ્યાં તો પણ મ્હારો ઇશ્વરના ન્યાયીપણા ઉપર પૂર્ણ વિશ્વાસ છે. તે કોઈ પણ વખતે ખરૂં સત્ય પ્રકટ કરશે જ. મૈયા, એ વખતે ત્હેને બધી વાત કહી સંભળાવજો."

"પ્રભુ ઉપર એવીજ રીતે વિશ્વાસ રાખો એટલે ત્હમને છેવટે શાન્તિ મળશે."

મૈયાનું વાક્ય પુરૂં થાય તેટલામાં સરસ્વતીને કંઈક ચમત્કારિક ભાવના થઇ આવી. ત્હેણે એકદમ વિલસુને પોતાની પાસે બોલાવવાની ઇચ્છા બતાવતાં મૈયાને કહ્યુંઃ "મૈયા, મૈયા, વિલસુને એકદમ મ્હારી પાસે બોલાવો!"

એક ક્ષણમાં સરસ્વતીના અવાજમાં પડેલો ફરક જોઈને મૈયા આશ્ચર્યચકિત થયાં. તે એકદમ ઉઠયાં અને વિલસુને બોલાવવા જતાં પહેલાં ત્હેમણે એક વખત સરસ્વતીના ચહેરાનું સૂક્ષ્મ અવલોકન કર્યું. તો એક ઘડી પછી બનનાર ખરો પ્રકાર ત્હેમના લક્ષ્યમાં તત્કાલ આવી ગયો. એટલામાં વિલસુ પણ રસોડામાંથી પરબારી બહાર આવી.

"વિલસુ, આવ બ્હેન અહિં આવ, ત્હારી બાની પાસે આવ." એમ કહીને મૈયા ત્હેનો હાથ પકડી સરસ્વતીની પાસે એકદમ લાવ્યાં. ત્હેને જોતાં જ સરસ્વતીની ઉંડી ઉતરી ગયેલી, નિસ્તેજ આંખોમાંથી બે અશ્રુબિંદુ ટપકી પડ્યાં. ત્હેણે વિલસુના મુખ ઉપર અત્યંત વ્હાલથી છેવટનો હાથ ફેરવ્યો; અને ત્હેનો હાથ ભારતીમૈયાના હાથમાં આપ્યો. આ વખતે તે ઘણીજ શાંત દેખાતી હતી.

કિંચિત્ કાળ સુધી આ સ્થિતિમાંથી ત્રણેમાંથી કોઇપણ હાલ્યું નહિ. ભારતીમૈયાએ વિલસુને પોતાના હૃદય સાથે ચાંપી હતી, ત્હેની મુખમુદ્રા અત્યંત ગંભીર દેખાતી હતી. સર્વત્ર ગાઢ શાન્તિ પ્રસરી રહી હતી.

એક ક્ષણ બીજી એ સ્થિતિમાં વહી ગઇ. ભારતીમૈયાએ સરસ્વતીના ચહેરાને નિહાળીને જોયો અને ધીમેથી વિલસુને છૂટી કરી સરસ્વતીના ઉપર વાંકી નમી ત્હેમણે કહ્યુંઃ—

"સરસ્વતી બ્હેન, બોલો હરેરામ, હરેરામ, રામરામ હરે હરે—"

"હરેરામ—રામ—રા—આ—મ ! ! !"

---

## પ્રકરણ ત્રીજું.

### આ શું ?

નહિ નહીં મળે આ ગઈ ફરી !
જગતમાં નથી આ ગને નહીં !

[ કલાપી. ]



ભારતી મૈયાને ગયાને લગભગ એક કલાક થઈ ગયો. હજુ પણ સ્વામી મિંચેલી આંખે ભિંતને ટેકો દઈને બેઠા હતા. નેત્રો બંધ હોવા છતાં અંદરથી અશ્રુપ્રવાહ વહી રહ્યો હતો. તે વખતે હેમની વૃત્તિ ઘણીજ ચમત્કારિક જણાતી હતી. પરંતુ હેમની તરફ બારીક દૃષ્ટીથી જોનારા જ તે જાણી શક્યા હતા, અને આખું મંડળ તો એમજ સમજતું હતું કે સ્વામી ધ્યાનમાં છે. કેટલેક વખત એ સ્થિતિમાં પસાર થયા પછી સ્વામીએ આંખો ઉઘાડી. તે વખતે હેમના ચહેરા ઉપર ઘણા નવીન ભાવો તરવરી રહ્યા હતા, પરંતુ ત્યહાં બેઠેલા માણસોના લક્ષમાં તે આવી શક્યા નહિં. સ્વામીએ કપાળ ઉપર હાથ ફેરવી ઝવેરીને પૂછ્યું:

"ગુણવંતલાલ, એ છોકરી ક્યહાં છે ?"

"એ તો કેટલેક વખત થયાં ગઈ છે. મૈયા પણ હેની સાથે ગયાં છે."

"એ છોકરી કોણ છે એ તમે જાણો છો કે ?"

"ના જી. મ્હેં હેને આજ પહેલી જ વાર જોઇ છે."

સ્વામીએ એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો. એટલામાં 'ગુણવંતલાલ ! ગુણવંતલાલ' કરીને હાંક મારતી વિલસુનો અવાજ સંભળાયો. ફરીથી તે જ અવાજ કાને પડતાં સ્વામીના ચહેરામાં પુનઃ ફેરફાર થયો. હેમણે ગુણવંતલાલની સ્હામે જોયું અને તરત જ ઝવેરી ઉઠીને બહાર ગયા.

"કોણ ? કેમ બ્હેન ?" બહારથી હાંકમારતી વિલસુને ઝવેરીએ પૂછ્યું.

"મ્હારી બા મરી-ગઇ ! ગુણવંતલાલ કોણ ? એમને ત્યહાં મૈયા બોલાવે છે. અરે બાપુ કૃપા કરીને કોઈપણ ત્યહાં જલદીથી આવો." વિલસુએ રડતાં રડતાં કહ્યું. એ વખતની હેની સ્થિતિનું વર્ણન કરવું અશક્ય છે !

વિલસુના મુખમાંથી નીકળેલા દરેક શબ્દ અંદર બેઠેલા સ્વામીને સ્પષ્ટ રીતે સંભળાયા. તેની સાથે હેમના મુખમાંથી 'હાય !' એવો અસ્ફુટ શબ્દ નીકળી પડ્યો અને હેમણે પોતાનું મસ્તક પાછલી ભિંતના ટેકે ટેકવી રાખ્યું.

વાચક ! સ્વામી એ વખતે કઇ સ્થિતિમાં હશે, હેનો હમને કંઇ તર્ક થાય છે ? તે ધ્યાનસ્થ હતા ? નહિ. હેમને પ્રબળ મૂર્છા આવી હતી. પરંતુ હેમની એ સ્થિતિ ત્હાં બેઠેલા મંડળમાંથી કોઇ પણ કળી શક્યું નહિ. સ્વામીની એ સ્થિતિ બીજા દિવસ સુધી રહી હતી; પરંતુ હેમના પ્રત્યેક કાર્યપ્રતિ ધર્મભાવ બતાવનાર ભક્તમંડળને એ ઘટનાની ખબર પડે શી રીતે ?

ગુણવંતલાલ હજી વિલસુની સ્હામે જ ઉભા હતા.

" અરે ભાઈ, કૃપા કરીને ગુણવંતલાલ ઝવેરીને બોલાવો ! હું હમારા પગે પડું છું–મ્હારી બા મરી ગઈ છે. " ગુણવંતલાલને જવાબ આપતાં કંઈક વાર થઈ ઝોરથી રડતી વિલસુએ ફરીથી દીન સ્વરે કહ્યું.

ગુણવંતલાલનું હૃદય પણ એ દેખાવ જોઈ પીગળી ગયું. વ્યથિત હૃદયે હેમણે ઉત્તર આપ્યો: " બ્હેન, મ્હારૂં જ નામ ગુણવંતલાલ. "

" ત્યારે તો કૃપા કરીને ચાલો–ચાલો–હમે જલદી ચાલો ! "

ગુણવંતલાલ બારણાની મધ્યમાં સ્વામી અને વિલસુની વચ્ચે ઉભા હતા. હેમની દૃષ્ટી એ બેની વચ્ચે ઝોલાં ખાઇ રહી હતી. ઝવેરીએ ફરીથી એક વખત સ્વામી તરફ જોયું. હેમને કહીને હું જાઉં એવો એ જોવાનો ઉદ્દેશ હતો, પરંતુ તે વખતે સ્વામીનાં નેત્ર બંધ હતાં. ' એક કલાક પહેલાં ભારતીમૈયા વિલસુની સાથે ગયાં તે વખતે પણ સ્વામીએ પોતાનાં નેત્ર મીંચી દીધાં હતાં, તેથી ભારતીમૈયા હેમને પૂછ્યા વિના જે વિલસુની સાથે ગયાં હતાં, તે જ પ્રમાણે હું પણ કરૂં. હેમને પૂછ્યા વિના જ વિલસુ સાથે જાઉં. ' એવો વિચાર કરીને ઝવેરી વિલસુની આગળ થયા. બહાર એમની ગાડી ઉભી હતી. શેઠને જોઇને અર્ધનિદ્રામાં ઝોલાં ખાતો ગાડીવાન એકદમ ટટાર થયો. નીચે ઉતર્યો અને ગાડીનાં બારણાં ઉઘાડવા માંડ્યો. પણ ઝવેરીએ હેને કહ્યું: " રામસિંગ, હજી ઘેર જવાને વાર છે. ગાડીનું ફાનસ લઇને તું જરા મ્હારી સાથે ચાલ જોઉં. "

" અચ્છા ! હુજુર " કહીને રામસિંગે ફાનસ કાઢ્યું. શુક્લપક્ષના ચંદ્રનું પણ સ્વચ્છ અજવાળું તે વખતે જગતના અર્ધાભાગને પોતાના તેજમાં ન્હવરાવી રહ્યું હતું. ધવલજ્યોત્સ્નામાં રામસિંગ ફાનસ પકડી આગળ ચાલતો હતો, હેની પાછળ ગુણવંતલાલ ઝવેરી અને છેલ્લે વિલસુ

બધાં મૌનપણે ચાલતાં હતાં. નદીનો પૂલ ઓળંગ્યા પછી ઝવેરીએ મૌન તોડયું અને વિલસુને પૂછયું: " બ્હેન, ત્હમારા ઘેર કોણ કોણ છે ?"

" કોઇ જ નહિ. હવે તો હું એકલી જ. બા હતી પણ—"

" અને ત્હારા પિતા ?"

" મ્હારા પિતા ક્યાં ગયા છે તેની મ્હને ખબર જ નથી."

" પણ તે ક્યારે ગયા છે ? થોડા વખતમાં આવશે ખરાને ?"

" ત્હેમને ગયે તો ઘણાં વર્ષ થઈ ગયાં. તે ક્યાંથી આવે ?" આમ વાતચિત કરતાં તેઓ ઝુંપડી પાસે જઈ પહોંચ્યાં. ગુણવંતલાલને આવેલા જોતાં જ ભારતીમૈયા બ્હાર આવ્યાં અને ટૂંકામાં ઝવેરીને બધી વાત કહી સંભળાવી.

" ઠીક છે," ઝવેરીએ કહ્યું: " રામસિંગને આશ્રમમાં મોકલીને સ્વામીના કાને આ વાત નાંખું છું. હમણાં નવ વાગ્યા છે. હજી આશ્રમમાં સૌ બેઠાં હશે; એમાંથી કોઈ આવે તો ઠીક, નહિ તો પછી બીજી કંઇપણ વ્યવસ્થા કરવી પડશે. મૈયા, હવે હું અહીં છું અને બધી વ્યવસ્થા કરી લઉં છું. ત્હમે આ છોડીને લઇને આશ્રમમાં જાઓ !"

ગુણવંતલાલે કહેવા પ્રમાણે સઘળી વ્યવસ્થા કરી. વચ્ચે એક બે વખત તપાસ માટે આશ્રમમાં માણસ મોકલ્યું હતું, પરંતુ હજી સ્વામી ધ્યાનમાંજ છે એવી ખબર આવી હતી. સ્વામી ધ્યાનમાં હોવાનો બીજો સંદેશો જ્યારે ભારતીમૈયાએ સાંભળ્યો ત્હારે ત્હેમને આશ્ચર્ય લાગ્યું; પરંતુ તે વાતનો વિચાર કરવા જેટલી ત્હેમના મનને અત્યારે સ્વસ્થતા નહોતી.

બહાર શબવાહિની તૈયાર થઇ ગઈ અને સરસ્વતીના કાષ્ઠવત્ દેહને બહાર લાવ્યા. દુર્ભાગી વિલસુએ તે વખતે કરેલા આક્રંદથી કોઇની પણ આંખ કોરી રહી નહોતી. એ શોકજનક પ્રસંગ જ અવર્ણનીય હતો.

બિચારી દુર્દૈવી બાલિકા એકલી પડી. આખા જગતમાં ત્હેને 'મ્હારી વિલસુ' કરીને કહે ત્હેવું કોઇ નહોતું. વિલસુને અત્યારે 'ઉંચે આભ ને નીચે ધરતી' નો આધાર હતો. ત્હેને સર્વત્ર શૂન્યતા ભાસવા લાગી. અસીમ શોકસાગરમાં ત્હેનું મન એકદમ ડુબી ગયું—ઠેઠ તળીએ જઇને બેઠું. માતાના ખાલી ખાટલા ઉપર ત્હેની દૃષ્ટિ જતી કે, 'ત્હેમાં હવે મ્હારી બા નથી' એ વિચાર આવતાં ત્હેને ધ્રુસ્કે ધ્રુસ્કાં આવતાં. ભારતીમૈયા એ ત્હેને ઘણી ઘણી રીતે સમજાવી, પરંતુ ત્હેના દુઃખી મનનું સમાધાન કોઇ રીતે થતું નહોતું અને દુઃખનો આવેગ વધતો જતો હતો.

સરસ્વતીના શબને ઝવેરે ત્યાંથી ઉંચક્યું. પુરૂષવર્ગ સ્મશાનયાત્રામાં

ગયો તે વખતે વિલસુએ જે કલ્પાંત કર્યું છે તેનું જો પ્રાચીન કવિઓની બાપામાં વર્ણન કરીએ તો, તે વખતે સમ્પૂર્ણ કળાઓથી ખિલી રહેલ નિશાનાથ વાદળમાં છૂપાયો, પવન બે ઘડી થંભી ગયો, વૃક્ષોએ પત્રો રૂપી અશ્રુ પાડી શોક દર્શાવ્યો. માળાઓમાં બેઠેલાં પક્ષીઓએ પણ કરુણસ્વરે પોકાર કરી આ દુઃખમાં ભાગ પડાવ્યો એમજ કહી શકાય.

વિલસુ જાણે દિવાની બની ગઈ હોય તેમ બની ગઇ હતી. અરેરે, હવે મ્હારૂં કોણ ? આ ઘર હવે મા વગરનું થયું. હું નબાપી હતી ને નમાઇ બની. વગેરે વિચારો હેના હૃદયમાં વારંવાર ઉઠતા અને તે સાથે તે હૈયાફાટ રૂદન કરતી.

રૂદન એ વ્યથિત હૃદયની ઔષધિ છે. જગતમાં એવું કયું પ્રભુસર્જીત પ્રાણી હશે કે જે હૃદય ઉપરનો વધારેમાં વધારે બાર હલકો કરવા એક વખત પણ નહિ રડયું હોય ? પોતાના નિકટના સમ્બન્ધી જનના મરણ સમયે કયા પ્રેમ પુરુષનાં નેત્રો અશ્રુજળે નહિ ભિંજાયાં હોય ? મૈયા રૂદનની મહત્તા જાણતાં હતાં. મહિલા હૃદયમાંથી આવતા રૂદનને અટકાવવું એ સાગર હૃદયમાં ઉઠતા તરંગોને અટકાવવા બરાબર અશકય છે અને તેને દાબવા જતાં વધારે જોશ પકડી, માનવ હૃદયને વધુ નિર્બળ બનાવે છે. એમ તે માનતાં હતાં. તેથી વિલસુને હેમણે હેના હૃદયનો ભાર હલકો કરવા દીધો અને પોતે કોટડીમાંની તમામ ચીજબાવ લઈ, ખાલી કોટડી ત્હાં દેખરેખ રાખનારને સ્વાધીન કરી અત્યંત વ્યથિત હૃદયે વિલસુને લઈને આશ્રમમાં જવા નીકળ્યાં. આ વખતે મધ્યરાત્રિ થઈ ગઈ હતી.

આશ્રમમાં આવ્યા પછી મૈયાએ સ્નાન કર્યું, વિલસુને પણ ઘણા ઘણી રહમજાવી અને હેને પણ સ્નાન કરાવ્યું. હજુ સ્વામીજી એવી જ સ્થિતિમાં બેસી રહ્યા હતા.

પ્રાતઃકાળનો ઠંડો પવન આવતાં પોતાની મૂર્છારૂપી સમાધીમાંથી સ્વામી જાગૃત થયા અને " સચ્ચિદાનંદ " એ શબ્દનો ધ્વનિ હેમણે કર્યો. એથી બાજૂમાં ઝોકાં ખાતાં બેઠેલાં ભારતીમૈયા જાગી ગયાં અને ઉઠીને સ્વામી પાસે આવ્યાં.

" પેલી છોકરી ક્હાં છે ? " ભારતીમૈયા પાસે આવતાંજ સ્વામીએ પૂછ્યું.

વિલસુ બાજુના ખંડમાં પડી રહી હતી. આવા પ્રસગે હેને નિદ્રા આવે પણ શી રીતે ? બહાર સ્વામીનો અવાજ આવ્યો કે તુરત તે બેઠી થઇ અને બહાર આવી. સ્વામીની અને હેની નજર એક થતાં તે

એકદમ સ્વામીના પગ પાસે આવીને પડી. દુઃખને લીધે હેનું અંતઃકરણ ભરભડી રહ્યું હતું, તેનો વેગ સ્વામીજીને જોઇને વધી પડયો. તે હુરકે હુરકે રડતાં બોલીઃ-" સ્વામી ! મ્હારી બા-મ્હારી બા-મરી ગઇ !"

હેના મુખમાંથી નીકળેલો પ્રત્યેક શબ્દ સ્વામીના હૃદયમાં કોઇ બળવાન શત્રુના બાણુની કમાન ઉપરથી છૂટેલા તીરની માફક પેઠો. વિલસુને એકદમ ઉભી કરી હેમણે પોતાના હૃદય સાથે ચાંપી. એ વખતે સ્વામીના હૃદય ઉપર પણ અંકુશ ન રહી શકયો. હેમનાથી પણ હુરકે હુરકે રડી જવાયું. તેમનાથી બોલી જવાયું કે, " ગઇ-ગઇ બિચારી ! આ દુનિયામાંથી સદાને માટે ગઈ! હશે-બિચારી દુઃખમાંથી છૂટી ! હાય!! હાય!!! "

વિલસુએ દુઃખાશ્રુ વહેવાથી હલકું થયેલું શીર સ્વામીના વક્ષસ્થળ ઉપર એક ક્ષણ ભર જ મૂક્યું. પરંતુ તેટલા થોડા વખતમાં પણ હેને એક ચમત્કારિક ભાવના થઇ. વિદ્યુતતાનો આઘાત લાગે તે પ્રમાણે હેને કોઇક પ્રકારનો વિલક્ષણ ભાસ થયો. હેનું મન શૂન્યકાર બની ગયું. માત્ર એક વિપળનુંજ એ સુખ હતું તોપણ એટલો વખત પણ હેને કોઈ અનેરી શાન્તિનો અનુભવ થયો. એ વિલક્ષણ ભાવના થતાંજ એકદમ હેણે પોતાનું ઉત્તમાંગ ઉંચું કર્યું અને હેણે સ્વામી તરફ જોયું. ફરીથી બન્નેની એક દૃષ્ટિ થઈ !

પોતાને એવી ચમત્કારિક ભાવના કેમ થઇ ? આ શું ? એવો વિલસુના હૃદયમાં વિચાર થયો; પણ તે કઈ સમજી નહિ, ને કેટલાક સમય સુધી એ જ સ્થિતિમાં સ્વામી તરફ જોઇ રહી. ( ચાલુ. )



# માસિક સાહિત્યની નોંધ.

---

" સ્ત્રીહિતોપદેશ "—( અક્ટોબર ) મુંબઈની ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ તરફથી પ્રસિદ્ધ થતું આ ત્રૈમાસિક પત્ર રા. રા. મનસુખલાલ કે૦ મહેતાના તંત્રીપણા નીચે ચાર વર્ષ થયાં ચાલે છે. નામ ઉપરથીજ આ ત્રૈમાસિકનો ઉદ્દેશ સમજી શકાય છે. આ અંકમાં " કુમારિકાએ શું જાણવું જોઇએ ? " અને " આદર્શ સેવિકા " એ બે લેખો સ્ત્રીઓ માટે ખાસ ઉપયોગી હોવાથી તે વાંચવાની ભલામણ કરીએ છીએ "આદર્શ સેવિકાની" લેખક બહેન ઇન્દુમતી ઠાકોરને પોતાની શક્તિનો લાભ " સ્ત્રીબોધ "ની વાચક બહેનોને પણ આપવા અમે આમંત્રણ કરીએ છીએ. "શાકજહાં" નાટક છે છતાં તેને ચાલુ વાર્તાના મથાળા નીચે કેમ મૂકાય છે તે સમજાતું નથી.

" વિનોદ " ( પહેલા વર્ષના અક્ટોબર-નવેમ્બરના જોડીઆ અંક ) આ માસિક સુરતથી પ્રસિદ્ધ થાય છે. તેના તંત્રીઓ બ્હેન જ્યોત્સ્ના શુકલ તથા ભાઈ બટુ ઉમરવાડીઆ છે. આ અંકમાં સાહિત્યની દૃષ્ટિએ "અમે," હાસ્યરસની દૃષ્ટિએ " મુંબઇથી ચમસદન;" સ્ત્રીઓની દૃષ્ટિએ " આદર્શ પતિ " એ ટુંકી વાતો મઝેદાર લાગે છે. તંત્રીઓ પોતે લેખકો હોવાથી " પરણી " થવાનો પ્રસંગ આ માસિકને ભાગ્યે જ આવવા સંભવ છે. માસિકના નામ પ્રમાણે તેને ખરેખરૂં વિનોદી બનાવવા માટે ગંભીર-સંગીન લેખોના કરતાં હાસ્યપ્રચુરના મઝેદાર-રમતી લેખો તરફ વધારે પડતું ધ્યાન આપવાની જરૂર અમને લાગે છે.

દર મહીને ત્રણ ચાર કે પાંચ ફરમાનું ચોપાનીઊં કહાડવાનું હોવા છતાં બબ્બે અંકો સાથે નીકળે એ આપણા માસિકસાહિત્ય માટે બહુ શરમાવા જેવું નહિ ? આ પ્રશ્ન આ એકલા જ માસિક માટે નથી; પરંતુ ઘણાક માસિકોના જોડીઆ અંકો બહાર પડે છે, એટલે સર્વ સામાન્ય છે. દ્વિમાસિક થાય તો બે મહીને ભલે દર્શન દે; પરંતુ માસિક નામધારીએ તો દરમહિને દર્શન [illegible]નો અચૂક નિયમ રાખવો ઘટે છે.

ચાલુ લખાણની સાથે સાથે જાહેર ખબરો લેવાનો પરિપાઠ વધવાથી [illegible]શક આર્થિક લાભ થાય છે; પરંતુ આ પરિપાઠ [illegible] યોગ્ય નો[illegible] [illegible]ી જ લાગતો. ( અમારૂં પત્ર પણ આમાંથી મુકત ગણવાનું નથી. )

દાખલા તરીકે 'વિનોદ' ના આ અંકમાં "અમે" ની ગવટાવ્યરે સુન્દર વાર્તાની નીચેજ 'બુટસ એન્ડ શુઝ' ની જાહેર ખબર મોટા અક્ષરોમાં મુકેલી છે, તે તરફ નજર ખેંચાતાં ઉપલી સુન્દરવાર્તાનો ભાવ એકદમ અદલાઈ ન જાય? વધારે નહિ તો. જાહેર ખબરોની પસંદગી અને ગોઠવણી વિવેકપૂર્વક કરવાનું ધ્યાન રખાય તોપણ સારૂં, એવો અમારે નમ્ર મત છે.

"વિશ્વજ્યોતિ" (પાક્ષિક) અંક ૪-૫ અને ૬-૭ એમ બંને જોડકા અંકો મળ્યા છે. પાક્ષિક કહેવરાવી આવી રીતે જોડકા અંક આપવા તેના કરતાં પાક્ષિકને બદલે માસિક જ કહેવરાવવામાં ખોટું શું? એક નવું પત્ર પોતાની શરૂઆતમાંજ અનિયમિતતાનો સ્વીકાર કરે, એ તેના ભવિષ્ય માટે પણ નુકસાનકર્તા નીવડવાનો ભય છે. આ પત્રના લેખો ઘણે અંશે "મહાકાલ" અને "પ્રાતઃકાલ' ની પદ્ધતિના અને મનુષ્ય જીવનને ઉત્તેજીત કરનારાં હોય છે. અંક ૪-૫ માં "ફરતું ચક્ર", "ચારિત્ર્ય ઉપર ગૃહ અને શાળાની અસર," "શિષ્યે પરીક્ષા" ની બુદ્ધની વાર્તા વગેરે લેખો વાંચવા જેવા છે. એટલુંજ નહિ, પણ મનન કરવા યોગ્ય છે. અમે ઇચ્છીએ છીએ કે આ પત્ર મહિનામાં બે વાર નિયમિત પ્રસિદ્ધ થઇ, —ખરેખરૂં પાક્ષિક થઇ—પોતાની જ્યોતનો પ્રકાશ ગુજરાત સમસ્તને પહોંચાડવા ભાગ્યશાળી નીવડે.

"જ્ઞાનપ્રચાર" (અકરોગર) ચરોત્તર એજ્યુકેશન સોસાયટીનું આ માસિક ત્રણ વર્ષ થયાં ચાલે છે. પહેલાં "ગદ્યપદ્ય સંગ્રહ" નામે માસિક પ્રસિદ્ધ થતું હતું તેનુંજ આ રૂપાંતર છે. આ માસિક માટે નવા લેખો લખાતા નથી, પણ સાહિત્યમાંથી ચુંટણી કરીને લેવાય છે. આ અકરોગરનો અંક સં૦ ૧૯૭૮ ની સાલના પંચાંગનો છે. પંચાંગની સાથે જે વિવિધ માહીતી આપી છે તે કેળવણી, સમાજ અને દેશની દૃષ્ટિથી ઘણીજ ઉપયોગી છે. આ માસિકપત્રના ગ્રાહક થવા અમે ખાસ ભલામણ કરીએ છીએ. વાર્ષિક લવાજમ રૂ. ૧-૮-૦ છે.

નવજીવન—તા. ૨૭ મી નવેંબરના અંકમાં મહાત્મા ગાંધીજીએ "સત્ય એટલે શું?" એ મથાળાનો નીચેનો મનનીય લેખ લખ્યો છે:—

ઇસુ ધર્મશાસ્ત્રમાં એક કથા છે. તેમાં એક ન્યાયાધીશે સવાલ કરેલો 'સત્ય શું છે?' તેનો જવાબ તેને મળ્યો નહિ. હિંદુ ધર્મશાસ્ત્રમાં સત્યને સારૂ હરિશ્ચંદ્રે સર્વસ્વ દીધું ને પોતે.સ્ત્રીપુત્રાદિ ચાંડાળને ત્યાં વેચાયો.

( તે કાળે અસ્પૃશ્યતાની શી સ્થિતિ હશે ? ) ઈમામહસન ને હુસેને સત્યને ખાતર પોતાનો જીવ ખોયો.

એમ છતાં પેલા ન્યાયાધીશે પૂછેલા સવાલનો જવાબ નથી મળ્યો. હરિશ્ચંદ્ર પોતે જાણતો હતો તે સત્યને સારુ ખુવાર થયો ને અમર થયો. ઈમામ હુસેને પોતે જાણ્યું તે સત્યને સારુ પ્યારો દેહ દીધો. પણ હરિશ્ચંદ્રનું સત્ય ને ઈમામ હુસેનનું સત્ય તે આપણું હોય કે ન હોય.

પણ આવા પરિમિત સત્ય ઉપરાંત એક શુદ્ધ સત્ય છે જે અખંડ છે, સર્વવ્યાપક છે, પણ તે અવર્ણનીય છે. કેમકે સત્ય એ જ પરમેશ્વર છે અથવા પરમેશ્વર જ સત્ય છે. બીજું બધું મિથ્યા—ખોટું છે. એટલે માત્ર પ્રમાણમાં જ બીજા બધામાં સત્ય હોય તે ખરું.

તેથી જે સત્યને જાણે છે, મનથી, વાચાથી, કાયાથી સત્ય જ આચરે છે તે પરમેશ્વરને ઓળખે છે. તેથી તે ત્રિકાળદર્શી થાય છે. તેને આ દેહે મોક્ષ છે.

મને સંતોષ જ એટલો છે કે હું સત્યનો આગ્રહ રાખવા શિવાય એ વ્રતને વિષે વધારે દાવો કરતો જ નથી. મારાથી જાણીને અસત્ય બોલણ થાય જ નહિ. જાણી જોઈને ને તે પણ મારે પૂજ્ય પિતાશ્રીને છેતરવાના એક જ પ્રસંગ શિવાય મારી જીંદગીમાં બીજો પ્રસંગ મને તેવો જૂઠનો યાદ નથી. સત્ય કહેવું ને કરવું એ મારો સ્વભાવ થઈ પડયો છે. પણ જે સત્યને હું પરોક્ષ રીતે ઓળખું છું તે સત્યનું પાલન કરવાનો મારાથી દાવો કરાય તેમ જ નથી. મારાથી અજાણપણે પણ અતિશયોક્તિ થઈ જાય, આત્મશ્લાઘા થઈ જાય, કરેલા કાર્યનું વર્ણન કરવામાં રસ આવી જાય, આ બધામાં અસત્યની છાયા છે ને સત્યની કસોટીએ તે ન ચડી શકે. જેનું જીવન સત્યમય છે એ તો શુદ્ધ સ્ફાટકમણિના જેવું હોય. તેની પાસે અસત્ય એક ઘડી પણ ન નભે. સત્યાચરણીને કોઈ છેતરી જ ન શકે, કેમ કે તેની પાસે અસત્ય બોલવું એ અશક્ય હોવું જોઈએ. જગતમાં આકરામાં આકરૂં વ્રત સત્યનું છે. લાખો મથે તેમાંથી કોઈક જ એકાદ જન્મમાં પાર ઉતરે.

મારી પાસે કોઈ અસત્ય બોલે ત્યારે મને તેની ઉપર ક્રોધ થવાને બદલે મારા પોતાની ઉપર વધારે ચડે છે. કેમ કે હું જાણું છું કે મારામાં હજુ અસત્યનો વાસ ઉંડે ઉંડે પડયો જ છે.

સત્ય શબ્દની ઉત્પત્તિ સત્માંથી છે. સત્ એટલે હોવું. ત્રણે કાળમાં એક જ રૂપે હસ્તી એક માત્ર પરમાત્માની છે. એવા સત્યની ભક્તિ કરી તે સત્યને જેણે પોતાના હૃદયમાં સદાને સારૂ વાસ આપ્યો છે તેને શતકોટી

નમન હજો. એ સત્યની સેવા કરવા હું મથી રહ્યો છું. તેને સારૂ હિમાલયની ટોચ પરથી પડવા જેટલી હિંમત મારામાં છે એમ માનું છું. છતાં હું હજુ તેથી બહુ દૂર છું એવું મને ભાન છે. જેમ હું નજીક પહોંચતો જાઉં છું તેમ મને મારી અશક્તિનું ભાન વધારે ને વધારે થતું જાય છે, ને તેમ મને તે જ્ઞાન નમ્ર બનાવે છે. પોતાનું નજીવાપણું ન જાણવું ને અભિમાન રાખવું એ બનવા જોગ છે. પણ જે જાણે છે તેનો ગર્વ ઉતરી જાય છે. મારો તો ક્યારનોયે ઉતરી ગયો છે. તુલસીદાસે પોતાને શઠની ઉપમા આપી તે હું બરોબર સમજી શકું છું. એ મારગ શૂરાનો છે, કાયરનું ત્યાં કામ નથી. ચોવીસ કલાક જે પ્રયત્ન કરે, ખાતાં, બેસતાં, સૂતાં, કાંતતાં, શૌચ જતાં–હરેક ક્રિયા કરતાં જે કેવળ સત્યનું જ ચિંતન કરે તે જરૂર સત્યમય બને. અને જ્યારે સત્યનો સૂર્ય કોઈમાં સંપૂર્ણ પ્રકાશે છે ત્યારે તે છૂપો રહેતો નથી. ત્યારે તેને બોલવાપણું કે સમજાવવાપણું રહેતું નથી. અથવા તો તેના બોલમાં એટલું જોર ભરેલું હોય છે, એટલો જીવ ભર્યો હોય છે કે તેની અસર લોકો ઉપર તુરત થાય છે. એવું સત્ય મારામાં નથી. પણ એ માર્ગે હું વિહરતો હોવાથી જ્યાં ઝાડ જેવું ન હોય ત્યાં એરંડો પ્રધાન હોય એવી મારી દીન દશા છે.

સત્યમાં પ્રેમ હોય, સત્યમાં અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય આદિનો સમાવેશ થઇ જાય છે. કેવળ સગવડને ખાતર યમો પાંચ ગણાવ્યા. સત્યને જાણ્યા પછી હિંસા કરે તે સત્યને છોડે, સત્યને જાણ્યા પછી જે વ્યભિચાર કરે તે તો સૂરજ છતાં અંધારાની હસ્તી માન્યા જેવું થયું. આવા શુદ્ધ સત્યનું પાલન કરનાર એક માણસ પણ આ વર્ષના અંત પહેલાં નીકળી પડે તો સ્વરાજ મળે જ. કેમકે તે કહે તે સહુને માનવું જ પડે. સૂરજનો પ્રકાશ કંઈ બતાવવો નથી પડતો. સત્ય સ્વયંપ્રકાશ છે ને સ્વયંસિદ્ધ છે. એવું સત્યાચરણ આ વિષમ કાળને વિષે કઠિન છે, પણ અશક્ય નથી એ હું જાણું છું. એવા સત્યના આગ્રહી આપણે ઘણા થોડેઘણે અંશે પણ થઈએ તો સ્વરાજ મેળવીએ. એવા સત્યના સખ્ત આગ્રહી આપણે થોડા થઈએ તોયે મળે. પણ આપણે સાચા હોવા જોઈએ. સંપને બદલે સત્યનો ડોળ નહિ ચાલે. ભલે તે રૂપીએ આની હો પણ તે સત્ય જ હોવું જોઈએ. થોડાઘણા સત્યમાં કોઈ પણ ભૂલેચૂકે જાણી જોઈને બોલાએલા અસત્યનો સમાવેશ તો ન જ કરે. આ ધર્મયજ્ઞમાં આપણે બધા સત્યનું સેવન કરતા થઈ જઈએ એવી મારી મહત્વાકાંક્ષા છે.

મોહનદાસ કરમચંદ ગાંધી.

આત્મબળ.

આ અઠવાડિક પત્ર મુંબઈથી બે વર્ષ થયાં પ્રસિદ્ધ થાય છે. વિશેષે કરીને થીઓસોફીને લગતા વિષયો આમાં ચર્ચાય "ભારતસેવા" છે. તા. ૭ મી અક્ટોબરના અંકમાં તેના તંત્રી રા. રા. હરજીવન કાળીદાસ મહેતાના "આત્મબળ" વિશેના વ્યાખ્યાનનો નીચેનો સાર છપાયો છેઃ—

"મનુષ્યદેહમાં જીવાત્મા ઘણા ઘણા જન્મો પછી આવેલ છે. તે જીવાત્મા પ્રથમ ખનિજ કે પાષાણુ દેહમાં હતો. ત્યાં તેનામાં એકલો તમોગુણ વ્યાપ્ત હતો, પછી વનસ્પતિ અને પશુકોટિમાં ક્રમે ક્રમે આવતાં તમોગુણ કંઇક ઓછો થતો ગયો અને રજોગુણ વધતો ગયો. હાલ મનુષ્યમાં તમોગુણ, રજોગુણ અને સત્વગુણ એ ત્રણ ગુણો જણાય છે, તે ક્રમે ક્રમે નીચી કોટિના અવતારોમાંથી વારસારૂપે મળેલાં છે, અને સત્વગુણના તો પહેલા પગથીયા ઉપર હજી ચડવાનો આરંભ થાય છે. આપણામાં જે આળસ, પ્રમાદ વગેરે છે તે તમોગુણનો વારસો છે; કામ ક્રોધાદિ આવેશો છે તે રજોગુણનો વારસો છે અને મનુષ્યદેહ મળ્યા પછી જેમ જેમ આત્મબળ વધતું જાય તથા દેહબળ કે પશુબળ ઘટતું જાય તેમ તેમ સત્વગુણ ખીલતો જાય. નરદેહ મળ્યા પછી પણ મનુષ્યને 'पुंस्त्वम्' મળવાનું વધારે દુર્લભ કહ્યું છે; તેનો અર્થ એટલોજ કે પુરૂષત્વ પ્રાપ્ત કરવું, પ્રકૃતિના પતિ થઈ પ્રકૃતિને દબાવી દેવી એટલે કે પશુબળ ઉપર કાબુ મેળવવો એ જ 'पुंस्त्वम्' છે, અને તે મુશ્કેલ છે. તેનો અર્થ કાંઇ પુલ્લિંગ જેવો નથી, પણ પ્રકૃતિ જેને સ્ત્રીરૂપ ગણવામાં આવી છે તેની ઉપર વિજય મેળવનાર એજ પુરૂષ કહેવાય છે.

મનુષ્યમાં શરીરની, મનની, વાસનાની, વિચારની અને આત્માની એવી અનેક શક્તિ રહી છે, પણ તે એક બીજી શક્તિઓ બીજાનો વેષ લઇને આપણને અનેકવાર ઠગે છે. શરીરને આળસ થયું હોય ત્યારે આપણે થાકી ગયા માનીએ છીએ, પણ આત્મા કદી થાકતો જ નથી. વાસનાશરીરને જુદી જુદી ઇચ્છાઓ, વૃત્તિઓ થાય, વિચારશરીરને તર્ક વિતર્ક, કુતર્ક કે એવા અનેક ખ્યાલો થાય, પણ તે આત્માનો અવાજ છે કે કેમ તે જાણવું જોઇએ.

ટુંકામાં મનુષ્યમાં દેહશક્તિ, આત્મશક્તિ અને દેહાત્મશક્તિ એ ત્રણ પ્રકારની શક્તિ રહેલી છે. દેહભાવના કે દેહાભિમાન જ્યાંસુધી હોય ત્યાં સુધી અઇ આત્મબળ જીવનમાં ઉતરે નહિ; પણ માત્ર મોઢાનો શબ્દ રહે.

આપણાં પુરાણો અને ઇતિહાસોમાં ખરા આત્મબળના અનેક દાખલા છે.

પ્રહ્લાદ એક સંપૂર્ણ આત્મબળનું દષ્ટાંત છે. તેમને અદ્ભુતશ્રદ્ધા હતી, અને તે જાણતા હતા કે તેમને મારનાર, દુઃખ દેનાર કરતાં તેમનો બચાવનાર ઘણોજ વધારે સમર્થ છે. તેમને ડુંગરા ઉપરથી પછાડયા તોપણ તેની ખીણમાં તે પરમાત્માની હાજરી જોતા હતા, હાથીના પગ નીચે કચરાતાં પણ તેમણે પ્રભુને ભાળ્યા હતા. તેમને ઉકળતા તેલની કડાઈમાં પણ પ્રભુનાં દર્શન થયાં હતાં. કેમકે પ્રભુ સર્વત્ર છે, સર્વ શક્તિમાન છે, સર્વજ્ઞ છે એવી તેમને ખાત્રી હતી; અને તેઓ પંડે પણ પોતાને પ્રભુનો —પરમાત્માનો અંશ છે, એમ જાણતા હતા. એવા આત્મબળવાળાને જરાય આંચ શાની આવે ?

બીજું મીરાંબાઈને પણ તેવીજ ખાત્રી હતી કે હું આત્મા છું અને પરમાત્મા રક્ષણ કરનાર છે, તે સર્વ સ્થળે પોતાના ગિરિધરલાલને જોતાં હતાં, અને ઝેરના પ્યાલામાં પણ તેમને અમૃત દેખાતું હતું. ત્રીજો દાખલો હરિશ્ચંદ્રનો લ્યો. તેમણે પણ સત્યને ખાતર કેટલાં કેટલાં દુઃખ સહન કર્યાં, તેની સ્ત્રીને, પુત્રને વેચવાં પડયાં, સ્ત્રીને મારવા સુધી સ્થિતિ આવતાં પણ અસત્ય આચરણ કર્યું નહિ.

આત્મબળની પરીક્ષા મનુષ્યનાજીવન ઉપરથી, તેની સહનશક્તિ ઉપરથી અને તેની સત્યપરાયણતા ઉપરથી થાય છે. હવે એ આત્મબળ કેમ પ્રાપ્ત કરવું ? જેમ જેમ શરીરબળને વશ કરવામાં આવે તેમ તેમ ખરૂં આત્મબળ ખીલતું જાય. પણ ઘણીવાર શરીરબળ કાબુમાં આવ્યા છતાં હજી સંપૂર્ણ આત્મબળ હોતું નથી, અને બન્ની પ્રકારની અધવચલી સ્થિતિ જેને આપણે દેહાત્મબળ કહ્યું, તેવી પ્રાપ્ત થઈ હોય છે. આવી સ્થિતિનો એક દાખલો આપણે આયર્લાન્ડના મેકસ્વીનીનો લઈ શકીશું. ૭૨ દિવસ સુધી ઉપવાસો કરીને છેવટ મુઓ ત્યાંસુધી તેણે ખાધું નહિ. આમ એટલા બધા ઉપવાસો કરવા જેવી શરીરની તાકાદ અને છેવટ સુધી અન્ન તો ન જ લેવું એવી દૃઢતા એ દેહના અને આત્માના બન્નેના બળની સાબીતી છે. પણ એવા બળને વશ થઈને દેહ પાડી દેવાના નિશ્ચય ઉપર આવવું તેના કરતાં દેશને ખાતર દેહ ટકાવવાનું અને બને ત્યાંસુધી જીવીને દેશનું કલ્યાણ કરવાનું કામ ઘણીવાર વધારે કઠણ હોય છે.

આપણે સંસારમાં જોઈએ તો ઘણીવાર એવું માલુમ પડે છે કે

થયા વગર આત્મબળ આવી શકે નહિ અને ઉપર બતાવ્યાં તેવા તે તે શરીરની શુદ્ધિ માટેના જે નિયમો છે તે આપણે આપણા પોતાને માટે, આપણા આત્માની વિશુદ્ધિને માટે પાળીએ તોજ આપણું આત્મબળ વધે.

આ વાત આપણા હિંદુધર્મશાસ્ત્રોમાંજ કહેલી છે એમ નથી; પણ પારસી લોકોના ધર્મમાં, બુદ્ધ ધર્મમાં બધે સ્થળે જુદી જુદી રીતે કહેલી છે.

જરથોસ્ત ધર્મમાં મનસ્ની, ગવસ્ની કુનસ્ની,વગેરે કહીને મનની, વચનની, આચારની શુદ્ધિનો ઉપદેશ છે, બુદ્ધ ધર્મમાં પણ તેવીજ રીતે બોધ આપેલો છે, અને આત્મબળ મેળવવાના માર્ગો બતાવેલ છે.

ખરા આત્મબળ માટે વશિષ્ઠ મુનિનો દાખલો લ્યો. વિશ્વામિત્ર પોતાના અસંખ્ય સૈન્યની સાથે એકવાર વશિષ્ઠ મુનિને મળ્યા. વશિષ્ઠે તેમને રોકવાનું અને ત્યાં આતિથ્ય સ્વીકારવાનું કહ્યું. આટલાં બધાં માણસો અને રસાલો સાથે છે તેનું આતિથ્ય નહિ થઇ શકે એમ કહીને વિશ્વામિત્ર ત્યાં રોકાવાની ના પાડવા લાગ્યા.પણ વશિષ્ઠે આગ્રહ કરીને રોક્યા.પછી સર્વ સૈન્ય,રસાલો તથા માણસોને કહ્યું કે તમારે જે જોઇએ તે સગવડ અને સામગ્રી માગી લ્યો. એમણે જે વસ્તુની ઇચ્છા કરી તે તેમને તુરત મળી અને બધી જાતની સગવડ એક પળવારમાં થઈ ગઇ. વિશ્વામિત્રને આ એક અદ્ભુત ચમત્કાર લાગ્યો, અને તેમણે વશિષ્ઠને તેનું કારણ પૂછ્યું. વશિષ્ઠે પોતાની કામધેનુ ગાય બતાવીને કહ્યું કે એ બધું આ ગાય માતાએ પુરૂં પાડ્યું છે. વિશ્વામિત્ર રાજાના મનમાં વિચાર થયો કે જો આ એક ગાયને લઇ જઇએ તો બધી ખટપટ દૂર થઇ જાય, અને રાજ્યમાં જોઇતા ખર્ચ ખૂટણનું બજેટ જ ના કરવું પડે. તેથી તેમણે તે ગાયના બદલામાં એક હજાર બીજી ગાયો આપીને કામધેનુ ગાય લઇ જવા માટે વશિષ્ઠને કહ્યું. વશિષ્ઠે તે ગાય આપવાની ના પાડી તેથી ક્રોધે ભરાઇને પોતાના સૈન્યના બળથી ગાયને લઇ જવાનો નિશ્ચય કર્યો. અસંખ્ય સેના તેમના શસ્ત્ર અસ્ત્રની સાથે વશિષ્ઠ ઉપર તુટી પડી પણ વશિષ્ઠમુનિના એકલા બ્રહ્મ દંડની આગળ બધાં હથિયાર નકામાં થઇ નીચે પડયાં. એ વશિષ્ઠનો બ્રહ્મદંડ જે અસંખ્ય સૈન્ય સામે ટક્કર લેનારો તે જ તેમનું ખરૂં આત્મબળ. આવું આત્મબળ જો પ્રાપ્ત થાય તો એવા એકજ પુરૂષની સામે આખી દુનિયા હોય, તોપણ તે કાંઇ હિસાબમાં નથી, માટેજ સઘળી જાતની શક્તિઓ કરતાં આત્મશક્તિ એટલે સઘળી જાતનાં બળો કરતાં આત્મબળ મહાન છે-શ્રેષ્ઠ છે, પણ તે પ્રાપ્ત કરવું ઘણું કઠીન છે. માત્ર આત્મબળ શબ્દનો જપ કરવાથી તે પ્રાપ્ત થતું નથી, તેમજ જ્યાં શારીરિક, વાચિક, માનસિક હિંસ [illegible] હોયજ નથી."

# નોંધ.

**દારૂ સામે ચળવળ.**

અત્યારે દારૂ પીવાના દુષ્ટ રિવાજ સામે જુદી જુદી રીતે ચળવળ શરૂ થઇ છે. એક તરફથી કેટલાએક લોકો દારૂની દુકાનો ઉપર પહેરા ભરી પીવા જનારા લોકોને નહિ પીવા વિનવે છે અને શરમાવે છે. કેટલાએક સ્થળોએ નાતોએ દારૂ પીનારાને દંડ કરવા ઠરાવ કર્યા છે. વળી અમેરિકાની દારૂ સામેની હીલચાલના એક આગેવાન "પુસીફુટ" જોન્સન પણ હમણાં હિંદ આવેલા છે, અને તેમના અનુભવનાં ભાષણો સંકેત આપે છે. મુંબાઇ અને દિલ્હીની ધારાસભાઓમાં પણ મદ્યનિષેધના ઠરાવો આવ્યા હતા. આ રીતે જુદી જુદી રીતે આ સબંધી હિલચાલ થઇ છે. આ હિલચાલનો જો લાભ લેવાય તો ઘણોજ ફાયદો થાય. અમારૂં એમ માનવું છે કે મદ્યનિષેધનો પ્રશ્ન ' તે સ્ત્રીહિતનો પ્રશ્ન છે. અભણ અને મજૂર વર્ગના પુરૂષો ઘણો દારૂ પીયે છે. તેમની સ્ત્રીઓ દારૂ નથી પીતી પણ દારૂડીયા પતિનો ત્રાસ તેને ખમવો પડે છે. દારૂડીયો તેને પજવે છે; મારે છે તેનું દુઃખ અને વળી તેનાં બાળકો ઉપર ખરાબ અસર થાય તે બીજું દુઃખ, અને પૈસા ખરચી નાંખી કુટુંબ ખર્ચનો ભાર સ્ત્રી ઉપર નાંખી દે તે ત્રીજું દુઃખ. આ રીતે આ પ્રશ્ન સ્ત્રીહિતનોજ પ્રશ્ન છે, અને તેમાં સ્ત્રી વર્ગે અત્યંત ઉલટ બતાવવી જોઇયે.

પહેરો ભરવાનો ઇલાજ તાત્કાલિક છે. થોડા સમય માટે જ તે ઉપયોગી અને અસરકારક થઇ શકે, લોકમત દારૂની વિરુદ્ધ કરવો તથા નાતો તરફથી પણ દબાણ થાય, તે વાતો પણ સારી છે, પરંતુ જ્યાં સુધી દારૂનું વેચાણુજ બંધ થાય નહિ ત્યાં સુધી સારૂં પરિણામ આવે નહિ. સરકાર તરફથી દુકાનો બંધ થાય તેવીજ હીલચાલ આપણે શરૂ કરવી જોઇયે. આ સબંધમાં સ્થાનિક ઇચ્છાને માન આપવાના કાયદા સબંધી વિચાર ચ.લે છે, એમ કેટલાએક અધિકારીઓનાં ભાષણો ઉપરથી લાગે છે, તેનો અર્થ એમ થાય કે જે મ્યુનિસિપાલીટીયો ઠરાવે કે તેમની હદમાં દારૂની દુકાનો નહિ જોઇયે તો એ તૃતિઆંસ દુકાનો સરકાર બંધ પાડે. અને પછી બાકીની બંધ કરાવવી હોય તો તે માટે નવા ઇલેક્શન થાય. અને તે પછી જે નવા સભાસદ આવે તે ઠરાવે તો બાકીની દુકાનો પણ બંધ થાય, આ Local optionનો કાયદો પસાર થાય તેવી ચળવળ કરવી જોઇયે. હવે મુંબાઇ ઇલાકામાં તો ધારાસભા માટે મત આપવાનો હક્ક સ્ત્રીઓને મળ્યો છે,

તેમણે અત્યારથીજ એવી હીલચાલ શરૂ કરવી જોઇયે કે જે સભાસદ દારૂની દુકાનો બંધ કરાવવાનું વચન આપે તેમનેજ અમે તો ચુંટીશું. વળી મ્યુનિસિપાલીટીમાં પણ મત આપવાનો હક અહિં સ્ત્રીઓને છે, તેથી મ્યુનિસીપલ ચુંટણી વખતે પણ સ્ત્રીઓએ આવાજ ઉમેદવારોને મત આપવો જોઇયે, આવી રીતે દુકાનો અટકાવવા માટેજ પ્રયત્નો થાય તો દારૂની હદ બહુ જલદી નાબુદ થાય અને સ્ત્રીઓ જાતે આ હીલચાલ ઉપાડી લે તે તેનો ટેકો પણ ઘણોજ મળશે.

આ સંબંધી એક દલીલ એમ કદાચ કરવામાં આવશે કે તેથી સરકારની મહેસુલને બહુ નુકશાન થશે, પરંતુ લોકોને નાશને માર્ગે લઇ જઇને તેમાંથી કમાણી કરવી અને તે કમાણી ચાલુ રાખવા માટે લોકોને તારવા કે ઉદ્ધારવા નહિ તેના જેવો દુષ્ટ વિચાર બીજો કયો હોઈ શકે! ચીનના લોકોને અફીણથી ઉગારવા માટે હિંદ પોતાની મહેસુલ જતી કરી હતી તો પોતાનાજ દેશીઓને દારૂથી બચાવવા માટે દારૂની આવક બંધ નહિ કરે? તેનાથી મહેસુલમાં પડતો ખાડો પૂરવાના બીજા ઘણા રસ્તા છે, અને તે પૈસાને બદલે બીજો કર આપવા પણ આપણે તૈયાર થઇશું, કારણ કે દારૂ બંધ થતાં હજારો કુટુંબમાં સુખ અને શાંતિ ઉતરશે.

**પતિત સ્ત્રીઓ.** હમણા કેટલાએક સમયથી આપણા સમાજના એક કરુણામય સડા તરફે આપણું ધ્યાન દોરાયું છે. સમાજના એકાદ કાયદાનો ભંગ કરે તો, અથવા તો એકાદવાર કોઇ દુષ્ટના પંજામાં સપડાય તો, ઘણી સ્ત્રીઓ સદાને માટે, મરજી વિરુદ્ધ દુષ્ટ માર્ગે જ જીવન પોષણ કરવા બંધાઇ જાય છે. ગામે ગામ આવી સ્ત્રીઓ છે, તેનું મૂળ કારણ તો મનુષ્ય જાતની અધમતા છે, પરંતુ કોઇવાર ક્રૂર સામાજિક કાયદાના ડરથી એકાદ ભુલ થઇ ગઈ હોય તેવી યુવતીઓ સદાને માટે પાપ રસ્તે જાય છે, અને પછી પસ્તાય છે. એક બીજું મુખ્ય કારણ ગરીબાઇ અને વિશુદ્ધ ગૃહ ઉદ્યોગની ખામી પણ છે. ક્ષુદ્ર રકમની લાલચથી પોતાની નીતિ કોઇકવાર સ્ત્રીઓ વેચે છે, અને પછી તો "ભ્રષ્ટ થયું જરી તેનો, શત મુખ વિનિપાત જ નિર્મેલો." આ સડો આપણા સમાજને દુષણરૂપ છે, અને હરકોઇ પ્રકારે તે દૂર કરવા પ્રયત્ન થવો જ જોઇયે તે માટે પ્રથમ તો વિશુદ્ધ ગૃહ ઉદ્યોગો એટલે ઘરમાં રહીને, નીતિ સાચવીને થઇ શકે તેવા ઉદ્યોગો ઘરમાં દાખલ કરવા જોઇયે. આવા ઉદ્યોગોમાં હાલ તરત રેંટીયો અને શાળ બધાનું ધ્યાન ખેંચે છે. ત્યારપછી આપણી નાતોના આગેવાનોએ જરા ઉદાર

હૃદયના થવું જોઇયે. નીતિનું સ્ખલન સાધારણ રીતે માફ ન થાય તેવું છે; પરંતુ તે માટેની સજાથી જો અપરાધીને અનીતિના ખાડામાં જ ગબડાવવાનું હોય, તો તો ન્યાયાધિશોને જ દોષ લાગે, માટે આવો લાંબો વિચાર કરીને સમાજના તથા નાતોના આગેવાનોએ ઉદારતા વાપરવી જોઇએ, ત્રીજો પ્રયત્ન કાયદાની મદદથી કરવો જોઇયે, અનીતિના ધામમાં બળાત્કાન પરાણે દેવાદાર બાઇઓને રાખે છે અને તેમની પાસે અનીતિના ધંધામાંથી કમાણી કરાવી દેવું વસુલ કરે છે. આ સ્ત્રીઓને અતિ દુઃખ છે, રોગમાં તે સડે છે, અને કમોતે મરે છે, આવાં ધામ દૂર કરવા માટે કાયદો કરી શકાય. વળી આ બાઇઓને નીતિમય અસર તળે લેવા ધાર્મિક સંસ્થાઓ ઘણું કરી શકે, મુક્તિફોજવાળા મહેનત કરે છે, ત્યારે શું સ્વામીનારાયણ અને બીજા ધર્માચાર્યોનું ધન આ માટે ન ખર્ચાય ? આવી બાઇઓને તેમાંથી મુક્ત કરી સુમાર્ગે વળાય તો હજારો હૃદયના આશીર્વાદ મળે.

કેશવપ્રસાદ દેસાઈ.

# શેઠાણીઓ! દયાળુ દેવિયો!!

---

તમો જીવદયાની આટલી બધી લાગણી

કુતરાં, બિલાડાં, પોપટ, મેના જેવાં પશુ પક્ષીઓ તરફ રાખો, તેમને લાડથી નવરાવી ધોવરાવી ખવરાવો, અને લાડથી રમાડો—

અને

તમારા દેશભાઇનાં માનવ સંતાનો અન્ન, વસ્ત્ર અને ઘર વિના ટળવળે, ભૂખે મરી જાય, તો પણ તેમના સામી જરા મીઠી નજરે ન જુઓ? એક મુઠી અનાજ આપી ન બચાવો!!

## શું એ તમારૂં દયાળુપણુ કે સ્ત્રીપણુ કહેવાય?

આજથી તેમને બચાવવાની પ્રતિજ્ઞા લઇ કંઇ પણ દાન મોકલો.

રીપોર્ટ મફત મળે છે. લખો—

મંત્રી હિંદુ અનાથાશ્રમ—નડીઆદ.

" સ્ત્રી-બોધ " ના બાળવિભાગ.

# બાળક.

પુસ્તક ૨.] ડીસેમ્બર, ૧૯૨૧. [ અંક ૧૨ મો.

## નિરાશ ન થવું.

( તોટક )

પ્રિય બાળ ! કદી ન નિરાશ થવું,
ધરી હોંશ સદા ફરીથી મથવું;
કદી કામ હશે અઘરૂં પણ એ,
ફરીથી કરતાં ઝટ પૂરૂં થશે. ૧

ભૂલતું નથી કોણ કહો જગમાં ?
ભૂલ થાય બધાયની ભૂતળમાં;
પણ જે જન ખૂબ ફરી મથતા,
જગમાં બસ તે જયવંત થતા. ૨

તજી આળસ ઉદ્યમ રોજ કરો,
સહુ બાળક હિંમત ખૂબ ધરો;
કદી નિષ્ફળતા મળી તોય મથો,
નહિ કાળ ગુમાવી રહો અમથો. ૩

પરમેશ્વર ઉદ્યમીની મદદે,
પણ આળસુને કંઇ લાભ ન દે;
સહુ બાળ ! શિખો શુભ સૂત્ર ભલું,
" કદી કામ વિષે ન નિરાશ થવું. " ૪

ધીરજ.

# સુંદરલાલનું કબૂતર.

( લેખક—રા. કેશવપ્રસાદ દેસાઇ. )

સુંદરલાલે એક કબૂતર પાળેલું હતું. તેને એ રોજ દાણા ખવડાવે, હાથ ઉપર બેસાડે, અને બહુ બહુ રમાડે. રમતમાં અને રમતમાં, એમણે તેને ચીઠીયો લઇ જતા પણ શીખવ્યું હતું. નાના કાગળમાં ચીઠી લખે અને પછી તેને ગળે બાંધી દે. બે ચાર ઘર તેને બતાવ્યાં હતાં. જે ઘર તરફ મોકલવું હોય, તે ઘર તરફ એને ઉડાડે, એટલે ઠેઠ તે ઘરની બારીયે જઇને બેસે. પછી તેને કોઈ જૂવે એટલે, એને ગળેથી ચીઠી છોડી લે. ધીમે ધીમે ચાર પાંચ જણનાં નામ પણ તે સમજવા લાગ્યું હતું. એકવાર કબૂતરની આવી આવડતથી સુંદરલાલને બહુજ લાભ થયો તેની વાત આજે કહીશું.

સુંદરલાલ રોજ સાંજે ફરવા જતા હતા. તે વખેતે ઘણું ખરૂં પોતાના કબૂતરને પણ સાથેજ લઇ જતા હતા. કોઇકિવાર તે તેમને ખભે બેસે; કોઇકિવાર આગળ પાછળ ઉડતું ઉડતું આવે; કોઇકિ વાર તે તેમની છત્રી કે લાકડીના હાથા ઉપર બેસીને જાય; પણ કોઇ દિવસ તે નાસી જતું નહિ. એક દહાડો રજા હતી. તેથી સુંદરલાલ બપોરે ફરવા ગયા હતા. તે વખતે કબૂતર તેમની પાછળ પાછળ પણ ઉંચે ઉડતું ઉડતું જતું હતું: સુંદરલાલ તે દિવસે બહુજ આઘા નિકળી ગયા. ત્યાં ઝાડી આવી. કબૂતરને તો ઝાડીમાં બહુજ મઝા પડી. ચાંચથી પાંદડાં તોડે, ફળ ખાય, અને એક ઝાડથી બીજે ઝાડ બેસતું બેસતું જાય.

એટલામાં એક મોટર આવી. સુંદરલાલ ચાલતા હતા તે જગાયે ઉભી રહી. તેમાંથી બે મજબૂત માણસો ઉતર્યા. અને સુંદરલાલને કહ્યું કે એકદમ મોટરમાં બેસી જાવ; નહિ તો આ પીસ્તોલથી તમારો જીવ જશે. એમ બોલી ગોળી ભરેલી પીસ્તોલ તેની સામે તાકી. સુંદરલાલ તો વગરબોલે મોટરમાં બેસી

ગયા. આ વખતે કબૂતર એક વડ ઉપર બેઠું બેઠું પાકા ટેટા ખાતું હતું. તેણે ઝાડ ઉપરથી સુંદરલાલને મોટરમાં બેસતા જોયા. એકદમ ઉડીને તે સુંદરલાલ પાસે ગયું, પણ એટલામાં મોટર ચાલી ગઈ. એટલે તે મોટરની છતરી ઉપરજ બેસી ગયું.

મોટર પા કલાક પછી એક મકાન આગળ જઈને ઉભી. મકાન નાનું હતું. આસપાસ બીજું એક પણ મકાન દેખાતું નહોતું. આજુબાજુ મોટો બગીચો હતો, અને દૂર માળીની ઝુંપડી હતી. સુંદરલાલને પેલા લોકો એક ઓરડામાં લઈ ગયા અને બારણાં વાસી દીધાં. કબૂતર તો એક ઉંચા પવન જવાના કાણામાંથી તે ઓરડામાં ગયું અને છાપરાના એક ગોખારીયા ઉપર બેસી રહ્યું. કારણ કે સુંદરલાલે એને એવી ટેવ પાડી હતી કે એમની સાથે કોઈ વાત કરતું હોય ત્યારે વચ્ચે આવવું નહિ.

પેલા બે માણસો હોંશીયાર લૂંટારા હતા. તેમણે સુંદરલાલની ઘડીયાળ, વીંટી, અછોડો, તથા પાકીટ માંગી લીધાં. પછી કહ્યું કે એક ચીઠી તમારે ઘેર લખી આપો, અને પાંચ હજાર રૂપિયા મંગાવો. આજ સાંજ સુધી અમને રૂપિયા નહિ મળે તો અમે તમને મારી નાંખીશું. લુંટારાઓ જાણતા હતા કે સુંદરલાલ પૈસાવાળો છે, અને એકદમ રૂપિયા મંગાવી શકશે. સુંદરલાલે કહેવા પ્રમાણે ચીઠી લખી આપી. પછી બે જણા સુંદરલાલને એકલો મૂકી ચાલી ગયા. અને બહારથી બારણે તાળું વાસી દીધું. બધી બારીઓએ તો સળીયા હતા જ એટલે સુંદરલાલ એક કેદી બની ગયા.

લુંટારાઓ ઓરડાની બહાર નિકળ્યા કે તરત જ કબૂતર સુંદરલાલની પાસે આવ્યું. તેને તો સુંદરલાલ ભૂલી જ ગયા હતા. કબૂતરને જોઇને એમને બહુજ આનંદ થયો. પછી તરતજ વિચાર કર્યો કે આ કબૂતરની મારફતે અહિંથી છુટવાનો હું પ્રયત્ન કરૂં. એમ વિચાર કરીને તેમણે પોતાના ખીસામાંથી ડાયરી કાઢી અને તેમાંથી એક પાનું ફાડી પેનસીલથી પોતાના

વાળાએ એક પોટલી છોડી બાવાનાં લૂગડાં કાઢી તે વેશ પહેર્ર લીધો. પાસે ભરેલી પીસ્તોલ સંતાડીને રાખી. મોટર તથા સાઈકલ રસ્તામાંથી ખસેડી ઝાડી વચ્ચે મૂકી દીધી. બાકીના માણસો સંતાતા છુપાતા પેલા મકાન તરફ ચાલ્યા.

કબૂતરને છોડી મૂક્યું એટલે તે સુંદરલાલના ઓરડામાં ગયું. તે ઉડીને આવ્યું નહોતું એટલે જરાયે થાકેલું નહોતું. તેને જોતાંજ સુંદરલાલને ખબર પડી કે તે કાંતો ગયું નથી, અથવા તો કોઈની મોટરમાં આવ્યું છે. તેમણે બધી જાળીયોમાંથી આસપાસ જોવા માંડયું. પાછલી તરફ તેમણે જોયું એટલે તેમનો બાઈ વાડમાં સંતાયેલો હતો તેણે માથું બહાર કાઢયું. ધીમેથી આસપાસ જોતો ત્યાં આવ્યો. અને તેને એક પીસ્તોલ જાળીમાંથી આપી. અમે તમને છોડાવવા આવ્યા છીયે. કોઈ તમને મારવા આવે તો આ પીસ્તોલ વાપરજો. એટલું કહી તે પાછો સંતાઈ ગયો.

બાવાના વેશવાળો માણસ તો ભીખ માગવાને બહાને છેક અંદર ગયો. પગથીયા આગળ તેને એક માણસે અટકાવ્યો. તેની સાથે ધરમની વાત કરવા માંડી. જોતિષની વાત કરી, એટલે તે માણસ વાતે વળગ્યો. વાતમાંને વાતમાં પૂછી લીધું તો જણાયું કે બંગલામાં ચાર માણસોજ છે. પછી તેણે એકદમ કુદકો મારી તે માણસની ગળચી પકડી પીસ્તોલ ધરી, અને કહ્યું કે જો બૂમ પાડીશ તો મારી નાખીશ. ઝોળીમાંથી દોરડું કાઢી તેને બાંધી લીધો, અને પૂછયું કે પેલા માણસને અહિં લાવ્યા છો તે બતાવ. તરતજ તેણે ચાવી આપી આંગળી કરી તે તરફ જઈ તેણે ઓરડો ઉઘાડી સુંદરલાલને બહાર કાઢયા. પછી તમરા જેવો અવાજ કરી ઝીણી સીસોટી મારી એટલે એક સાથીદારે બહાર ડોકું કાઢયું. તેને કહી દીધું કે બધા એકદમ મોટા બારણા આગળ આવો. તેમના આવ્યા પછી ત્રણ જણા બારણા આગળ ઉભા અને ચાર જણા ઓરડે ઓરડે ફર્યા. તેમણે ધરમાંના ત્રણે માણસોને બાંધી આણ્યા. આ ચારે માણસોને બાંધીને ચાર જણને

..મની ચોકી ઉપર મૂક્યાં. મોટ ઈકલ ત્યાં રાખીને છુપી પોલીસનો માણસ, સુંદરલાલ તથા તેમના ભાઈને મોટરમાં બેસાડીને નિકળ્યો.

પેલા લુંટારૂના સરદાર તો સુંદરલાલના ઘરમાં બેઠા હતા. સુંદરલાલનો ભાઈ પહેલાં છુપી પોલીસના માણસ સાથે ઘરમાં ગયો અને તેને એકદમ પકડીને બાંધી દીધો. એટલે તરતજ સુંદરલાલ આવ્યા. પેલા ભાઇયે જાણ્યું કે આપણે પકડાઈ ગયા એટલે કાંઇ બોલ્યો નહિ. છુપી પોલીસનો માણસ તેને કેદ કરીને લઈ ગયો.

સુંદરલાલે તે દિવસે કબૂતરને બહુજ રમાડયું. તેને માટે મોટું પાંજરા જેવું ઘર કરાવ્યું તેમાં તેને માટે હિંચકો બંધાવ્યો. એક ખાવાનો ઓરડો કરાવ્યો. ત્યાં જાત જાતનું ખાવાનું તૈયાર. અને અંદર વિજળીનો નાનો સરીખો દીવો. કબૂતરનાં માન તો બહુજ વધી ગયાં. એને લીધે સુંદરલાલ બચી ગયા અને લુટારૂની ટોળી પકડાઇ ને આ બધા લુંટારૂને કચેરીમાંથી કેદની સજા થઈ અને કબૂતરની બહાદુરીની વાતો બધાં પેપરોમાં આવી તથા એક પેપરવાળાએ તો તેની છબી પણ આપી.

આ કબૂતર હજી પણ સુંદરલાલ પાસે છે. આટલું બધું સુખ મુકીને શું કરવા તે ઉડી જાય?

---

## બે બહેનો.

---

ભીમભાઈ દેશાઇ નડીઆદના રહીશ હતા. તેમને સંતાનમાં બે પુત્રીઓ હતી. મ્હોટી પુત્રી કમળાની ઉમ્મર દશ વર્ષની અને ન્હાની ચતુર આઠ વર્ષની હતી. બન્ને બાલિકાઓનો સ્વભાવ મળતાવરો હોવાથી તેમની અધ્યાપિકાઓ, વડીલ વર્ગ,